# નવો જમાનો—

# અમૃત કે ઝેર?

# નવો જમાનો—

## અમૃત કે ઝેર!

(એક સામાજિક નવલકથા)


પ્રયોજક

રમણિક અ. મહેતા.



મૂલ્ય રૂ. ૪-૦-૦

# સ્મરણાંક

"Shall then this verse to future age pretend
Thou wert my guide, philosopher and friend."

Pope.

જેના
પરામર્શ અને પ્રોત્સાહથી
આ નવલકથા યોજાઈ છે
તે
જનકસદૃશ ભક્તિભાજન સ્વર્ગસ્થ
**ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ**
ના
આત્માને
શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિ સહ
**સમર્પણ**

# પ્રસ્તાવના

—⁂—

જે નવલકથા ગુર્જર જનસમક્ષ મૂકવામાં આવે છે તે ઇ. સ. ૧૯૦૭ ના વર્ષમાં 'ગુજરાતી' પત્રમાં ચાલુ વાર્ત્તા તરીકે શરૂ કરવામાં આવી હતી. બંગાળી ભાષામાં જે કેટલીક ઉત્તમ નવલકથાઓ લેખવામાં આવે છે તેમાંની 'ધ્રુવતારા' નામક નવલકથાનું આ રૂપાન્તર છે. પરકીય ભાષાનાં પુસ્તકોનો અનુવાદ કેમ કરવો, તે સંબંધમાં ભિન્ન ભિન્ન પ્રથા પ્રચલિત છે. કેટલાક ગ્રંથોનો અવિકલ અનુવાદ થવો એ આવશ્યક છે, કેટલાકમાં ભાવને અનુસરવા તરફ લક્ષ આપવું એમ રસપક્ષપાતી જનોનું કથન છે. મૂળ લેખક ગુજરાતી હોત તો તેણે આ નવલકથા કેમ લખી હોત તે તરફ દૃષ્ટિ રાખી આ રૂપાંતર કર્યું છે.

સાપ્તાહિક વર્ત્તમાન પત્રમાં વાંચકોના રસની ક્ષતિ ન થાય તેને માટે કેટલીક બીના લક્ષમાં રાખી સુધારો કરવો પડે છે. કેટલીક બાબત ગાળી નાંખવી પડે છે તો કેટલીક વખત નવી બીના ઉમેરવાની અપેક્ષા રહે છે. પ્રસ્તુત બીના લક્ષમાં રાખી ફેરફાર યોજ્યો છે. વસ્તુસંકલનામાં સ્હેજ ફેરફાર કરી નવાં પાત્રો અને પ્રસંગો ઉપસ્થિત કર્યાં છે, વસ્તુસ્થિતિ પરિવર્તિત કરી છે, અને સ્વતઃકલ્પિત અડધો ભાગ આ નવલકથામાં આમેજ થયો છે. અંતિમ પ્રસંગમાં મૂળ લેખકને ન અનુસરતાં જે પરિવર્ત્તન કર્યું છે, તે સાહિત્યપ્રેમી, ગુજરાત સાહિત્યસભાના સેક્રેટરી ડૉ. હરિપ્રસાદ અને સ્વ. સુહૃદ્ રણજીતરામ વાવાભાઇની સૂચનાને આભારી છે. જો કે એ કલ્પનાનું બીજ સ્વ. 'ગુજરાતી'ના સદ્‌ગત તંત્રીની સૂચનાનું પરિણામ છે.

નવલકથા એટલે શું? તેના ભેદ શા છે? વિગેરે ચર્ચા ઉપસ્થિત કરી હતી અને ઘણી વખત થયેલ છે; છતાં, આ વિષયમાં ઘણા ભ્રમ ભરેલા વિચારો હજી પ્રચલિત છે. નવલકથાકારનું પ્રધાન કર્ત્તવ્ય આલેખન કરવું (to portray) એ છે; નહિ કે, ઉપદેશ કરવો (to preach) એ 'નવલકથા'ને સાહિત્યના એક વિશિષ્ટ અંગ તરીકે અવલોકો વા કળા લેખે કળાના દૃષ્ટિબિંદુથી તપાસો, તો ઉપર નિર્દિષ્ટ કરેલા મતની યથાર્થતા તરત લક્ષમાં આવશે. નવલકથા એ જીવનનું—જીવના બનાવોનું—પ્રતિબિમ્બ છે. જીવનમાં સુખ અને દુઃખ, પ્રકાશ અને અંધકાર, પાપ અને પુણ્ય છે તો આ સર્વ વા તેના અંશની છાયા નવલકથાની સૃષ્ટિમાં

આવવાનાં જ. વાસ્તવ્યાલેખન એ નવલકથાનો ત્યાજ્ય અંશ નથી. 'રિયલીઝમ'–યથાર્થવસ્તુસ્થિત્યાલેખન ક્યાં નથી? ટોલ્સ્ટોયની નવલકથામાં, દ મોપાસાંની ટૂંકી વાર્તાઓમાં, હોપટમેનના નાટકોમાં, તર્જેનિફ્ના ઉપન્યાસમાં, ફ્લોબર્ત, ને ઝોલાનાં પુસ્તકોમાં, જોન્સ્ટનના પૃષ્ઠોમાં સર્વત્ર દગ્ગોચર થાય છે.

ટોલ્સ્ટોયને અનીતિનો ઉપદેશક લેખતું નથી. ઝોલા અને ફ્લોબર્તની કળાને નિંદતું નથી, હોપટમેનની લેખક તરીકેની કીર્તિને લાંછન બેસતું નથી. તર્જેનિફ્ને નીતિનો વિરોધક માનતું નથી, જોન્સ્ટનને ઉત્તમ લેખકના સિંહાસનેથી નીચે ઉતારી પાડતું નથી; છતાં આપણે ત્યાં આથી વિરુદ્ધ સ્થિતિ અસ્તિત્વમાં છે.

નવલકથામાંના વિચારો તે પ્રસિદ્ધ કર્ત્તાના છે એમ કેટલાકની માન્યતા હોય છે. આ લેખકના વિચારો સાથે પ્રસિદ્ધકર્તાને કંઈ સંપર્ક નથી એ જણાવવું નિષ્પ્રયોજન છે.

કલ્યાણ બિલ્ડીંગ,
કાંદાવાડી,
મુંબઈ.

રમણિક અ. મહેતા

# અનુક્રમણિકા



# નવો જમાનો—
## અમૃત કે ઝેર?



### પ્રકરણ ૧ લું
### સ્ટુડન્ટસ લોજ

મુંબઇમાં લાઇમકીલ્ન રોડ ઉપર એક પ્રશસ્ત બંગલાની બાજુમાં બે માળનું ઘર છે. આ ઘર અહીંના વિદ્યાર્થી વર્ગમાં "સ્ટુડન્ટસ લોજ" અર્થાત્ "વિદ્યાર્થી નિવાસ"ના નામથી ઓળખાય છે. મુંબઇના એક શ્રીમાન્ ગૃહસ્થે દૂર દેશથી અભ્યાસ કરવા આવતા વિદ્યાર્થીઓને માટે આ સ્થાન રાખ્યું હતું. પ્રથમ તો આ ઘરમાંની ઓરડીઓનું ભાડું પણ નામનું જ હતું અને તે સિવાય વિદ્યાઉપાર્જન કરવા આવનારને માટે સગવડનાં સાધન પણ મફત પૂરાં પાડવામાં આવતાં હતાં. એથી સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓને થોડા ખર્ચમાં સારી સગવડ મળતી. આ દુનિયાની સર્વ વસ્તુ ચંચળ છે. કાળક્રમે આ ઘરની ઓરડીઓનું ભાડું બમણું અને હમણાં અઢી ગણું થયું છે. વળી સગવડનાં સાધનોનો તદ્દન અભાવ છે. આટલો ફેરફાર થયા છતાં ઘણા વિદ્યાર્થીઓ હજી સૂધી આ ઘરમાંની ઓરડીઓનો આશ્રય લે છે. આ ઘરની બાજુના બંગલામાંના કમ્પાઉન્ડમાં એક ફુવારો અને કેટલાંક ફળનાં ઝાડ વાવેલાં છે. જે સમયની અમે વાત કરીએ છીએ, તે સમયે આ ઘરમાં ૩૦ થી ૪૦ વિદ્યાર્થીઓ નિવાસ કરતા હતા. આ વિદ્યાર્થીઓમાંના કેટલાક કાઠીઆવાડના અને કેટલાક ગુજરાતના અને બાકીના મુંબઈ નજીકના છે. દૂર દેશથી આવીને એક જ હેતુથી સાથે રહેવાને લીધે તેઓમાં પરસ્પર સ્નેહ જન્મ્યો છે. એકમેકની સાથે તેઓ હળીમળીને રહે છે. ખાવા પીવાને માટે વીસીનો આશ્રય ન લેતાં, તેઓએ બે રસોઈઆ અને નોકર રાખ્યા છે. જે ખર્ચ આવે છે તે સઘળા સરખે ભાગે વહેંચી લે છે. આ કામની વ્યવસ્થા દર મહિને વારા ફરતી બે વિદ્યાર્થીઓને કરવી પડે છે.

એપ્રીલ માસમાં એક સાંઝનો સમય છે. તાપ હમણાં અધિક પડે છે. વિદ્યાર્થીઓ પોતપોતાની શાળામાંથી છૂટીને ઘેર આવ્યા છે. કોઈ કોઈ સાથે મળી આજના દિવસમાં બનેલી કોલેજની હકીકત પોતાના મિત્રો સાથે આનંદથી ચર્ચે છે. નળની નીચે બેસી ઠંડા પાણીથી સ્નાન કરી પોતાના અંગના પ્રસ્વેદનું અને તાપનું શમન કરે છે. કોઈ પોતાના માથામાં તેલ નાંખી સેંથી પાડી પોતાનું મુખ આયનામાં નિરખી રહ્યા છે. કોઈ પેન્ટ, કોલર અને ટાઈ પ્હેરી, 'રેકેટ' લઈ જીમખાનામાં 'ટેનીસ' રમવા જવાને તૈયાર થયા છે. કેટલાક દક્ષિણી વિદ્યાર્થીઓ ચોપાટીપર જઈ ત્યાંના શીતળ વાયુનું ભક્ષણ કરવા જવા બહાર નિકળે છે. મકાનની બાજુમાં એક ભીખારી પોતાની સાથે બે છોકરીને લઇને ભજન ગાય છે કે:-

માયામાં મનડું મોહ્યુંરે—પામર પ્રાણી.
પ્રભુ સંગે ચિત્ત ના પ્રોયૂંરે—પામર પ્રાણી.

જીવલડા તું તો ઉંધે મસ્તકે ઝુલ્યો.
તે દહાડાથી તું ભૂલ્યોરે–પામર પ્રાણી.

એક જણ મોટેથી બુમ મારી કહે છે કે; "જા, જા નીકળ અહીંથી સાળા! અમારું મનડું તો માયામાં મોહ્યું નથી. જીવતર શું છે, તે તો સમજતો નથી અને મોહ્યું મોહ્યું કરે છે." "મહેનત તો કરવી નહીં, મફતનું માગી ખાવું અને લાગ મળે તો ચોરી કરવી." વગેરે બોલી તેનો ઉપહાસ કરે છે. એક ઓરડીમાં બીજા કેટલાક વાદવિવાદ કરે છે કે, વર્ડ્ઝવર્થ મહાન્ કવિ કે શેલી? પ્રોફેસર સ્કૉટ સારું શિખવે છે કે પ્રોફેસર મેકમીલન? હિસ્ટરી–ઇતિહાસ શિખવવામાં ફાધર વોલરથ જેવો બીજો કોઈ છે જ નહીં. ભલા 'મુંબઈ સમાચાર'નું લખાણ તેજસ્વી કે 'ગુજરાતી'નું? 'વસંત'માં બીજાના લેખો આવે છે, પણ તંત્રી ભાગ્યે જ પોતાની કલમ હાથમાં લે છે? વગેરે તર્ક કરે છે. એટલામાં એક ચસ્માધારી યુવક અંદર આવ્યો અને ગર્જના કરી બોલી ઉઠયો કે, "બધું તો ઠીક, પણ ગુજરાતીમાં સારા લેખકો જ કયાં છે? સારી ચોપડીઓ જ કયાં છે? ઉત્તમ કવિઓ કોણ છે?" બીજાએ જવાબ આપ્યો, "રહેવા દો, રહેવા દો, મહેરબાન! આપ જ્યારથી અંગ્રેજી વિદ્યાના પલ્લવગ્રાહી થયા છો, ત્યારથી ગુજરાતી ભાષાપર આપનું લક્ષ્ય જ કયાં છે? શું તમે રસિક કવિ દયારામનાં કાવ્યો અવલોકયાં છે કે? કલાપીની કવિતા વાંચી છે કે? બાલાશંકરનાં કેટલાં કાવ્યો આપે જોયાં છે? બોલો વારુ!" ત્રીજાએ કહ્યું, "હવે એ જૂની સંસ્થાના કવિઓ તો ઠીક છે, ઠીક. નવા કવિઓ નાનાલાલ, નરસિંહરાવનાં કાવ્યો જો વાંચો અને પછી કહો! એ તે કવિ! શું તેમની અવતરણ શકિત! નવા જમાનાના તમારા નર્મદ અને ક. દ. ડા. તો તેમના આગળ પાણી ભરે, પાણી." જોતજોતામાં સંધ્યાનો સમય થવા આવ્યો. કેટલાક તે વાદવિવાદને પડતો મૂકી નીચે આવ્યા. એકાદ બે જણ નળ નીચે આવી બેઠા. નળમાંથી ખળખળ પાણી પડે છે. કોઈ કહેવા લાગ્યા કે "ચાલો હવે તો ઘણો વખત થયો, જરા બહાર જઇએ, એ ઝઘડાનો તો પાર નહી આવે." એમ કહી લુગડાં પહેરવા લાગ્યા. એક બે જણ સીડીની 'રેલીંગ' ઉપરથી નીચે ન્હાનારને અવલોકી રહ્યા છે. તેમાંનો એક, ન્હાનારને ઉદ્દેશી કહેવા લાગ્યો કે, "ભાઇલાલ ભાઈ! આખું પીયર્સનું બોકસ શું પણ એક મણ સાબુ જો મોંઢે લગાડશો, તોપણ આપની આ સીધીને મળતી ચામડીના રંગમાં ફેરફાર કરી શકશો નહી. સરસ ઉપાય તો એ છે કે, તમે અને તમારા જેવા બીજા મળી જેમ ગવરનરને 'ડેપ્યુટેશન' મોકલે છે, તેમ એક 'ડેપ્યુટેશન સાયન્ટીસ્ટને' ત્યાં મોકલો અને ફરીયાદ કરો કે, સીદીભાઈ કેમ ગોરા ગબરું બને!" આ સાંભળી બીજા હસવા લાગ્યા. સાબુ ચોળનાર કહેવા લાગ્યો કે, "બચ્ચા! તારી સાહેબના પિત્રાઈ જેવી ચામડી છે, તેથી મશ્કરી કરવાનું સૂઝે છે, નહી વારું?"

એટલામાં દૂધવાળો ભૈયો આવ્યો. આવીને 'મહારાજ' કરી હાક મારી. મોંઢે માથે પસીનાથી ભરેલા, જનોઇએ બાંધેલી કુંચી કેડમાં ખોસતા, જનોઈ ઉંચી કરી ગામઠી દૂધીના જેવા પેટપર એક હાથ ફેરવતા, ખાંધે મેલું ઘાંચીની ગુણ જેવું મસોતરું બીજા હાથે નાંખતા, પરાણે ધુંટણ સૂધી આવે એવું સણીયું પહેરેલા, બબડતા બબડતા મહારાજ આવ્યા. સણીયાનો રંગ તો એવો મજાનો હતો કે, જ્યારથી એ

સણીયાને અને ભટ્ટને ઓળખાણુ થઈ હશે ત્યારથી મહારાજને છોડી ધોબીને ઘેર ગયું હશે કે નહી, એવી શંકા ઉત્પન્ન થતી. મહારાજ બોલ્યા, "કર્યો! ભૈયાજી તમે એસી દેરીસેં દૂધ લાતા હય? ખાના કા કીતની દેર લગેગી ઇસ્કા કુચ્છ ખ્યાલ છે? દેખો એ સબ ખાનેકા આને લગે" ભૈયાએ આવેશમાં જવાબ આપ્યો, "કાયકો ઇતના ગુસ્સા કરત હય? કયા હમકો દબાતા હય? હમકો સબ જગા સમાલની પડતી હય. દેર હુઈ તો કયા હુવા? હમ તુમારે પે થોડા બયઠા હે?" આ તકરાર ચાલે છે, એટલામાં ડાબા હાથમાં 'હેમ્લેટ' રાખી ધીમેથી વાંચતો, શર્ટ અને ચસ્મા ધારી નનુભાઈ ત્યાં આવી પહોંચ્યો. 'મહારાજ! કેમ હજુ ચાહાને કેટલીવાર છે? જાઓ જલદી કરો. જુઓ આજ લૉ કલાસમાં જવાશે નહી. જાઓ, જાઓ. દૂધ ગરમ કરો." એ પ્રમાણે આદેશ કર્યો.

ઠીક, બરાબર આ વખતે ટપાલવાળો સીપાઈ આવીને હાજર થયો. 'કાગળ લેજો' કરી હાક મારી. જોતજોતામાં છોકરાઓના ટોળાએ આવી તેને ઘેરી લીધો. બધા કાગળ તેણે એક જણને આપી દીધા. બીજાઓ જતાં જતાં તેને પૂછવા લાગ્યા. 'કાગળ છે કે?' 'કૉલેજ હોસ્ટેલ'માં અને 'વિદ્યાર્થી નિવાસ'માં ટપાલ આવવી, એ એક ઉત્તેજનજનક બનાવ છે. છોકરાઓ ટપાલની રાહ, જેમ નવી નવાઈ આવવાની હોય તેની માફક જોતા. બીજું કારણ એ પણ હતું કે, છોકરાઓ કોઈ કોઇવાર એક બીજાના કાગળ ફોડતા અને જો ભોગ જોગે કોઇની સ્ત્રીનો કાગળ હાથમાં આવે તો તે બીચારીએ લખેલાં કાલાં ઘેલાં વાકયો, અને વાંકા ચૂકા અક્ષરો જોઈ જેનાપર કાગળ આવ્યો હોય, તેની બહુ મજાક અને મશ્કરી કરી નિર્દોષ આનંદ મેળવતા. ઘણીવાર કેટલાક તો એવો બંદોબસ્ત કરતા કે, આવો કાગળ રવિવારની સહવારે જ આવે અને તે દિવસે જેમ કોઈ વિરહિણી સ્ત્રી પોતાના સ્વામીની માર્ગપ્રતીક્ષા કરે અથવા જેમ ચકોરી ચંદ્ર ઉદયની રાહ જોય, તેમ રાહ જોતા. બીજા છોકરાઓ આ સર્વ કળી શકતા અને તે કાગળ તફડાવી લેવાને પ્રયત્ન કરતા અને વખતે રસ્તામાંથી જ ટપાલ બારોબાર લઈલેતા.

**વસન્ત**, જેના હાથમાં સઘળા કાગળ હતા, તેની આસપાસ એક બે જણ આવી ઉભા રહ્યા. તેણે એક કાગળ પહેલાં તો પોતાના ખીસ્સામાં મૂકયો અને બાકીના એક બીજાનાં નામ પુકારી આપવાને બોલાવવા લાગ્યો. **વસન્ત**ને પોતાના ખીસ્સામાં કાગળ મૂકતો જોઈ તેનો સહપાઠી **નનુ**ભાઈ બોલી ઉઠયો કે, "બચ્ચા **વસન્ત**! એ કાગળ કોનો છે તે હું સમજ્યો." **વસન્તે** બાકીના કાગળ બે જણના હાથમાં આપી દીધા. એ કહેવું જોઇએ કે, જે કાગળ **વસન્તે** પોતાના ખીસ્સામાં મૂકયો હતો તે તેની વહાલીનો હતો.

એક પોસ્ટ કાર્ડ વાંચતો કનૈયાલાલ બુમ પાડીને બોલ્યો કે, "મીજબાની, મીજબાની રે!" આ અવાજ સાંભળી બધા ત્યાં એકઠા થવા લાગ્યા અને **મન્યુકુમાર**ને ઘેરી લીધો. **મન્યુકુમાર** જરા ગભરાયો. બધા પૂછવા લાગ્યા અને આગ્રહ કરવા લાગ્યા કે, 'મીજબાની આપવી છે કે નહી?" એક જણ બહુ બોલો વચમાં બોલી ઉઠયો કે, "ભાઈ, મીજબાની તો પછી, પણ પહેલાં આ ખુશીના સમાચારમાં કંસાર

તો રંધાવો." ગભરાયલે ચ્હેરે મનુ બોલ્યો, 'એમાં કંસાર શાનો? તું જાણે છે કે આ વાતને હું સંમતિ આપું તેમ નથી.' 'ઠીક, ઠીક! હવે શરમાય છે શાનો? સંમતિ નહીં આપે તે હમે જાણીશું! છાનોમાનો મુગે મોંઢે કબુલ કર. કંઈ મીજબાની આપ્યા વગર ચાલે એમ નથી. એમાં છટકી જવા માગે તે કયેમ બને?" નન્નુભાઇએ આગ્રહપૂર્વક જવાબ આપ્યો. મન્યુએ કહ્યું; 'આ કાર્ડ તારા હાથમાં પડ્યો તેનાં ફળ આ કે?' આ ટોળું ઉભું છે, એટલામાં વસન્ત કાગળ વાંચીને આવ્યો, અને મન્યુના શરીર ઉપર સારી પેઠે હળદર લગાડી કહ્યું કે, "જો દોસ્ત! આ પીઠી ચોળી, સમજ્યો કે?"

એકે ગાવા માંડયું.

"પીઠી કુંકાં કેરી રે ઝેણુ, પીઠી ચોળે લાડકડાની બહેન;
આ જુવો નંદ નાધડીયોરે નરખી, ગુણ ગાએ વસંતભાઈ હરખી."

એટલામાં બીજો રસોડામાં ગયો ને તેલ લઈ આવી માથે નાંખ્યું; અને મોટેથી બોલ્યો, "ચાલો, બનો વરરાજા! ચોળાવો પીઠી." એક બીજો જે પાસેની ઓરડીમાં વાંચવા બેઠો હતો, તેનાથી પણ રહેવાયું નહી. તે બાપડો કંકુને અભાવે લાલ સાહીનો ખડિયો લઇને આવ્યો અને કંકુને બદલે રાતી સાહી રેડી. મન્યુનું આખું શરીર લાલ લાલ કરી નાંખ્યું, ભેમણના સરખો આશીર્વાદ આપ્યો કે 'સમુર્ત સેવં કલ્યાણં આરોગ્ય ઐશ્વર્ય નિર વિધ્નેન સુભં ભવતુ, સમુર્ત મસ્તુ.'

મન્યુ બોલ્યો; "ચાલો! બસ થયું. હવે રહેવા દો. બન્યો હું તો વરરાજા. હવે કંઈ બાકી છે?" "બાકી મીજબાની." નનુએ જવાબ આપ્યો. "તે પણ કબુલ." મન્યુએ હસતે ચ્હેરે કહ્યું.

નિર્દોષ ગમતમાં પરિણીત થતા યૌવનનો સમય આનંદનો હોય છે. ઘરસંસારની કે અન્ય પ્રકારની ચિંતા હોતી નથી. પુસ્તકોનું અધ્યયન કરવું, રમવું, ખેલવું, નિર્દોષ આનંદમાં દિવસ વ્યતીત કરવો, દેશહિતનાં કે લોકસેવા કરવાનાં સ્વપ્નાં જોવાં, ભવિષ્યના ચિત્રપટ ઉપર મનોરમ ચિત્રો આંકવાં, એ સિવાય બીજું કંઈ હોતું નથી. લેકચરો-ભાષણો સાંભળવાં; કોઈ પણ પ્રકારે જ્ઞાન સંપાદન કરવાની આ અવસ્થા જ છે. આમ સઘળા વિદ્યાર્થીઓ એક બીજાની સાથે રહી, એક કુટુમ્બી પ્રમાણે વર્તી, ગામ ગામના વિદ્યાર્થીઓ આ વિદ્યાર્થી નિવાસમાં રહેતા હતા."

---

## પ્રકરણ ૨ જું

### એક જૂનું કુટુમ્બ

અમદાવાદ જીલ્લામાં સાણંદ નામે એક ગામ છે. આ ગામની આસપાસ તળાવ, ખેતરો, વૃક્ષોની મનોહર ઘટા છે. ગામથી થોડે અંતરે 'હજારી માતા' નામનું એક દેવીનું મંદિર છે. અસલ એ મંદિર ભગ્નપ્રાય અવસ્થામાં હતું. પરંતુ હાલમાં એક યુરોપીયન અમલદાર, જેનું નામ આવાં કામોમાં હજી સુધી સ્મરણીય છે, તેણે તે મંદિરનો જીર્ણોદ્ધાર કરી આપ્યો છે. આ દેવીના મંદિરને રસ્તે સ્નિગ્ધ છાયાવાળાં વૃક્ષોની ઝુંડમાં, 'સોળ સતીઓ'નો ચોતરો છે. આ સ્થાને એકી વખતે એક રાજાની સોળ

રાણીઓ સતી થઈ હતી, એમ કહેવાય છે. અહીં એક નાનું તળાવ અને તેની આસપાસ વડનાં ઝાડો છે. અસલ આ સ્થાનમાં રાજપૂતોનો અધિકાર હતો, પરંતુ અહુણાં તે અંગ્રેજોના અધિકાર નીચે છે અને જો કે એક નામનો રજપૂત ત્યાં થોડી સત્તા ભોગવે છે. ગામમાં બે સુંદર તળાવ અને દરબારનો એક મહેલ છે. ગામની વસ્તીમાં શ્રાવક, બ્રાહ્મણ, વાણીઆ, ખેડુત અને થોડા રાજપૂત અને મુસલમાન છે. ગામમાં ખરા ગૃહસ્થની વસ્તી ઘણી થોડી છે. હરસુખરાય મુન્સીનું કુટુમ્બ આમાં પ્રખ્યાત છે. ગામમાં નાગરોની વસ્તી નામની છે. અસલ હરસુખરાયના વડવાઓએ દરબારનો કારભાર કરી વિશેષ ખ્યાતિ મેળવી હતી અને થોડી ઘણી જમીન પણ બક્ષીસ મેળવી હતી. આવાં કારણોને લીધે આ કુટુમ્બનાં માણસોની ઘણી પેઢીઓ આ ગામમાં જ થઈ હતી. તેનો પહેલાનો અધિકાર હાલમાં જતો રહ્યો છે. પણ એ કુટુમ્બનું ખર્ચ એનું એ છે. જ્ઞાતિમાં અને ગામમાં તેનો ગોભો મ્હોટો છે. આને અંગે પણ કેટલુંક ખર્ચ કરવું પડે છે.

આ કુટુમ્બમાં કર્તા કારવતા હરસુખરાય છે. હરસુખરાયને ત્રણ ભાઈ હતા. નંદસુખરામ, વીરસુખરામ અને મુગટરામ. આ ત્રણમાંથી કોઈ પણ હાલ હયાત નથી. સહુથી મોટા નંદસુખરામ તે જ ગામમાં મુખ્ત્યાર વકીલનું કામ કરતા. એમની પત્ની અને ત્રણ કન્યા હજુ જીવે છે.

વીરસુખરામ અમદાવાદમાં જજની કોર્ટમાં કલાર્ક હતા. તે તેમની પાછળ ત્રણ પુત્ર અને બે કન્યા મૂકી મરી ગયા છે. મુગટરામ ન્હાની વયમાં જ કાળનો કોળિયો થઈ પડ્યા હતા, તે પણ તેમની પાછળ એક વિધવા સ્ત્રી અને એક સંતાન રાખી ગયા છે. ઘરના વડીલ પુરુષમાં માત્ર હરસુખરાય જ છે. તેમનું વય લગભગ ૪૫ અને ૫૦ ના સીમાડા વચ્ચે છે. હરસુખરાયને બે પુત્ર છે. મન્યુકુમાર અને નલીનકુમાર. મન્યુકુમાર નાનો છે. હમણાં જ એન્ટ્રન્સ પરીક્ષા પાસ કરી છે. ૨૦ રૂપીઆની સ્કોલરશીપ મેળવી, મુંબઈ એલ્ફીન્સટન કૉલેજમાં અભ્યાસ કરે છે. મોટો નલીનકુમાર અમદાવાદમાં કલેકટરની ઑફીસમાં નોકર છે અને ૪૦ રૂપીઆ મેળવે છે. વીરસુખરામનો મોટો છોકરો મન્યુથી મોટો હતો. તે એક બાળ વિધવા અને છોકરાને મૂકી પ્લેગમાં મરણ પામ્યો છે. વિધવા સ્ત્રીનું નામ ગંગા અને છોકરાનું નામ બીપીન. બીપીન અહુણાં નલીનકુમારને ત્યાં રહી પાંચમા સ્ટાન્ડર્ડમાં અભ્યાસ કરે છે.

બે કારણોને અંગે આ કુટુમ્બની વિશેષ કીર્તિ હતી, અને ગામમાં માન મરતબો હતો. અતિથિસત્કાર કરવામાં આ કુટુમ્બની ઉદારતા આખા ગામમાં પ્રસિદ્ધ હતી.

હરસુખરાયના પિતા સ્વર્ગસ્થ વૈકુંઠરાયનો મરતી વખતે તેમના છોકરાઓ પ્રતિ એવો આદેશ હતો કે; "ભાઇઓ, જોજો! આપણે ઘેરથી કોઈ દહાડો કોઈ પણ અતિથિ જમ્યા વગર પાછો ફરે નહીં." આ આદેશ સર્વ છોકરાઓ હજુ સુધી બરાબર પાળતા આવ્યા છે. નંદસુખરામે મુખ્ત્યારીમાં સારા પૈસા મેળવ્યા હતા, પણ સર્વ પુણ્યમાર્ગમાં ખર્ચ કરી નાંખ્યા હતા. તેના મૃત્યુ પછી ઘરની સ્થિતિમાં ફેરફાર થયો હતો. જમીનની ઉપજ લગભગ ૮૦૦ થી ૯૦૦ રૂપીઆ જેટલી હતી, પણ આથી સંસારનો

ખર્ચ પૂરેપૂરો નભતો નહીં. ઘરના પરિવારમાં લગભગ ૨૦ એક માણસ હતા. આ સિવાય અતિથિ અભ્યાગત આવે તે જૂદા. અનેક કારણોને લીધે એમને ત્યાં ઘણા અતિથિ આવતા અને સર્વની ભોજનવ્યવસ્થા એમને ત્યાં સારી રીતે થતી. આ સિવાય પર્વ પર્વણીઓ, શ્રાદ્ધ સંવત્સરી વગેરે પ્રસંગે બ્રાહ્મણ ભોજન વગેરે યથેષ્ટ થતું. વળી ટાણાં ટચકાં પણ કુટુમ્બના મોભા પ્રમાણે સંભાળવાં પડતાં. આથી આ કુટુમ્બની આવક સઘળી ખર્ચાઈ જતી; એટલું જ નહીં પણ અહુણાં થોડું ઘણું દેવું પણ થયું છે. નલીનકુમારને જે આવક થતી, તેમાંથી પોતાના ખર્ચ સિવાય ભાગ્યે જ બચતું. ફાયદો એટલો હતો કે, છોકરા અમદાવાદ રહીને અભ્યાસ કરતા.

અતિથિસત્કાર સિવાય બીજી બાબત દરેકના લક્ષ્યમાં આવે એવી એ હતી કે, આ કુટુમ્બનો સઘળો પરિવાર ઘણો જ સંપથી રહેતો. આ કુટુમ્બનું નિરવછિન્ન ઐક્ય અને પ્રિતિસ્નિગ્ધ ભદ્રતા જોઈ સઘળા મુગ્ધ થતા. આવાં કેટલાંક કારણોને લીધે આ પરિવારને આદર્શ હિંદુ પરિવાર કહીએ તો તેમાં અત્યુક્તિ નથી. રાયજી કુટુમ્બમાં ચારે ભાઈ એક આત્મવત્ હતા. તેમની પત્નીઓમાં પણ એવો સ્નેહ હતો કે, જાણે સગી બ્હેનો. કુટુમ્બ કલહ, દ્વેષ, ઇર્ષ્યા આ ઘરની સીમાથી ઘણે દૂર રહેતાં. પુત્ર, કન્યા અને વહુઓમાં પણ એવાં જ આચરણ નજરે પડતાં. નંદસુખરામની હયાતીમાં જ ઘણું ખરું કામ હરસુખરાય કરતા. જો કે હરસુખરાય કરતા કારવતા હતા, છતાં વાસ્તવિક રીતે નંદસુખરામની સહધર્મિણી મુક્તાના હાથમાં જ સઘળી વ્યવસ્થાનો ભાર હતો. હરસુખરાય દરેક વિષયમાં તેની સલાહ પ્રથમ લેતા. ઘરનો સ્ત્રી વર્ગ પણ તેમને માન આપી દરેક કાર્ય કરતો. ડોશીનો સ્વભાવ ઘણો મમતાળુ અને ઠંડો હતો. તેને પોતાના પેટનું એક પણ સંતાન નહોતું. તે પોતાના જેઠના અને દીયરનાં છોકરાંને પોતાનાં જ માનતી. છોકરાં પણ તેને જાણે પોતાની સગી મા હોય એમ દેખતાં અને 'મોટી મા' કહી બોલાવતાં. ઘરનાં નોકર ચાકર પણ એ જ નામથી બોલાવતા. જો કોઈ છોકરાંને વઢે કે ધમકાવે તો તેઓ કહેતાં કે, "મોટી માને કહી દઇશ." મોટી માથી મોટી 'હાઈ કોર્ટ' કે 'ટ્રીબ્યુનલ કોર્ટ' ન હોતી.

ગૃહિણીકાર્યમાં મોટી મા ઘણાં નિપુણ હતાં. તેની જ કાર્યકુશળતાને લીધે રાયજી કુટુમ્બની આટલી આબરુ જળવાઈ છે. તે થોડા ખર્ચમાં સારી રીતે ઘર સંસાર ચલાવી લેતાં. ઘરમાં અમુક જણસનો અભાવ છે અથવા તો અમુક વસ્તુ ન્યૂન છે એવું કદી પણ બનતું નહીં. પ્રયોજન હોય તેવી વસ્તુ અનાયાસે ઘરમાંથી બહાર કાઢી આપતાં. જો અડધી રાતે દશ બાર અતિથિ આવી પહોંચે તો હરસુખરાયના મનમાં કદાચ એમ ફાળ પડે કે, ઘરમાં આવશ્યક સામગ્રી નહીં હોય—કારણ કે ગઈ કાલે જ અમુક જણસ લાવવાની છે, એમ જણાવવામાં આવ્યું હતું. છતાં જોઇતી વસ્તુ 'મોટી મા' કહાડી આપતાં. આથી હરસુખરાય તેને અન્નપૂર્ણા છે એમ માનતા.

રાયજી કુટુમ્બને રહેવાનું ઘર ગામડા ગામના પ્રમાણમાં મોટું હતું. ઘરની બહાર ચોગાન હતું. આમાંનો કેટલોક ભાગ લાકડાની વળીઓથી ચોરસ આકારમાં ઘેરી લેવામાં આવ્યો હતો. આ ભાગમાં ગાય, ઢોર વગેરે માટે એક નાની છાપરી ડાબી બાજુએ કરી હતી. જમણી બાજુએ થોડાં ફળનાં ઝાડ અને એક મોટો તુળસીનો ક્યારો હતો.

વચ્ચે વચ્ચે ઘરના મુખ્ય દ્વારમાં જવાનો માર્ગ હતો. ઘરમાં ઓસરી, રસોડું, પડશાળ વગેરે ભાગો હતા. ઓસરીમાં થોડા પૂળા ઘાસ અને આવનાર જનાર પોતાનો સામાન રાખતા. ઘર બે માળનું હતું. ઓસરીમાં થઇને મેડાપર જવાનો દાદરો હતો. અહીં પેસતાં પહેલાં ઓરડામાં પુરુષ વર્ગની બેઠક હતી, અર્થાત્ દીવાનખાનું હતું. પાછળ ભાગ અમુક અમુક કામમાં રોકાવામાં આવતા. દીવાનખાનાની પાછળના ઓરડામાં યુવાન્ પુરુષમંડળ બેસતું. આની પાછળનો ભાગ ઘણો ખરો સ્ત્રીમંડળે રોકયો હતો. સુવાને માટે આની ઉપરના મેડા ઉપર યોગ્ય સ્થાન હતાં અને આવનાર જનારની સગવડને માટે આગલો ભાગ જૂદો રાખવામાં આવ્યો હતો. ઘરની પાછળ પણ છૂટી જમીન હતી, ત્યાં એક કુવો હતો અને આ જમીનમાં નાનકડો બાગ કરવામાં આવ્યો હતો. છૂટી જમીનમાં દેવદારના વાંકાંચુકાં પાટીઆં ભરી એક કમ્પાઉન્ડ કરવામાં આવ્યું હતું. થોડાં ઘણાં ફળ થતાં, તે દેવસેવાના ઉપયોગમાં આવતાં. કુવાનું પાણી મીઠું હતું અને ગામનાં ઘણાં માણસો એનો ઉપયોગ કરતાં. ઉનાળાના દિવસમાં જ્યારે એકાદ તળાવ સુકાઈ જતું ત્યારે આ કુવો વધારે ઉપયોગી થઈ પડતો હતો.



## પ્રકરણ ૩ જું

## હરસુખરાય

પ્રભાત થયું છે. બાલ સૂર્યનાં કિરણો ગામ ઉપર ફેલાવા લાગ્યાં છે. લોકોમાં નવી સ્ફૂર્તિ પ્રેરતો ઠંડો વાયુ વાય છે. સુસ્ત મનુષ્યો પણ શય્યા ત્યાગ કરી ઉદ્યમમાં વળગવા તૈયાર થાય છે. તરુઓ, પવન સંચારથી ડોલી રહ્યાં છે. પાણી ભરી આવતી સ્ત્રીઓ માથા ઉપર બેડું લઈ મૃદુ હાસ્ય કરતી ઘેર જાય છે. ભિક્ષા માગવા ફરતા બ્રાહ્મણોનો અવાજ, તોફાન મસ્તી કરતાં છોકરાંઓનું બુમરાણ, વચ્ચે વચ્ચે ઢોર ઢાંખરનો અવાજ એકઠો થઈ એક વિચિત્ર કોલાહલ ધ્વનિ થાય છે. ગોવાળીઆ ઢોરોને દોડી ચરાવવા લઈ જવાને માટે લોકોને ત્યાં ઢોર છોડવા બહાર નીકળી પડ્યા છે. રાયજીના ઘર આગળ નથ્થુ, એક લોઢાના વાસણમાં ખાવા મૂકેલા કપાસીઆનું વાસણ ગાયના મોં આગળથી પાછું લઈ લે છે. ગાય વાંકી વળી તેને ચાટી રહી છે અને છોડતી નથી. પાછી વાંસડાની બહાર ડોકી કહાડી રહી છે. એક ભેંસ જોરથી બરાડા પાડે છે. નથ્થુ, વાસણ લઈ બે પુળા ઘાસના નાંખે છે. ઘરમાંની એક સ્ત્રી તુળસી ક્યારા આગળ ઉભી રહી સૂર્યદેવને નમસ્કાર કરે છે.

હરસુખરાય પૂજા પાઠ, સ્નાન સંધ્યા આટોપી લઈ બેઠક ઉપર આવી બેઠા છે. આ બેઠકખાનામાં વિલાયતી મડમો કે રવિવર્મા અંકિત છબીઓ નથી. વિલાયતી નાજુક ટ્રેપાઈ કે આરસનું સુશોભિત ટેબલ નથી. ભીંત ઉપર શ્રીકૃષ્ણ ભગવાનની એક છબી અને એક શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવનું ચિત્ર છે. કબાટ બબાટનું નામ નથી. આખા હોલમાં અડધે સુધી પહોંચે તેવી જાજમ છે. જાજમ ઉપર એક બે ગાદી અને ચાર પાંચ તકિયા ગોઠવેલા છે. તકિયા ઉપરના ગલેફ સેજસાજ મેલા થયેલા છે. એક હીંચકો હોલમાં બાંધ્યો છે. બાકીના ભાગમાં ચટાઈ પાથરી છે. એક બાજુએ દસ્કોતરો પડ્યો છે. તેના ઉપર એક તાસકમાં કાળી રેતી અને પીત્તળનો ખડીઓ પડયો

છે અને એક મેહેતો ચોપડાનાં પાનાં ઉથલાવે છે. ગાદીપર પાનની રકાબીમાં પાન, કાથા, ચુનાની ડાબડીઓ સુડી અને સોપારી છે. મેહેતો માણેકચંદ ચોપડાનાં પાનાં ફેરવે છે અને એક કાગળ ઉપર તારીખ લખે છે. હરસુખરાય પાનની બીડી કરી મોંમાં મૂકે છે.

એટલામાં એક જણ બેઠકમાં આવ્યો. આવનાર માણસના શરીર ઉપર એક ખાદીની જાડી અને ફાટેલી બંડી હતી; ચોરસાં જેવું જાડુ અને ઘુંટણ સુધી પહોંચે તેવું રાતી કોરનું ધોતિયું પહેર્યું હતું. માથા ઉપર સફેદ ફેંટો હતો. તે સઘળા દેખાવ ઉપરથી તે ખેડુત હોય તેમ લાગતું હતું. વય લગભગ ૫૦ કે ૫૫ નું હશે. ચામડીનો વર્ણ શ્યામ હતો. ચ્હેરો નિખાલસ, આંખો ઝીણી અને મૂછો સફેદ હતી. આવનાર જેનું નામ ડુંગર હતું, તે મોટેથી હાથ જોડીને નીચે પડી બોલ્યો. "ખમા! રામ રામ બાપુને!"

હરસુખરાયે તેને ચટાઈ ઉપર બેસવાનું કહ્યું. ઘરનો એક નોકર આવીને તેની પાસે હુક્કો મૂકી ગયો. ડુંગર બોલ્યો; "બાપુ! આજે ચ્યમ બોલાવવો પડચો?" હરસુખરાયે જવાબ આપ્યો; "જો ડુંગર! હજી તારે કેટલા પૈસા ભરવાના છે? હજી સૂધી તેં કંઈ ભર્યું નથી. અમારે ત્યાં છોકરાનો વિવાહ છે અને ખર્ચ આવ્યું એટલે પૈસાની જરૂર તો ખરી."

ડુગરે જવાબ આપ્યો; "હા! બાપા! ખરી વાત ભાઇના વિવાહની વાત તો ઘણી ખુશીની બાપા. પણ ચ્યમ કરું છરકાર! આ હમણાં ઘરમાં મંદવાડ હાલે છે; જીજીની મા હજુ ખાટલે જ છે અને કાંઈ કામકાજ થતું નથી. છોકરાને પણ સંકેલનાર માણહ ઘરમાં નથી. હું કરું બાપા! હું જાણું સું જે સરકારને ઘરે ખરચ છે. આપ ખેતરની સાંથ પણ થોડી લો છો, બીજી કંઈ વાતનો જલમ નથી. જુઓને આ ભાણા પટેલે ચાર દાડા આગમજ દાજીડાને ઘરે રમખાણ કર્યું હતું! તેનાં બાયડી છોકરાંને ઘર બહાર કાઢ્યાં હતાં. પણ માબાપ તમો દયાળુ છો બાપા."

"દયાળુ છીએ ત્યારે તમે બમણા સતાવો છો અને પૈસા આપતાં બહાનાં કાઢો છો," હરસુખરાય બોલ્યા.

"ના બાપા ના! એમ ચ્યમ હોય અમે કંઈ ઝાણતા નથી બાપા કે આપ દયાળુ છો. આપ કયારે ભાણાપટેલ જેવા છો? આપના માણહ પણ કાં કનડે છે? બાપા! આપનો તકાદો પણ કયારે હોય છે? આ જુઓ કની બીજાનાં માણસો તો આવા અનેક બહાને દખ દે છે. અનાજમાંથી અનાજ, શાક પાન લઈ જાય તે જૂદું, પણ બાપા આપ તો દયાળુ છો દયાળુ. અમે આં નથી જાણતા? પણ માબાપ હું કરું! ઘરનું આદમી ખાટલા વશ. નહીં તો નોકરી કરીને પણ પૈસા ભરી દીધા હત. પણ હું કરું સરકાર, મારું નસીબ જ ફુટેલું છે, નહીં તો ઘરમાં મંદવાડ અને રળતો કમાતો ભાઈ મરી જાય!" એમ કહી ડુંગર આંખમાં આંસુ લોહવા લાગ્યો.

હરસુખરાય—"વારુ! વારુ! બધા રૂપીઆ હમણાં ન ભરાય તો અડધા ભરી જા. બાકીના હાથમાં આવે ત્યારે આપી જજે. થયું? માણેકચંદ આને કેટલા રૂપીઆ ભરવાના છે?"

"પચીસ રૂપીઆ સાત આના," માણેકચંદે ધીમેથી ઉત્તર આપ્યો.

ડુંગર–"બાપા થોડા દન સબુર કરો. બાપા, હાલમાં તો હાથમાં કંઈ નથી. હું જુઠું નથ બોલતો હરકાર. આ ખાલી હાથે આવ્યો નથી. બાપા આ થોડી કાચી કેરીઓ અને શાક લાવ્યો છું." એમ કહી થોડા મરવા, શાક અને એક રૂપીઓ રાયજીના આગળ મૂકયો.

રાયજીએ એક રૂપીઓ માણેકચંદને જમે કરવા કહ્યું અને બોલ્યા. "વારુ ડુંગર, વીશ દિવસ પછી થોડા રૂપીઆ આપી જજે."

માણેકચંદે તે રૂપીઓ લીધો અને લેતાં લેતાં રાયજીના કાનમાં બોલ્યો કે, "એ સુખી છે. કંઈ પૈસા નથી એમ નહીં. જો આમ કરશો તો વિવાહના ખર્ચના રૂપીઆ લાવશો કયાંથી."

"શું કરું? મારું મન પડચું પોચું, મારાથી કંઈ દાબીને કહેવાતું નથી. મને દયા આવે છે."

આજ સમયે, "રાધા કૃષ્ણ! ભજો રાધા કૃષ્ણ!" કરતા જીવરામ શાસ્ત્રી અંદર આવ્યા. જીવરામ શાસ્ત્રીનું વય લગભગ વર્ષ ૭૦ એકનું હશે. શરીર બહુ ઉંચું નહીં, તેમ જ છેક નીચું એ નહીં. એટલું જાડું નહીં કે બારણામાં ન માય અને એટલું પાતળું પણ નહોતું કે પવનના ઝપાટે ઉડી જાય. મુખાકૃતિ શાંત, ઉજ્વલ શ્યામ વર્ણ, માથા ઉપર શિખા,કપાળમાં ભસ્મનું ત્રિપુંડ્ર અને ચંદનનું ટીલું, ગળામાં રુદ્રાક્ષની માળા અને જાડું જનોઈ, તેના ઉપર રેશમી વસ્ત્ર, અંગરખાની જરૂર નહીં, પગમાં દક્ષિણી જોડા.

"રાધા કૃષ્ણ! કયેમ હરસુખ? બધાં ખુશીમાં છો?" બેઠકમાં આવતાં જ શાસ્ત્રી બાવાએ નાન્દી કર્યું. રાયજી સાહેબે ઉઠી સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને ભૂદેવને ગાદી તકીએ વિરાજમાન કીધા. "મોરાર! એક લોટામાં થંડું પાણી આણ્ય!" એમ કહી હાક મારી. પણ જીવરામને ઉદ્દેશી કહેવા લાગ્યા, "અહો! આજ મોટાં સદ્‌ભાગ્ય કે સવારના પહોરમાં જ આપનાં દર્શન. કહો આપ અહીં કયાંથી? આપનું જ્યાં આવાગમન હોય, ત્યાં સર્વ કુશળ હોય એમાં નવાઈ શી?"

"ગામથી જ આવું છું. અમદાવાદમાં સહસ્ર રુદ્ર થવાનો છે, આપણા લક્ષ્મીશંકરભાઇને ત્યાં, માટે ત્યાં જવાનું આમંત્રણ છે." જીવરામ શાસ્ત્રીએ ઉત્તર આપ્યો.

"શાસ્ત્રીજી! હવે ઘણું થયું. ઉમર પણ પૂરી થવા આવી. હવે આ યાતના સહન નથી થતી. ઈશ્વર જલદી તેડું મોકલે તો ઠીક." પાનની રકાબી શાસ્ત્રીના મોઢા આગળ મૂકતાં રાયજી બોલ્યા.

શાસ્ત્રી–"કયેમ હરસુખ! તમે આમ પોચા કયેમ થયા છો? શું દુઃખ છે તમને? તમારે છોકરાં છૈયાં, છોકરીને ઘેર છોકરાં છે, સોના જેવો સંસાર છે. તમારે દુઃખ શું? જુઓ મન્મુ પણ આ વખતે પરીક્ષા પાસ થયો અને ૨૦ રૂપીઆની સ્કોલરશીપ મેળવી છે. સાંભળ્યું છે કે તેનાં લગ્ન પણ અલ્પ સમયમાં થવાનાં છે. અરે મોરાર, ડાબડીમાં કાથો નથી તો?"

હરસુખરાય–"વિવાહની વાત તો ઠીક છે. આ એકના ન્હોતા કર્યા. પણ જે આશા હતી તે બધી આશા મળી ગઈ ધૂળમાં! એટલી યુવાન વયમાં તે મોત શું?" એમ કહેતાં કહેતાં હરસુખરાયની આંખમાં આંસુ આવ્યાં.

જીવરામ–"હાં કુલીન! ખરેખર તે તો પ્રતિભાવાન્ છોકરો હતો. તેનું ભવિષ્ય પણ આશાજનક હતું. જો જીવ્યો હોત તો આજે નામના મેળવી હોત."

હરસુખરાય–"એ તો કંઈ કહેવાની જ વાત નથી. કુલીન તેની પાછળ જે શોકજનક ચિહ્ન મૂકી ગયો છે, તેનો વિચાર આવતાં ત્રાસ છૂટે છે!! તે તો મન્યુથી પણ વધારે વ્હાલો હતો. શી તેની બુદ્ધિ! કેવો આનંદદાયક સ્વભાવ! કેવો આજ્ઞાકારી!! ઓરડામાં જતાં જ કમ્પારી છૂટે છે." આટલું કહેતાં કહેતાં રાયજીનું હૈયું ભરાઈ આવ્યું. ઉપરણાના છેડાથી આંખ લ્હોતા લ્હોતા તેઓ બોલ્યા, "ઠીક છે. આ વિવાહમાં કંઈ આનંદ નથી. સંસારની રીત છે, તે પ્રમાણે વર્તવું જોઇએ. બાકી આ વૃદ્ધાવસ્થામાં કુલીનની વાત યાદ આવતાં શરીર કંપી ઉઠે છે."

શાસ્ત્રીજી પાન આરોગી રહ્યા હતા. તે જરા દિલગીર સ્વરે બોલ્યા:–"એ તો એમ જ હોય! સુખ કોને છે? કોણ સંપૂર્ણ સુખી છે? દુઃખ અને સુખ બન્ને જગતમાં રહેલાં છે. જ્યાં ધાના ત્યાં પાના નહીં, જ્યાં પાના ત્યાં ધાના નહીં, એ વિધાતાની વિચિત્ર લીલા છે, ઈશ્વરનો અજબ ખેલ છે. શાસ્ત્ર તો સમસ્ત સંસારને દુઃખનો આકર કહે છે. પરમ આનંદમય તો પરબ્રહ્મ જ છે. આપ તો જ્ઞાની છો. ભગવાન્ શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે તેમ આપે શીતોષ્ણ સમ દુઃખેષુ થવું જોઇએ." આમ બોલતાં બોલતાં શાસ્ત્રીની આંખમાં પણ ઝળઝળીયાં આવ્યાં. તે થોડીવાર મૌન બેસી રહ્યા. પછી બોલ્યા; "વારુ મન્યુનો વિવાહ કયાં નક્કી કર્યો વારુ?"

"નડીયાદવાળા નરહરરામની છોકરી સાથે."

"કંઇ પહેરામણી બેરામણી?

"કંઇ જ નહી. જે આપે તે. નરહરરામની સ્થિતિ એટલી બધી સારી નથી કે, કંઈ આપે! છોકરીને જે કરશે તે ઠીક છે."

"વાહ! માંગલિક! એમ જ જોઇએ. જો કે આપને તો મ્હોં માગી પહેરામણી મળે એમ છે, પણ એમ કરવું ઉચિત નથી. એ તો એક જાતનો વરવિક્રય કહેવાય. મોટા ભાઇને તો આ બાબતની ઘણી ચીડ હતી. અહાહા! આજ જો તેઓ જીવતા હોત શી વાત! મન્યુ તો જાણે તેમને પોતાનો પ્રાણ હતો. રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ!"

"હા. શું કરવું ઈશ્વરેચ્છા."

"હાસ્તો. વારુ વિવાહનો દીવસ કયો ઠર્યો છે?"

"વૈશાખ સુદ આઠેમ! આપને તો તે પ્રસંગે અવશ્ય પધારવું પડશે."

"અવશ્ય આવીશ. શા માટે નહી? આ તો મારું પોતાનું જ ઘર છે."

## પ્રકરણ ૪ થું

## પુસ્તકમાં વાંચ્યું

આ વાતચીત ચાલી રહી છે, એટલામાં ઉઘાડે શરીરે, ગુસ્સાથી કાંપતો "સાલો! વહી ગયો. સુવર સાલો, પાજી હરામ, સાલો હરામ!" એમ ગાળોનો વર્ષાદ વરસાવતો એક બ્રાહ્મણ ખેડુત આવ્યો. માથે છૂટા વાળ, ઉઘાડું શરીર, વધી ગયેલી

દાઢી મુછો; ક્રોધથી આવેશયુક્ત અંગ જોઈ એમ ભાસ થતો કે સાક્ષાત્ દુર્વાસા મુનિનો અવતાર, તેનો ક્રોધ એટલો બધો ઉગ્ર જણાતો હતો કે, શાપથી સમસ્ત પૃથ્વીપર પ્રલય રેલાવશે અથવા કપાળમાં ત્રીજું નેત્ર ઉત્પન્ન કરી ભગવાન્ શંકરની પેઠે સર્વને દહન કરશે. આ સર્વ દેખાવ જોઈ જીવરામ શાસ્ત્રી બોલ્યા, "કયેમ? ભાઈ મહારાજ! છે શું તે કહેશો? આમ આટલા બધા તપી કયેમ ગયા છો?" ભાઈ મહારાજે બ્હેબાકળે ચ્હેરે શાસ્ત્રીને અને હરસુખરાયને પ્રણામ કર્યા અને બોલ્યા, "શું કપાળ મારું! આ છોકરો, કુળમાં પાકયો છેને દીવો? તેની કરમ કથા, મહારાજ. વહી ગયો સાલો, વહી ગયો. સાલો દુષ્ટ, કુલાંગાર, ચાંડાલ, સાલાને તગેડી મૂકીશ ઘરમાંથી!"

હરસુખરાય–"ભાઈ મહારાજ! જરા બેસો, શાંત થાવ. આટલું બધું છે શું તે તો કહો?"

ભાઈ મહારાજ–"આ મારો છોટીઓ, વહી ગયો સાલો. આ તમે શી આપો છો ને ભણ્યો બે ચાર અક્ષર એટલે માથે ચ્હડી બેઠો. જુઓને આ સત્યાનાશ કરવા બેઠો છે તે સાલો......"

જીવરામ–"પણ તેણે કર્યું છે શું?

ભાઈ મહારાજ–"શું કરમ મારું! સાલો સામો મારવા ઉઠે છે. જુઓ શાસ્ત્રી, દન એવા કઠણ આવે છે કે ન પૂછો વાત. જો પાંચ સાત રૂપીઆ પાસે હોત તો ઢોર લઈ ખેતી કરત. આ વખતે ખેતર પણ એમને એમ પડચું રહ્યું. પેટ પાટા બાંધી ત્યાં ત્યાં ખર્ચ નિભાવું છું. તેમાં આ બેટાને લાલાઈ સૂઝે છે. સાલો ત્રણ રૂપીઆની ટોપી અને ત્રણ રૂપીઆનો ડગલો વેચાતો લઈ આવ્યો. કહો વારુ, એ આપણને કયમ પોશાય! કહ્યું તો સાલો બાપનાએ સામો થાય છે. સાલા કમજાત! જો હું તારી વલે! બેટા નાપાક!" જાણે તેનો પુત્ર આવ્યો હોય ત્યેમ મારવા હાથ ઉંચો કર્યો.

જીવરામ–"ભાઈ મહારાજ, શાન્ત થાવ. તમે જાણો છો ક્રોધ એ ચાણ્ડાલ છે."

ભાઈ મહારાજ–"જાણીને કરું શું? હવે તો નથી વેઠાતું. તમે એને બોલાવી બંદોબસ્ત કરો. તમે ગામના મોટા માણસ છો. તમે જો બંદોબસ્ત નહી કરો તો ગામ છોડી ચાલી જઈશ, સાલાને પકડાવી મંગાવી જુતાં મારો! સાલો કમજાત!"

હરસુખરાય–"તમે શાંત થાવ, હું બોલાવી મંગાવું છું."

હરસુખરાયે ભાઈ મહારાજના છોકરાને બોલાવવા માણસ મોકલ્યું. માથે કીસ્ટી કેપ, શરીર ઉપર હાફ કોટ પહેરી હાથ જોડી એક દશબાર વરસનો છોકરો આવ્યો. આવતાંની વાર તેણે જમીન ઉપર પડી શાસ્ત્રીને અને રાયજીને પ્રણામ કર્યા, અને હાથ જોડી નીચે ચટાઈ ઉપર બેઠો.

ભાઈ મહારાજ–"આ આવ્યો સાલો હરામ! પૂછો એને કે બાપને મારવાનું કોની નિશાળમાં શીખ્યો?"

"હરસુખરાય–"છોટુ! તું ભણ્યો ગણ્યો છે, ડાહ્યો છે! તારી આ બુદ્ધિ! બાપના સામુ થવું, એ તને ઘટારત છે?"

ભાઈ મહારાજ–"તું અમારા પેટનું વાછરડું! તું અમને શીંગડાં મારીશ?"

છોટુ–"નાજી. એમાં બીલકુલ મારો દોષ નથી! એ જ્યેમ મોમાં આવે તેમ બોલે છે અને અશ્લિલ ભાષામાં ગાળો દે છે. મને મારવાને માટે લાકડી ઉગામી, ત્યારે મેં આત્મરક્ષાને માટે સામો ગુસ્સો ઉગામ્યો! રોજ રોજ ગાળો દે છે."

જીવરામ હસ્તાં હસ્તાં, "અહા શો સમય આવ્યો છે! બાપને છોકરો સામો મારવા ઉઠે! તને તારા બાપને મારવાનો અધિકાર જ નથી. ખરેખર છોકરા તું કુલાંગાર છે!"

ભાઈ મહારાજ–"કુલાંગાર છે! એવો જ છે! એ એવો જ છે!

છોટુ–"વાંક વગર મારવા ઉઠે તો પણ મારે માર ખાવો અને બેસી રહેવું? આત્મરક્ષા કરવાનો દરેક અવસ્થામાં સર્વને અધિકાર છે, એ કાયદાની વાત છે. જુઓને તે દહાડે રહિમના ભાઈ કાદરને પણ જડજ સાહેબે આત્મરક્ષાને માટે જ છોડી દીધો હતો."

જીવરામ–"ચાણ્ડાલ! આવા ખોટા તર્ક કરે છે? તને મોટા નાનાની કંઈ ખબર પડે છે કે?"

છોટુ–"શાસ્ત્રીજી! આપ ચાણ્ડાલ ચાણ્ડાલ ના કહો, હું ચાણ્ડાલ નથી. હું તો બ્રાહ્મણ છું."

જીવરામ–"ગમે તે હો. તારું કામ ચાણ્ડાલના જેવું છે તેથી ચાણ્ડાલ જ કહીશ. પણ વારુ આ બધી લાલાઈ કયાંથી શીખ્યો વારું? તારા બાપનો તો આવો ઠાઠ નથી અને તું એ છેલ ફટાકડા થવાનું કયાંથી શીખી લાવ્યો?"

હરસુખરાય–"જો, છોટુ! તારો બાપ શું પહેરે છે તેનો તને વિચાર છે કે? એમ માન કે તારે કોટ જોઇએ, પણ આવી ભારે રકમનાં કપડાંની શી જરૂર? તારા બાપે તો આ પછેડી અને બંડી સિવાય તેની જીંદગીમાં બીજું કંઈ દીઠું જ નથી."

છોટુ–"હું કંઈ લાલાગીરી નથી કરતો. જે પુસ્તકમાં વાંચ્યું છે તે પ્રમાણે ચાલું છું. જો ચોપડીના ઉપદેશ પ્રમાણે ન વર્તવાનું હોય તો એવી ચોપડીઓ શામાટે શીખવવામાં આવે છે? અને મને નિશાળે પણ શામાટે મૂકો છો?"

જીવરામ–"શું તારી ચોપડીમાં એવું લખ્યું છે કે, તારા જેવી સ્થિતિના આદમીએ કોટ પહેરવા? તારા બાપદાદાએ તો એવા જોયાએ નહોતા!"

છોટુ–"મારા દાદાએ ન હોતા જોયા તેથી શું? મારા દાદાના દાદાએ તો રેલવે ગાડીએ જોઈ ન હોતી અને આપણે તેમાં બેસીએ છીએ, તેથી શું અમુકે નહોતું કર્યું, માટે આપણે ના કરવું? શરીરનું રક્ષણ કરવું, એ ચોપડીમાં શિક્ષા છે. ટાઢથી બચવાને માટે એક સારું કપડું લેવું જોઇએ, નહી તો આ ચોમાસાના દિવસ આવે છે, તેમાં જો શરીર ઉઘાડું રહે તો તાવ આવે અને ભીંજાય તો સળેખમ થાય."

જીવરામ–"શું ચાર રૂપીઆનો કોટ લેવાનું લખ્યું છે કે?"

છોટુ–"નાજી! એક રૂપીઆનો કોટ આવે છે તે ઘણો પાતળો હોય છે ને ઝાઝો વખત ચાલતો નથી. એકાદ વરસ ભાગ્યે જ કાઢે અને તેનાથી ટાઢ પણ જતી નથી. માટે જાડો લીધો તે બેચાર વરસ ચાલશે. એમાં ખોટું શું કીધું?"

ભાઈ મહારાજ જે અત્યાર સુધી મૌન ધારણ કરી રહ્યા હતા, તે પોતાના પુત્રની અપૂર્વ બુદ્ધિ જોઈ મનમાં ઘણા ખુશી થયા કે, આવા શાસ્ત્રી જોડે પણ તર્ક કરી શકે એવો બેટડો છે. તેમનો ગુસ્સો પણ ધૂમાડાની માફક ઉડી ગયો અને ખુશ થઈ બોલ્યા; "છે તો બુદ્ધિવાળો શાસ્ત્રીજી! બે રૂપીઆની આવડી જાડી (હાથ વતી બતાવે છે) ચોપડી બે દહાડામાં વાંચી જાય છે. ત્રણ ચાર હાથનું લાંબું છાપુ એક કલાકમાં આખું ને આખું વાંચી જાય છે. ભણવામાં પણ કંઈ કાચો નથી. એને પૂછો કે ભાત વિના મરશે કે કપડાં વિના?"

જીવરામ શાસ્ત્રી ગંભીર સ્વરે બોલ્યા—"જો છોટુ! તારા બાપની વય વૃદ્ધાવસ્થાએ પહોંચી છે. અત્યાર સુધી અનેક પ્રકારનાં કષ્ટ સહન કરી, અનેક તરેહનાં દુઃખ વેઠી, તારું પોષણ કરે છે, તને ચાહે છે, તારું કલ્યાણ ઇચ્છે છે, તને ગમે તેમ કરી ભણાવે છે, તારી કોઈ પ્રકારે ઉન્નતિ થાય એ જ તેની ઇચ્છા છે. તું હવે દહાડે દહાડે મોટો થતો જાય છે. બે અક્ષર ભણ્યો ગણ્યો છે અને તારા બાપની સાથે આવો વ્યવહાર કરવો ઉચિત નથી. તારે તારા ઘરડા બાપને મદદ કરવી જોઇએ. તું મોટો થાય, રળતો કમાતો થાય, ત્યારે ગમે તેમ લાલાઈ કરે તે પાલવે, પણ અત્યારે તો તારા બાપને સહાય કરવી જોઇએ. હજી તને પૈસાની કીંમત નથી. તારી ચોપડીમાંના ખોટા ખ્યાલ છોડી દે. જો આ તારો બાપ આખો જન્મારો ખેતી કરે છે, વર્ષાદના દહાડામાં પલળીને કામ કરે છે, તે શરદીથી નથી બ્હીતો અને તને શરદી લાગવાનો ભય રહે છે? શું તારું શરીર એટલું બધું નાજુક છે? સુકુમાર છે? તારા એ સર્વ અંગ્રેજી વિચારો બાજુએ રાખ, સમજ્યો? અમે બ્હારના ભપકાને માન આપતા નથી. બ્હારના પોશાકથી લોક ગૃહસ્થ નથી સમજતા. વૈભવ એ અંતરના વૈભવની યથાર્થ આરસી નથી. માનસિક ઉન્નતિ અને ચરિત્ર વધારે પૂજનીય છે. તું જો, આ રાયજીના ઘરનાંને કેટલું માન છે? આ ગામના દરબારને માન નથી. તેની જેટલી ગામમાં પ્રતિષ્ઠા નથી, તેટલી એમની છે. એમને કોઈ દહાડો એવો પોશાક પહેરતાં જોયા છે? અરે, તેમના ઘરમાં છોકરાં છોકરીઓને દાગીના રોજ ઘાલતાં દીઠાં છે? શું તેમને ત્યાં આ સર્વનો અભાવ છે? જો નંદસુખરામે ધાર્યું તો આથી પણ બીજી મોટી હવેલી બાંધી હોત, પણ એવા નકામા વૈભવમાં પૈસા ખર્ચવા તે ઉચિત ન હોતા ધારતા. તેઓ લોકસેવા, દેવ, અતિથિપૂજન વગેરે પરોપકારનાં કામમાં અર્થવ્યય કરતા. જો, તેમણે મોટી વાવ બંધાવી છે તેથી ગામમાં કેટલું સુખ થયું છે? ઉનાળાના દહાડામાં તળાવ સુકાય છે, ત્યારે તે કેટલાકના ઉપયોગમાં આવે છે? કેટલાનું જળકષ્ટ નિવારણ થાય છે? જે નંદસુખરાય આટલા બધા પૈસા લોકસેવાને માટે ખર્ચતા, તેમનો પોશાક તારાથી પણ સાદો હતો, એ તને ખબર છે? અહા! આટલું છતાં તેમનું કેવું માન હતું! કેવી આબરુ હતી! આખું ગામ તે કહે તે કરવા રાજી હતું. તું તારા આ ખોટા વિચાર છોડી દે. આપણી દેશી રીતે ચાલ. તેં તારા બાપાનો મોટો અપરાધ કર્યો છે. તેં તેને ગુરુતર અન્યાય આપ્યો છે. તે તારે દેવતાની માફક પૂજનીય છે. તું પગે પડી માફી માગ."

હરસુખરાય—"તારા બાપને પગે પડ? અને કહે કે ફરીથી એવું કરીશ નહીં.'

છોટુ અશ્રુપૂર્ણ નયને તેના બાપને પગે પડ્યો અને માફી માગી. તેના બાપે તેને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો.

દીવાનખાનામાં આમ વાતચીત ચાલતી હતી, તેટલામાં એક વૃદ્ધ ઉમરની વિધવા સ્ત્રીનો અવાજ કાન ઉપર પડ્યો. "નથુ! આમ આવ! ઘાસ નીરવું રહેવા દે. જો તેં કાલ રાતે ખાધું નથી. આ થોડુ લે અને જમી લે."

મોટી માનું કહેલું સાંભળી નથુએ કામ પડતું મૂક્યું અને તેમની પાસે ગયો. મોટી માએ પૂછ્યું. "નથુ! શું શાસ્ત્રીજી અહીં આવ્યા છે?"

નથુ,–"હા મોટી મા! તેઓ આવ્યા છે."

મોટી મા–"જા, તેમને અહીં બોલાવી લાવ?"

નથુ, શાસ્ત્રીજીની પાસે જઈ બોલ્યો, "આપને મોટી મા બોલાવે છે."

હરસુખરાયે હસ્તાં હસ્તાં કહ્યું; "લ્યો, ચાલો હવે એમને ખબર પડી. તમારે અગીઆર વાગે જવાનું પૂરું થયું."

શાસ્ત્રીજી અંદર ગયા. મોટી માએ તેમને દંડવત્ પ્રણામ કર્યાં. "આજ સ્હવારના પહોરમાં તમારી પધરામણી આ તરફ, એ ઘણી આનંદની વાત." મોટી માએ કહ્યું.

શાસ્ત્રી–"મા, હું જાણું છું કે તમે અન્નપૂર્ણા છો. પરંતુ મારે અત્યારની ગાડીમાં જવું છે. માટે જો હું અહીં નાહીશ ધોઇશ અને જમવા રહીશ તો જવાશે નહીં, માટે માફ કરો. મારે અગત્યનું કામ છે. હું પૂજા સ્નાન ત્યાં જ કરી લઇશ."

મોટી મા–"તમારી ખુશામદ ભૂલીશ નહીં. તમારે અહીં જમવું જ પડશે, કંઈ બોલતા ના; અરે ગોવિંદ, તેલ લાવ. નાવાનું પાણી આણ્ય." જોતજોતામાં ગોવિંદ તેલ લાવ્યો, તાંબાકુંડીમાં ગરમ પાણી નામી ગયો. મોટી માએ તાઢું પાણી રેડી, રૂમાલ લઈ પોતે ત્યાં ઉભાં રહ્યાં. નાહી રહ્યા પછી રૂમાલ આપ્યો, સેવામંદિરમાં લઈ જઈ પૂજાનાં વાસણ મોઢા આગળ મૂકયાં. જીવરામ શાસ્ત્રી નંદસુખરાયને પોતાના મોટા ભાઈ પ્રમાણે ગણતા અને મોટી મા પણ શાસ્ત્રીને પોતાના દિયેર પ્રમાણે માનતાં.



## પ્રકરણ ૫ મું
## મોટી મા

જીવરામ શાસ્ત્રીને ન્હાવાની ગોઠવણ કર્યા પછી મોટી મા રસોડામાં ગયાં. ત્યાં જઈ નલીનનાં વહુ સુશિલાને, નથુને ખાવા રોટલી આપવાનું કહ્યું. પછી પરસાળમાં ગયાં ત્યાં ચટાઈ ઉપર ચોખાનો ઢગલો પડ્યો હતો, તે એક જણ વીણતું હતું. બીજું કોઈ શાક સમારતું હતું, કોઈ દાળ વીણી તૈયાર કરતું હતું. આમ ઘરનો સ્ત્રીવર્ગ પોતપોતાને કામે લાગ્યો હતો. રાંધવાનું કામ વહુઓ કરતી હતી. તેનો ભાર ચાકર રસોઇઆ ઉપર નાંખી, સાસુ કે બીજા પાસે બેસી 'નોવેલ' વાંચવામાં જ ગૃહસંસાર આવી રહ્યો છે, એમ આજ કાલની નવીનાઓ માની બેઠી છે, તેમ આ ઘરમાં કંઈ હતું નહીં.

મોટી માની એક છોકરી સાસરેથી થોડા વખત માટે અહીં આવી છે. છોકરીઓ જ્યારે સાસરેથી પોતાને પિયેર જાય છે, ત્યારે તેમને થોડો સમય કામમાંથી છુટ્ટી મળે છે. આ 'ફુરસદ'ના સમયમાં નીરદા વહુને લઈ થોડું ભરવાનું શિખવે છે.

મોટી માએ અહીં આવી, એક જણને ચંદન ઘસી તૈયાર કરી, ફુલ લઈ શાસ્ત્રીની પાસે લઈ જવા સૂચવ્યું. પાસેના ઓરડામાં છોકરાં બેસી ખાતાં હતાં. તે ખાવાનું રહેવા દઈ બીજા કામમાં મન લગાડી રહ્યાં હતાં. એક જણે એક બિલાડીના બચ્ચાંને પકડયું હતું, બીજાં તેની આસપાસ એકઠાં થયાં હતાં ને બિલાડીને એક પ્યાલામાંથી દૂધ પાતા હતા. મોટી મા અહીં આવ્યાં અને છોકરાંઓને ધમકાવી બોલ્યાં; "ખાતાં નથી કે? આ કયેમ રહેવા દીધું? જો આ બિલાડી દૂધ પી ગઈ ખરું?" એક નાની છોકરી હાથમાં ઘી ગોળથી ચોપડેલી ભાખરીનો ટુકડો ખાતી બોલી, "મોટી મા પેલી વડવાંદરીનું શું થયું તે કહોની!"

છોકરાંને ખવરાવતી વખતે મોટી મા તેમને વાત કહેતાં, તેથી તેઓ વાત સાંભળતાં અને ખાતાં વાત અધુરી મૂકી મોટી મા જરા બહાર ગયાં કે છોકરાં ઉઠી ગયાં હતાં. કારણ કે વાત સાંભળવાની જતી રહી હતી. મોટી માએ કહ્યું, "ચાલો આ દૂધ પી લો. આજ વખત થઈ ગયો છે, વાત કાલે." એક ચબરાક છોકરી બોલી; "ના દાદી મા; પણ વાંદરીનું શું થયું તે કહોની." "ઉભી રહે તું, ઉભી રહે? આમ આવ્ય વાત કરું? ખાઈ લે છે કની ઝટ્" છોકરાંએ ઝટ્ ખાઈ લીધું. પછી મેડી ઉપર દોડ્યાં. અહીં મેડી ઉપર નલીનની નવ વર્ષની છોકરી હાથમાં નાનું વાજું લઈ બેઠી હતી. બીજો પીપરડું લઈ ત્યાં આવ્યો. છોકરી રાગડો તાણી ગાતી હતી કે,

"ચાંદા મામા ચાંદા મામા સાસરે નહી જઉં,
સાસરે જઉં તો મારી સાસુડી સંતાપે;
નખ જેટલી નણદી મારે માથે છાણા થાપે,
ચાંદા મામા ચાંદા મામા સાસરે નહી જઉં."

"તે સાંભળી એક સ્ત્રી બોલી; અત્યારથી સાસરે જવાની ના કહે છે કે? કયેમ તું મીરાંબાઈ થઇશ કે શું કીકી?"

"તો સાસુડી દુઃખ દે છે એમ શા માટે કહો છો ફોઈ? તમે એવું નહોતાં કહેતાં?" તે સાંભળી બીજાં સૌ હસી પડ્યાં.

એકે નીચે જઈ પીપરડું વગાડયું કે બધાં નીચે દોડ્યાં. નીચે એક બુઢ્ઢા મુસલમાનને આવતો જોયો, એટલે સરલા ઘરમાં જઈ બોલી, "મોટી મા! મોટી મા! જુઓ આ તમારો ભાઈ આવ્યો!" છોકરીનું આવું બોલવું સાંભળી બધાં ખડખડ હસી પડ્યાં. મોટી મા હસ્તાં હસ્તાં બોલ્યાં; "ઉભી રહે તું ચબાવલી? તને ઠઠ્ઠા સૂઝે છે, નહીં વારુ?"

શેખ મામુ જાતનો ગરીબ પણ ઘણો સારો માણસ હતો. અસલથી જ તે ઘરમાં કામકાજ પ્રસંગે આવતો. મોટી માને તે પોતાની બહેન સમજતો. હિંદુ અને મુસલમાન વચ્ચે જે ભેદ મોટાં શહેરોમાં નજરે પડે છે, તે નાનાં ગામમાં બીલકુલ નજરે પડતો નથી. મુસલમાનો પોતાની ભાષા પણ ગુજરાતી જ રાખી રહ્યા છે. સ્ત્રી કે

પુરુષ ગુજરાતી જ બોલે છે. ઉર્દુ તેમને લેશ પણ આવડતું નથી; એટલું જ નહીં પણ હિંદુના કેટલાક તહેવારો પણ તેઓ પાળે છે. રાધા કૃષ્ણ, સીતા રામ, જેગોપાળ, જેશ્રીકૃષ્ણ બોલવામાં આનંદ માને છે; કનૈયાનાં ભજન કીર્તન ગાય છે. મામુ શેખને પાસે આવતાં જ મોટી માએ પૂછ્યું; "કેમ રે મામુ! તું કયેમ આવ્યો છે?"

મામુ–"આ જુઓને મા! પેલા મનસીપાલટીવાળા કનડગત કરે છે ને બે રૂપીઆ ભરવાના છે, નહીં આપું તો ટાંચ લાવવાને તૈયાર થયા છે–મને બે રૂપીઆ આપો. હું ગમે તેમ કરી ચાર પાંચ દિવસમાં આપી જઇશ. નહીં હોય તો કંઈ વેચી બચીને પણ આપીશ. શું કરું?"

મોટી મા–"મારી પાસે કંઈ પૈસાનું ઝાડ છે તે તમે બધા આવો કે ઝટ ઝટ કાઢી આપું?"

જદુકાન્ત નામનો નાનો છોકરો આ વાત સાંભળી બોલી ઉઠયો; "હા, હા મોટી મા! તમારી પાસે પૈસાનું ઝાડ છેસ્તો! નહીં તો એટલા બધા રૂપીઆ કયાંથી લાવો? એ મામુ! મેં કની દાદી માની પેટીમાં એ ઝાડ દીઠું છે તો!" છોકરાના આવા બોલથી સઘળાં હસી પડ્યાં.

મોટી મા–"બોલ્યો કે પાછો વચ્ચે? તમે આવી આવી સાક્ષી આપો મારા રડ્યા કે બે પૈસા હોય તે પણ રહે નહીં. જા મામુ, બપોરે આવજે; ગમે ત્યાંથી લાવી આપીશ. આજ પૈસા આવવાના છે તેમાંથી આપીશ. અરે નથુ, આ મામુને એનાં છોકરાં માટે પેલામાંથી થોડી ટેટી આપ તો? જા લઈ જા છોકરાં માટે ને બપોર પછી આવજે."

નથુ ત્રણ ટેટી લઈ આવ્યો અને મામુની પછેડીમાં આપી. પછી તે, "બપોરે આવીશ ત્યારે, માજી" એમ કહી જમીન સાથે માથુ લગાડી સલામ કરી ગયો. એટલામાં બીજો નોકર ખબર લાવ્યો કે, "છ જણ બહારથી આવ્યા છે, તેમને જમવાનું અહીં છે."

મોટી મા–"અરે મોટી વહુ! સાંભળ્યું કે આ છ જણને માટે ચોખા કહાડજો! વારુ, તું આ ગોવિંદને નાળીએર કાઢી આપ કે તે ઝટ ચટણી વાટીને તૈયાર કરે.

મહાલક્ષ્મી (વિરસુખરામની સ્ત્રી)–મોટી મા! આજ કેટલાનું રાંધવાનું છે? કેટલા ચોખા કાઢું?

મોટી મા–"હું કેટલું ધ્યાન રાખું? હવે તમારે બધું સંભાળવું પડશે. જોની (મનમાં હિસાબ ગણીને) ૨૧ માણસ થશે બધાં મળીને.

"જય સીતારામ" કરતા બે સાધુ બારણા આગળ આવી ઉભા. કપાળે ગોપી· ચંદનનું ટીલું, હાથે મુદ્રાડામ, ખભે ઝોળી અને હાથમાં માળા અને ચીપિયો હતો. છોકરાં બારણાં આગળ દોડી જઈ કૌતુહલ દૃષ્ટિથી તેમની તરફ જોવા લાગ્યાં. સાધુ તે જાણે સાધુ નહીં પણ 'ગેરીલા' કે 'સિપાન્ઝી' હોય, તેમ તાકીને તેના તરફ એક ટશથી જોતા.

મોટી મા હાથમાં સિધાની થાળ પૂરી લાવી સાધુને આપતાં બોલ્યાં કે, "નંદદાસજી! આ છોકરાને લઈ જાઓ. તે ઘણું તોફાન કરે છે અને ઘરનાં બધાં માણસોને પજવે છે. નાંખો એને તમારી ઝોળીમાં, ખાવાનું પણ ખાતો નથી."

આ સાંભળી જહુકાન્ત મોટી માનો છેડો તાણતો સોડમાં ભરાવા લાગ્યો અને સાધુ સિધાની થાળી પાછી આપતાં હસીને, "બેટા! તોફાન મત કરના!" એમ બોલી હસી ચાલતો થયો.

તુળસી કયારા આગળ છોના ઓટલા ઉપર બે જણ રંગ પૂરતાં હતાં ત્યાં નીરદાએ આવીને પૂછ્યું;–"કાકી! આ શું કરો છો? આવડું પાંદડું શાનું?"

ઉમા–"નહી, નહી એ તો કમળનું પત્ર છે."

નીરદા–બળ્યું, કમળ પત્રનો આવો ગાઢો લીલો રંગ આવતો હશે કે? જુઓ આ કમળ કેવું સારું ઉઠયું છે?"

એટલામાં મોટી માએ નીરદાને હાક મારી, "અરે નીરુ, આમ આવતો બેટા! પેલું સુપડું લાવ્યને બા. આજે પણ ચમનની મા આવી નહી, કોણ જાણે કયમ હશે તેના છોકરાને. હરિ! હરિ!"

ચમનની મા ઘરનું કામકાજ કરતી. તે તેનો છોકરો માંદો છે, એમ કહી બે ચાર દિવસથી કામ કરવા આવતી નથી.

મોટી મા, ચોખા ઝાડકવા બેઠાં. ત્યાં એક દાઢીવાળો, માથે સફેદ ફેંટો, શરીરે બંડી અને ધોતીયું પહેરેલો અડધો મુસલમાન અને અડધો હિંદુ જેવો એક માણસ આવ્યો.

"મોટી મા! કયેમ છો! સારાં છો કની!" એમ કહી ખબર પૂછી.

મોટી મા–"કયેમ બાપુ! શું છે? આજ તું કયેમ આવ્યો વારુ?"

"આ લ્યો તમારા થોડા રૂપીઆ લાવ્યો છું." આવનારનું નામ રહિમ હતું. તે સાણંદમાં સારો વણકર હતો. પહેલાં તેની સ્થિતિ સારી નહોતી. થોડાં વર્ષ પહેલાં તેને ઘણી હાડમારી ખમવી પડતી હતી. પરંતુ હાલણાં તેની સાધારણ સ્થિતિ સારી છે. તે રેશમી ધોતીયાં સારાં વણે છે, અમદાવાદથી સુતર અને રેશમ મંગાવી પોતાને ત્યાં તેનાં ધોતીયાં વણે છે. ગઈ વખતે તે થોડા રૂપીઆ દાદીમા પાસેથી લઈ ગયો હતો. તે ૨૮ રૂપીઆમાંથી ૧૦ રૂપીઆ આજે પાછો આપવા આવ્યો છે. "લ્યો આ દશ રૂપીઆ લાવ્યો છું મા! બાકીના પછી જરા સગવડે આપીશ."

મોટી મા–"નીરુ! આ લે કેટલા રૂપીઆ છે, ગણ! વારુ રહિમ તું અમારા મન્યુ ને ઓપીનને માટે એક બે સારાં ધોતીયાં વણી લાવજે. આપણા મન્યુનાં લગ્ન પાસે આવ્યાં છે. વળી પાગડીઓ પણ જોઇશે. થોડી ઘણી આપવાનો ખપ પડશે."

રહિમ–"વારુ મા! ધોતીયાં બેશ વણી લાવીશ. એમાં કંઈ મને કહેવું નહી પડે." રહિમ આટલું કહી ચાલ્યો ગયો, કે ત્રણ છોકરાંને આંગલીએ વળગાવી બહેબાકળી, ફાટેલો સાલ્લો પહેરી એક સ્ત્રીને આવતી જોઈ મોટી મા બોલી ઉઠયાં; "આવ્ય મીઠી! તું કયેમ ઘણા દહાડાથી દેખાતી નથી?"

મીઠી–"શું કરું માડી! મારા કપાળમાં જ સુખ નથી. અરેરે! ઈશ્વરને પણ અમારી દયા કયેમ નથી આવતી! હવે તો આ દુઃખ નથી સહન થતું મા! બળ્યું, મોતની પણ આંખો નથી ઉઘડતી! આ જુઓ મારા જેઠ રોજ ત્રાસ આપે છે. તે દહાડે તમારે ત્યાંથી દાણા લઈ ગઈતી તે પણ લઈ ગયા. પૈસા લેણા છે એમ કહી ઘર

બહાર હાંકી કાઢયાં! અરેરે! હું ક્યાં જઈ રહીશ. હે, આ મારાં બચ્ચાંની શી વલે થશે રે!" એટલું બોલી દડ દડ આંસુ પાડવા લાગી.

મોટી મા-"એમાં રડે છે શું! જોને, ઈશ્વર હમેશાં કીડીને કણ અને હાથીને મણ આપી રહે છે. તે સહુને ભુખ્યા ઉઠાડે છે પણ કોઇને ભુખ્યા સુવાડતો નથી."

મીઠીનો વર જાતનો કોળી હતો. તે સ્ટેશનપર પોર્ટરનું કામ કરતો અને બે પૈસે સુખી હતો. કારણ કે સ્ટેશનપર નોકરી કરવાથી બે પૈસા ખરચ ઉપરાંત પેદા કરતો હતો. અચાનક ગામમાં મહામારીનો રોગ પેદા થયો અને તેમાં તે મરી ગયો. તેના મરણ પછી તેનો મોટો ભાઈ પોતાને ઘેર તેડી ગયો અને થોડા દહાડામાં તેના થોડા ઘણા પૈસા હતા, તે પણ ફનાફાતીઆ કરી નાંખ્યા. મીઠીના જેઠને દારૂનું વ્યસન હતું. તે દારૂ પીને મસ્ત રહેતો. થોડા ઘણા પૈસા કમાતો, બાકી તેનું પૂરું તેની બાયડી મજુરી કરીને કરતી. બાયડીનો સ્વભાવ ઈર્ષાળુ હતો, તેનાથી બીજું કોઈ તેના ઘરમાં આવે તે ખમાતું નથી. વળી અધુરામાં પૂરો તેના ધણીપર તેનો પૂરો દાબ હતો. મીઠીને તેનો ધણી ઘેર લઈ આવ્યો, તે તેની આંખમાં સમાયું નહી. અનેક પ્રકારે તે કજીઆ કરવા લાગી, ગાળો ભાંડવા લાગી, 'શંખણી! તારા આવ્યા પછી અમારું સત્યાનાશ વળ્યું? આ એક જણને તો મારી નાખ્યો રાંડ! તારે હવે અમને પણ જીવવા દેવા નથી કે શું! રાંડ ચુડેલ! નખેતર! તારો બાળ્યને પગ અહીંથી! જા, દીસતી રહે!' એમ મરજી પડે તેવી ગાળો ભાંડતી. ધણી પીને આવે ત્યારે ચઢાવતી અને માર મરાવતી. બીચારી મીઠી મજુરી કરીને પૈસા લાવી હોય તે પણ લઈ લેતો, ખરેખર, હલકી વર્ણમાં દારૂએ હિંદુસ્તાનની પાયમાલી કરી નાંખી છે. દારૂની લે'માં આ લોકોએ પોતાને બરબાદ કરી મૂકયા છે. મૂળ અજ્ઞાન જાત, તેમાં આવી ખરાબ વ્યસનની ટેવને લીધે તેઓ બાપદાદાનો ધંધો ગુમાવી કુમાર્ગે ચઢયા છે. મીઠી કોઈ કોઇવાર ઘાસનો ભારો નાંખવા રાયજીને ઘેર આવતી અને કોઈ વેળા કામકાજ પણ કરતી. મોટી મા તેની આ સ્થિતિથી વાકેફ હતાં અને કોઇવાર કપડું તો કોઇવાર દાણા અને પૈસા આપતાં.

મીઠી-"શું કરું માડી, હવે મારે કંઈ પણ આધાર નથી. આમ કયાં સુધી સહેવાશે. અરેરે! આ છોકરાંની શી વલે થશે. હે ઈશ્વર! તું અમારા ગરીબ ઉપર શામાટે રૂઠયો બાપા." એમ બોલી ફરીથી દડ દડ રોવા લાગી.

મોટી માની આંખમાં આ સાંભળી આંસું આવ્યાં. તેનાં છોકરાનું જીર્ણ શરીર જાણે હાડપિંજર હોયની, એવું જોઈ ઘણી દયા આવી અને કાતર થઈ બોલ્યાં, "ઠીક કર્યું આવી તે. અરે નીરૂ! જોને ખાવાનું થયું હોય તો કહેને કે આ છોકરાંને ખાવાનું આપે. મીઠી, તારી ઉમ્મર તો કંઈ બહુ મોટી નથી, શરીર પણ ઠીક છે. બીજું ઘર શોધી લે તો તમારામાં કંઈ વાંધો છે વારુ? શા માટે એમ નથી કરતી? અમે કંઈ બહુ પૈસાવાળા નથી. રોજ રોજ પૈસા કયાંથી લાવીએ વારુ?"

આંખમાંનાં આસું લ્હોતી મીઠી બોલી-"મા સહુ મને એમ કરવાનું કહે છે, પણ મને તે વાત ગમતી નથી. જો મારા નસીબમાં જ સુખ હોત તો આમ થાત જ કયેમ! જે સુખ મળ્યું હતું, તેવું હવે મળવાનું થોડું છે! વળી આ છોકરાં છે, તે પણ

થોડા વખત પછી મોટા થશે અને કંઈ ચાકરી ધંધે લાગશે. બળ્યાં એ ઢેર ઢેર હાંલ્લાં ફોડવાં. જો સંસારમાં સુખ હોત તો હરિયાના બાપને મોત કયાંથી? તેની ઉમર કયાં મરવા જેવડી હતી? જુઓને મા! અમારામાં કરે છે ખરા, પણ મને એ વાત નથી ગમતી. બળ્યું મા, નાતરિયાનું જીવતર! મા, વારૂ ઠીક છે, પણ ના મા, નાતરૂં સારું નહીં. તમે દયા કરી કંઈ કામ અપાવો અનો અહીં પડી રહેવા જેવું કરો. હું કની મા તમારું સર્વ વેતરૂ કરીશ. ઈશ્વર તમારું ભલું કરશે, આ દુઃખમાંથી છોડાવો બાપુ!" એમ કહી પગે લાગવા લાગી.

મોટી મા–"વારૂ! જો તું એક કામ કર. અમારી કામ કરનારીનો છોકરો માંદો પડ્યો છે; તેનામાં કામ કરવા આવવા શક્તિ નથી. તું અહીં રહીને કામ કર અને આ ઢોર પાસે નકામી ઓરડી છે તેમાં રહે. તારાં છોકરાંને ખાવાનું ત્રણ વાર આપીશ, તને આપીશ અને બે રૂપીઆ આપીશ. વળી પહેરેલું કપડું બપડું પણ પહેરવા મળશે. વળી તારે છુટક કામ કોઇને ત્યાં કરવું હશે તો તે પણ છુટ છે. સારી રીતે રહીને કામ કરીશ તો કોઈ કાઢશે નહીં ને વળી બેચાર રૂપીઆ બીજા મળશે."

મીઠી આમ કરવા કબુલ થઈ. એટલામાં નથુ આવી બોલ્યો; "દુધ બીજું જોઇશે, તે કયમ કરું." હરસુખરાય જમીને જતા હતા તે બોલ્યા. "હજી દુધ દુકાને મળશે. એમાં શી ચિંતા છે. જા જઇને લઈ આવ. સાંઝે મારે માટે દુધ રાખશો નહીં. આવે તેમને બધું આપી દેજો."



## પ્રકરણ ૬ ઠું
## સંધ્યાની લ્હેર

મન્યુના લગ્નનો સમય ઘણો જ પાસે આવ્યો હતો. હરસુખરાયનો કાગળ મળ્યા પછી મન્યુ ત્રણ દિવસ પહેલાં તે પોતાના ત્રણ મિત્રોને લઈ આવ્યો હતો. ગામડાંની જીંદગી શહેરની જીંદગીથી તદન જૂદા જ પ્રકારની હોય છે. શહેરની જીંદગી કોલાહલપૂર્ણ હોય છે. ગ્રામ્ય જીંદગી એક પ્રકારની હોય છે. જે સ્ફૂર્તિ, જે ધમાલ શહેરમાં નજરે પડે છે તે ગામડા ગામમાં જોવામાં આવતી નથી. શહેરમાં વસનાર ગામડાંમાં આવતાં, ત્યાં જોવામાં આવતી સરળતા, નિષ્કપટતા જોઈ મુગ્ધ થાય છે. આની સાથે કંઇક અજ્ઞાનતા પણ આ લોકોમાં નજરે પડે છે, તે શહેરમાં જોવામાં આવતી નથી. મન્યુના મિત્રો શહેરમાં વસનારા હતા. તેઓ આ ગામમાં આવ્યા પછી એક પ્રકારનો નવો આનંદ મેળવે છે. એક તરેહની નવીન સ્ફૂર્તિ તેઓમાં આવી છે. વર્ષા સમયમાં ગામડાંનો દેખાવ તેઓ પહેલીજવાર જુએ છે. આખું ગામ જલમય ભાસે છે. જાણે કે તે પ્રલયપયોધિમગ્ન હોયની! તળાવો પાણીથી છલાછલ ભરાયલાં છે. ખેતરોમાં અનાજના છોડવા માથું ઉંચું કરી તડકામાં ગરમીનો અનુભવ લે છે. ઝાકળના ટીપાં ઘાસનાં પાતરાં ઉપર મોતીની પેઠે બાઝી રહ્યાં છે. તેના ઉપર પડતાં સૂર્યના કિરણને લીધે, વાંકા વળતાં ઇંદ્ર ધનુષ્યનાં રંગ તેમાં જણાય છે. કવચિત્ ઝાડમાં સેજ ખડખડાટ થાય છે. એકાદ જંતુ એક ઝાડવાં ઉપરથી સરર લઇને દોડે છે.

એક દિવસે સવારના મન્યુ, નન્નુભાઈ, વસન્ત, અને નારાયણ ફરવા જતાં આ સર્વ દેખાવ જોઈ રહ્યા છે. ફરતા ફરતા તેઓ તળાવને કાંઠે આવ્યા. તળાવની આજુબાજુએ પણ એક લાંબો જમીનનો ખાડો હતો. તે ઉન્હાળાના દિવસમાં સુકાયલો રહે છે પરંતુ હમણાં જલથી પરિપૂર્ણ થયો છે. એક સફેદ ચાદર માફક તેનો દેખાવ છે. પોયણાં તેમાં ખીલી પોતાની ડોક જળ બ્હાર કાઢી હલાવે છે. કુમુદ કરમાયલાં જેવાં ભાસે છે. આ જોઈ નારાયણ બોલ્યો "કહે મન્યુ? ચંદ્રમા તો કયારનો ક્ષીણ થઈ આકાશમાં અદૃશ્ય થઈ ગયો છે તોપણ કુમુદિની મુદિત કયેમ નથી જણાતી? ફરીથી ચંદ્રમા એક વાર દેખા દે એવી આશાથી કે શું? અથવા તો તે એમ ધારતી હશે કે ચંદ્ર મારા વગર વધારે વાર રહી શકશે નહીં? ગમે તે કારણથી હો, પરંતુ આ કુમુદિની દારુણ તપ કરતી જણાય છે. કેવા ભાવથી તે કરમાઈ નીચે વળી ગઈ છે!!"

નન્નુભાઈ–"આવો, જરા આપણે અહીં ઉભા રહી, આ તળાવની આસપાસનો દેખાવ જોઈએ."

તળાવના કિનારા ઉપર એક શિલા ઉપર ધોબી લુગડાં ધુએ છે. કેટલીક ગામની સ્ત્રીઓ વાતો કરતાં બહેડાં માંજે છે. કેટલાંક છોકરાં તળાવમાં ડુબકી મારવાની રમત રમે છે. દૂર ખેતરમાં ઝાડની પ્રશસ્ત છાયા નીચે બેસી એક ગોવાળ ગીત ગાય છે કે;–

"ઓરાં આવો તો કહું કંઈ વાતડીરે રે લોલ;
કાના કાજે ગાળી મેં મારી જાતડી રે લોલ."

આ ગીતનો અવાજ ઘેરાતો દૂર સુધી સંભળાય છે. એક આમલીનું ઝાડ વાંકુ વળી તેની શાખાને જળમાં નવરાવી રહ્યું છે. પાણી ઉપર ત્યાં આગળ નાનાં જંતુઓ તેના પડેલાં પાંદડાં ઉપર દોડે છે. અનેક મચ્છરો ઉડી રહ્યાં છે. એમ થોડીવાર ઉભા રહી તેઓ આગળ ચાલ્યા.

એક ઝાડ ઉપરથી ફરર કરતું પક્ષી ઉડયું. તેની સુધાલહરી ચારે દિશામાં રેલાવી.

આગળ ચાલતા તેઓ બાગમાં આવી પહોંચ્યા. એક જમીનનો નાનો કકડો તળાવની બાજુએ બેટની માફક પડેલો છે. પાણી ઉપર થઈને એક નાની સડક ઉપરથી આ બાગમાં અવાય છે. બાગમાં આવી ત્રણે જણા એક પથ્થર–શિલા ઉપર બેઠા.

બાગ નિસ્તબ્ધ લાગે છે. થોડીવાર સુધી મૌન ધારણ કરી બેઠેલામાંથી લ્હેરી નન્નુભાઈ બોલી ઉઠયો. "ભાઈ મન્યુ! તને કેવી બૈરી પસંદ પડે?"

નારાયણ–બૈરી કેવી જોઇએ તે કહે તો હું કહું! જો! બૈરી એટલી જાડી ન જોઇએ કે ઘરની બારસાખ ભાગવી પડે. એટલી પાતળી ન જોઇએ કે હવાના જોરથી પાંદડાંની માફક ઉડી જાય. એટલી ઉંચી નહી કે પુરુષ પહોંચવાને સીડી લગાડવી પડે. એટલી ટુંકી નહી કે શેટલેંડના ટટ્ટૂની ઉંચાઈ હોય કે વાંકા વળવું પડે. એટલી તંદુરસ્ત નહી કે બાર ડઝન રોટલી ખાઈ જાય. એટલી માંદી પણ નહી કે ડૉ○ ફ્રરનાન્ડીઝનું બીલ ચુકવતાં આરો ન આવે. એટલી ખુબસુરત પણ નહી કે લોકો આંખો ફાડીને જુએ. એટલી બદસુરત પણ નહી કે છોકરાં બ્હીને નાસી જાય. એટલી ભણેલી પણ નહી કે ભાષણોમાં આખો વખત વ્યતીત કરે. એવી પણ નહી કે કંઈ વાંચી, લખી અને સમજી ન શકે. એટલી 'ફેશનેબલ' પણ નહી કે કલ્યાણ મોતી કે માધવદાસનાં બીલ

ચાલુ રહે. એવી ગામડિયણ નહી કે લુગડાં પહેરવાનું ઠેકાણું પણ ન રહે. એટલી નાજુક પણ નહી કે અડતાં શરીર દુઃખે. એટલી અશક્ત પણ નહી કે પતિનું શરીર દુઃખવે અને છેલ્લે છેલ્લો 'મોડરેટ' પણ નહી તેમ જ 'એક્સ્ટ્રીમીસ્ટ' પણ નહી."

મન્યુ–"આ બધું સદ્‌ગુણનું ભરતિયું તું જ્યારે બાઇડી પરણે ત્યારે જોઇને લેજે? અને ન મળે તો પેપરમાં જાહેર ખબર આપીને શોધીને મેળવજે."

નન્નુભાઈ–"વારુ તને કુમુદ ગમે કે કુસુમ?"

મન્યુ–"તે આપણા આ નારાયણને પૂછીએ, કારણ કે તે બરાબર સમજે છે. હું તો એને આ સલાહ આપું કે જેમ લોકો ઔષધને માટે દાક્તરની, કાયદાને માટે વકીલની, સોનાને માટે પટવાની સલાહ લે છે, તેમ પરણનારે પોતાની બૈરીમાં શા ગુણો જોઇએ તેને માટે નારાયણની સલાહ લેવી. કેમ વસન્ત ખરું કે નહી?"

વસન્ત–"હા. પણ નારાયણને કુમુદ પણ ન ગમે કેમકે તે 'મોડરેટ' જેવી છે અને કુસુમ પણ ન ગમે કારણ કે તે તો 'એક્સ્ટ્રીમીસ્ટ' જેવી છે. કેમ નારાયણ ખરું કે નહી?"

આમ વાર્તા વિનોદમાં કેટલોક વખત નીકળી ગયો. સૂર્ય વધારે તપવા લાગ્યો છે. તરુવરો વરસાદનાં જલથી ધોવાઈને ઉજ્વલ ગાઢ શ્યામ શોભા ધારણ કરે છે. પ્રકૃતિ નવીન વેષથી સજ્જીત થયેલી દીસે છે. એક છોકરાનું ટોળું ઝાડીમાં દોડાદોડ કરતું જોઈ એક શિયાળ બ્હીકથી ઝાડી છોડી દોડી ગયું. એક પક્ષી ઝાડ ઉપરથી ઉઠી આકાશમાં ઉડયું. છોકરાંઓ બુમ પાડી ઉઠયાં. "અરે સમળી છે રે સમળી. એના માળામાં સોનું હશે."

મન્યુ–"ચાલો વાર ઘણી થઈ હવે આપણે આમ ફરી લઈ ઘર તરફ વળીએ."

તેઓ તે જગ્યા છોડી આગળ ચાલ્યા. તળાવને પાળે એક માટીની નહેરમાંથી સમાન વેગે પાણી વહી થોડે ઉંચેથી તળાવમાં પડે છે. ઉન્હાળામાં તળાવ સુકાય નહી તેને માટે આ નહેરમાંથી પાણી લેવાનો બંદોબસ્ત કરેલો હતો. આપબળ જોરથી તળાવમાં પાણી પડે છે. જળના છાંટા હીરાના કટકા જેવા સૂર્યના તાપમાં જણાય છે. નહેરનાં પાણી ઉપર પાંદડાં તરતાં વહી જાય છે અને પાણીની ગોતનું સૂચન કરે છે. પાણી ઉપર સેવાળ હાલતી જોઈ વસન્ત બોલ્યો–"જો નન્નુ આ એક જણ પાણીમાં પડી શાંતિથી કેવું કાંપી રહ્યું છે?"

નન્નુ–"તું તો કવિ છે. તારી કલ્પનાને કયાં પહોંચાય એમ છે? પણ આ જોયું કે અહા! એને કેવો રૂપનો ગર્વ છે? વાંકુ વળી અષ્ટ પ્રહર આ ઝાડ પોતાની રૂપ શોભા નિરખે છે."

નારાયણ–"કેમ ન નિરખે વારુ? તમે કેમ તમારું મોં દર્પણમાં જુઓ છો? શું તમને જ સાધ્ય છે ને એને નથી?"

મન્યુ–"નહી કેમ? તમે તો બારે માસ એમ કરો છો. આ બાપડું વૃક્ષ તો થોડો કાળ જ પોતાની શોભા જોવાનો લાભ લે છે અને એથી જ આ ઋતુમાં પ્રકૃતિએ તેને નવીન વેષથી ભૂષિત કીધું છે."

એક વડની ઝાડપર એક પક્ષી 'કઃ કઃ કઃ કહ. કહ. કહ.' એવો અવાજ કરે છે તે સાંભળી વસન્તે પૂછયું. "મન્યુ! આ પક્ષી શાનો પાઠ ભણે છે?"

નન્નુભાઈ—"એ ચંડીપાઠ ભણે છે. ભાઈ."

નારાયણ—"ના, ના, એ તો 'કઃ કઃ કઃ' કરીને કહે છે કે શામાટે, શામાટે તમે સમય નકામો શામાટે ગુમાવો છો?"

મન્યુ—"એ પક્ષી વિષે તને બીજી કંઈ ખબર છે કે? આ પક્ષીનું બોલવું સાંભળી અહીં ગામડાના લોકો એમ માને છે કે હજી વધારે વરસાદ પડશે."

આમ વાર્તાલાપ કરતા કરતા તેઓ અડધો રસ્તો વટાવી ગયા. રસ્તામાંથી એક જણ પાસેથી કેટલાંક પોયણાં વેચાતાં લીધાં. ઘર આગળ આવી પહોંચતાં તેમને માલમ પડયું કે ઘરની આગળ ચંદરવો બંધાઈ ગયો છે, આંગણું સાફસુફ થઈ ગયું છે, નોકરો યથાસ્થાને કામે લાગી ગયા છે. ઘરની બહાર તોરણ બાંધી દીધું છે, અંદર ખુલ્લા ભાગમાં પણ નાનો ચંદરવો બાંધવામાં આવ્યો છે. ઘરની બહાર એક ભિખારી સાધુ ત્રણ નાના છોકરાઓ લઈ ભજન ગાતો ભિક્ષા માગે છે. શરીરે ગોપીચંદન, હાથમાં એક તારો, માથે મોટું ફાળ્યું, સાથે ત્રણ યુવાન્ સ્ત્રીઓ. તેમના હાથમાં મંજીરાં આવા પ્રકારના ભગતડા ગામડાઓમાં ઘણા જોવામાં આવે છે. તેઓ સાદ કાઢી ગાય છે. આ સ્ત્રીઓ સાથે રાગ પુરાવે છે અને તંબુરા વગાડે છે. ઘર આગળ આવતાં આ સાધુના કર્કશ કંઠની સાથે સ્ત્રીઓનો કોમળ સુર એક નવા પ્રકારના સ્વરની ઉત્પત્તિ ભાસે છે. આ સાધુને જોતાં જ મન્યુને રાગ આવ્યો. ગુસ્સામાં તે સાધુને બોલ્યો "બદમાશ! તું હરિ ભજન કરવા આવ્યો છું! તારી સાથે આ સાધુડીઓનું શું કામ?"

નન્નુભાઇએ તેને ખભે હાથ મૂકી વાર્યો. પણ મન્યુ નન્નુભાઇનો હાથ તરછોડી બોલ્યો. "તું હરિ ભજન નથી કરતો પણ હરિ ભજનનું અપમાન કરે છે. તમને ભિક્ષા આપવામાં પાપ છે."

સાધુ તેનું ભજન બંધ રાખી બોલ્યો. "બાપુ તમે અમારો ધર્મ કયાંથી સમજો? તમારે ભિક્ષા આપવી હોય તો આપો, ન આપવી હોય તો ન આપો. પણ આમ ગુસ્સો શામાટે કરો છો? અમે તો રાયજીને ત્યાં આવીએ છીએ તે મળીને જઇશું, લ્યો આ ભજન બંધ રહ્યું."

એટલામાં આન્હિક પુરું કરી રાયજી ત્યાં આવી ઉપસ્થિત થયા અને મન્યુને પૂછયું. "કેમ રે શું કરો છો તમે?"

સાધુએ જવાબ આપ્યો—"આ આપણા ભાઈ કહે છે કે અમે હરિ ભજન નથી કરતા, હરિ ભજનની મશ્કેરી કરીએ છીએ. બદમાશી કરીએ છીએ. અમને ભિક્ષા આપવામાં પાપ છે."

મન્યુ—"હા! હજુ પણ કહું છું કે તમને ભિક્ષા આપવામાં પાપ નહી પણ મહત્ પાપ છે. આપનાર પણ પાપમાં પડે છે."

રાયજીએ દિલગીર થઈ જવાબ આપ્યો: "રહેવા દો તમારા એ બધા અંગ્રેજી વિચારો. અમે જ્યાં સુધી જીવીએ છીએ ત્યાં સુધી ભિક્ષા આપીશું. અમારા મરી ગયા પછી તમને પાલવે એમ કરજો. ઈશ્વરનું નામ ગમે તેને મોંએ સાંભળવું એ અમૃત સમાન છે, અને પાપને હરનારું છે. ભગતરામ એક ગાઓ સારૂં ભજન."

આ સાંભળી ભગતરામ એક પ્રકારની સ્ફૂર્તિમાં આવ્યા, અને સાધુડીઓ પણ ઉત્તેજીત થઈ ગાવા લાગી.

"વરીયે તો શામળીઓ વરીયે, વરીયે તો પાતળીયો વરીયે;
વરીયે તો છબીલો વરીયે રે. ચતુરવર. ૧
સંસારીનું સગપણ કાચું, પરણીને રંડાવું પાછું;
એને ઘેર તે પાણી શીદ ભરીયે રે. ચતુરવર. ૨
સંસાર તો સરવે જુઠો, શું થાશે રૂઠયો કે ત્રુઠો;
તેહને તુચ્છ જાણી ફરીયે રે. ચતુરવર. ૩
જેહને પરણે દુઃખ જાય, અખંડ હેવાતણ થાય;
તેની સાથે પ્રીત કરીયે રે. ચતુરવર. ૪
સંસાર તો સરવે ખોટો, પાણી માંહેનો પરપોટો;
ફુટી જાશે નાનો મોટો રે. ચતુરવર. ૫
દયા પ્રિતમ કેરો વહાલો, નટવર નંદલાલો;
તેને સાહો કરી માલોરે." ચતુરવર. ૬

મન્યુ કંઈ પણ પ્રત્યુત્તર આપ્યા વગર પોતાની ઓરડીમાં પોતાના મિત્રો સાથે આવ્યો અને બેઠો. હસ્તા હસ્તા અમૃત બોલ્યો. "વૈરાગીએ ઠીક તને મહાત કર્યો!"

મન્યુ—"એમાં મહાત શાનો કર્યો? વડીલનો તેમના પ્રતિ એક પ્રકારનો ભાવ છે. હું એવું રખડતાઓને દાન આપવું પસંદ કરતો નથી. આવા પ્રકારના સાધુઓ હિંદુસ્તાનમાં કલંકરૂપ છે."

નન્નુભાઈ—"હા, હા. આ સાધુડાની જમાત પાસે પુષ્કળ પૈસો હોય છે. મફતનું ખાવું ને મસીદે સુવું. જેમ જેમ એમની સંખ્યા વધતી જાય છે તેમ તેમ ભારતવર્ષમાં પૈસાનું નિકંદન નિકળતું જાય છે. તેઓએ દાઢી વધારી હજામના ધંધાને હાનિ પહોંચાડી છે. ચંદનનો રાત દિવસ ઉપયોગ કરી બજારમાં ચંદનનો ભાવ ચાર ગણો વધારી દીધો છે."

નારાયણ જરા રમુજી સ્વભાવનો હતો તે બોલ્યો.—"આ સાધુમાંના ઘણાખરા તો નામનાજ સાધુ હોય છે, પરધન અને પરસ્ત્રીના ભોગી હોય છે. માલ મલીદા ખાનાર હોય છે. ખરા વૈરાગ્યને લીધે તેઓ સંસારનો થોડો ત્યાગ કરે છે." એ તો "ભારત દુર્દશા"માં કહ્યું છે તેમઃ—

"જ્યાં ઘરમાં થઈ જરી ખટપટ—જઈ જોયો બાવાનો મઠ;
બાવાજીએ કાતર લઈને દાઢી મુછો કાપી ઝટ.
હલકી તુમડી હાથ દઈને મોટો ભારી આપ્યો લઠ;
બોધ કર્યો કે "બેટા માગો ભીક્ષા તજ કે સબ ઝંઝટ."
એમ જ પોતાના હાથે નિજ હાથ પગોને ભાગ્યા છે;
ચોથે ભાગે ભારતવાસી ભીખ માગવા લાગ્યા છે."

"આજકાલ સાધુડાની સંખ્યા પણ કેટલી બધી વધી ગઈ છે!"

અમૃત—"ગમે તેમ કહો ભાઈ! પણ હું તો તેમની ભક્તિ જોઈ મુગ્ધ થયો. ભજન ગાતાં ગાતાં તેની આંખમાંથી આંસુ પડતાં હતાં. તેનું હૃદય કેટલું ઉદાર!"

મન્યુ—"શાનું ઉદ્ધાર! કપાળ તેમનું? તેઓ સમાજને શું લાભ આપે છે? ખાઈ પીને પડ્યા રહે છે. નથી લોકોને શિક્ષા આપતા, નથી લોકોમાં વિદ્યાનો પ્રસાર કરતા, નથી લોકોનાં દુ:ખને તલભાર છોડવવાને પ્રયત્ન કરતા. આવા સાધુઓ હિંદુસ્તાનને શ્રાપ સમાન છે. જુઓ ભણેલા સાધુઓ, વિવેકાનંદના મઠના સન્યાસીઓ કેવું કામ કરે છે. ઇસ્પીટાલ સ્થાપી ઋષિકેશમાં સાધુઓને, ગરીબોને મફત દવા આપે છે, તેમની સુશ્રૂષા કરે છે. સેવાશ્રમ સ્થાપી ગરીબોને અનેક પ્રકારે સ્હાય કરે છે. વિદ્યાર્થીઓને મદદ કરવાને માટે પણ તેઓએ સ્તુત્ય પ્રયત્ન આરંભ્યો છે. આમાનું છે કંઈ આ સાધુડાઓને?"

અમૃત—"ગમે તેમ પણ તેઓ સમાજનું અંગ છે."

મન્યુ—"અંગ શાનું? તેઓ ઉદર પોષી (Parasites) છે. તેઓ સમાજનું અર્થ રૂપી રુધિર પીએ છે અને સમાજને જ નુકસાન કરે છે; અને પોતાની જાતને પણ હાનિ કરે છે. રેલેકેંસટર તેના ડીજનરેશન (Degeneration) માં શું કહે છે તે તેં વાંચ્યું છે?"

અમૃત—"સમાજના અંગને નષ્ટ કરવું એ કેવળ હાનિકારક છે. ભલે તમે તેમને સુધારો. તેઓ આળસુ ન થાય તેવો પ્રયત્ન કરો. તેઓ ઉપયોગી બને, જનસેવા કરતાં શીખે એવે માર્ગે તેમને લગાડો. એટલે તેમનામાં બદમાસી ઓછી થશે. સમાજના અંગને નષ્ટ કરવાથી આખા સમાજના શરીરને હાનિ પહોંચવાનો સંભવ છે. તેમને ઉદર પોષણને માટે શ્રમ કરતાં શિખવવામાં આવે તો આળસ રહે નહી. જો તેઓ સુધરી જનસમાજની સેવા કરતાં શીખે તો અનેક પ્રકારના અપૂર્વ લાભ સમાજને થાય, તે નિર્વિવાદ છે. આમ આ સંસ્થાને નષ્ટ કરવા કરતાં ઉપયોગી બનાવવા એ જ ઉત્તમ માર્ગ હું તો ધારું છું. એક આંગળીને જો કોહ લાગે તો તે કોહને દૂર કરવો, પણ આખી આંગળીને કાપવી નહી, એમ કોઈ પણ સુજ્ઞ આદમી કબુલ કરશે."

આમ તેઓ પરસ્પર વાદ કરતા હતા અને મન્યુ કંઈ જવાબ આપવાની તૈયારીમાં હતો. તે સમયે એક નોકર ત્યાં આવ્યો અને "જમવાનો સમય થયો છે. મોટી મા બોલાવે છે" એમ કહી ચાલ્યો ગયો. સર્વે જણ જમવાને માટે નીચે આવ્યા.

—✡✡✡✡—

## પ્રકરણ ૭ મું
### લગ્નની ધમાલ!

આ વાર્ત્તાના વાંચનારાઓ કદાચ મનમાં કહેતા હશે કે "બાપુ! આ તે કેવા પ્રકારનું નોવેલ! છ છ પ્રકરણ થઈ ગયાં, પણ હજી સૂધી કોઈ નથી આવી કુમુદ કે નથી બોલતી કુસુમ, નથી આવી કોઈ તિલોત્તમા કે, નથી જણાતી આયેષા કે, નથી દેખા દેતી કોઈ રૂપસુંદરી, કે દેવળદેવી, આ તે કેવું નોવેલ! મન્યુના વિવાહની વાત તો પહેલા પ્રકરણથી શરુ થાય છે પણ હજી સૂધી કંઈ આરો જ ન મળે! નોવેલ વાંચવાનું આનંદને માટે. એમાં તમારા આ લાંબા 'લેકચર'ની કંઈ કંઈ જરૂર વારુ!"

આ ક્ષુદ્ર લેખકમાં આપને આનંદ આપવા જેટલી શક્તિ ન હોય તો તે આપની ક્ષમા માગે છે અને થોડું ધૈર્ય રાખવાની પ્રાર્થના કરે છે. લગ્ન તો ચાલો હમણાં જ આ

પ્રકરણમાં પૂરું કરી નાંખીશું, પણ કુમુદ કે કુસુમ, રૂપસુંદરી કે દેવળદેવી દેખાવ દેશે કે નહી, તે તો ભવિષ્યની વાત અને લખનારના કૌશલ્યની ખુબી. એવું કૌશલ્ય લખનારનામાં છે કે નહીં, તેની લખનારને ખબર નથી.

આજ મન્યુની જાન અમદાવાદ જવાની છે. ઘર આગળ ઘણાં માણસો અને સ્ત્રીઓ એકઠાં થયાં છે. બૈરીઓએ લગ્નનાં ગીત ગાવા માંડ્યાં છે. કેટલાક જાનની સાથે જવાના છે. કેટલાક મળવા આવ્યા છે. છોકરાંઓનું રડવું, બૈરાંઓનાં ગીત, માણસોની ધમાલ, આ સઘળું મિશ્રણ થઈ, ઘરમાં અપૂર્વ કોલાહલ મચી રહ્યો છે. જાન નીકળવાની તૈયારી થઈ. કોઈ કહે 'મારું અમુક રહી ગયું,' કોઈ કહે 'હું પાકીટ વીસરી ગયો,' એમ કરતાં કરતાં ગાડી જવાનો વખત લગભગ નજીક આવી પહોંચ્યો. ગાજતે વાજતે જાન ગામમાંથી નીકળી સ્ટેશન ઉપર આવી પહોંચી. અહીં કેટલાક માણસો જે વળાવવા આવ્યા હતા તે પાછા ગયા. જતાં જતાં 'આવજો હો, સંભાળજો પેલી પેટી! કીકાને રડાવતી ના, સાચવી કામ કરજો, પરદેશનો મામલો છે,' ઇત્યાદિ શબ્દો સંભળાવા લાગ્યા. બે કલાક રહીને આ સર્વ મંડળ અમદાવાદ આવી પહોંચ્યું. અહીં ઝાઝું કરવાનું નહોતું. નવીનકુમાર અમદાવાદમાં જ નોકર હતો. એટલે ઘર તો પોતાનું હતું; છતાં બીજા સાથે વધારાનાં માણસો આવવાનાં, એટલે બીજું ઘર પણ એક માસને માટે ભાડે રાખી લીધું હતું. ઘેર પહોંચતાં જ સર્વને યથાસ્થાને ઉતારો આપવામાં આવ્યો. ભોજનની વ્યવસ્થા થઈ. રાયજી સાહેબે આવી સર્વની ખબર પૂછી કોઇને કંઇ જોઇતું કરતું વગેરેનો બંદોબસ્ત કર્યો. તે દિવસે સર્વ થાકેલાં પાકેલાં હોવાથી કંઈ ઝાઝું કામ થયું નહીં. અહીં તહીં બે ચાર કામ જરૂરનાં કરી લઈ મંડળી આરામે લાગી ગઈ.

બીજે દિવસે મન્યુનાં લગ્ન હતાં. આજ ધામધુમનો દિવસ હતો. સવારથી જ સહુ કામે લાગી ગયાં હતાં. વરરાજાને નવરાવી ધોવરાવી પીઠી ચોળવામાં આવી. બૈરાં તેની ધમાલમાં હતાં. વળી તે જ દિવસે ન્યાત જમાડવાની હતી અને વરઘોડો કાઢવાનો હતો, તેથી પુરુષવર્ગ તે કામમાં ગુંથાયું હતું. વેવાઇનાં માણસો શાકપાનને માટે આવતા, તેમને મળવાનું અને યોગ્ય માનપાનની તજવીજ રાખવી પડતી. સાંજના ચાર વાગે સર્વ તૈયારી પૂરી થઈ. વરઘોડો ભારે ધામધૂમથી નીકળ્યો. શહેરના પ્રતિષ્ઠિત માણસોએ સાજન મંડળમાં હાજરી આપી હતી; કારણ કે નવીનકુમારને જડજની કોર્ટમાં નોકરી હતી. જડજ અને તેની મડમ અને દીકરીઓ પણ વરઘોડામાં આવ્યાં હતાં. સાજન ભરપૂર હતું. વરઘોડો જેમ ભારે હોય, સાજનમાં જેમ વધારે પ્રતિષ્ઠિત માણસોની હાજરી હોય તેમ લોકો તેમાં માન સમજે છે. રાયજીના કુટુમ્બના મોભા પ્રમાણે વરઘોડો સારો હતો. જોત જોતામાં આ સર્વ મંડળ વેવાઇના દ્વાર આગળ આવી પહોંચ્યું. એક મોટા ઘરના દીવાનખાનામાં સાજન પોતપોતાના દરજ્જા અને મોભા પ્રમાણે ગોઠવાવા લાગ્યું. યુરોપીઅનો અને પારસીઓ ખુરશી ઉપર ગોઠવાયા. બાકીના તકીઆ ઉપર અને ગાદી ઉપર બેઠા. પાનસોપારી ગુલાબ જળ અપાયાં, નાળિયેર વહેંચાયાં. વરઘોડો પૂરો થયો.

નીચે બૈરાં ગાતાં ઉભાં હતાં. વરરાજા પણ આખા દિવસના ઉપવાસી હતા. હાથમાં નાળીએર, શરીર ઉપર શાલ અને માથેથી આખા શરીર ઉપર પહોંચતો મગ-

મગતા ફુલનો ખુંપ હતો. વરને પોંખી માહેરામાં લઈ ગયા. એક આસન ઉપર બેસાડ્યા. પાસે જ વેદીમાં અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવ્યો હતો, બ્રાહ્મણો મંત્ર બોલતા હતા, કન્યાને અંતરા પટ રાખી પધરાવવામાં આવી. જોશીએ બુમ મારી ‘સમયવર્તે સાવધાન,’ ‘આચાર્ય સાવધાન’ વગેરે શબ્દો સંભળાવા લાગ્યા. આ પ્રમાણે લગ્ન થયાં. મંગળાષ્ટક ગવાયાં; લગ્નની ઝાઝી હકીકત શી લખીએ? એમાં કંઈ નૂતનત્વ નથી. જે દશ બાર લગ્ન આપે જોયાં હશે, તેવા જ પ્રકારનું આ લગ્ન હતું. રાતનાં લગ્ન પૂરાં થયા પછી વરકન્યાને વળાવવામાં આવ્યાં. વર તરફનાં બૈરાં આનંદથી ગાવા લાગ્યાં. કે “અમે ઇડરીઓ ગઢ જીત્યાંરે આનંદ ભર્યાં.” આમ ગાજતુંવાજતું સર્વ મંડળ પોતપોતાને ઘેર આવ્યું. રાત્રે ન્યાતનું જમણ હતું. આઠ નવ વાગતાં ન્યાતના લોકો આવીને એકઠા થવા લાગ્યા. આવીને અમુક સ્થાન અમુકે રોકી રાખ્યાં. કેટલાક મોડા આવનારા શેખીખોરો આસનના સીમાડાને માટે વિગ્રહ કરવા લાગ્યા. વળી કોઈ મનાવવા લાગ્યું. આમ અડધો કલાક વીતી જતાં પંગતમાં પત્રાળાં નીકળ્યાં. જમણ પીરસાયું. સર્વ જમવા લાગ્યાં. પહેલાં સર્વ શાંત દીસતું હતું. હવે દાળના સુસ્વાટા સંભળાવા લાગ્યા. થોડીવાર પછી ‘અમુક લાવજો’ એવી બુમો કાને પડવા લાગી. થોડીવાર પછી ‘પીરસનાર શું કરે છે, બેસી રહ્યા છે કે?’ એવા શબ્દો કાનમાં પ્રવેશ કરવા લાગ્યા. એટલામાં એક કુતરું દોડતું દોડતું પંગતમાં આવ્યું. ‘હડ્, હડ્’ ‘હાડે’ની બૂમ પડતાં કુતરું ગભરાયું અને આમ તેમ નાસવા લાગ્યું. કોઈ કહે ‘કંઈ નહી, અરે એ તો ન્હાઇને આવ્યું છે, જવા દો, જવા!’ એ આમ આ કુતરાની બીના પૂરી પતી નહી હોય, એટલામાં કોઇની મેડી ઉપરથી જમનારા ઉપર પાણીના ધોધ પડવા લાગ્યા. હાહાકાર થતાં પીરસનારા ત્યાં એકઠા થયા. જેમના ઉપર પાણી પડ્યું હતું, તેઓ બબડતા ઉભા થયા અને આ મજા જોવાને કેટલાક જુવાનીઆ પણ આવી ઉભા. ‘સાળા ઘરધણીને ભાન નથી કે ન્યાત નીચે જમવા બેઠી છે. બેવકુફોને આમ પાણી રેડતાં શરમ નથી આવતી! પાડાપડોશમાં રહેવું ને આંખની શરમ નહી.’ ‘શું થયું, કંઈ જાણી જોઇને તો રેડયું નથીને? અજાણતાં થયું તેમાં શું!’ ઘરધણીએ બારીએ આવી ઉત્તર આપ્યો. એક જુવાનીઆએ ફટ દઈ પથરો નાંખ્યો. બારીનો કાચ તડડડ દઇને ફૂટ્યો. આવેશમાં ને આવેશમાં ઘરધણી તે માણસને પકડવા નીચે આવ્યો. “અરે ન્યાતમાં વાણીઓ વાણીઓ”ની ગર્જના થઈ. થતાં થયું એ કે, કેટલાક જુવાનીઆઓએ મળી તે બિચારાને સારી પેઠે ખોખરો કર્યો. આ ઘમસાણની ખબર પડતાં જ નલીન ત્યાં આવી ઉપસ્થિત થયો. જેમ તેમ કરી ઘરધણીને સમજાવ્યો, ન્યાતના જુવાનીઆઓને પણ સમજાવ્યા, અને સર્વને ઠેકાણે પાડ્યા. જમતાં ઉઠી ગયેલાને બીજી પંગતે જમવા બેસાડ્યા. બીજી પંગતે કોણ જમવા આવ્યું છે અને કોણ નથી આવ્યું, તેની મર્દુમ સુમારી (Census) થઈ. અમુક ભાઈ જમવા નથી આવ્યા. કેમ નથી આવ્યા, તો કે’ નોતરું હતું, પણ તેડું નહોતું. ચાલો ત્યારે તેડું કરવા ફરી. રાયજીને ખબર કાઢતાં માલમ પડ્યું કે, બળદેવજી ધ્રુવ નથી આવ્યા અને બીજું ગોપાળ, બળદેવજી ભાઇને ત્યાં તો નોતરું હતું પણ નજીકના સગા માટે તેડું પણ જોઇએ, તે કોઈ કરવા ગયું નહોતું. જ્યારે બીચારા ગોપાળને તો કોઇએ ન હોતું કર્યું તેડું કે નહોતું કર્યું નોતરું!

હરસુખરાયે નલીનને બોલાવ્યો અને પૂછ્યું કે, "કેમ બળદેવજી ભાઇને ત્યાં તેડું નહી અને ગોપાળને ત્યાં નહી નોતરું કે નહી તેડું?"

સર્વને નોતરાં ને તેડાં કરાવવાની યાદી–મોટી મા પાસે બેસી નલીને કરી હતી, તેથી આ સર્વ વ્યવસ્થાનો ભાર તેને શિર હતો. માણસ બીચારો આ બધાં કામની ગડબડમાં કેટલું કરે! નલીને અવનત ચહેરે જવાબ આપ્યો. "બળદેવજી ભાઇને ઉતાવળમાં તેડું નથી કરવા જવાયું અને ગોપાળ તો આપણા ઘરનો માણસ છે, એને તેડાં નોતરાંની જરૂર શી?"

હરસુખરાય–"તારા બધા આ સુધરેલા વિચાર રહેવા દે. ઘરનું લાવવા મેલવાનું કામકાજ કરે, એટલે તેને તેડું નોતરું નહી, એ કયાંનો ચાલ? રામ રામ! રામ રામ! અમારા ગયા પછી સંસાર શી રીતે ચલાવશો? આમ કરે સંસાર નહી નીવેડાય બાપુ! મને કંઈ આશા પડતી નથી કે વ્યવહારકુશળ થઈ તું સર્વ કામ ચલાવી લે!"

આમ ગુસ્સે થઈ રાયજી તેમની મેડી ઉપર જઇને બેઠા. બીજાં ઘરનાં માણસો બોલાવી બળદેવજીભાઇને ત્યાં તેડું મોકલ્યું અને ગોપાળને ત્યાં નલીનને જાતે મોકલ્યો. બળદેવજી ભાઈ તો શયન કરી ગયા હતા. બારણાં ઠોકી જાગૃત કીધા. હા, ના, કરીને પરાણે જમવા તેડી લાવ્યા. ગોપાળ પણ "હું તો વાળુ કરી સુતો છું, હું કયાં અત્યારે આવીશ" વગેરે કહેવા લાગ્યો. પણ નલીને માફી માગી, તેને પણ ખેંચી આણ્યો. લગભગ અગીયાર વાગવાનો વખત આટલામાં વીતી ગયો હશે. ઘરનાં સઘળાં માણસો બળદેવજી ભાઈ અને ગોપાળ આવ્યા ત્યાંસુધી ભુખ્યાં ઠોકાયાં હતાં. તેઓ આવ્યા, એટલે પોતાને ત્યાં થયેલી ભૂલને માટે માફી માગી અને સઘળા ત્રીજી પંગતે જમવા બેઠા. ત્યાર બાદ બીજાને આપતાં કરતાં લગભગ બાર વાગી ગયા.

લગ્નનું કામ થોડા રોજમાં પતી ગયું. આજ વરનાં સહુ માણસો એટલે જાન પાછી પોતાને ગામ જવાની છે, તેથી આજ એક કામ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. કેટલાકનો એવો વિચાર થયો છે કે, જતાં પહેલાં એક વર કન્યાનો અને બીજો આખી જાનનો ફોટો પડાવી લેવો. આજ સવારનાં એક ફોટોગ્રાફરને તેટલામાટે બોલાવી લાવવામાં આવ્યો છે. ફોટોગ્રાફરે આવી આંગણાં આગળ બે ચાર ઝાડનાં કુંડાં યથાસ્થાને ગોઠવ્યાં. પછી એક જગ્યાએ સ્ટેન્ડ ઉપર કેમેરા ગોઠવી બધાને તેનાથી થોડે અંતરે બેસાડ્યાં. એકની ટોપી સીધી કરી, બીજાની પાઘડી બરાબર રખાવી, પછી પાછા કેમેરા આગળ જઈ માથા ઉપર કાળું લુગડું ઓઢયું; વળી પાછું કંઇક ઠીક ન લાગ્યું. ફરી આવી એકની સાડી ઠીક કરાવી, બીજો વાંકો વળી ગયો હતો તેને ટટાર બેસાડ્યો. બીચારા ગામડાના લોક તાકીને જોતા હતા કે, આમાં તે ભૂત હશે કે પલીત. થોડીવાર પછી ફોટોગ્રાફર બોલ્યો; "હવે બરાબર છે, બધા આમ તાકી તાકીને જુઓ! આ શરુ કરું છું હો." એક જણ કહેવા લાગ્યું કે, 'હજી શરુ નથી કરતા તો કરશો ક્યારે? અને પૂરું ક્યારે થશે?'

ફોટોગ્રાફરે ઝટ લઇને ઢાંકણું બંધ કીધું, અને કહ્યું "બસ થયું."

"હેં શું થયું! શરુ ક્યારે કીધું અને પૂરું કયારે કીધું!" એક જણ બોલી ઉઠ્યું; "શું આ ઠઠ્ઠા તો નથીને!"

ફોટોગ્રાફરે હસ્તાં હસ્તાં જવાબ આપ્યો, "જે પળે શરૂ કર્યું, તેજ પળે પૂરું કર્યું."

વાંચનાર! શું લગ્નની ક્રિયા પણ ફોટોગ્રાફની ક્રિયાને મળતી આવતી હશે? જે મૂહૂર્તે તેનો આરંભ જ થાય છે, તે જ મૂહૂર્તે તે પૂર્ણ થાય છે? બોલો તો વારૂ તે મૂહૂર્ત કયું?

ચાર ચક્ષુનું મિલન, તે એક અનંત મૂહૂર્ત છે! આજ પળે જુઓ એક અપરિચિત મૂર્તિનો ફોટો હૃદયમાં પાડવો પડે છે. વધૂ પણ જુએ છે કે, પૂર્વે આ મૂર્તિ જોઈ નહોતી. કયાંથી આવી? એ વિધાતાની અપૂર્વ લીલા છે. મન્યુ તેના હૃદય ઉપર આ છબી આંકી પોતાને ગામ ગયો. એ જ સાંજે તેના મિત્રોને લઇને હજારી માતાના મંદિર તરફ ફરવા ગયો. કારણ કે બીજે દિવસે તે તેના મિત્રો સાથે મુંબઈ જવાનો હતો.

---

## પ્રકરણ ૮ મું

### સૌંદર્ય!

પ્રકૃતિ દેવી સમયે સમયે જૂદા રંગ ધારણ કરે છે. સવારની રમણીય શોભા, સાંઝના મનોરમ દેખાવથી જૂદી જ હોય છે. બપોરે વળી કંઈ ઓર જ સૌંદર્ય નજરે પડે છે. ખેતરોમાં, તળાવમાં, વનમાં, જંગલમાં જૂદી તરેહનું સૌંદર્ય અને વિચિત્ર જીવનલીલા જણાય છે. હજારી માતાનાં દર્શન કરી પાછા ફરતાં સોળ સતીના ચોતરા આગળ તેઓ આવ્યા. અહાહા એ શું રમણીય સ્થાન! અહીં આગળ આ વિશાળ જળરાશિ ઉપર નમતા ભાનુપ્રકાશનાં રાતાં કિરણોએ આછી ગુલાબી છાંટ નાંખી છે. આ જળમાં કમળ, કુમુદ પુષ્કળ છે; સમીર શાંત અને સુગંધીદાર વાય છે; ઉજ્જ્વલ કોમળ નીલ વર્ણના આકાશમાં એક એક કરતાં તારાઓ ફૂટી નીકળ્યા છે; જાણે વ્યોમ ભૂમિને રત્નથી જડી લીધી હોય, એવો ભાસ થાય છે; આકાશમાંથી રત્નતરેણું વર્ષી રહી છે. સરોવરની છાતી ઉપર લહેરીઓ લહેરાય છે; વચ્ચે એકાદ પંખીનો તીવ્ર અવાજ કર્ણગોચર થાય છે. અષ્ટમીનો ચંદ્ર આકાશમાં ઉગી નીકળ્યો. રાત્રીની સ્નિગ્ધ સૌમ્ય છાયા અને શાંતિનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે. આ સર્વ જોઈ નન્નુભાઈ બોલ્યો; "અહા! શું અપૂર્વ સૌંદર્ય રેલાઈ રહ્યું છે. વારુ નારાયણ, સ્ત્રી સુંદર કે પુરુષ સુંદર?"

"નારાયણ પ્રેમની આંખે જુઓ તો સર્વ સુંદર જ છે. કદરૂપું કંઇ જ નથી. 'લૈલીને મજનુની આંખથી જુઓ' એ સાધારણ કહેવત છે. એ તો એક વાત. બીજું એમ છે કે, જે પોતાનું નથી અને બીજામાં છે, તેને માણસ હમેશાં સુંદર જુએ છે. પુરુષ અને રમણી પૃથક્ મૂર્તિ છે. ઉભય સરખાં નથી. જે પુરુષમાં છે તે રમણીમાં નથી અને જે રમણીમાં છે, તે પુરુષમાં નથી, માટે એક એકને સુંદર જુએ છે કૃષ્ણ શ્યામ છે, રાધિકા ગૌર છે. છતાં રાધા કૃષ્ણને માટે તલસે છે. સૌંદર્ય માત્ર મનની કલ્પના છે."

વસન્ત–"માત્ર મનની જ કલ્પના એમ તો ન કહેવાય. જે સુંદર તે હમેશાં સુંદરજ છે. આકાશનો ચંદ્ર સુંદરછે, નદીનાં તરંગ સુંદર છે, કોકિલાનું ગાન સુંદર છે,

બાળકનું નિર્દોષ હાસ્ય સુંદર છે, જનનીનો સ્નેહ સુંદર છે. કહો વારુ, આ સર્વ કોને સુંદર નથી જણાતું?"

મન્યુ-"જે મનુષ્યો આ સર્વમાં સૌંદર્ય જોઈ શકતા નથી, તેમને મન તો આમાંની એક પણ વસ્તુ સુંદર નથી-એ તો સીધી વાત છે. ચંદ્રની જ્યોત્સ્ના જોઈ પોતાપણું ખોઈ શ્રી ગૌરાંગે જળમાં ઝંપલાવ્યું. આપણે કેટલી બધી વાર જ્યોત્સ્ના જોઇએ છીએ, પણ પ્રાણોત્સર્ગ કરવાની ઇચ્છા કેટલી થાય છે? જે જોવાથી તન્મયત્વ ઉત્પન્ન ન થાય, તે શાનું સૌંદર્ય! પતંગ પ્રકાશમાં સૌંદર્ય અનુભવે છે. તે તેને માટે બળીને પોતાનો પ્રાણ આપે છે.

નન્નુભાઈ-"જુઓ અલંકાર વગરનો ચંદ્ર કેવો શોભે છે! અહાહા. એક ઉર્દૂ કવિએ ઠીક કહ્યું છે કે;-

"નહી મહેતાજ જેવરકા જીસે ખુબી ખુદા દે દે;
કે દેખો ખુશનુમા લગતા હય કયસા ચાંદ બિનગહને."

વસન્ત-નન્નુ! પેલું ગીત ગા તો વારુ.' 'આદર તરંગ' વાળુ.

નન્નુભાઈ-"પણ તારે પછાથી ગાવું પડશે.' એમ કહી ગાવા માંડયું.

"આદર તરંગ ડોલે રૂપના સાગરમાં
આદર માન વહે રૂપના સાગરમાં.-ધ્રુ.
સુરેવ્યોમને વિકાશ, ચંદ્રિકાનો સુખવાસ,
નમતો ભાનુ પ્રકાશ, ગિરિને ગવ્હરમાં."-આદર.
જળમાં કુમુદ હસે, આકાશે તારાઓ હસે,
ચંદ્ર સુધા રસે રસે, તરંગ સરોવરમાં.-આદર.

નન્નુભાઈ-"વસન્ત! જતાં, જતાં તું પેલું ગીત બોલ તો.

વસન્ત-ઠીક ચંદ્ર જરી જાતાં જાતાં તો બાપુ થોભ્ય*

ચંદ્ર જરી આછું આછું તો બાપુ થોભ્ય.-ધ્રુ.
આવ્ય આંખડીમાં ચંદ્ર મુકી રાખું,
મારે માથે મુગટ કરી સ્થાપું.
મારા હૃદય મંદિર તણા દેવ કરી પૂજી પૂજાવું.-હો ચંદ્ર જરી.
રસ રાસ અધુરા કો રહી જશે;
કંઈ કંઇની બેલડીઓ એ તુટશે.
પ્રાણ વારુ, પાલવડો પસારું ઉભા રહો.-હો ચંદ્ર જરી.

અમૃત-"વાહ કવિતા જેવી ઉત્તમ છે, તેવા તેના ભાવ પણ ઉત્તમ છે. સમજ્યા નન્નુભાઈ! ગરબા રમતી છોકરીઓ છેલ્લે દિવસે છેલ્લી ઘડીએ અસ્ત પામતા ચંદ્રને વિનવે છે કે, જરા થોભ્ય, આ તારા જવાથી શું થશે? આ રસ રાસ બધા અધૂરા જ રહેશે, માટે જરા થોભ્ય. વાહ વાહ શું ઉદાત્ત કલ્પના છે!"

વસન્તે એક ફૂલ તોડી મન્યુના શરીર ઉપર નાંખ્યું.

નન્નુભાઈ-આ ફૂલ આમ અકાળે તોડવાં સારાં નહી.

---

* આ કવિતા આપણા રા. નાનાલાલ દલપતરામની અપ્રસિદ્ધ કૃતિમાંથી લીધી છે.

નારાયણ—તેમાં શું થયું.

"Full many a flower is born to blush unseen

And waste it is sweetness"

મન્યુ–In the watery desert.

વસન્ત–"ચાલો હવે પાછા ફરીએ. ઘેર જતાં પણ વખત લાગશે ને મોટી મા પણ રાહ જોઇને બેસી રહેશે. માટે ધીમે ધીમે ચાલો.

સઘળા ઉઠીને ઘર તરફ જવાને માટે નીકળ્યા. રસ્તામાં માંહોમાંહે વાત કરવા લાગ્યા. નારાયણે કહ્યું, "ભાઈ મન્યુ! ઈશ્વર તારાં મોટી માને સો વર્ષનું આયુષ્ય આપે. ખરેખર, શું તેમનો સ્વભાવ પ્રેમાળ અને શ્રદ્ધાળુ છે? આવી દેવીઓને લીધે જ હિંદુ સંસાર હજી અમૃતસમ ભાસે છે.

નન્નુભાઈ–"મન્યુ, તારી સ્ત્રી પણ છે કાન્તિવાળી ગૌર. માત્ર વર્ણે ગૌર છે, એટલું જ નહી, પણ એક પ્રકારની અવયવઘટનમાં પ્રમાણપુર:સર છે. હોઠ જાણે બંધન-ચિન્હ."

મન્યુ–"શારીરીક સૌંદર્ય હોય તેથી શું થયું. માનસીક સૌંદર્ય ન હોય તો કંઈ જ નહી. કંઈ acomplishments* પણ જોઇએ.

વસન્ત–માનસિક સૌંદર્ય ઉત્પન્ન થાય તેવા ઉપાયને હજુ ઘણો સમય છે. તેટલામાં તો જલદીથી જે શિખવવા માગીશ, તે ગ્રહણ કરી શકશે. ચાલાક છોકરીને શીખતાં શું વાર લાગવાની છે?"

મન્યુ દીર્ઘ નિ:શ્વાસ નાંખી બોલ્યો; "તેમ કરવાની સગવડ છે કયાં? મારા મનમાં તો એમ આવે છે કે, હું તેને એકાદ મુંબઇની સ્કુલમાં ભણવા મૂકું, પણ તે વાત સાંભળતાં જ ઘરનાં માણસો પોકાર કરી ઉઠે ને ઘરની બહાર હાંકી કાડવાને તૈયાર થાય અને મારું મોઢું પણ જુએ નહી."

નારાયણ–"ઠીક, ઠીક. પણ મુંબઇની સ્કુલમાં જ અભ્યાસ થાય વા બોર્ડીંગ સ્કુલમાં જ ભણાય ને બીજે ભણાય નહી, એ વાત તો આજે જ જાણી! હું ધારતો નહોતો કે, તું આવી કલ્પના ધરાવતો હઇશ. જેવું તારામાં એક જાતનું વૈચિત્ર્ય છે, તેવું તારા વિચારમાં પણ છે. મારું તો એવું ધારવું છે કે, તારું પોતાનું ઘર જ એક બોર્ડીંગ સ્કુલ છે. જે ઘરમાં તારા વડિલ કર્ત્તા કારવતા છે, જે ઘરમાં તારાં મોટી મા જેવાં અધિષ્ઠાત્રી દેવી છે, તે ઘરમાં એક સ્કુલથી શું ઓછું છે, તે મારાથી સમજાતું નથી. પહેલાં મારું એમ માનવું હતું કે, જેવું યુરોપીયનોને ત્યાં એક પ્રકારનું ગૃહશિક્ષણ અને ગૃહપ્રભાવ છે, તેવા પ્રકારનું આપણે ત્યાં કંઈ જ નથી. પરંતુ આ મારો ભ્રમ અહીં આવીને તારા કુટુમ્બમાં રહેવા પછી દૂર થયો છે. આવા કુટુમ્બમાં જે ઉત્તમ શિક્ષણ, હૃદયની શિક્ષા, ચરિત્રશિક્ષણ મળી શકે, તે કોઈ પણ ઉત્તમ બોર્ડીંગ સ્કુલમાં મળી શકે, એ તદન અસંભવિત છે. અલબત જુલીયસ સીઝરે કઈ સાલમાં ઈંગ્લાંડ ઉપર હુમલો કર્યો, કામસ્ચાટકા કયાં છે! એવા પ્રકારનું શિક્ષણ જો કે જરૂરી હોય તો તે અહીં નહી મળે. પરંતુ જેને આપણે કેળવણી કહીએ છીએ, તેનો તો

* વિદ્યા અને શિલ્પકળા શિક્ષા.

અભાવ આવા કુટુમ્બમાં નથી જ. આ સર્વ શિખવું હોય તો તે તું તારી જાતે પણ પાછળથી શીખવી શકે. ઇતિહાસ ભૂગોળ વગેરેનું જ્ઞાન તારાથી પણ આપી શકાય. આપણી શાળામાંનાં અને કોલેજોનાં જે કેટલાક વિષયનાં પરિણામ આપણામાં જોવામાં આવે છે, તેવા પરિણામથી આપણી કુળલક્ષ્મીઓ 'બોર્ડીંગ સ્કુલ'માં બચે, એ મારી ઇચ્છા છે."

મન્યુ–"તારા વિચાર, જો આપણી ગૃહલક્ષ્મીઓને એવી જ–છે તેવી જ રાખવાના હોય તો તું જાણે. સંસારરથનાં સ્ત્રી અને પુરુષ એ બે જૂદાં જૂદાં ચક્ર છે, તે બન્ને બરાબર હોવાં જોઇએ. અડધું અંગ જો પુષ્ટ બને અને બીજું શીર્ણ રહે તો આખા શરીરને હાનિ છે. શું તારું એવું માનવું છે કે, જે વિદ્યા માણસને–માણસના મનને અને હૃદયને ઉન્નત કરે છે, તેનું અજ્ઞાન તિમિર હરે છે, તેનું કુપમંડુકત્વ દૂર કરે છે, વ્હેમની શૃંખલા તોડે છે, તે વિદ્યા, સ્ત્રીઓને માટે આવશ્યક નથી? જે વિદ્યા પુરુષોને અમૃત સમાન છે, શું તે જ વિદ્યા સ્ત્રીઓને ઝેર સમાન છે? શું ઇતિહાસ અને વિજ્ઞાન સ્ત્રીઓને માટે કેવળ નિરુપયોગી છે? તમે ડાર્વિન, હકસલી અને હેકલનાં પુસ્તકો અવલોકો, ભવભૂતિ અને કાળીદાસ, કીટ્સ અને શેલીનાં કાવ્યોનો રસાસ્વાદ લ્યો, મીલ, બર્ક અને કોમ્તની ફીલસુફીમાં મગ્ન રહો, મેકોલે અને બકલે વાંચી ઇતિહાસનું જ્ઞાન મેળવી, માનસિક ઉન્નતિ કરો અને સ્ત્રીઓને માટે આ સર્વની મનાઈ કરો, એ કેવો અન્યાય? તેના ચિત્તને 'ચુલાની' બહાર ન આવવા દો, એને માટે દુનિયામાં બીજી કંઈ ચીજ જ નથી એમ માનો, પછી એથી વધારે શું? જે સ્ત્રી પોતાના સ્વામીના વિચાર જાણી શકતી નથી, પોતાના ધણી સાથે છૂટથી વિચારો અદલ બદલ કરી શકતી નથી, તે સ્ત્રીના હાથમાં ભવિષ્યની સંતતિ કેવા પ્રકારના જ્ઞાનની આશા રાખે અને તેવી સ્ત્રી પોતાના સ્વામીને શી મદદ કરી શકે? સ્ત્રીઓએ પણ આ દુનિયામાં મહત્ કાર્યો કરવાનાં છે, તેમને પણ તેમનાં કર્તવ્ય સારી રીતે પૂર્ણ કરવાનાં છે. તેઓએ માતા તરીકે, ભગિની તરીકે, પત્ની તરીકે જૂદું ઋણ ફેડવાનું છે. દેશના ખરેખર ઉદયનું કારણ માતા છે. આપણા પવિત્ર ઋષિ મુનિઓએ સ્ત્રીને ઉત્તમ પદવી આપીને તેમની યોગ્યતા સ્વીકારી છે. મનુ મહારાજ કહે છે કે "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः" દેશની ખરી ઉન્નતિ સ્ત્રીઓને હાથે જ. એક વિદ્વાન્ સ્ત્રી લેખક તેની ઉત્સાહી વાણીમાં કહે છે કે, "Woman's mission is to World; her backing is for man; her work is for Eternity; be it for good or evil. The child of the future will be of her making, and its evolution will be the outcome of the divine Law of Love; We Love that casketh out; and bringeth Peace." આટલું કહી મન્યુએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

વસન્ત–ઠીક ભાઇ, ઠીક. તારી મોટી માને કહી તારી સ્ત્રીને સ્કુલમાં મોકલાવીશું. તું તો genius* છે તેથી તારે દરેક વિષયમાં એક Originality† જોઈએને?

---

* પ્રતિભાવાન પુરુષ. † નૂતનત્વ.

મન્યુ–"રહેવા દેને હવે શીખી તે અને ગઈ સ્કુલમાં! આપણા સંસારમાં એ છે જ ક્યાં!"

આમ વાતો કરતા તેઓ ઘેર આવી પહોંચ્યા. રાત્રે સર્વે જણા ફરીને આવ્યા હતા, તેથી ભુખ પણ લાગી હતી. ઘેર જઈ તરત જ કપડાં બદલી પછી વાળું કીધું અને તે રાત્રે થાક્યા પાક્યા સરવે જણ સુઈ ગયા. લગ્ન થઈ ગયાં હતાં, હવે ઘર આગળ કંઈ પણ કામ બાકી નહોતું, રજા પણ પૂરી થઈ હતી. તેથી બીજે દિવસે તેઓ સઘળા મુંબઈ ગયા. જતાં જતાં રાયજીએ વસન્ત, છોટુભાઈ અને નારાયણને એકવાર ફરીથી રજામાં તેમને ત્યાં આવવાનો આગ્રહ કીધો.

મન્યુના સર્વે મિત્રો એને ત્યાંનો નિઃસ્વાર્થ પ્રેમ જોઈ મુગ્ધ થયા હતા. મુંબઈ જઈ તેઓ પાછા અભ્યાસમાં લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું

### આ પણ એક વિચિત્ર મિત્ર!

સમયને વીતતાં વાર લાગતી નથી. જોતજોતામાં દિવસો વીતી જાય છે. અરે દિવસો શું! પણ વર્ષોના વર્ષો એમ ચાલ્યાં જાય છે. કાળનું ફરવું વિચિત્ર છે. મન્યુના લગ્ન થયાને આજે એક વર્ષ થઈ ગયું છે. મન્યુ અહુણાં એલ્ફીન્સટન કોલેજમાં અભ્યાસ કરે છે. આ વખતે તેણે પ્રીવિયસની પરીક્ષા બીજે નંબરે પાસ કરી, પારિતોષિક મેળવ્યું છે. આ વર્ષના આષાઢ માસમાં તેના પિતા દેવલોક પામ્યા. હરસુખરાયનું શરીર, કુટુમ્બના માણસોના મૃત્યુથી જર્જરિત થઈ ગયું હતું. તેમાં વળી અનેક ચિંતા–એમ કરતાં કરતાં શરીર છેક ઘસાતું ગયું અને તેમાંથી તાવ લાગુ પડ્યો. તેઓ વારંવાર કહેતા કે 'હવે દહાડા પૂરા થવા આવ્યા છે. હવે તો પ્રભુ તેડું મોકલી બોલાવી લે તો ઠીક. હે દયાનિધિ! હવે તું વૈકુંઠવાસ આપ્ય! હું આ છોકરાંને જીવતો મૂકી જાઉં એટલે બસ.' આષાઢ માસની શરૂઆતમાં મેલેરીઆ જ્વર આવવા માંડ્યો. 'મટી જશે, કંઈ નથી,' એમ કરી કેટલોક વખત દવા પણ લીધી નહી. આપણા લોકો દરદ થાય કે, તેનો ચાંપતો ઇલાજ તરત જ લેતા નથી. આથી કરીને ઘણીવાર દરદ વધી જઈ ગંભીર સ્વરૂપ પકડે છે, અને એમાંથી માઠું પરિણામ આવે છે. રાયજીએ રીતિ મુજબ ઔષધોપચાર કર્યા નહી, તાવ વધી પડ્યો. નલીને પછી ઘણા વૈદોની દવા કરી, પણ ટીકી લાગી નહી. આખરે અમદાવાદના સારા દાકતરોને પણ બોલાવી શરીર બતાવ્યું. તેઓના ઉપચારથી પણ કંઈ ફાયદો થયો નહી અને અંતે ઈશ્વરસ્મરણ કરતાં કરતાં રાયજી આ લોક છોડી સદાને માટે પરલોકના નિવાસી થયા. મરતી વખતે જીવરામ શાસ્ત્રી તેમને જોવાને આવ્યા હતા. રાયજીએ મરવા પહેલાં એક દિવસ નલીનને અને મન્યુને બોલાવી જીવરામ શાસ્ત્રીનાં દેખતાં નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો હતો:–

"જો નલીન! આ તમને કહું છું, તે બરાબર લક્ષ્યમાં રાખજો. મને લાગતું નથી કે, હવે મારું શરીર વધારે દહાડા ટકે. પણ જોજે, આ ઘરના રીતરીવાજ જે અસલથી ચાલ્યા આવે છે તે બરાબર પાળજે. અતિથિસેવા અને આદર સત્કાર કોઈ

દિવસ ભૂલતો નહી, એ મારી મરતી વખતની ઇચ્છાને બરાબર પાળજે. ઘરનો મોભો સારી રીતે જાળવજે. લગ્નમાં છોકરા છોકરીના પૈસા ન લેતાં સઘળાં સંપીને રહેજો. બીપીન અને બીજાને સગા ભાઈ જાણજે. તારી મોટી માની સલાહ લઈ કામ કરજે. જાઓ સુખી થાઓ બેટા !" નલીન અને મન્યુની આંખમાં આ સાંભળતાં સાંભળતાં આંસુ આવ્યાં. થોડા દિવસ પછી રાયજીનો દેહ છૂટી ગયો. આખા ગામમાં શોક વ્યાપી રહ્યો. સહુ કોઈ નાનું મોટું આ બીના સાંભળી દુઃખી થયું.

તેમના મરણ પછી જ્ઞાતિભોજન અને બ્રાહ્મણભોજન યથેષ્ટ થયાં. ગામમાં અને ન્યાતમાં ખ્યાતિ હતી, તેના પ્રમાણે ખર્ચ કરવો પડ્યો. મુઆ પાછળ મીજબાની આપવામાં કેટલાક ગરીબો ધોવાઈ જાય છે, કર્જ કરવાં પડે છે, આ કર્જ, જન્મથી મરણપર્યંત વેતરું કર્યાં છતાં પૂરાં થતાં નથી. તો પણ આ રીવાજને લોકો છોડતા નથી. છોડે કયેમ કરીને? કેટલીક તરફની બ્રાહ્મણની જ્ઞાતિમાં, જો કોઈ વરો ન કરવાની હિમ્મત કરે તો જ્ઞાતિના ભૂદેવો તેને જંપી બેસવા દેતા નથી. આડકતરી રીતે હેરાન કરે અને મોંઢે માગી લે છે કે 'ખવાડો!' કેટલીક ન્યાતમાં મરણ થાય કે તે ન્યાતના પટેલને કમાણી જાગે. ન્યાતનો સામાન લાવવા કરવામાં મહેનત કરે અને બારોબાર સામાનવાળા પાસેથી કમીશન ખાય. વળી ઘરધણીને છાપરે ચઢાવે કે, "ભાઈ! તારું કુળ શું? તારા વડવાઓની આબરુ શી, તારે તો વાહ વાહ કહેવરાવવી જોઇએ," વગેરે કહી ખર્ચ વધારે કરાવે. ભૂદેવોને નામના પ્રમાણમાં દક્ષિણા આપવી જોઇએ. આવો ખર્ચ ઉઠાવતાં સાધારણ સ્થિતિના માણસને ત્યાં જો બેચાર મરણ એક વરસમાં થાય, તો તે બિચારા ગરીબનો અડદાળો જ નીકળી જાય. આ બાબતમાં સુધરેલી કોમોમાં વિદ્વાના વધતા જતા પ્રભાવથી પટેલોનું જોર તૂટી ગયું છે અને કાળક્રમે આ સર્વ કુચાલો પણ ઘસાઈ જશે.

જ્યારે રાયજીના મરણ પછી ઘરની તમામ સ્થિતિ તપાસી તો માલૂમ પડ્યું કે લોકો પાસે લહેણું હતું, તેમ દેવું પણ હતું. તેમાં વળી આ ખર્ચને લીધે દેવું વધારે થયું. ઘરનો સર્વ કારભાર હવે નલીનને માથે આવી પડ્યો. જે આવક હતી તે ઘર ખર્ચમાં ચાલી જતી. તેમાંથી બચાવ જુજ પણ થતો નહી. મન્યુનું મુંબઈનું ખર્ચ શી રીતે ચલાવવું, તે પણ સવાલ થઈ પડ્યો. માત્ર રુ. ૨૫ માં કોલેજની ફી, ચોપડીઓનો ખર્ચ, ખાધા ખર્ચ, મહા મુશ્કેલીએ ચાલે. એમ કરતાં એક વર્ષ વ્યતીત થઈ ગયું. મન્યુએ, આ વર્ષે ઇન્ટરમીડયેટની પરીક્ષા પણ સંતોષકારક રીતે પારિતોષક લઈ પસાર કીધી છે. ઉનાળાની રજામાં હમણાં તે પોતાને ગામ આવ્યો છે.

મે મહિનાનો સખ્ત તાપ, સૂર્યનાં પ્રચંડ કિરણો, પ્રખર તાપ વર્ષાવી રહ્યાં છે. ઘરના એક ભાગમાં ગાદી ઉપર પડ્યો પડ્યો, મન્યુ "નીકોલસ નીકલબિ' વાંચે છે. ખૂણામાં એક બિલાડું પડયું પડયું પોતાનું પેટ ચાટે છે. જો માખીઓ ઉત્પાત કરે છે તો ચટ દઈને મોડાથી પકડવા પ્રયાસ કરે છે. નથુ, પાસે જ કંઈ કામ કરી રહ્યો છે. થોડીવારમાં વાંચવાનું બંધ કરી મન્યુ બોલ્યો—"અહા! શો ઉકળાટ થાય છે. હજી તો દશ પૂરા થયા નથી એટલામાં આ શો તાપ! જાણે ભઠ્ઠીમાં નાંખ્યા ન હોય."

નથુ, મન્યુની તરફ જોઈ બોલ્યો—"આજ તો ફેરીઓ પણ જોઈયે તેટલી આવી નથી. આજ તો શો તાપ પડે છે! રામ! ખેતરમાં તો લુની લુ વરસતી હશે જો! પણ

ભાઈ! આવા દહાડામાં પણ તમે આ ગંજીફરાક અને તેના ઉપર પેરણુ કયમ પહેરો છો! આ બબ્બે શું કામ પહેરતા હશો? તાપ નથી લાગતો ભાઈ?"

મન્યુ–"પહેરણુ તો હમેશાં પહેરવું જ જોઇએ, ઉઘાડા શરીરે ફરાય નહી."

નથુ–"પણ ભાઈ; આ પેલી મોટી ચોપડી વાંચો છો તે વકીલાતની છે, નહી વારુ? એવડી મોટી ચોપડી વાંચે, તે માણસ બધાને જેલમાં પૂરાવે નહી કે?"

મન્યુએ હસ્તાં હસ્તાં જવાબ આપ્યો; "દુનિયામાં જેટલી ચોપડીઓ છે, એટલી બધી તારે મન વકીલાતની અને બધામાં સહુને જેલમાં પૂરાવા મોકલવાનું, કયેમરે! અરે આ તો વાતની ચોપડી છે, નહી કે વકીલાતની."

નથુ–"તેથી જ ભાઈ તમે વાંચો છો અને મનમાં ને મનમાં હસો છો. પરંતુ ભાઈ, તમે તો સુબા થવાના ને આ વાતની ચોપડી શામાટે વાંચો છો? અમે વગર ભણેલા પણ વાતો તો સાંભળીએ છીએ"

નથુની વાત પૂરી ન થઈ એટલામાં "કાકા–કાકા–હું તમારી સાથે ફરવા આવીશ તો–ઓ–" એમ બોલતી બોલતી એક પાંચ વર્ષની છોકરી ત્યાં આવી, અને મન્યુને ગળે વળગી. મન્યુએ તેના મુખનું ચુમ્બન કર્યું. ચબરાક છોકરી મુક્તા જેવા સફેદ દાંત બહાર કાઢીને હસ્તી હસ્તી બોલી; "ઓ કાકા, કાકા. આ જુઓ તો મારું પોલકું! કેવું છે? મારી કાકીએ આપ્યું તો! ચાલોને તમે ન્હાવા. ના ભાઈ, ચાલો." બાળકની પાછળ મોટી મા આવ્યાં અને મન્યુને કહ્યું કે:–"હજી સૂધી ન્હાયો નથી. જોતો ખરો, દહાડો કેટલો બધો ચઢી ગયો છે. નહી દહાડો ને નહી રાત! મા, ચોવીશે કલાક ચોપડી ને ચોપડી–જ્યારે જુઓ ત્યારે ચોપડી! ભણવામાં ને ભણવામાં બધું શરીર તવાઈ ગયું. હજી હમણાં તો પરીક્ષા આપીને આવ્યો છે ને વળી વાંચવાનું શું? સતુ, લઈ લે તો તારા કાકાના હાથમાંથી ચોપડી!"

મન્યુ–"સતુને કંઈ કહેવું પડે એમ નથી, મોટી મા! જુઓ આ તમારા કહેવા પહેલાં જ તેણે લઈ લીધી છે."

---

## પ્રકરણ ૧૦ મું
### નવી વહુ

રસોડામાં મન્યુની વચલી કાકી રસોઈ કરી રહી હતી. વાંચનારના સ્મરણમાં હશે કે કુલીનની વિધવા સ્ત્રીનું નામ ગંગા છે. તે એક સગડી ઉપરથી દૂધ ગરમ કરી નીચે ઉતારે છે. ચોકડીને એક છેડે મન્યુની સ્ત્રી ધનગૌરી, એક નાના બાળકને દૂધ અને ભાત ખવરાવે છે, અને ખાવામાં ધ્યાન રાખે માટે "જો પેલી દેવચકલી કોળીઓ લઈ જશે," એમ કહી ફોસલાવે છે. ધનગૌરી એપ્રીલ માસમાં સાસરે આવી છે. યુવતીઓ સાસરે આવે ત્યારે તેમને ક્રમાન્વયે ત્રણ અવસ્થા પસાર કરવી પડે છે. પ્રથમમાં કેવળ ઉદાસીનતા, પછી કવચિત્ હાસ્ય અને કવચિત્ ઉદાસીનતા અને છેલ્લે હાસ્ય–આનંદ. પ્રથમ અવસ્થામાં યુવતીનું મુખમંડળ સમજો કે આષાઢ માસનું આકાશ–સારો વખત ટપ ટપ ફોરાં પડે છે, મેઘાચ્છન્ન આકાશમાં વિજળીની છટા કદિ કદિ દેખાવ દે છે, પણ સ્પર્શ કરતાં ધક્કો લાગે છે. બીજી અવસ્થામાં માનો કે

તેનું મુખમંડળ શરદનું આકાશ છે. નિર્મળ, ઉજ્જ્વલ, હસતું, પરંતુ મેઘ પૂરેપૂરો જતો નથી—અભ્ર અવારનવાર જણાય છે. ઝાઝું બોલવું નહી, કહેવું નહી, વાદળામાંથી કોઈ ઝાપટું વર્ષાદનું આવી પડે, પણ તે ઝાઝી વારને માટે નહી. આ ઝાપટું ગયું કે પાછું આકાશ નિર્મળનું નિર્મળ અને ઉજ્જ્વલ; ત્રીજી અવસ્થામાં કલ્પના કરો કે નવવધૂનું મુખ વસંતના સમયનું આકાશ. મેઘનું નામ નહિ. આખો સમય શાન્ત, સૌમ્ય નીલોજ્વલ આકાશમાં પ્રકાશ માલમ પડે છે. પરંતુ આકાશના હવામાનનું ઠેકાણું નહિ, ઉત્તર પશ્ચિમમાંથી કદાચ કાળાં વાદળાં ચઢી આવે ને કદાચ વર્ષા પણ થાય અને તે પણ સજ્જડ. પરંતુ એટલું અત્રે કહેવું જોઈએ કે, આજકાલની નવોઢામાં આ આષાઢ માસનું વારિવર્ષણ હવે જોવામાં નથી આવતું. તે બધું 'આઉટ ઓફ ફેશન' થઈ ગયું છે. પણ આ સર્વ લખતાં અમને ભય રહે છે કે, 'આ નવલકથાની વાંચનાર સન્નારીઓના રોષ કટાક્ષમાંથી અગ્નિસ્ફુરણ થઈ અમને રખેને દગ્ધ કરે.'

મન્યુનાં લગ્ન થઈ જવા પછી તેની સ્ત્રી એકાદ વખત ત્યાં આવી ગઈ હતી, તેથી હવે તેણે બીજી અવસ્થામાં પગ મૂકયો છે. હાસ્ય વિશેષ છે કે ઉદાસીનતા વિશેષ છે, તે આપ જ જોઈ લ્યો.

હસમુખા, સરળ, નિર્દોષ સ્વભાવને લીધે, નવી વહુ આવતાંની વાર, સઘળાને ગમત થઈ પડી છે. ઘરનાં નાનાં છોકરાંઓ તેની પાસે વધારે રહે છે અને તેની પાસે ખુશી થાય છે. ગંગાને અને તેને ઘણું સારું બને છે, કારણ કે ગંગાની ઉમર એના કરતાં વિશેષ મોટી નથી. રસોઈ કરીને મન્યુની કાકીમા હાથ ધોઈ રસોડામાં જ બેઠાં હતાં.

ગંગાએ પણ દૂધની તપેલી નીચે ઉતારી અને તે પણ ત્યાં જ મૂકી. હાથ ધોઈને બેઠેલાં કાકીને જોઈ ગંગા બોલી; "કાકીજી! આજ તો એને પીરસવાનું કહો?" કાકીજીએ હસતાં જવાબ આપ્યો, "હા, વહુ બેટા! જાઓ તમે અબોટીયું પહેરી આવો અને રસોઈ પીરસો."

ધનગૌરીએ એકદમ માથું નીચે કરી દીધું, અને સલજ્જ સેજ હસવું આવ્યું, અને મનમાં બોલી કે, "આજ આ ભાભી કેડો મૂકશે નહી."

"જાઓને, શરમાઓ છો શું? જુઓ, દિયરજી કેટલા બધા ખુશી થશે. દિયરજી તો આવ્યા ત્યારના આખો દહાડો આમ તેમ જુએ છે. તેમની આંખ તમને જ શોધતી લાગે છે, અને જરાતરા શબ્દમાં હરણની પેઠે કાન ઉંચા કરી સાંભળે છે. તમે આમ શરમાઓ છો શાને? જોતાં જ ભાગી જાઓ છો કે!"

આ સાંભળી ધનગૌરી વધારે શરમાઈ ગઈ અને નીચું માથું કરી બેસી રહી. જરા કાકીજી રસોડાંની બહાર ગયાં એટલે માથું ઉંચું કરી તેનાં ભાભીના સામી લજ્જા અને દીનતા ભરી એક નજર ફેંકી બોલી, "તમને બહુ એવું સૂઝે છે, ભાભી પીરસે છે સ્તો, કાકીજી!" એટલામાં તેનાં કાકીજી ફરી અંદર આવ્યાં અને બોલ્યાં, "કંઈ નહી, રહેવા દો, હજી ઘણા દહાડા છે પીરસવાને. એને શરમાવો નહી."

અબોટીયું પહેરી, ખાંધે ભીનો રૂમાલ નાંખી, મન્યુ રસોડામાં આવ્યો અને બોલ્યો! "કયેમ, હજી પીરસ્યું નથી? વાર છે કે શું?"

મન્યુના અંદર આવતાં જ ધનગૌરી બહાર નીકળી ગઈ. ગંગાએ હસ્તાં હસ્તાં કહ્યું, “હવે અમે શાનાં પીરસીએ? હવે વહુ આવી તોએ એ ભાર ભાભીને માથે કે? જે અન્નપૂર્ણાને લાવ્યા છો તે પીરસે. પણ અન્નપૂર્ણા તો અન્નદાન આપવા રાજી નથી. અત્યાર સુધી તેને જ કહેતાં હતાં કે તે જ પીરસે, પણ તે ક્યાં તેમ કરવા રાજી છે જે?”

મન્યુ શરમાઈ ગયો. તેણે કંઈ પણ જવાબ આપ્યો નહી. કાકીએ પીરસેલી થાળીમાં મોંઢું ઘાલી જમવા લાગ્યો. તેની ભાભી પણ બહાર ગઈ. બહાર જઇને એક કટોરામાં કેરીનો રસ અને બીજા હાથમાં બે આખી કેરી લઈ અંદર આવી. કાપેલી કેરીમાંથી થોડી મન્યુના ભાણામાં મૂકી અને બે કેરીઓ બીજી પણ મૂકી. વાડકીમાં દૂધ લાવી, તેના મોં આગળ મૂકયું અને પૂછયું કે, “કહો જો! આજ દૂધ કેવું છે?”

મન્યુએ હસ્તાં કહ્યું, “જેણે કર્યું છે તેના ગુણ બરાબર જણાઈ આવે છે. જુઓને. દૂધ પૂરેપૂરું ઉકળ્યું છે જ ક્યાં? નરું પાણી જેવું રહ્યું છે.”

ગંગા—“દૂધ તો વળી પાણી જેવું ન હોય તો કેવું હોય. આખો દહાડો બાળી બાળીને બાસુંદી કરવાની છે કે શું? એ તો એને બહુ ઉકાળવાની ના જ કહી હતી.”

મન્યુ—“તમે તારે હવે નાસ્તર થયાં છો કે ભાભી?”

ગંગા—“અરે તેને કંઈ શિખવાડવું પડે એમ નથી. તે તો કહેતાની વાર સમજે એવી છે. હાથ પણ સારો છે. પણ તમે આ વાતોમાં ને વાતોમાં કેરી ખાવાની રહેવા દીધી. ખાઈ જાઓ. એ તો મોટી માએ ખાસ તમારે માટે રાખી છે. આપણા ખેતરમાંના સાકરીઆ આંબાની કેરી છે.”

આ વાતો પૂરી થઈ ન થઈ, એટલામાં મોટી મા રસોડામાં આવ્યાં અને હસ્તાં હસ્તાં બોલ્યાં; “જમ્યો બેટા! આજ તો તારી વહુએ પૂજા કરતાં બેસવાને માટે ઉનનું એક આસન ભરી આપ્યું છે. બેશ થયું છે. છે તો હોશીઆર, ધીમે ધીમે બધું શીખી લેશે. વહુ તો મારી લક્ષ્મી છે બા! પણ તેં આ કેરી કયેમ રહેવા દીધી. ખાઇ જા ભાઈ!”

મન્યુ કેરી ખાઈ જમીને ઉઠયો. મોં ધોઈ પાણી પીધું. તેની ભાભીએ તેના મોં આગળ મુખવાસ કરવાને તૈયાર કરેલાં પાનની રકાબી મૂકી. પાન ખાઈ અબોટીયું બદલી મન્યુ પોતાની બેઠકમાં આવ્યો અને ચોપડી લઈ ગાદી ઉપર પડ્યો. થોડી વાર વાંચતાં વાંચતાં નિદ્રાધીન થઈ ગયો. ઘરનો સ્ત્રીવર્ગ જમી કરી કામે લાગ્યો. થોડું કામ કર્યા પછી બૈરાં બધાં એક ઓરડામાં એકઠાં થયાં. કોઈ ભરવાનું લઇને બેઠું, કોઈ ગુંથવાનું કાઢી બેઠું, કોઇએ વળી કંઈ વચ્ચે વાત કાઢી. આમ કલાક બે કલાક વીત્યા બાદ દેરાણી જેઠાણી થંડક હતી ત્યાં આવી બેઠાં અને કથા કરવા લાગ્યાં. વાતો કરતાં કરતાં તેઓ પણ, ત્યાં આગળ પાથરેલી ગોદડી ઉપર સૂઈ ગયાં તથા તેમની આંખો મળી ગઈ.

---

# પ્રકરણ ૧૧ મું

## સ્વર્ગસદન!

**મન્યુ** ચોપડી વાંચતાં વાંચતાં ઉંઘી ગયો હતો. તે લગભગ ત્રણેક વાગે જાગૃત થયો. વિશ્વ વિદ્યાલયની પરીક્ષા આપ્યા પછી બે માસ આરામનો સમય હોય છે, તે જેઓએ પરીક્ષાઓ આપી છે તે સારી રીતે જાણે છે. વિશ્વવિદ્યાલયની એક એક પરીક્ષા એક કઠોર તપસ્યા છે. પહેલાં આ તપસ્યા કરનારના આયુષ્યની વૃદ્ધિ થતી હતી પણ અહુણાં તો એ તપસ્યા કરનારનું આયુષ્ય એક પરીક્ષામાં દશ વર્ષ જેટલું ક્ષીણ થાય છે. આપણા ટેલીઆ ભટ "ડગલો, ડગલો થાય છે" એવી બુમ મારી ઉત્તરાયણ વખતે ટેલ નાંખે છે. આ ટેલીઆ ભટને પીળી કોર કે રાતી કોરનો ડગલો મેળવવાને થોડો વખત જ ટેલ કરવી પડે છે અને હરિનો લાલ કોઈ ડગલો આપે છે. પણ આ યુનિવરસીટીના ટેલભટોને બહુ લાંબી મુદ્દત સુધી ટેલ કરવી પડે છે, અનેક જાતના શ્રમ વેઠવા પડે છે, લોહીનું પાણી કરવું પડે છે. ત્યારે તેમને ડગલો–પટી મળે છે. એટલું સારૂં છે કે પરીક્ષા પછી અલ્પ સમય આરામ મળે છે. આ આરામ ન મળે તો શરીર ટકે નહી, પરંતુ ઘણાના નસીબમાં આવો પણ લાહવો હોતો નથી. તે આરામ જોવા પામતા જ નથી અને કેટલાક તો બીચારા ડગલો ડોટી મેળવ્યા વગર જ આ ધામ છોડી પરધામ ચાલ્યા જાય છે. તેઓ તેની કઠોર તપસ્યાનું ફળ ભોગવવાને પણ રહેતા નથી.

**મન્યુ** જાગૃત થયો, એટલે મોંઢું ધોઈ પાછું પુસ્તક વાંચવાનું શરૂ કર્યું. બહાર તાપ અધિક હતો. લુ, લુ, વર્ષી રહી હતી. ઘરના આંગણાં આગળ કબુતરો ઘુ ઘુ કરતાં હતાં, અહીં ઉડી તહીં બેસતાં હતાં. કુતરૂ લીંબડા નીચે ભીની જગામાં મોં ફાડી સુતું સુતું શ્વાસ લેતું હતું. કવચિત્ પવન સુસ્વાટ ભેર વાય છે, ઝાડનાં સુકાં પાંદડાંને ખેરવે છે, ડાળીઓને હલાવે છે, દોરડી ઉપર સુકવેલાં વસ્ત્રોને નચાવે છે, જળની લહરીઓ સાથે રમે છે.

**મન્યુ** પુસ્તક વાંચતાં વાંચતાં વિચારના વમળમાં પડ્યો. તેના મનમાં અનેક તરેહના વિચાર આવવા લાગ્યા. અનેક સુખ સ્મૃતિનું સ્થાન–સ્નેહ પ્રીતિનું નિવાસ-સ્થાન કોને પ્રિય નથી?

**મન્યુ**ના પિતાના મૃત્યુ પછી ઘર ઉપર એક મોટા પ્રકારની વિષાદની વાદળી છાઈ હતી. પરંતુ આશ્વાસન લેવા જેવો તેના હૃદયમાં પ્રેમનો સંચાર છે. પ્રેમ અપૂર્વ ને મધુર દેખાવ તેના મનચિત્રપટ ઉપર ચિતરે છે. એક પ્રકારનું નવું તેજ તેના હૃદયમાં પ્રકટ્યું છે. છતાં તેના હૃદયના એક ખૂણામાં મ્લાનતાનું એક ઘોર વાદળ રહી ગયું છે. **મન્યુ**, ધનગૌરીના ગુણથી તેમ જ રૂપથી મુગ્ધ થયો છે; પરંતુ તે તેના બાલ્યકાળથી હૃદયમાં પોષતા આવેલા સ્ત્રી આદર્શને અનુરૂપ થશે કે નહી, તેની તેને મોટી શંકા છે. **મન્યુ**એ પોતાની સ્ત્રીના સંબંધમાં અનેક મનોરમ કલ્પના કીધી છે. તેણે પોતાની સ્ત્રીને અજની મહિષી ઈન્દુમતીની માફક એકી વખતે ગૃહની ગૃહિણી, કાર્યમાં મન્ત્રી, વિશ્રમ્ભાલાયમાં સખા, લલિત કળામાં પ્રિય શિષ્ય, ધારી લીધી છે. તેનો સ્ત્રી વિષેનો આદર્શ ઘણો ઉંચો હતો. તે પોતાની પત્નીને મિરેન્ડા, રમાબાઈ કે

કુસુમના જેવી ઇચ્છતો. પ્રિય વાંચનાર! તમારામાંથી કોઇને શું એવી ઇચ્છા કદિ નથી થઈ? શું આપના મનમાં કલ્પનાએ આવાં મનોરમ ચિત્રો નથી ચિતર્યાં? મન્યુ પોતાની સ્ત્રીને ઈન્દુમતીના જેવી કરવાને માટે મુંબઇથી 'પ્રાયમર' સાથે લેતો આવ્યો છે. આ અંગ્રેજીનું શિક્ષણ શી રીતે આપવું? દિવસના ઘરનાં માણસોના દેખતાં શીખવાય શી રીતે? અને ફુરસદ પણ લાવવી કયાંથી? વળી ધનગૌરી વેળા કવેળા તેની પાસે આવીને શીખે પણ શી રીતે? રાત્રે શીખવે તો તે ગોખી તૈયાર ક્યારે કરે? વળી અધુરામાં પૂરો સ્ત્રીનો સ્વભાવ પણ લજ્જાળુ. આવા વિચારો અત્યારે મન્યુના મનમાં તરી આવ્યા છે. વાંચવામાં તેનું મન નથી, પુસ્તક એમનું એમ પડ્યું છે.

ગજારમાં સુતાં હતાં ત્યાંથી ગંગા વહેલી ઉઠી, પોતાનું ભરવાનું હાથમાં લઈ બેઠી છે. હજુ સૂધી ધનગૌરી ત્યાંની ત્યાં જ સુતેલી છે. લગભગ ત્રણ સાડા ત્રણ થવા આવ્યા, ત્યારે તેણે ધનગૌરીને, જાગૃત કરી કહ્યું.

"આટલી બધી ઉંઘ શાની આવે છે? જો તો ખરી ચાર વાગવા આવ્યા છે. રાત્રે જાગરણ કરે છે કે શું?"

ધનગૌરી આંખો લોતી બેઠી થઈ અને બોલી, "બળ્યું આસ્તે બોલોને."

"આસ્તે શું છે તે? તને ભારે શરમ આવે છે જો! દરેક વાતમાં શરમ."

"મોટી બહેન શું કરે છે?"

"તે તો ઓરડામાં સુઈ રહ્યાં છે. હજુ ઉઠયાં નથી."

"અને કાકીજી."

"તે પણ છુંદો કરવાને કેરી સમારે છે."

"મોટી મા?"

"તારે બધી વાતની ચોકસી! મોટી માને ઉંઘ આવતી જ નથી. તેઓને વળી નકામાં બેસવું ગમતું નથી. તે બેઠાં બેઠાં છોકરાને રમવાની દડી ગુંથે છે."

"હેં ભાભી! તમે આ રૂમાલ ક્યારે ગુંથી રહેશો? તમે બળ્યું ગુંથો છો સારું હો."

"તું પણ શીખીશ."

"મને તો ક્યારે આવડે છે. શીખી? હવે કયારે શીખવાનાં?"

"કયમ વારુ! તું શું મોટી થઈ ગઈ છે! જો આ મારું બીજું ભરત."

"એમ કહી ગંગાએ પોતાની પેટીમાંથી એક કેનવાસ ઉપર ઉનની ભરેલી છબી દેખાડી. છબી ઘણી જ સુંદર હતી. આબેહુબ માણસનું ચિત્ર—અવયવો, ભાવ, રંગ સઘળું જ ઉત્તમ હતું. ભરનારની ભરત કામમાં અપૂર્વ નિપૂણતાની સાક્ષી આપતું હતું.

"આવું સારું ભરતાં તે ના આવડે. આને ભરતાં કેટલો વખત લાગ્યો હશે! ભર્યું છે તો બહુ સારું હોં."

"લગભગ આવા કામને દશ બાર મહિના જોઇએ. આને માટે મને ઇનામ મળ્યું હતું: અમદાવાદમાં ભરાયલા પ્રદર્શનમાં સ્ત્રીઓના નમુનામાં ત્યાંના જડજ સાહેબની વહુએ બહુ વખાણ્યું હતું અને ૪૦ રૂપીઆનું ઇનામ આને માટે મળ્યું હતું."

"મળેસ્તો કામ પણ તેવું જ છે. મારી બા પણ સારું ભરે છે. હું તેની પાસેથી થોડું થોડું શીખી છું. ગળપટો, રૂમાલ એવું એવું. કહો જો ભાભી! મારી મા શું કરતી હશે અત્યારે?

"કોણ જાણે બા?"

"તેને પણ આપણી મોટી માના પેઠે ઉંઘ આવતી નથી. તેને રાત ને દહાડો મારી ચિંતા. તે મારે માટે વિચાર કર્યા કરતી હશે!" આમ બોલતાં બોલતાં ધનગૌરીની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

ગંગાએ વાત ફેરવી કહ્યું, "હજુ તું તો કીકી જેવી છે. હં! પણ તારી પાસે પેલી ચોપડી શાની છે?"

"તમે જોઈ કે? એ અંગ્રેજી છે."

"હં, દિયરજી અંગ્રેજી ભણાવે છે, નહી વારુ? રાત્રે શીખે છે કે?"

"છી; હું તો કંઈ ભણતી નથી. બળ્યું હવે તે એ કયમ ભણાય." એટલું બોલી ધનગૌરીએ શરમાઈ મોઢું નીચે કર્યું.

"કયમ ન ભણાય! એમાં શું થયું જે?"

"લ્યો! મારે ક્યારે ચાકરી કરવા જવું છે તે?"

"ચાકરી સારુ જ બધા ભણે છે!"

"ત્યારે શાને માટે અંગ્રેજી ભણવું?"

"તું પણ તેમના જેવી હોંશીઆર થાય, મૂર્ખ ન રહે, તેમનું કામ કરી શકે, તેમના મનના ભાવ સમજી શકે, કાગળ લખીને વાંચી શકે. વળી કહેવાય કે અંગ્રેજી ભણેલી છું. 'પ્રાણનાથ,' 'પ્રાણેશ્વર, તમારા વગર રહી શકતી નથી,' વગેરે અંગ્રેજીમાં લખતાં આવડે."

"જાઓ! જાઓ! તમે તો મશ્કરી કરો છો. મને તો એવું લખતાં શરમ આવે. પણ તમે કાગળ લખતાં હશો ખરાં!"

"એવું એવું લખતાં નહોતું આવડતું, પણ કાગળ લખતી ખરી. કાલું ઘેલું જ્યાં ત્યાં! એમનો પણ સાત આઠ દહાડે કાગળ આવતો."

"પણ ભાભીજી! તમને આ કાગળ આવતા ત્યારે શરમ નહોતી આવતી. મને તો બા શરમ આવે. હું તો કહું છું કે ભણવાની નથી ને કાગળએ લખવાની નથી."

"પહેલાં પહેલાં શરમ લાગતી, પછી કંઈ નહી. દિયરજી પણ ઠઠ્ઠા કરતા. એ કાગળ આવતા ત્યારે, પછી કેની સાત દહાડે કાગળ ન આવે તો ગમતું પણ નહી."

ગંગાની આંખમાં આમ બોલતાં બોલતાં ઝળઝળિયાં આવ્યાં. તેને મનમાં લાગ્યું કે, સાતે દહાડે કાગળ ન આવે તો કેટલી બધી વ્યાકુળ થતી અને અત્યારે કેટલા બધા દહાડા!! ના, ના, કેટલાં બધાં વર્ષ દર્શન વગર કાઢવાં પડે છે!

ગંગાનું મુખ મ્લાન દેખી ધનગૌરીનું મોં પણ વ્હીલાઈ ગયું.

ગંગાએ પૂછ્યું; "તારા ભાઈની ઉમર કેટલી છે?"

"ત્રણ વરસની લગભગ-આપણા સતુ જેવડી, એનાથી સહેજ ન્હાની. તે કની આખો દહાડો મારી પાસે રહેતો. ખાવું, બેસવું, ઉઠવું સહુ મારી સાથે. મારી મા કહેતાં કે, તું આટલું બધું કરે છે તે લઈ જજે એને તારી સાથે. તારા ગયા પછી રો, રો, કરશે ને રહેશે નહિ." એમ કહેતાં કહેતાં ધનગૌરીની આંખમાં આંસુ આવ્યાં.

"જા, જા, ગાંડી એમાં રડે છે શાની? છોકરાં તો પાછાં સેજમાં ભૂલી જાય. જોને આ કેવો આખો દહાડો તારી પાસે રહે છે."

"કાકી! કાકી!" એમ બોલતો એક નાનો છોકરો સુતેલો ઉઠયો. ગંગાએ તેને ખોળામાં લેવા માંડયો. તેણે ખભા ઉંચા કર્યા અને બોલ્યો; "અઃ હું તો કાકી પાસે જઈશ તો."

"બે દહાડામાં કાકીની એટલી બધી પ્રીત લાગી કે? હું તો તારી કંઈ નહી! ભૂલી ગયો મને ઠગણા!" હસ્તાં હસ્તાં ગંગા બોલી.

ધનગૌરી છોકરાને લઈ ખોળામાં બેસાડી ચુમી કરવા લાગી.

ગંગાએ હસ્તાં હસ્તાં કહ્યું; "તારે આવો કયારે થશે?"

"જાઓ ભાભી! આવું કહેશો તો હું તમારી પાસે આવીશ નહી."

એમ કહી તે ફરીથી છોકરાને ચુમવા લાગી. તેની આંખમાંનાં પહેલાંનાં આંસુ જતાં રહ્યાં. તેના ગાલ ઉપર મધુર હાસ્યરેખા રમવા લાગી.

"ચાલો રામાયણ સાંભળવા" એમ કહેતાં મોટી મા ત્યાં આગળ આવી ઉપસ્થિત થયાં. મોટી મા ઘરનાં સ્ત્રી છોકરાંને રામાયણ અને ભાગવત સાંજે વાંચી સંભળાવતાં. નાનાં છોકરાં પણ આ ઘણા રસથી સાંભળતાં. મોટી મા પુરાણમાં ઘણાં વિશારદ હતાં. ઘણી વખત મન્યુ અને બીજા તેમને થકવવાને અર્જુનના વિવાહ કેટલા થયા હતા! ઉત્તરાના બાપનું નામ શું? જરાસંધને કેટલાં છોકરાં હતાં? ભીષ્મના ભાઈ કોણ કોણ હતા? વગેરે સવાલો પૂછતા. મોટી મા હસ્તાં હસ્તાં આ સર્વના જવાબ આપતાં અને તેમને ખુશ કરતાં.

* * * * *

આ પ્રમાણે લગભગ બે માસ પૂરો થઈ જવા આવ્યો હતો. મન્યુ આ વખતે ઈન્ટરમાં ફર્સ્ટ કલાસમાં પાસ થયો હતો અને તેમાં પાંચમો હતો. સ્કોલરશીપ રૂ. ૨૦ ની મેળવી હતી. બીપીન પણ મેટ્રીકમાં આ વખતે પાસ થયો હતો. તેને કંઈ સ્કોલરશીપ મળી નહોતી.

રજા પૂરી થતાં મુંબઈ જવાનો દિવસ નક્કી ઠર્યો. જવાના આગમજ નલીનકુમાર, મન્યુ ને બીપીન વચ્ચે નીચે મુજબ વાતચીત થતી હતી.

નલીન–"હવે 'એલ્ફીન્સ્ટન'માં ભણવાનો વિચાર માંડી વાળવો પડશે."

મન્યુ–"હાસ્તો બે જણનું ખર્ચ તો મુબઈમાં ચાલવું જોઇએને. એલ્ફીન્સ્ટનમાં નહીસ્તો."

"ત્યારે કઈ કોલેજમાં ભણશો?"

"બીપીન ને હું વિલ્સનમાં દાખલ થઇશું. ત્યાં પણ સ્ટાફ ખોટો નથી. સ્કોટ મેકીકન, પાલત્યે, ભડકંકર વગેરે ઘણા સારા છે. ફી પણ ઓછી."

"તે કોલેજમાં રહેવાથી શો ખર્ચ આવશે? કેટલા રૂપીઆ મોકલાવવા પડશે?"

"પચીશમાં ચલાવી શકાશે બે જણનું ખર્ચ."

"ઠીક, તું જાણે છે કે ઘરની સ્થિતિ અહુણાં ઠીક નથી. કાયટા ખર્ચમાં પૈસા ખર્ચ થયા છે અને દેવું પણ થોડું થયું છે તે પણ આપવાનું. વળી માસીસાનું ખર્ચ કરવાનું, તેમાં વળી જમાઇને પણ દશ રૂપીઆ થોડો વખત મોકલાવવાના છે–થોડો

વખત સુધી. માટે પંદરમાં બને ત્યાંસુધી ચલાવો. થોડો વખત પછી જોઇશે તો વીશ મોકલાવીશ."

મન્યુએ પ્રફુલ્લ ચિત્તે જવાબ આપ્યો:–"કંઈ ચિંતા નહી. આપ અહીંની સર્વ વ્યવસ્થા ચલાવો. વીશની જરૂર નથી. હું એકાદ ટયુશન શોધી લઈ ચલાવીશ. જુનીયરમાં તો કંઈ ઝાઝું નથી. આગળની વાત આગળ પર થઈ રહેશે."

"ત્યાં તો બી. એ. વાળાને પણ ટયુશનની મારામારી છે તે તને કોણ આપશે?" નિઃશ્વાસ નાંખી નલીન બોલ્યો.

"તેની કંઈ ચિંતા કરતા નહી. મુંબઈમાં ઓળખાણ છે, એટલે હવે ટયુશન તો મળી શકશે. વખતે કોઇને ત્યાં રહેવાનું થશે તો તેમ પણ કરીશ અને બીપીનને લોજમાં રાખીશ. તમે કંઈ ફીકર કરતા ના. નારાયણના ઓળખીતામાંથી પણ એકાદ ટયુશન અવશ્ય મળશે. વખતે પરીક્ષાના સમયમાં ટયુશન મૂકી દઉં ત્યારે જરા જરૂર પડશે."

"ઠીક છે. પ્રયત્ન કરી જોજો. હું અહીંથી મોકલીશ. ટયુશન ન મળે તો કોઈ પણ પ્રકારની પીડા વેઠશો નહી. શરીર સંભાળીને રહેજો. ખાવા પીવાનો યોગ્ય બંદોબસ્ત રાખજો. સાંઝ સવાર થોડું થોડું દૂધ પણ લેતા રહેજો. જેવું હમણાં ભણવામાં ચિત્ત છે તેવું રાખજો. બીપીનની બરાબર સંભાળ રાખવી. તે હજુ નાનો છે. આડે માર્ગે ન જાય, કારણ કે મુંબઇમાં અનેક પ્રકારનાં પ્રલોભન છે. સંભાળીને રહેજો. જો જો ફરીથી કહું છું, અડચણ વેઠતા નહી. તમારા ભણવામાં કોઈ પણ જાતનો વ્યાઘાત ન આવે તેમ હું કરીશ, સમજ્યા?"

બીજે દિવસે મન્યુ અને બીપીન મુંબઈ રવાના થયા.

—☆☆☆☆—

## પ્રકરણ ૧૨ મું

### મી૦ બી. વી. ભણુશાલી

મુંબઈની 'મલબાર હીલના' 'રીજરોડ' ઉપર એક મોટો બંગલો છે. તેનું નામ "બ્રજુ વીલા" છે. ઘરના માલેકનું નામ બ્રીજમોહન વ્રજલાલ ભણુશાલી ઉર્ફે બી. વી. ભણુશાલી છે. જો અમારા આ કહેવા ઉપર શ્રદ્ધા ન હોય તો જુઓ આ 'કમ્પાઉન્ડ'ના દરવાજાની ડાબી બાજુએ કાળા પથ્થરની પ્લેટ ઉપર સોનાના અક્ષરે 'વ્હાટ વીલા,' જમણી બાજુએ તેનું નામ કોતરેલું છે. બંગલામાં જવાને માટે આ એક જ દરવાજો છે. બાકી બંગલાની ચારે બાજુએ એક કમ્પાઉન્ડ છે. 'કમ્પાઉન્ડ' અડધું પથ્થરનું અને તેના ઉપર લોઢાની 'રેલીંગ' છે. બહારની સાથે જેમ આ ઘરના માલેકને થોડો સંબંધ છે, તેમ આ બંગલાની ઉચ્ચ અટ્ટાલિકા પણ બહારના સર્વ જણને 'હટાઓ' એમ કહે છે. સાધારણ માણસોને મોટા માણસ પાસે જતાં "હટાઓ."–ઘરમાં જતાં 'હટાઓ' થાય તે વાત તો જૂદી, પણ શ્રીમંત લોક પોતાની ફેટીન જોડી રસ્તામાં ફરવા જાય ત્યાં પણ "હટાઓ"નો કર્ણ કટુસ્વર કાને પડે છે. આજકાલ મુંબઇમાં 'હટાઓ'નું જોર બહુ વધી પડ્યું છે. ગરીબ આદમીઓએ આ 'હટાઓ'ને છોડી ક્યાં જવું? બંગલાનો સ્વામી, આત્મસંતુષ્ટ, આત્મતૃપ્ત, આત્મસર્વસ્વ છે.

આ બંગલાના કમ્પાઉન્ડના દરવાજા આગળ 'હટાઓ' કરવાને એક રામોશી બેઠેલો છે. જો આ 'હટાઓ'ના ઉત્પાતથી બચી આપ અંદર જશો તો મોઢા આગળ જ બાગ આપની નજરે પડશે. આ બાગમાં રંગ બેરંગી ગંધવિહીન પુષ્પોનાં ઝાડ તથા સાથે સાથે ગુલાબ વગેરે સુવાસિત ફુલોનાં ઝાડ આપને જણાશે. બાગની વચ્ચે એક મોટો ફુવારો છે. તેમાંથી ઉડતું જળ નીચે હોજમાં પડે છે. આ હોજમાં લાલ માછ-લીઓ આનંદથી રમે છે. ફુવારાથી થોડે છેટે, સમાન અંતરે કેળને મળતાં બે વિલાયતી ઝાડો છે. ફુવારાના હોજની આસપાસ લોઢાની બેન્ચો છે. બંગલામાં જવાના વરન્ડા આગળ કેટલાંક ફૂલ ઝાડનાં કુંડાં છે. વરન્ડાની ડાબી બાજુએ બંગલાના માળ ઉપર જવાને માટે સીડી છે. સીડી લાકડાની પૉલીશ કરેલી છે. તેના ઉપર ચાલવાથી કદાચ પગ લપસી જાય અથવા તો અવાજ ન થાય એટલા માટે સીડી ઉપરના મધ્ય ભાગમાં એક કાર્પેટ જડી લેવામાં આવી છે. આ કાર્પેટ ઉપર પગ દઇને ચાલવાથી નથી રહેતી પડી જવાની ધાસ્તી કે નથી શબ્દ સંભળાવાનો સંભવ. સીડી ચઢીને ઉપર જતાં એક હૉલ દેખા દે છે. આ હૉલની બન્ને બાજુએ બે પુતળાં, સ્ટેન્ડ ઉપર ઉભાં રાખી હાથમાં બત્તી આપેલી છે. જમણી બાજુએ એક આરબ છે અને ડાબી બાજુએ આર-બની સ્ત્રી છે. હૉલની અંદર દાખલ થતાં જ સાધારણ માણસને એવો ભાસ થાય છે કે, આ મર્ત્યલોકમાં શું અમરાવતીના કોઈ કારીગરે આવીને આ અંદરની વ્યવસ્થા તો નહીં કરી હોય.

આ બંગલાના માલેક શ્રીજમોહનલાલ એક શ્રીમાન્ જમીનદારના પુત્ર છે. સુરત જીલ્લામાં તેમની મોટી ઇસ્ટેટ છે. મુંબઇમાં એકાદ બે માળા છે. મીલોમાં સારા શેર છે. બેન્કમાં નાણું છે. તેઓની ઘણી પેઢી મુંબઇમાં જ થઈ છે. શ્રીજમોહનના પિતા પોતાના ગામમાં ઘણીવાર જતા આવતા અને ત્યાંના માણસો સાથે સારો સબંધ રાખતા; પરંતુ શ્રીજમોહન જેવા સુશિક્ષિત ભદ્ર માણસને ગામડાં ગામમાં જવું બીલકુલ પસંદ નથી. લેશ પણ પરવડતું નથી. આનાં ઘણાં કારણો છે. ગામમાં સભ્યતાનો છાંટો નથી. 'ગેઇટી' કે 'નોવેલ્ટી થીએટરો' નથી. 'વીકટોરીયા ગાર્ડન' નથી, મોન્જીની, ફ્રેલીશ, કોર્નેગ્લીયાનાં રેસ્ટોરાં નથી. તાજમહેલ કે વોટસન હોટલ નથી, બેન્ડસ્ટેન્ડ નથી, ચોપાટી નથી. કંઈ જ નથી. ગામમાં તો માત્ર ખેતરો, તળાવ, ગંજી ભંગીના અખાડા, માંકડ, મચ્છર, મેલેરીયા. ગરીબ માણસો, ભીખારી બ્રાહ્મ-ણોનાં ટોળાં શિવાય કંઈ જ નથી. એકાદ વખત ગામમાં જઈ શાંતિમાં રહેવાનો પ્રયોગ કરી જોયો, પણ કંઈ ફાવ્યું નહીં. ફેશન દેવીના પૂજારીને કયાંથી ફાવે? ગામ-માંથી કષ્ટ ભોગવી પાછા મુંબઈ નાસી આવવું પડયું. ગામમાં ઉપર કહેલા ત્રાસ શિવાય બીજા અનેક પ્રકારના ત્રાસ હતા. શ્રીજમોહનના બાપને ગરીબો તરફ સારી લાગણી હતી. તેઓ તેમને બને તે પ્રકારે મદદ કરતા. આથી સઘળા લોકો પિતાના જેવા જ પુત્ર હશે, એમ ધારી તેમની પાસે જતા. શ્રીજમોહન ભાઇને આ એક પ્રકારનો ઉત્પાત લાગતો હતો. કોઇને કન્યાદાનને માટે મદદ જોઇએ. કોઇને માતૃશ્રાદ્ધ કરવા પૈસા જોઇએ. કોઇને ઉપનયન કરવાને સાધન નથી માટે દ્રવ્ય જોઇએ. સંસ્કૃત શાળાને અર્થની મદદ જોઇએ. આ બધું મુંબઇના શ્રીજમોહન

બાબુ શેઠથી શી રીતે થાય? શાને માટે પૈસા આપવા? જો કે પોતાનો માનીતો બુલ-ડોગ માંદો પડે, તો સો રૂપીઆનું દાકતરનું બીલ ચૂકવાય એની ચિંતા નહીં, પણ આ જન્મથી જ ભીખ માગવાના ધંધાનો પેટન્ટ લઈ બેઠેલા બ્રાહ્મણોને તો ઠીક, પણ બીજાને પણ મદદ કેમ કરાય? એ તો એક પ્રકારનું આળસુને ઉત્તેજન કહેવાય! જેઓને પોતાના પુત્રને શિક્ષા આપવાને, ઉપનયન સંસ્કાર કરવાને, વિવાહને માટે ભિક્ષા માગવી પડે છે તેઓ 'માલ્થસ'ની થીયરી પ્રમાણે છોકરાં ઉત્પન્ન કર્યા પહેલાં સંયમ કરતાં શામાટે શીખતા નહી હોય!! તેઓએ એમ જાણવું જોઇએ કે, આ પૃથ્વી ગરીબ લોકોને માટે નથી. અશક્તિમાન્ માણસને માટે નથી. જીવનકલહમાં યોગ્ય અધિષ્ઠાન છે, તેઓ જ નિષ્કંટક સુખમાં રહી શકે. ગરીબની દાદ જ કયાં! જરૂર જ શી! વળી ગામમાં એક ત્રીજું દુઃખ હતું. અસભ્ય બોલતાં ન આવડે એવા લોકો, તેના ગુમાસ્તા અથવા ઇસ્ટેટ મેનેજર, તેની વિરુદ્ધ ફર્યાદ કરતા. મેનેજર તો ઘણો સારો માણસ, બરાબર વખતસર નાણાં મોકલી આપતો. રીતભાતથી અણવા-કેફ ગામના લોક એક દહાડો આવી કહેવા લાગ્યા કે, ગામમાં તળાવ ખોદાવી આપો તો પાણીનું દુઃખ જાય. છટ્! કેવા મૂર્ખા! એ તળાવમાં ઢોરઢાંખર પાણી પીએ, છાણ લીંડીઓ નાંખે, એવા પાણીથી માંદા પડે, વાળા નીકળે. ગામમાં ઉપદ્રવ પેદા થાય. આવાં ઘણાં સબળ કારણોને લીધે બ્રીજમોહન બાબુને ગામમાં જવું પાલવતું નહી. ગામનું નામ લેવાને પણ નારાજ હતા. તેઓ મુંબઈ કુટુમ્બ પરિવારને લઈ સુખી હતા. સમગ્ર ભારતવર્ષ તેમની માતૃભૂમિ! આ નાનકડા ગામમાં જ શું તેમનો પ્રેમ અવ-રુદ્ધ થઈ રહે? નહીં. સમગ્ર ભારતવર્ષના સંક્ષિપ્ત સારરૂપ આ શહેરમાં, આ પ્રેમને માટે પ્રસાર છે. તે એ ગામડા ગામમાં લાવવો ક્યાંથી? ગામમાં રહેવાથી કદાચ તેમની પ્રીતિધારાનો પ્રવાહ દૂષિત થઈ જાય. દેશનું કલ્યાણ વિસરી જાય અને ગામના નાના પ્રકારના કલહ, ઝઘડામાં સર્વ બુદ્ધિ ખર્ચાઈ જઈ બીજી દિશામાં કામ કરવાને બાકી ના રહે, એવી ભીતિથી સ્વગામને નવ ગજના નમસ્કાર જ કરતા!

તેમના મુંબઇના નંદનભવનના દીવાનખાનાની બાજુમાં એક ઓરડી છે. તે પણ દીવાનખાનાના પ્રમાણમાં ટેબલ, ખુરસી, ઇજીચેર, કબાટ વગેરેથી શણગારેલી છે. ઘણું ખરું બાબુ બ્રીજમોહનભાઈ આ ઓરડીનો ઉપયોગ કરતા, કોઇને મળવું અહીં જ થતું. આ ઓરડી તે એક તેમની લાઈબ્રેરી હતી. એક દિવસ સવારમાં મી૦ બી. વી. ભણુશાલી આ ઓરડીમાં ચ્હા પીતા પીતા "Times" વાંચે છે. લગભગ સાડા આઠ પોણા નવનો સમય થવા આવ્યો હશે. તેમના બાગમાંના ફૂલ ઉપર સૂર્યનાં સોનેરી કિરણો રમી રહ્યાં છે. તેમની ઓરડીની બારીના લાલ લીલા કાચમાંથી પડતાં રવિનાં કિરણો અંદરના ગાલીચા ઉપર જાત જાતની ભાત પાડે છે. આ બેઠકના સ્થળે આવનારના મનમાં કદાચ એવો ભાસ થાય કે, અહીં વસનારા સર્વ બહેરા મુંગાની શાળાના વિદ્યાર્થીઓ હશે કે શું? મોટાના ઘરમાં સર્વ કામ ચુપકીથી થવાં જોઇએ. ઘોંઘાટનું નામ નહીં. મી૦ બ્રીજમોહન સાહેબ 'ધી ટાઇમ્સ' વાંચે છે ને ચા પીએ છે, તેટલીવાર ચાલો આપણે તેમને બરાબર જોઈ લઇએ. મી૦ બ્રીજમોહનના શરી-રનો રંગ એક સમયે ઘણો શ્યામ હતો. જ્યારે તેઓ સાહેબ હેટ, પેન્ટ અને ટાઈ

ચઢાવી રેલવેમાં મુસાફરી કરતા, ત્યારે ડ્રાઇવર અને ગાર્ડ તેમને આફ્રીકાના સીધીની આમદાની હિંદુસ્તાનમાં થઈ છે એમ સમજતા. પરંતુ રંગમાં હવે જરાતરા ફેરફાર થયો છે. 'મીલ્ક ઓફ રોઝ' 'વીનોલીઆ ક્રીમ' વગેરે વસ્તુના ઉપયોગથી રંગ જરા ઉન્નતિના પંથે ગયો છે, એટલે હવે ડ્રાઇવર અને ગાર્ડ પોતાના જેવા માનવાને એટલે કે સ્વદેશી સાહેબ લેખવાને (Native Christian) કંઈ આપત્તિજનક માને તેમ નથી. માથા ઉપર વાળ છે. વાળનો આગલો ભાગ 'સેન્ટ' કોસ્મેટીકથી બરાબર વાળીને ગોઠવ્યો છે. પરંતુ કેશને વિલાયતી મશીનથી કાપવાથી કે પછી બીજા કોઈ કારણને લીધે તેમના માથાના મધ્ય ભાગમાં વાળ જણાતા નથી. તે ભાગ ચળકતો છે. આથી કંઈ નુકશાન નથી થયું. માથામાં ટાલ હોય તો તેથી સન્માનમાં હાનિ નથી, પરંતુ માન ગણાય છે. સાહેબ લોકોના મોઢા ઉપર વાળ રાખવાનો રીવાજ નથી. માટે જ કેટલાક આજકાલના જુવાનીઆઓ મુછને પણ દેશનીકાલ કરે છે!! બ્રીજમોહનના વખતમાં એમ થતું ન હોતું; તેથી તેમણે મુછને તો રહેવા દીધી છે, પણ જરા કાપી છાંટી અણીદાર ફ્રેન્ચ કટ પ્રમાણે બનાવી લીધી છે. તેમના જમણા લમણાની બાજુ ઉપરના વાળ જરા સફેદ થતા જાય છે, તેથી તેમના મિત્રો મશ્કરીમાં કહે છે કે, "The Sun travels from east to west. (સૂર્ય પૂર્વથી પશ્ચિમ તરફ ફરે છે.) આંખો પાણીદાર, કપાળમાં ગણરેખા, મુખ શીર્ણ દેખાય છે. એઓ સાહેબ અંગ્રેજી વિદ્યાના પલ્લવગ્રાહી છે. વાતચીત પણ અંગ્રેજીમાં, ગોધેમ બાબરી મુખપર! સાંભળનારને તેમના ભાવ ગ્રહણ ન કરી શકે તેમ લાગે તો અંગ્રેજી બોલતાં બોલતાં તેનો અનુવાદ કરી સમજાવે છે. શ્રોતા સમજે છે કે નહીં ? તે જાણવાને માટે નાક ઉપર સોનેરી ચસ્માં ચઢાવી સાંભળનારના સામું તાકીને જુએ છે. ઘરમાં તેઓ ઇજાર, તેના ઉપર શર્ટ અને પગમાં ગ્રીશીયન સ્લીપર પહેરી બેસે છે.

બ્રીજમોહન બાબુ ચા પીતાં પીતાં 'ટાઇમ્સ' વાંચે છે. એવે સમયે ગોવંદદાસ ત્યાં આવ્યા. ગોવંદદાસ રાલી બ્રધર્સને ત્યાં નોકર છે. સારા વિદ્વાન્ છે. મી૦ બી ની સાથે મૈત્રીનો સંબંધ છે. દરરોજ સવારમાં ગોવંદદાસને વ્હાઇટ વીલામાં આવવાનો નિયમ છે. ગોવંદદાસે આવતાંની વાર એક ઇઝીચેર ઉપર પડી પૂછ્યું; "આજના ટાઇમ્સમાં શું જાણવા જેવું છે ? આજ તાપ કેવો પડે છે?" એમ બોલી પ્રસ્તાવના કીધી.

બ્રીજમોહન-ભયાનક ગરમી. ગોવિંદ ચા લાઓ No news in Particular. (વિશેષ નવી કંઈ ખબર બાત નથી)

એમ કહી સાહેબે મોંઢામાં ચીરુટ મૂકી સળગાવી. ગોવિંદ ચા લાવ્યો. ગોવંદદાસે પીતાં પીતાં જવાબ આપ્યો.

"કાલ રાત્રે ઉકળાટ એવો તો હતો કે ઉંઘ આવી જ નહીં. તમને કેમ લાગ્યું."

તેટલામાં ગોવિંદે ધાટીએ આવી કહ્યું-"બે જણ આપને મળવા માગે છે."

આવવા દો. I had not a wink of sleep till one O'clock. (રાત્રે એક વાગ્યા સુધી આંખ પણ મળી નહીં. પછીથી પણ ગાઢ નિદ્રા ન આવી) અને પછી આવી તે પણ Sound sleep નહીં.

એટલામાં ગોવિંદ ઘાટી પોતાની સાથે બે છોકરાને લઈ દાખલ થયો. આવ-નારાઓએ હાથ જોડી નમસ્કાર કર્યા. જોડા બહાર રાખી અંદર દાખલ થયા. તેમને જોતાં જ બ્રીજમોહન સાહેબ બોલ્યા;

"Good morning (નમસ્કાર) be seated (બેસો.) what brings you here? (શા કામને માટે આવ્યા છો). આપને કંઈ કામ છે?"

બન્ને જણુ બે બેન્ટવુડ ચેર ઉપર બેઠા. તેમાંનો એક બોલ્યો.

"આપે Private tutor (ખાનગી શિક્ષક) ને માટે advertisement (જાહેર ખબર) આપી છે. હું તેને માટે એક candidate (ઉમેદવાર) છું.

આમ આવનારા તે આપણા મન્યુ અને વસન્ત હતા.

બ્રીજમોહને એક કાળી રેશમી દોરીથી ઝુલતાં સ્પ્રીંગનાં ચશ્માં નાક ઉપર ચઢાવી મન્યુને નિરિક્ષણ કરતાં કહ્યું;

"આપે અભ્યાસ ક્યાં સુધી કર્યો છે?"

મન્યુ–"આ વખતે હું ઇન્ટરમીડીએટમાં First class (પ્રથમ શ્રેણી)માં આવ્યો છું અને University (વિશ્વ વિદ્યાલય)માં પાંચમો નંબર છું.

That's all right (તે ઠીક, ઉત્તમ છે.) તો પછી ટયુશનની જરૂર શી છે?"

"તેનાં કેટલાંક કારણો છે. મારા નાના ભાઇને અભ્યાસની સગવડ કરી આપવા તેમ કરવું પડે છે."

ગોવંદદાસ આ વાતચીત ચાલતી ત્યારે મન્યુના સામું તાકીને જોઈ રહ્યા હતા. જરાવાર વધારે જોઈ પૂછ્યું;

"તમે ક્યાં રહો છો? તમને કંઈ જોયેલા હોય એમ લાગે છે."

"લાઇમ ફીલ્ડન રોડ ઉપર, સ્ટુડન્ટસ લોજમાં."

"ઠીક, ઠીક, હું પણ ત્યાં પાસે જ રહું છું. ત્યાં તમને જોયા હશે."

બ્રીજમોહન બાબુ–"મારા બે છોકરાને ભણાવવાનું છે. રોજ ત્રણ કલાક શીખ-વવું પડશે. બે કલાક સવારે અને એક કલાક સાંજે. પંદર રૂપીઆ આપીશ. આ hour (કલાક) તમને suit (અનુકૂળ) થશે કે નહી. just think over it (વિચાર કરી જુઓ.)

મન્યુ–"આપનો બંગલો જરા દૂર છે. સવારે કે સાંજે ત્રણ કલાક ભણાવે નહી ચાલે?"

બ્રીજમોહન–"પણ તમે કેવું શીખવો છો, તે જરા પ્રથમ જોવું જોઇએ. Don't be in hurry I will take you to my boys just in 15 minutes (ઉતાવળા ન થાઓ. હું પંદર મીનીટમાં તમને મારા છોકરાઓ પાસે લઈ જઇશ.)

"પણ એક જ વખતે ત્રણ કલાક ભણાવું તો ચાલશે કે નહી, તે આપ પ્રથમ કહો. બે વખત મારાથી આવી શકાશે નહી."

But why are you so very impatient? (તમે આમ આટલા બધા અધીરા કેમ થાઓ છો.) જુઓ આ સંસારમાં absolute finality (અપ-રિવર્તનીય સમાપ્તિ.) જેવું કંઈ જ નથી. વળી Political finality (રાજ્યનૈતિક

સમાપ્તિ), commercial finality (વાણિજ્ય વિષયક સમાપ્તિ), legal finality (કાયદા સંબંધી સમાપ્તિ) જેવું કંઈ જ નથી. Business matter બાબત) માં (કામકાજની કંઈ final (છેવટનું જ) હોય જ નહી."

ગોવંદદાસ વાત આડી ફાટતી જોઈ બોલી ઉઠ્યા કે, "ઠીક છે. બરાબર અરુણની કંઈ ખબર અંતર આવી છે કે?"

શ્રીજમોહનભાઇએ તેની તરફ જોઈ જવાબ આપ્યો; "બીજી શી ખબર? Involved in another. It's disgraceful muddle–a breach of promise case! You see, it is quite unsafe to send out our young men to England without having somebody to closely look after them. He is a regular scapegrace (બીજા એક લજ્જાજનક ઘોટાળામાં પડ્યો છે. લગ્ન કરવાના વચનભંગને માટે ફરીઆદ થઈ છે. આપણા જુવાનીયાને તેમના ઉપર બારીક લક્ષ આપનાર ન હોય તો ઇંગ્લંડ મોકલવા, એ તદ્દન અસહિસલામત છે. તે તદ્દન વહી ગયેલો છે.)

આ વાત પૂરી ન થઈ, એટલામાં ગોવિંદ આવીને બોલ્યો કે એક બ્રાહ્મણ આપને મળવા માટે આવ્યો છે. અંદર બોલાવું?"

"આવવા દે. ભણવામાં ઠીક હતો. બુદ્ધિનો ચાલાક છે. બેરીસ્ટર થશે, પણ I am awfully tired of him. I am now quite ashamed to own him as my brother. (હું તેનાથી કેવળ કંટાળી ગયો છું. તેને મારા પોતાના ભાઈ તરીકે સ્વીકારતાં મને શરમ આવે છે.)

આ વાત પૂરી થતાં જ શ્રીજમોહન સાહેબે બારણા સામું જોયું. મેલું ધોતીયું, નાનું અંગરખું, તે પણ કોણી આગળથી થીગડાં મારેલું, તેના ઉપર ઝીણો ખેશ, તે પણ સ્પષ્ટ કહી આપતો કે તેણે ઘણી ચાકરી કરી છે. હાથમાં એક કેન્વાસ બેગ, માથે પાઘડી, કપાળમાં ત્રિપુંડ્ અને તેના ઉપર ચંદનનું ટીલું જોતાંજ તરત કહી શકાય કે, આ માણસ બ્રાહ્મણ સિવાય બીજી કોઈ જાતનો હોઈ શકે નહી. એવો માણસ દરવાજા આગળ આવી ઉભો. શરીરનો વર્ણ ઘઉં રંગનો હતો. છતાં ઉન્નત નાસિકા, વિસ્તૃત લલાટ, તેજપૂર્ણ ચક્ષુ જોઈ એક પ્રકારની ભવ્યતાની છાપ સામા માણસ ઉપર પડતી. હાથમાંનું પાકીટ જૂનું–જરા જીર્ણ જેવું હતું. તેના એક ભાગથી જોર કરી લોટો બહાર નીકળવા પ્રયત્ન કરતો જણાતો હતો. શરીરનાં કપડાંમાં પણ ધૂળ ઉડેલ હતી, તે ઉપરથી જણાતું હતું કે આવનાર કંઈ મુસાફરી કરી આવ્યો છે. આ બ્રાહ્મણના આવા દિદાર જોતાં જ બાબુ શ્રીજમોહનના મનમાં એક પ્રકારનો તિરસ્કાર આવ્યો. તે બ્રાહ્મણના સામું તાકીને જોઈ રહ્યા. બ્રાહ્મણે પ્રવેશ કર્યો અને તેની સાથે જ, "હું બ્રાહ્મણ છું, શાસ્ત્રી છું, આપને આશીર્વાદ આપું છું. મારું નિવાસ સ્થળ આણંદ છે. આપના સ્વર્ગસ્થ પિતા મને સારી રીતે ઓળખતા. આપને ત્યાં અનેક વાર આવવું જવું થતું. આપના લગ્ન સમયે પણ મારે હાથે જ આપની લગ્નક્રિયા થઈ છે. આપ કયાં એ વાતથી અજ્ઞાત છો? અમને તો એમની ઘણી ઓથ હતી, પ્રભુ સમર્થ." આટલું બોલી ભૂદેવ એક ગલેફવાળી નીચી ખુરસી ઉપર બેઠા.

પણ બેસ્તાંની વાર અદ્ભુત ચમત્કાર અનુભવ્યો. તેમના બેસ્તાંની વાર તે સ્પ્રીંગવાળી ખુરસી નીચે નમવા લાગી. ભૂદેવ તરત જ ઉઠી આમ તેમ જોવા લાગ્યા કે આ શું? નાગરાજ વાસુકી શું પોતાની ફેણ લઈ લે છે કે પૃથ્વી એકદમ પાતાળમાં જવા લાગી છે કે ઘરનો માળ એકદમ નીચે જાય છે! ભયભીત થયેલા ભૂદેવ જમીન ઉપર બેઠા.

આ બ્રાહ્મણને આવી મોટી મુશીબતમાં જોઈ વ્રીજમોહન ભાઈ સાહેબને હસવું આવ્યું અને પૂછ્યું; "આપને અહીં આવવાનું પ્રયોજન!"

બ્રાહ્મણ–"વાહ! વાહ! શું હવેલી છે! જી. મારું નામ હરિહર. ગામમાં હું આપને ત્યાં પ્રથમ દરેક વખતે સપ્તાહમાં આવતો મહારાજ! શું આપના પિતાનો ભાવ! સમર્થ પ્રભુ! ગાડીમાં શી ભીડ! રામ! રામ! બેસવાની પણ જગા નહી. જાણે બકરાં પૂર્યાં. હરિ, હરિ."

વ્રીજમોહન–"પણ આપને અહીં આવવાનું પ્રયોજન! જલદી કહો. વખત બહુ અમૂલ્ય છે."

બ્રાહ્મણ–"ઉતાવળ શી છે. સ્નાનાહાર પછી જણાવીશ. પરંતુ આપ અહુણાં જ સાંભળવા માગો છો, તો સાંભળો. પણ જરા મુખપ્રાક્ષાલન પહેલાં થાય તો ઠીક. વારુ, નહી તો લ્યો સાંભળો."



## પ્રકરણ ૧૩ મું
## શેઠના મીજાજ

બ્રાહ્મણે ખીસ્સામાંથી તપકીરની દાબડી કાઢી અને બે સડકા સુંધી કહ્યું; "મહારાજ! કહેવાનું બીજું શું. હું ગરીબ બ્રાહ્મણ છું. ગામમાં એક નાની શાળા છે, તેમાં પાંચ છ વિદ્યાર્થીઓ સંસ્કૃતનો અભ્યાસ કરે છે. એમાં કોઈ અગાડી ભણી ન્યાય શાસ્ત્ર શીખે છે. આધાર કંઈ નથી. થોડાક શિષ્ય અને યજમાનપરજ આધાર! કોઈ વાર યજ્ઞયાગમાં નિમંત્રણ આવે એમ કરીને જ નિર્વાહ જેટલી પરાણે પ્રાપ્તિ થાય છે! પણ હવે અંગ્રેજી ગામમાં પણ ઘુસ્યું છે. ખ્રીસ્તી લોકો પણ ગામમાં અને તીર્થસ્થાન સુધી આવવા લાગ્યા છે. નાસ્તિકતા દેશમાં વધારે પ્રબળ થાય છે. હરિ! હરિ! પ્રભુ સમર્થ! ગામમાં હવે કોઈ પહેલાંની માફક ભાવ પૂછતું નથી. આવક ઘણી થોડી થઈ ગઈ છે. જે કંઈ થોડું મળે છે તેમાંથી કુટુંબનિર્વાહ મહા પરાણે થાય છે. શાળાનો ખર્ચ અત્યાર સુધી તો નભાવતો આવ્યો છું! હવે તો વાખા પડે છે! ગઈ સાલ પુત્રની જનોઈ વખતે ઋણગ્રસ્ત થયો છું! હરિ! હરિ! પ્રભુ સમર્થ! તે તો ઠીક. પણ કર્મભોગે આ વરસે મારું ઘર પણ બળી ગયું. હવે શાળાને માટે એક નાનું મકાન તો ઉભું કરવું; ચલાવતા આવ્યા છીએ, તે ચલાવવું જોઇએ. આને માટે થોડું નાણું જોઈએ. મુંબઈ મોટું શહેર છે, ધનાઢ્ય અને ઉદાર માણસો ઘણા છે. હરિ! હરિ! પ્રભુ સમર્થ! પણ મુંબઈમાં કોઇની સાથે પરિચય નથી, માત્ર આપ અને આપના પિતા સાથે પરિચય હતો. તો આપ આ કામમાં મદદ કરશો અને કરાવશો. આપ તો દેશપ્રસિદ્ધ છે. આપના પિતાનો મારા ઉપર ભારે ઉપકાર છે. કાલીદાસ મેઘદૂતમાં કહે છે કે;—

याच्ञा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा.

"એનો અર્થ તો આપ જાણો છો જ. ગુણવાન્ વ્યક્તિ પાસે ભિક્ષા કરતાં તે વિફળ જાય તો ભલે, પણ તેવી ઇચ્છા પૂર્ણ કરનારા નીચ પાસે ભિક્ષા માગવા કદિ જવું નહી. આપ ઉચ્ચ કુળના છો, ઉચ્ચ શિક્ષા લીધી છે, આપ શ્રીમાન્ માટે આપની પાસે આવ્યો છું. આપને ત્યાં અહીં બે ચાર દિવસ રહી, આપની સહાયતાથી થોડું દ્રવ્ય મેળવવા ભાગ્યશાળી થઇશ. આપ અવશ્ય સહાય કરશો. ભાઈ, આપ જરા આ નોકરને કહો કે, કંઈ દાતણ પાણીનો બંદોસ્ત થાય. હરિ! હરિ! પ્રભુ સમર્થ!" એટલું બોલી બહાર જઈ નાક ખાલી કીધું. બ્રાહ્મણનું આ લાંબુંલચક ભાષણ સાંભળીને શ્રીજમોહનલાલભાઇનો દમ ઉંચે આવ્યો અને વારંવાર 'ભાઈ' 'મહારાજ' એવા સંબોધનથી બ્રાહ્મણ ઉપર તિરસ્કાર આવ્યો. પરંતુ પોતાના ગુસ્સાને કાબુમાં રાખી બોલ્યા; "મહારાજ! (You have counted without a host) અર્થાત્ આપ બરાબર માણસની ગણના કરી શક્યા નથી."

"કેમ! હું કોઈ બીજા માણસ પાસે આવ્યો છું? આપ શું સ્વ. વલ્લભદાસના પુત્ર નહી?"

"હા, હા, હું તેમનો પુત્ર ખરો. પણ આપ જે મતલબથી અહીં આવ્યા છો, તે ફળીભૂત થશે નહી." એમ કહી શ્રીજમોહનભાઇએ બીજી ચીરુટ સળગાવી.

આ જવાબ સાંભળી બ્રાહ્મણનો પ્રાણ પડીકે બંધાયો. તેનો જીવ સાતમા પાતાળમાં ડૂબી ગયો. તે નિરાશ થઈ બોલ્યો;

"કેમ મહારાજ?"

"હું તે બધું કહી શકતો નથી. (Le temp est del'argent and my time is most precious.) અર્થાત્ સમય એ જ પૈસો છે અને મારો સમય મૂલ્યવાન્ છે. કહેવાનું એ જ કે, ભૂદેવ! આપને અહીં કંઈ રહેવા બહેવાનું નહી મળે, સમજ્યા?" સાહેબે, અડધું ફ્રેન્ચ, અડધું અંગ્રેજી અને બાકીનું ગુજરાતીમાં ગોઠવ્યું અને ચીરુટના ધૂમાડાનાં વાદળાં ઉડાવ્યાં.

બ્રાહ્મણ પણ એકદમ છોડે એવો નહોતો. તે પણ ગાંડે ગુંદર લગાડીને બેઠો હતો. તેમાં પણ ગ્રામ્યવાસી એટલે પૂછવું જ શું. તેણે આસ્તેથી કહ્યું; "વાતમાં કંઈ સમજણ ન પડી. આ મોટા મકાનમાં મારે લાયક જગા નથી, એ શું? આપને ત્યાં અતિથિ અભ્યાગત આવે તો કયાં રહેતા હશે?"

"Damn you! (જહાંનમ જાઓ.) અતિથિ અભ્યાગત! આ કાંઈ ધર્મશાળા નથી. આ તો મુંબઈ છે, મુંબઈ! અહીં જેને અમે guest (અતિથિ) કહીએ છીએ, તે આમ vagabond (રખડેલ) ની માફક કહ્યા કહાવ્યા વગર આવતા નથી. તે તો પ્રથમથી ખબર આપે છે. તમે જે ઉદ્દેશને લીધે આવ્યા છો, તે સંબંધી મારી sympathy સહાનુભૂતિ નથી. હું કદિ પણ (indiscriminate charity) તર્ક વિનાનું દાન કરવા રાજી નથી."

"ભલે, જો આપને મારી સાથે તર્ક કરવો હોય તો હું ઘણો રાજી છું; પ્રશસ્ત છું. શા વિષય ઉપર તર્ક કરવો છે? વ્યાકરણ, સાહિત્ય, અલંકાર, સ્મૃતિ, ન્યાય, કઈ બાબત

ઉપર આપને તર્ક કરવા વિચાર છે! ન્યાય ઉપર? વાહ માંગલિક. ન્યાયમતાનુસારે પદાર્થ સોળ પ્રકારના છે. જેમ કે, પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન. પ્રમાણ ચાર પ્રકારનાં: જેમકે"—

આ વાક્યનો પ્રથમાક્ષર તો હજી નિકળ્યો નથી, ત્યાં તો શ્રીજમોહનભાઈ તરડાઈ ઉઠ્યાઃ--"Down with your પ્રમાણ, પ્રમેય. હું તમારા ન્યાયના તર્કસાગરમાં તરવા નથી માગતો. તમે મારા કહેવાનો ભાવાર્થ જ સમજતા નથી. અવિચારે દાન કરવું મને બીલકુલ પસંદ નથી. તે મારા મતથી વિરુદ્ધ છે. આ સંબંધમાં મારો Cut and dried એટલે કે ટુંકો ને ટચ મત એ છે કે, કોઈ પણ Organised body–What do you call it–તમે શું કહો છો તેને? અંહહ; કોઈ પણ ગંઠિત સમાજ, જેમકે Hospital, (દવાખાનું), School, (સ્કુલ), Orphanage (અનાથાશ્રમ) વગેરેને હું દાન આપું છું, સમજ્યા?"

"તો મારી શાળા પણ આપના ગણાવેલા વર્ગમાં આવે છે."

"નહી, નહી, કદી નહી. It is the relic of old superstitious school of learning–શાળા! તે તો કુસંસ્કારોત્પન્ન વહેમનો ભાગ્યો તુટ્યો ટુકડો રહી ગયો છે. એવા વહેમને હું મદદ કરતો નથી. જૂનું કપડું તો ફેંકી દેવાને યોગ્ય છે. વળી બીજી વાત એ છે કે, આવા પ્રકારની ભિક્ષાવૃત્તિ અર્થશાસ્ત્ર (Political Economy) ની વિરુદ્ધ છે. એનાથી કરીને માણસ Self reliance આત્મ નિર્ભયતા ગુમાવે છે. પારકા ઉપર આધાર રાખતાં શીખે છે. આપણા (National character) જાતીય ચરિત્રમાં સ્વાવલંબનત્વ નથી જ. એવું છે કે, બીજા ઉપર રહેવું, પણ You must stand upon your own legs. તમે તમારા પોતાના પગ ઉપર રહેવાનો અભ્યાસ કરો, સમજ્યા?"

"તેનો તો બાલ્યકાળથી જ અભ્યાસ કરતો આવું છું!"

"છટ્! આપ હજી મારું કહેવાનું સમજ્યા નહીં. જો આપની માફક લંડનમાં કોઈ આમ ભીખ માગવા ફરે તો જરૂર પોલીસ તેને vagrant (ભામટો) જાણી પકડી લઈ જાય.

અત્યાર સુધી બ્રાહ્મણ શાંત ચિત્તે સાંભળતો હતો, પણ અંદરથી તો ઘણો જ ગુસ્સો આવતો. વારંવાર ભીખારી, ભિક્ષુક સાંભળી સાંભળીને તેનાથી હવે બેસી રહેવાયું નહીં. તે આવેશથી ધ્રુજતો ધ્રુજતો બોલ્યો; "હું હરિહર શાસ્ત્રી વિદ્યાલંકાર, ભીખારી? હું પરિચિત જાણી આપને ત્યાં આવ્યો, તેમાં એટલી અધમ દશાએ પહોંચ્યો? હરિ! હરિ! પ્રભુ સમર્થ છે! તમે અંગ્રેજી ભણેલા બુદ્ધિમાન્, અમે સંસ્કૃત ભણેલા મૂર્ખ! પ્રભુ! પ્રભુ! જો આજ આપના પિતા હયાત હોત તો મારું શું સન્માન થાત. આપ તો સાહેબસાહી ઠાઠમાં છો, તે પણ મુંબઇમાં જ વસ્તા હતા. હરિ! હરિ! પણ શું તેમનો સ્વભાવ?"

ગોરધનદાસ જે અત્યાર સુધી મૌન હતા તે બોલ્યા; "મહારાજ! એમાં ગુસ્સે શું કામ થાઓ છો? આપને પ્રથમથી જ જણાવવામાં આવ્યું કે, આપને રહેવાનો

બંદોબસ્ત અહીં નહી થાય! આપને તરત જ વિદાય થઈ જવું ઉચિત હતું.” પછી શ્રીજમોહનભાઈના કાનમાં કહ્યું કે, “આપોને રૂપીઓ બે રૂપીઆ, એટલે જશે. એટલા માટે આ બધી ખટખટ શું કરવા જોઇએ?” બ્રાહ્મણ ગોરધનદાસને સંબોધી કહેવા લાગ્યો.

“બાપુ! ભક્તિ પરાયણ, શ્રદ્ધાવાન્, નિષ્ઠાવાન્ વલ્લભદાસના ચિરંજીવી આવા સ્વભાવના હશે, એ મને શી ખબર! આમ હું જાણતો ન હતો. રે! જેમને ત્યાં ગામમાં પારાયણ કરવા જતો, તે મારે માટે પોતાનું બારણું બંધ કરશે, એવી સ્વપ્ને પણ મારી કલ્પના નહોતી! આવું મોટું ઘર, ઇંદ્ર જેવો વૈભવ, નોકર, ચાકર, બાગ, બગીચા, ગાડી ઘોડા, એમને ત્યાં બે ગજ સુવા બેસવાની જગા નહીં મળે, એમ કેમ ધારી લઉં? હરિ! હરિ! પ્રભુ સમર્થ! ગઈ વખતે મારા બનેવીને ત્યાં કામ પ્રસંગે જતાં સાણંદ ઉતરવું પડયું, પણ શું હરસુખરાયનું કુટુમ્બ! નલીનકુમારનો વિનય, શી અતિથિ-સેવા! ભાગ્યું ભાગ્યું પણ ભરુચ. હજાર ગણું શ્રેષ્ઠ! હે હરિ! શો સમય આવ્યો છે?”

ગોરધનદાસના કહેવાથી શ્રીજમોહનભાઈ સાહેબે પોકેટમાંથી બે રૂપીઆ કાઢી બ્રાહ્મણને આપવા માંડ્યા અને કહ્યું; “આ લઇને ચાલો હવે ચાલવા માંડો.”

બ્રાહ્મણે આવેશમાં આવી જઈ પ્રત્યુત્તર આપ્યો કે,

“શું હું આપની પાસેથી હવે દાનગ્રહણ કરીશ? નહી નહી. આપ બે રૂપીઆ તો શું પણ બસેં આપો તોપણ અડકું નહી શ્રદ્ધા વગરના દાનને! ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતામાં પણ કહે છે કે,

“ अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति” (૪–૪૦ )

હવે આપનું દાન ગ્રહણ કરું તો પતિત થાઉં! હરિ! હરિ! પ્રભુ સમર્થ! શ્રદ્ધાથી જો એક પૈસો આપે તો તે લઉં, પણ અશ્રદ્ધાથી હજાર આપો તો મારે મન રાખ જેવા છે. હરિ! હરિ! પ્રભુ સમર્થ!

અત્યાર સુધી મન્યુ આ સર્વ પ્રકાર જોઈ રહ્યો હતો. શ્રીજમોહનભાઈ સાહેબનો એક વિદ્વાન્ બ્રાહ્મણ પ્રતિ આવો વ્યવહાર જોઈ તેનું મન ખિન્ન થયું. બ્રાહ્મણને આપવું ન આપવું એ જૂદી વાત, પણ આમ તિરસ્કાર કરવો, એ તેને ઉચિત લાગ્યું નહી. વળી તેને પોતાના પિતાના પિતાનું અને ભાઈનું નામ સાંભળી બ્રાહ્મણ પ્રતિ લાગણી થઈ આવી. તે બ્રાહ્મણની આવી તેજસ્વી વાણી સાંભળી વધારે વાર મૌન્ય રાખી શકયો નહી.

“ઠીક છે, આપનું કહેવું યથાર્થ છે. આટલી વાર સુધી આ બધું સાંભળ્યા પછી, અપમાન સહન કર્યા પછી રૂપીઆ લેવા યોગ્ય નથી.” મન્યુએ કહ્યું.

“અરે વચ્ચે માથું ઘાલનાર છોકરા, તારે વચ્ચે પડવાની શી જરૂર હતી? શું તું એમ ધારે છે કે, તારા જેવા અપમાન કરનાર ઉગ્રસ્વભાવના માણસને મારાં છોકરાંનો શિક્ષક નીમીશ?” શ્રીજમોહનભાઈ બોલ્યા.

મન્યુએ પણ ગુસ્સાથી જ જવાબ આપ્યો. તમારી નોકરીની ફૂટી બદામ જેટલી મને દરકાર નથી. તમારા જેવા કપટભાવની નોકરી કરવાને મને ધિક્કાર આવે છે. તમે મોરનાં પીછાં ધારણ કરેલા કાગડા જેવા છો. આપની Organised

Charity હું બરાબર સમજું છું. આપે કેટલુંક એવું દાન કર્યું છે તે હું જાણું છું! ગમે તેમ પણ એક સ્વદેશી બંધુને–પંડિતને આમ કોઈ પણ પ્રકારે અપમાન કરવાનો અધિકાર તમને નથી. વ્યક્તિ સ્વાતંત્ર્ય દરેક માણસને છે!" બ્રાહ્મણને પોતાના મતનું સમર્થન કરનાર મળવાથી તે ખુશી થયો અને બોલ્યો કે, "ચિરંજીવ રહો ભાઈ! સારું થજો તમારું! અહીં ક્યાંથી સવારના પહોરમાં આવી ચડ્યા. હરિ! હરિ! પ્રભુ સમર્થ!" એમ કહી તે વૃદ્ધ મહારાજે દોરી લોટો પોતાના પાકીટમાં મૂક્યો અને ઉભો થઈ ચાલવા માંડયું, **મન્યુ** અને **વસન્ત** પણ ઉઠીને ચાલતા થયા. **બ્રીજમોહનભાઈ** સાહેબ મનમાં બોલ્યા કે "ચાલો પીડા ટળી." ગોરધનદાસે જતાં જતાં એક પ્રશંસાજનક દૃષ્ટિ **મન્યુ**ની તરફ ફેંકી. તેના મનમાં તો તે **મન્યુ**ની વાત સાંભળી ખુશી થયો હતો. કારણ કે **બ્રીજમોહનભાઈ**નો આ બધો પ્રકાર તેને રુચ્યો નહી. ગમે તેટલો તોએ તે શ્રદ્ધાળુ વાણીઓ હતો.

---

## પ્રકરણ ૧૪ મું

## ભલાની ભલાઈ

બન્ને બ્રહ્મદેવ ને **મન્યુ**–**વસંત**, શેઠનો બંગલો છોડી બહાર આવ્યા. રસ્તામાં બ્રાહ્મણે **મન્યુ**ને પૂછ્યું કે, "ભાઈ! તમારું નામ શું? ક્યાં રહેવું આપને? અહીં આગળ આપનો ક્યાં મુકામ છે?"

"આપે જે હરસુખરાયની વાત કરી હતી, તેમનો હું પુત્ર થાઉં છું. **નલીનરાય** મારા ભાઈ થાય. અમે અહીં લૉજમાં રહી અભ્યાસ કરીએ છીએ." એમ કહી બ્રાહ્મણને નમસ્કાર કર્યા. તોફાની સમુદ્રમાં ડૂબતાને કોઈ હોડી હાથ લાગવાથી જે આનંદ થાય, તેવો આનંદ આ ભૂદેવને થયો.

તે બોલ્યો–"આપને ત્યાં એકાદવાર આવવું પડયું હતું. પણ વાહ શી આપના કુટુંબની યોગ્યતા! શો ભાવ! શો સત્કાર! હરિ! રિ! પ્રભુ સમર્થ! શું તેમની કીર્તિ! નિરભિમાનતા! અરેરે! આ મુંબઇમાં મારું કોઈ ઓળખીતું નથી."

"ચાલો અમારી સાથે. આપના સ્નાનભોજનની વ્યવસ્થા કરીશું."

"હા, તે તો આવીશ. પણ જરા દાતણ કરી દરીઆમાં સ્નાન કરી આવીશ. અરેરે! અહીંના લોક કેવા શ્રદ્ધાહીન થતા જાય છે. અરેરે! મુંબઈ શહેર! આ લોકોએ તો અહીં આવી ધર્મને તિલાંજલિ આપી છે. મોજમજા કરે છે. દેશના ગરીબોની ફિકર નથી, દયા નથી, વલ્લભભાઈ ઘણા સજ્જન પુરુષ હતા. શી તેમની વાત? આવા તેમના પુત્ર હશે, એ તો કોઈ જાણે પણ નહી. હરિ! હરિ! પ્રભુ સમર્થ!"

"એ તો અહીંની હવાનો જ પ્રભાવ છે. અહીં આથી ઘણા તો કુછંદમાં પડી બગડી જાય છે, કેટલાક દેખાદેખી એમનું અનુકરણ કરે છે. મુંબઈ ઇંગ્રેજી સભ્યતાનું કેન્દ્ર સ્થળ છે. કેટલાક કંઈ કારણને લીધે પાશ્ચાત્ય સંસ્કાર ગ્રહણ કરે છે. તેઓ વિચારશીલ હોય છે ને નિંદવા જેવા નથી. પણ ઘણા તો તેરો બકરો, મેરો બકરો–તેમ દેખાદેખી જોગ સાધે છે; તેમનામાં કંઈ હેતુ હોતો નથી. ઇંગ્રેજી સભ્યતાનો મૂળ મંત્ર,

દ્રવ્ય ઉપાર્જન અને સુખ સ્વચ્છંદતા તેઓ માને છે. આ સુખવૃદ્ધિ જેમ વધારે, તેમ તે માણસ વધારે સભ્ય, એમ ખોટા આડમ્બરીઓ લેખે છે ને અંગ્રેજોના ખોટા રિવાજને અનુસરે છે, અને સારું છે તે તરફ આંખ મીંચામણી કરે છે. બહારના કેટલાક લોક અહિં આવી એમના સંસર્ગથી બગડે છે." વસન્તે કહ્યું.

"પણ જો સભ્યતાનો મૂળમંત્ર સુખ સ્વછંદતા માને તો વિષયતૃષ્ણાનો અંત નથી. ઇન્દ્રિયને જેમ જેમ પોષક આહાર મળે, તેમ તેમ બમણું જોર કરે. તેને સંતોષ અપાય જ કયાંથી? આપણી પ્રાચીન સભ્યતા તો આથી ઉલટી તરેહની છે. તેનું લક્ષણ તો વિષયતૃષ્ણાની નિવૃત્તિ છે, સંયમ છે, તપસ્યા છે, દેશસેવા, લોકસેવા છે. દરેક માણસને તેમ કરવું, એ પૂર્વ કાળમાં કર્તવ્ય હતું."

"પણ ભાઈ આ લોકોને તે કેવળ પોતાના પેટની અને પંડની જ પૂજા પડી છે. તેઓ તો બીજાને આપવું શીખ્યા જ નથી. તેઓ પોતાને જ સર્વસ્વ માને છે. પણ બધા ધનવાન્ કંઈ એવા નથી; ઘણાક સારા પણ છે. જેમ અહીં ગરીબ પણ પુષ્કળ છે, તેમ શ્રીમાન્ પણ યથેષ્ટ છે. કેટલાક સાધુ, પરોપકારી પણ છે, નથી એમ નહી." મન્યુએ કહ્યું.

"આપનું કહેવું ઠીક છે, પણ જો જો ભાઈ, તમે પણ અંગ્રેજી શિખો છો; સંભાળીને રહેજો બાપુ?"

"એમાં અંગ્રેજી વિદ્યાનો દોષ નથી, દોષ ગ્રહણ કરનારનો છે–અંધ અનુકરણ કરનારનો છે. વિદ્યા એ વીર્ય છે–શક્તિ છે. તે જેવા કામમાં લગાડીએ, તેવા કામમાં લાગે. સારે માર્ગે સારું પરિણામ આવે, ખરાબ માણસોના હાથમાં ખરાબ સાધન થઈ પડે. એ સાધનનો દોષ નથી, સાધકનો જ દોષ છે. અંગ્રેજી વિદ્યાએ ઘણું કર્યું છે. આપણે માટે અત્યારે તે લાભદાયી છે. આપણે માત્ર તેમાંથી નીર કાઢી નાંખવું જોઈએ અને જે ક્ષીર છે તેને જ ગ્રહણ કરવું જોઈએ. કેટલાક અવિચારીઓને લીધે જ વિદ્યા નિંદાય છે. અંગ્રેજોમાં પણ ઘણા સારા ગુણો છે, જેવા કે ખંતીલાપણું, પ્રમાણિકપણું, સત્યનિષ્ઠા, લોક નિર્ભીસ્‍ તા–એવા એવા સારા ગુણોનું અનુકરણ કરવું જોઇએ."

વસન્તે આ સાંભળી કહ્યું, "ઠીક પણ બી. બી. ભણસાલી તો પૂરા સુધારાના બગભગત દેખાય છે–અંદરથી તો દાંભિક લાગે છે. તેમનું Finality સંબંધી સીધું ને સટ, મધ જેવું મીઠું, ટુંકું ને ટચ–અરે નહી લાંબું લચક ભાષણ તો દમવગરનું જ! Cut and dried શુષ્ક. અને રોફ જુઓ તો મોટા પંડિતનો જ:"

આમ વાતો કરતા તેઓ લોજ આગળ આવી પહોંચ્યા. બ્રાહ્મણને જમતા કરવાનો પ્રબંધ કરી આપ્યો અને બીજે દહાડે બે ચાર દાનશીલ માણસો પાસે તેમને મોકલી આપ્યા. ત્યાં તેમને સહાય મળે તેમ હતું.

બીજે દિવસે સવારે મન્યુ પોતાની ઓરડીમાં બેસી અભ્યાસ કરતો હતો, તેવામાં ગોરધનદાસ ત્યાં આવી ચડ્યા. મન્યુ તેમને જોતાં જ ઉઠીને ઉભો થયો અને બેસવાને જગા આપી તથા ગોરધનદાસને પૂછ્યું; "આપ અત્યારમાં આ તરફ ક્યાંથી?"

"સેજ, જરા કામે જતાં કંઈક બાબત તમને જણાવવા આવ્યો." ગોરધનદાસે કહ્યું.

"મોટી કૃપા આપની. કહો શી આજ્ઞા છે?"

"તમારો સ્વભાવ તે જ છે. કાલે ઠીક જવાબ તો આપ્યો, પણ ભાઈ એમ કર્યે આ દુનિયામાં રહેવાય નહી. એવો સ્વભાવ રાખ્યે આપણું કામ ન થાય. કાલે વાતચીત સાંભળી તમારા પ્રતિ જરા પ્રેમ ઉત્પન્ન થયો છે. વારુ તે તમારા ભાઈ કહેતા હતા તે કયાં છે?"

"આપની મોટી મહેરબાની!" એમ કહી મન્યુ બીજી ઓરડીમાં જઈ પોતાના ભાઇને બોલાવી લાવ્યો. બીપીને આવતાંની વાર નમસ્કાર કર્યા. ગોરધનદાસે પૂછ્યું; "બોલો, તમારા બે જણમાંથી કોણ ભણાવવા જઈ શકશે?" બન્ને જણાએ હા કહી.

"પણ તમારી બન્નેની સેકન્ડ લેંગ્વેજ શું છે?"

મન્યુએ જવાબ આપ્યો; "મારી તો સંસ્કૃત છે અને મારા ભાઈની ફ્રેન્ચ છે."

"ત્યારે તમારે જ ભણાવવા જવું ઠીક પડશે. કારણ કે ત્યાં સંસ્કૃત ભણાવવું પડે એમ છે, માટે બીપીનને નહી ફાવે."

"પગાર શો આપશો?"

"પગાર હમણાં તો બાર રૂપીઆ આપશે. પછીથી વળી વધારી આપશે. સવારે માત્ર દોઢેક કલાક ભણાવવાનું. સવારે ન ફાવે તો સાંજે જશો તો પણ ચાલશે. તે તમારી અનુકૂળતા પ્રમાણે ગોઠવણ કરી લેજો. કેમ ફાવશેને?"

"હાજી, કયાં ભણાવવા જવાનું છે?"

"કાલકાદેવી રોડ ઉપર એક ભાટીઆને ત્યાં, તે મારા ઓળખાણનો માણસ છે, શાન્ત છે, વૈષ્ણવ છે, પણ બહુ ચુસ્ત નથી, છોકરો ફીફ્થ સ્ટાંડર્ડમાં ભણે છે, મેથેમેટીકસ ને સંસ્કૃતમાં વીક (નબળો) છે, ત્યાં જરા તેજસ્વીપણું બતાવતા નહી, કાલે સવારે મારે ત્યાં આવજો, હું ચીઠ્ઠી લખી આપીશ."

આટલું કહી ગોરધનદાસ જવા ઉઠયા. મન્યુએ તેમનો આભાર માન્યો, વસન્ત નન્નુભાઈ વગેરે તેમની પ્રશંસા કરવા લાગ્યા કે, "માણસ ઘણો સારો કે વગર પીછાને આટલું પણ કરે છે."



## પ્રકરણ ૧૫ મું

### મુંબઇના શેઠ અને મુંબઇની શેઠાણી!

ચતુર્ભુજ ખિમજી જાતે ભાટીઆ છે. મૂળજી જેઠાની કાપડ મારકીટમાં તેઓની કાપડની એક દુકાન છે. તેઓ જાતિ મહેનતથી થોડુ ઘણું કમાય છે. પહેલાં તો દુકાન સારી રીતે ચાલતી, પણ હમણાં તો મહિને બસેંની આવક છે. કાળકાદેવી ઉપર વિઠ્ઠલવાડીમાં તેઓ રહે છે. એક માળામાં તેમણે ચાર ઓરડી ભાડે રાખી છે. બે ત્રીજા મજલા ઉપર અને બે બીજા મજલા ઉપર છે. બીજા માળ ઉપર

રસોડું અને તેમનાં કેટલાંક માણસ ત્યાં સુએ છે. ત્રીજે માળે દીવાનખાનું અને શયનગૃહ છે. દીવાનખાનામાંથી શયનગૃહમાં જે થાય, તે સ્પષ્ટ જણાય. ચતુર્ભુજના ઘરમાં બધાં મળીને ૭ માણસ છે. તેઓ, તેમની બીજીવારની સ્ત્રી, તેમની વૃદ્ધ માતા, પહેલી બાયડીનો છોકરો, છોકરી ને બીજીવારની બાયડીની એક નાની કન્યા અને એક નોકર-રામો!

ચતુર્ભુજનું વય ૫૦ વર્ષ ઉપર છે. તેમનું શરીર શક્તિહીન પરંતુ ઠીક છે. મોઢામાં દાંત ઘણા ચાવવા જેવા નથી; નાકમાંથી પાણી ગળે છે; મોઢાની આકૃતિ પણ સુંદર છે; સિક્કો બરાબર છે. વિધાત્રીએ જે બીબામાં નાંખીને મોંઢું ઘડયું હતું તે બીબું તો સારું હતું, પણ બળીઆ કાકાએ તે મોંઢા ઉપર પોતાની નિશાની મૂકી રાખી છે. ચોમાસાના દિવસમાં એક રાખના ઢગલામાં વરસાદનાં ટીપાં પડવાથી તે ઢગલાનો જેવો દેખાવ થાય, તેવો દેખાવ ચતુર્ભુજ શેઠના મોંઢાનો હતો. તેમનો માથાનો આકાર શકરટેટીના જેવો છે, તેના ઉપરના વાળ પણ સફેદ થયા છે, પરંતુ તે વયને લીધે નહી; કારણ કે, શેઠ કહે છે કે તેમને ઝામરાનો રોગ છે. લોકો હમેશાં ગુણ તરફ આંધળા જ હોય છે, સાચાને પણ જૂઠું માને છે તેથી શેઠની વાતને માનતા નથી. વળી તેઓ કહે છે કે, "આજકાલના તકલદી જુવાનીઆથી હું કંઈ ઉતરું એમ નથી. દશ જુવાનો સાથે કુસ્તી કરવાની તાકાત છે!" આ વાત પણ લોકોને ગળે ઉતરતી નથી.

ચતુર્ભુજને ભાઈ ભાંડું કોઈ નથી. નાનપણમાં જ તેમના પિતા તેમને મૂકી સ્વર્ગે સીધાવ્યા હતા. થોડી ઘણી મુડી રાખી હતી, તેમાંથી તેમની ડોસીએ કરકસર કરી, સુખ દુઃખ વેઠી, ઘરેણાં ગાંઠાં વેચી, શેઠને મોટા કર્યા. શેઠની બુદ્ધિ હતી તો કુશાગ્ર જેવી, પણ ભણવામાં તેટલી તેજ નહોતી. ઇતર કામમાં તેજ હશે-અમને બરાબર ખબર નથી—પણ તેઓ એવા તો ચાલાક હતા કે, માસ્તર આજે શીખવે તે કાલે સ્મરણમાં રાખવાનું શીખ્યા જ નહોતા. પરાણે તેઓએ અંગ્રેજી બીજા ધોરણ સુધી પોતાની મજલ પહોંચાડી હતી. ભણવા ઉપર મન ન ચોંટવાથી માર્કેટમાં એક કાપડીઆને ત્યાં નોકરી રહ્યા અને આસ્તે આસ્તે કમાતા થયા, ને પાછળથી પાંચ પંદર લાખનો તડાકો પડ્યો, જેથી લોકોમાં શેઠ તરીકે ઓળખાયા. કમનસીબે, પેલી કરંસીની મોંકાણમાં, ઓરડરો ઝાઝા-ઉપરા ઉપરી મોકલવાથી—એવી મોટી ખોટ આવી કે, એકવાર તો પડું પડું થઈ પડ્યા! જેમ તેમ કરી બેઠા રહ્યા અને આજે ટટુ-ટગુમગુ ઠીક ચાલે છે.

ઘણી વખત સૂધી તો લગ્ન થયું નહીં, પણ આખરે ઠેકાણે પડ્યા. પહેલી બાયડીને એક પુત્ર થયો. ત્યારબાદ ત્રણ વર્ષે પછી બીજી વખતે એક કન્યાનો જન્મ આપી, તે બાઈ આ દુનિયા છોડી ચાલી ગઈ.

પ્રથમ સ્ત્રીના મૃત્યુ પછી દુકાનમાં પણ ખોટ આવી હતી. કારણ કે શેઠ પત્નીનો વિરહ ભૂલવાને માટે રાતો બહાર ગાળવા લાગ્યા-દહાડે દહાડે શરીર પણ શિથિલ થતું ગયું, ફરીથી માર્કીટમાં નાની દુકાન ખોલી. પ્રથમ પત્નીના મરણ પછી તેમને વિવાહ કરવાનું મન થયું નહી, કે આ બેકદર દુનિયામાં કોઈએ કદર કરી નહી-ગમે

તેમ હો, પરંતુ તેમની માતાને વહુ વગર ઘરમાં અંધારું ભાસવા લાગ્યું! તેણે પુત્રને વિવાહ કરવા સમજાવ્યો. પણ ન્યાતમાં કન્યાની અછત અને લોકોમાં કદરની પણ ખોટ કે ચતુર્ભુજના રૂપગુણની ગણના થઈ નહી. તેઓ રૂપીઆની થેલીઓ ને થેલીઓ માંગવા લાગ્યા. આખરે કોઈ કદરદાન માણસ મળી આવ્યો. તેણે રૂપીઆની પોટલીઓ લઈ કન્યા આપી. ખેર, વાંચનાર કોઈ પૂછશે કે, "બાપુ આ બધું વહેલું કેમ ન કર્યું. શું કોઈ કદરદાન વહેલો ન મળ્યો કે, એટલાં વર્ષ નકામાં ગુમાવ્યાં?" અમે પણ કહીએ છીએ કે, સત્તર આના વાત! "शुभं तस्य शीघ्रम्"એ વાત સર્વ કોઈ જાણે છે, પણ સમયનું મૂલ્ય વરસ વધવાની સાથે વધે છે. કેટલાકને સમયની કીંમત હોતી નથી. વળી ચતુર્ભુજ શેઠ લાંબે વખતે પોતાની પહેલીવારની બાયડીનો સ્નેહ ભૂલી શકયા. વળી તે માતૃભક્તિપરાયણ એટલે માતાના આદેશની અસર થઈ અને વૃદ્ધવયે સારી કીંમત અંકાઈ. તેથી શેઠે પોતાની ચાકરી કરવાને એ સ્ત્રીરત્ન પોતાની ન્યાતરૂપી સાગરમાંથી વલોવી કાઢયું.

ચતુર્ભુજની બીજી વારની ધણીયાણીનું નામ વેલાંબાઈ હતું. તેનું વય અત્યારે હશે વીસ બાવીસનું! તે નાનપણમાં ગાતી હતી તે અત્યારે પ્રત્યક્ષ અનુભવતી હતી કે "ગોરમા હું છું બાળે વેષ કે પિયુ બુઢીઓ થયો રે લોલ!" જેવું મનોહર વેલાંબાઈ નામ હતું, તેવું જ રૂપ હતું. આ રૂપથી ચતુર્ભુજના હૃદયમાં દીવો થયો, તેના ઘરમાં દીવો થયો, પરંતુ તેની માતા બીચારી તો જે તિમિરમાં હતી તે તિમિરમાં જ રહી.

આગળ કહ્યું છે કે, ચતુર્ભુજની માએ ઘણા દુઃખમાં દિવસ કાઢયા હતા, અનેક કષ્ટ વેઠી શેઠને મોટા કર્યા હતા, ઘરમાં વહુ આવશે, કામ ઉપાડી લેશે ને હું સુખથી શ્રીહરિને ભજીશ, વહુ મારી ચાકરી કરશે, એવા ઘણા વિચારો તેના મનમાં આવતા. પણ તે સુખનું સ્વપ્ન પણ ન દીઠું. સુખ જોતાં પૂર્વે જ ડાહીવહુ ગુજરી ગઈ, પુત્રને વૈરાગ્ય થયો, બીજીવાર લગ્ન કીધું નહી, બીચારી ડોશીએ ઘણી બાધા આખડીઓ રાખી, હનુમાનને તેલ ચડાવવા લાગી, શ્રીનાથજીને પગે લાગવાની બાધા રાખી કે, "હે ઈશ્વર! આ ચતુર્ભુજની બુદ્ધિ ફેરવ અને ઘરમાં વહુને લાવી આપ." આખરે તેની બાધા સફળ થઈ.

ચતા શેઠનું માગું થયું. ઘરમાં લક્ષ્મી આવી. ડોશીનું મન હરખથી ઉભરાઈ ગયું. તે બીચારીને શી વાત કે વહુ વહુ ને વહુ. તેને હાથ તો આકાશનો ચાંદ આવ્યો. તે વહુને કંઈ ઓછું ન આવે એમ વર્તવા લાગી. રાંધવાનું તો ડોશીને માથે! બીજું ઘરનું કામ પણ ડોશી જ કરે! 'વહુ હજી નાની છે, ઘણા દહાડા છે, કરશે સહુ આસ્તે આસ્તે.' પણ વહુ કદિ કામ કરતાં શીખી જ નહી. ડોશીની સ્થિતિ તો ઘાંચીના બળદ સમાન થઈ પડી. ઘાંચીનો બળદ સો ગાઉ ચાલે, પણ ત્યાંનો ત્યાં. વહુ આવવાથી ડોશીના સંસારકાર્યમાં કંઈ ઘટાડો થયો નહી. વેલાંબાઈ પિયરમાં લાડકાં હતાં, કારણ કે નાનાપણમાંથી જ ઘણાં મોઢે ચઢાવેલાં–લાડકાં, દેખાવડાં હતાં તેમાં વળી ગુજરાતી છ ચોપડીઓ પૂરી ભણ્યાં હતાં; શાળામાં મડમ પાસેથી ગુંથતાં ભરતાં શીખ્યાં હતાં અને વળી બીજવરને પરણ્યાં હતાં! "બીજવર લડાવે લાડ!" એટલે તેમને કોઇની તમા નહોતી. મૂળ મોઢે ચડાવેલી, તેમાં ન દીઠાનું દીઠું એટલે "મારકણો સાંઢ ને ચોમાસું માલ્યો"ના જેવી ગતિ થઈ.

ચતુર્ભુજ કદરદાન માણસ હતા. તે પોતાની રૂપવાન્ અને વિદુષી સ્ત્રીની કીંમત સારી રીતે આંકી શકતા; તેના શરીરને કે મનને કોઈ પણ પ્રકારે ક્લેશ ન થાય તેમ વર્તતા; તે તેના રૂપથી મુગ્ધ જ થયા હતા, તેથી તેમનું વેલાંબાઈ આગળ કંઈ નીપજતું નહી. શેઠ તો શેઠાણીના હાથનું રમકડું બની ગયા! તેની હાએ હા, અને તેની નાએ ના. તે કહે તે પૂર્વ દિશા! પોતાનાં છોકરાંને કોઈ પ્રકારે રાજી રાખવામા આર્ય માતા પોતાનો ધર્મ સમજે છે, તેમ ડોશી મનમાં સમજી રહેતાં અને એમ જ માનતાં કે કંઈ નહી: છોકરો રાજી રહે એટલે બસ થયું—ગંગા નાયાં. એમ સમજી ડોશી ઘરનું સઘળું કામકાજ કરતાં; થોડું ઘણું ઘાટી કરતો. અધૂરામાં પૂરું નવી વહુને કન્યા સાંપડી. તે કન્યાનો લાલન પાલનનો ભાર પણ ડોશીને માથે જ પડ્યો! ડોશીનો સ્વભાવ પડ્યો શિશુપ્રિય, તેથી છોકરું મા પાસે ન રહેતાં ડોશી પાસે ઉછરવા લાગ્યું. છોકરાં ઉછેરવાં, એ પણ કંઈ રમત વાત નથી. સઘળી સ્ત્રીઓને તે સાધ્ય નથી હોતું. મારઝીક કર્યે કંઈ છોકરાં મોટાં નથી થતાં. છોકરીને ડોશી પાસે રહેવાથી વેલાંબાઈને જાણે એ પીડાએ પણ ટળી. આમ ડોશીને તો કામમાંથી છૂટકારો જ ન હોતો થતો, ત્યારે ઘરલક્ષ્મી શું કરતાં હતાં વારુ?

વેલાંબાઇના કામનો પણ અંત નહોતો. સવારના આઠેક વાગે શય્યા ત્યાગ કરતાં, પછી દાતણ પાણી કરી એક પ્યાલો ગરમાગરમ ચા પીતાં. શું કરે? બાલ્ય-કાળનો અભ્યાસ તે કંઈ મોટપણે છૂટે? વેલાંબાઇના બાપને ત્યાં સઘળાં છોકરાંને ચા પીવાની ટેવ હતી. ચતુર્ભુજ શેઠ પહેલાં તો ચાના શોખીન નહોતા, પણ વિદુષી પત્નીના આગ્રહથી તેઓ હવે ચા લેવા લાગ્યા. આ ચાને માટે ડોશીને વહેલાં ઉઠી પાણી ગરમ કરવું પડતું. ચા પીધા પછી હાથમાં એક રાતા કસુંબાની ઝોળી લઈ શેઠ શાક પાંદડું લેવા જતા. આ તરફ શેઠાણી નાહી ધોઈ ટેબલ ઉપર આરસા આગળ જઈ, કેશ વિન્યસ્ત કરી, હેરકુશ, કોસ્મેટીક નાંખી જરા વાંકી સેથી પાડી, ઓળતાં. આ ટોઇલેટ 'અવર' પૂરો થયા પછી ઠીકઠાક વેષ ભૂષણ કરતાં. તસીતસીને બરાબર બંધબેસ્તી પેલી ખબુતરી—સીફોન લેશથી પરિપૂર્ણ બોડીશના આકારની ચોળી, ધારણ કરતાં. ચોળીમાં અડધી છાતી ઉઘાડી રહેતી. તેની ફીકર નહીં—લાજ નહીં; શરમ નહીં; એમ તો પારસણો ક્યાં નથી પહેરતી. તે ઠઠેરા મુંબઇની શેઠાણીને કર્યા વિના કંઈ ચાલે? એ તો સુધારો છે મુંબઇનો! તેના ઉપર સફેદ ગ્રીવા ઉપરથી ઉરોજ સુધી એક મોતીની માળા નાંખતા; તેનાપર એક સ્ટાઇલીશ ફ્રેન્ચનેટની મલમલથી પણ બારીક સાડી પહેરતાં; આથી કરીને વાંસાનો કેટલોક ભાગ ,અને ઘાઘરી ઉપરની બારીક ઝુલ લેશ અવલોકવાને હરકત થતી નહીં! પણ તેની શરમ વેલાંબાઇને ન હતી—શા માટે હોય? એવી મુંબઇની મડમડીની ખોટ ક્યાં છે?

સાંગોપાંગ શ્રૃંગાર કરી ફરીથી એક વાર આયનામાં આખું શરીર ન્હાળી જોતાં અને પછી ગજેંદ્ર ગતિથી મંદિરમાં દર્શન અને મહારાજનાં ચરણ સ્પર્શ કરવા જતાં. મંદિરમાં જતાં, ત્યારે રસ્તા ઉપર જનારમાંના ઘણાએ તાકીને તેની તરફ જોતા. અહાહા શું સુંદરરૂપ! હરણી સમાન બે આંખો, તેના ઉપર રોષદર્શક બે ભ્રૂયુગલ; સુંદર નાસિકા; રક્ત પ્રવાળ સમ હોઠ, મોતી સમાન દંતપંક્તિ, મનોરમ અવયવો, રુચિર વેષભૂષણ, મનોહર છટા. આ સર્વ જોઈ કોઈ સેજ બોલી ઉઠે કે,

"કહરકી હય હશ્રમે વોહ આંખ શરમાઈ હુઈ,
કયા જુવાની ફીરતી હય જોબન પેં ઇતરાઈ હુઈ."

દર્શન કરી ઘેર આવી ભોજન બોજન આટોપી લઈ, મુખ વાસ કરતા. પછી બપોરે જરા વામકુક્ષી કરે, નહીં તો એકાદ શૃંગારિક વાર્તાનું પુસ્તક વાંચે. સાંજ પડે કે બેંડસ્ટેન્ડ, પાલવા, સ્કેન્ડલ પોઇંટ ફરવા જાય! શેઠની આવક તો ઉપર જણાવી છે, પણ શેઠના બાપના માસીના દીકરાની વહુના બાપનો વારસો આવે એવી આશાથી, હાલમાં તો તેની જ ગાડી વાપરે છે! કોઈ ન્યાત જાતમાં મળવાનું બેસવાનું કે રોવા કુટવાનું હોય ત્યાં ગયા વિના તો ચાલે જ નહીં. આ સિવાય બીજાં કામ પણ હતાં. ગંગાસ્વરૂપ સાસુજી વૃદ્ધ થતાં જતાં હતાં, તેમની યાદશક્તિ પણ અવસ્થાની સાથે ઓછી થતી જતી. ઘરનો હિસાબ તે રાખી શકતાં નહોતાં. ચતુર્ભુજ શેઠને ફુરસદ નહોતી, એટલે ઘરના એવા કામ તરફ લક્ષ્ય આપવું પડતું. ન આપે તો ઘરસંસાર નભે કેમ? શેઠની બાર પંદર ગીની આવક, તેમાં ૧૦-૧૨ ગીનીમાં જો ખર્ચ ન પતાવે તો આગળ ઉપર બચે શું? કરકસર ન કરે તો કુબેરનો ભંડાર પણ ખૂટી જાય. માટે વેલાંબાઈ સંસાર તરફ તીક્ષ્ણ દૃષ્ટિ રાખી કામ લે છે. એથી વૃદ્ધ સાસુજીને આઠ દિવસ ચાલે એટલા કોયલા છ દિવસમાં થઈ રહે છે; હજુ ચોખા લાવે મહીનો પૂરો થયો નથી, તેલ તો મરજી માફક વરે છે, શાક બે દિવસ ચાલે એટલું હતું, પણ બે વખતમાં પૂરું થતું. દૂધ એટલું બધું પોષાય નહીં ને સઘળાંને હોય નહીં -મુંબઇમાં દૂધ મોઘું-આમ તો તુરત દેવાળું નીકળે. એમ રોજને રોજ કંઈ કંઈ ભૂલ ડોશીની નીકળે છે. શું કરે બિચારી તે. પોતાના ગૃહરાજ્યમાં પરદેશીને પગપેસારો કરવા દીધો તો દીધો, પણ વધારામાં દાસત્વ લખી આપ્યું, એટલે લાચાર! ગમે તે પ્રકારે હવે દુ:ખદ જીવનભાર વ્યતીત કરવો.

વેલાંબાઇની શોકયના છોકરાનું નામ બચુ છે. બચુને તે બરાબર ચ્હાય નહીં તો તે સ્વાભાવિક છે. જો ત્રેતાયુગમાં રામચંદ્રજીને કૈકેયી પોતાના છોકરાની માફક ન ચાહી શકી તો આ કળજુગમાં તો વાત જ શી! ખેર! એટલું પણ સદ્‌ભાગ્ય કે ઘેર ભણાવવા આવવાને માસ્તર પણ રાખવા દીધો. બેશક આ બાબતમાં તો તેના ઉદાર-ચિત્તની પ્રશંસા કરવી જોઇએ.

આ માસ્તર તે આપણા મન્યુભાઈ છે. મન્યુ દરરોજ નિયમિત રીતે સાંજના ભણાવવા આવે છે. થોડા સમયમાં તે ઘરનાં બધાં માણસોને પ્રિય થઈ પડ્યો. સુશીલ સ્વભાવની ડોશીને એટલો પસંદ આવ્યો કે તે તેને પોતાના કુટુમ્બનો માણસ હોય તેમ લેખતી. છોકરાનો અભ્યાસ પણ દિન પ્રતિદિન સુધરવા લાગ્યો. આથી ચતુર્ભુજ શેઠ પણ ખુશી થયા. ચતુર્ભુજ શેઠ રાતના વાળુ કરી દુકાને જતા. બીજાને, પોતાના નોકરોને જ 'ગધેડા' કહી સંબોધન કરનાર શેઠમાં, ગધેડાના જેટલું જ વૈતરું કરવાની શક્તિ હતી. તેઓ વાળુ કરી દુકાને જતા. તે દુકાનેથી લગભગ બાર વાગ્યાને સુમારે પાછા ફરતા, તે પોતે દુકાને બેસતા અને બીજા પાસે વૈતરું કરાવતા. આટલા લાંબા વખત સુધી ઘરનાં માણસ ભાગ્યે જ જાગતાં રહે. ડોશી મા પરવારીને થાકથી સુઈ જતાં ને છોકરો છોકરી પણ ઉંઘી જતાં.

એક દિવસ મન્યુને સાંજના ‘સ્ટુડન્ટસ બ્રધરહુડ’માં ભાષણ સાંભળવા જવું હતું. સ્વાભાવિક રીતે અહીં મોડું થવાનો સંભવ હતો અને બીજે વખતે તો મોડું થાય તો ભણાવવા જવાનું તે માંડી વાળતો. પણ દૈવસંજોગે એવું બન્યું કે, બચુની માસિક પરીક્ષા પાસે આવી હતી તેથી તેને મોડી રાતે પણ ભણાવવા જવું પડયું. આસ્તે આસ્તે તે મેડી ઉપર ચઢયો. બીજે માળે ઓરડી બંધ કરી ડોશી સુઈ ગઈ હતી, તેથી મન્યુ ધીમે ધીમે ત્રીજે માળે ચઢયો. દીવાનખાનાનું બારણું બંધ હતું, પણ બારણા ઉપરની જાળીના સળિયામાંથી ઝાંખું અજવાળું બહાર પડતું હતું, ત્યાં ઉભો રહી, મન્યુએ “બચુ” કહી હાંક મારી, ઝટ લઈને બારણું હડસેલ્યું અને અંદર દાખલ થયો. પણ દાખલ થતાં જ, ધબકારાની સાથે કોઈ પલંગ ઉપરથી ઝટ નીચે ઉતર્યું હોય એમ લાગ્યું. મન્યુ ઓરડીની બહાર નિકળી—દાદરે નાસી આવ્યો! તેની પાછળ તરત જ તે ઓરડીમાંથી કોઈ અજ્ઞાત પશુ-પ્રાણી નીકળી ચાલ્યો ગયો હોય, એમ તેને ભાસ થયો!

મન્યુ બહાર આવ્યો અને વિચારવા લાગ્યો કે બચુને ભણાવવા બેસવું કે નહીં, તે ક્ષણવાર ઉભો રહ્યો. પણ તે જ ક્ષણે એ વિચારગ્રસ્ત કોઇએ જવાબ દીધો કે, બચુ ગુમાસ્તા જોડે નાટક જોવા ગયો છે!” મન્યુ આ શબ્દો સાંભળતાં જ તરત દાદરો ઉતરી ચાલી ગયો.

મન્યુને ઘણા ઘણા વિચાર થયા કે એ શું? કોણ હતું? શું હતું? તર્ક પહોંચ્યો ન પહોંચ્યો, પણ તે પોતાના લોજ આગળ આવી પહોંચ્યો, વાંચવામાં તેનું ચિત્ત ચોટયું નહીં; ઘેર બીજા મિત્રો સાથે હમેશની માફક વાતચીત પણ કરી નહીં. શું હતું? કોણ હતું એ વિચારમાં તે મુઝાયા કર્યો! એકદમ પથારી કરી સુઈ ગયો.

બીજે દિવસથી ચતુર્ભુજ શેઠને ત્યાં ભણાવવા જતાં નવો રંગ જોવામાં આવ્યો. ન જોયેલું જોવામાં આવ્યું. બચુને ભણાવવાના ઓરડામાં શેઠાણી આવી બેઠાં. મન્યુએ તે તરફ લક્ષ આપ્યું નહીં; પણ તેના તરફ તાકીને તેઓ જોઈ રહ્યાં! કોઇવાર માથા ઉપરથી છેડો સરકી જવા દેતાં જણાતાં, તો કોઇવાર આળસ મરડી શરીરના રસોત્પાદક અવયવ તેની નજરે પડે તેમ કરતાં, ને કોઈવાર અમુક નિમિત્ત કાઢી તેના કુટુમ્બના માણસોની હકીકત પૂછતાં, તો કોઈવાર તેને પસંદ પડે તેવી ચીજોનું પ્રલોભન બતાવતાં. “આજ તો બહુ થાકેલા જણાઓ છો? જરા ચા પીશો? લ્યો હું મૂકી આપું.” એમ કહી આગ્રહ કરી ચા પાતાં. મન્યુએ પોતાનો ભણાવવા જવાનો સમય બદલી સવારનો કરી નાંખ્યો.

વેલાંબાઈ પોતાનો મનોરથ સિદ્ધ કરી શકી નહીં, તેથી તે ગુસ્સે થઈ. મન્યુને અભિમાની સમજવા લાગી. પોતે મોટો ધર્માચારીનો ફાંકો રાખે છે, એમ માનવા લાગી. પ્રેમને બદલે તે હવે તેને ધિક્કારની નજરથી જોવા લાગી. ગમે તેમ કરી તેનો પગ ટાળવો, એવો એનો દ્રઢ નિશ્ચય થયો. એ નિશ્ચયને અમલમાં લાવવાને યુક્તિ રચવા લાગી અને તેને યોગ્ય તકની આતુરતાથી રાહ જોવા લાગી. ગુસ્સા-ધિક્કારનું કારણ મન્યુ બરાબર કળી શકયો નહીં, કંઇક તર્ક કીધો, પણ તે ઉપર શંકા ઉપર શંકા ઉઠાવી!

## પ્રકરણ ૧૬ મું
## બીજવરનાં ધણિયાણી!

ગુજરાતી પ્રજામાં એક કહેતી છે કે,—

'પંથવર તો ભાંગે હાડ, બીજવર લડાવે લાડ;
ત્રીજવર સોનાનાં સાંકળાં, ચોથવર મસાણનાં લાકડાં!'

આ વાત પ્રત્યક્ષ છે, એને ભૂમિતિના સ્વીકૃત પ્રમાણની અપેક્ષા જ નથી.

શનિવારનો દિવસ હતો. કોલેજમાં જઈ આવી જમીને તરત જ મન્યુ, ચતુર્ભુજને ત્યાં ગયો. લગભગ અગીઆર વાગ્યાનો સુમાર થયો હશે. ચતુર્ભુજ પાન ચાવતા ચાવતા દુકાને સીધાવી જતા હતા; બચુ કંઈ કામ નિમિત્ત સેજ બહાર ગયો હતો. મન્યુ પહેલો દાદરો ચઢે છે એવામાં ઠણણ ઠણ અવાજ તેના કાનમાં થયો. વેલાંબાઈ સ્નાનાદિ પૂરું કરી, આરસી સમીપ આવી ટોઇલેટમાં ગુંથાયાં હતાં. કાળા સર્પ સમાન કેશની લટો સાથે યુદ્ધ કરતાં હતાં. આજ તેમના મનમાં એક ભારે શંકા ઉત્પન્ન થઈ છે, તેનું સમાધાન થઈ શકતું નથી. શંકા તો ન્યાય, વ્યાકરણ અને મીમાંસાથી પણ ગુરુતર અને જટિલ છે. વેલાંબાઈ થોડા દિવસથી સ્વ. બંકિમચંદ્ર ચટોપાધ્યાય કૃત 'દુર્ગેશ નન્દિની'નો નારાયણ હેમચંદ્ર કૃત ગુજરાતી અનુવાદ વાંચે છે. આ વાંચી તેમના મનમાં એક શંકા થઈ. પોતાની અપૂર્વ લાવણ્ય છટા તે શું તિલોત્તમાના જેવી "વાસન્તી મલ્લિકાના જેવી તાજી ખીલેલી ક્રીડા સંકુચિત, કોમલ, નિર્મલ અને પરિમળમય?" કે આયેષાની માફક "નવરવિકરફુલજળનલિનીની માફક સુવિકસિત, સુવાસિત રસપરિપૂર્ણ, રૌદ્રપ્રદીપ્ત, નહી સંકુચિત, નહી વિશુદ્ધ, કોમલ અને પ્રોજ્જ્વલ?"

વેલાંબાઈ આ બે પ્રકારના સૌંદર્યમાં શું પૃથકતા, તે સમજી શકતી નથી. આ ગંભીર પ્રશ્નનો નિર્ણય પોતાના અનુભવવૃદ્ધ સ્વામી, કપડાં પહેરી દુકાને જતા હતા તેને કરવા કહ્યું. પરંતુ સ્વામીની વિદ્યાબુદ્ધિને માટે તેને ઉંચો અભિપ્રાય નથી, અને વાત પણ ખરી છે કે ચતુર્ભુજ શેઠનો રસબોધ એટલો પ્રખર નથી તો તે કેમ સમાધાન કરે? પહેલાં તો શેઠે જવાબ આપ્યો કે 'આવું ગુજરાતી કોણ લખે છે! આ તે ગુજરાતી કે છંછકરત!' એ બધી વાતો. કંઈ નહી, એમાં સૌંદર્યમાં વળી "પરિમળ," સાલું વળી પાછો તેમાં "રસ," એ શું? એ બધી વાત જ જૂઠી. વાસન્તી મલ્લિકા "નિર્મળ" અને જળ નલિની "અશુદ્ધ" કેમ? એ તો લખનારનાં ગતકડાં! એમાં કંઈ નહી. વેલાંબાઇનો સંશય આથી ભાંગ્યો નહી, ઉલટો વધી પડ્યો. તે સ્વામીના જવાબથી સંતુષ્ટ થઈ નહી. આખરે ઝઘડો પતાવવા શેઠે કહ્યું તુ તો બન્ને છે! તિલોત્તમા અને આયેષાના જેવી છે. તુ તો રંભા અને ઉર્વશીના જેવી છે. કૌળાદેવી અને રૂપસુંદરી જેવી છે. સ્વામી આ પ્રમાણે સાંત્વન કરી દુકાને ચાલી ગયા. વેલાંબાઇને લાગ્યું કે શેઠે આ બધું મરોડમાં કહ્યું, તેથી તેનું મન ખિન્ન થયું, અને મીમાંસા કરવા આરસીની પાસે જઈ પોતાનું સૌંદર્ય નીહાળી, વિચાર કરવા લાગી અને નિજ મૂર્તિનું ધ્યાન ધરવા લાગી! આજ સમયે તેના કાનમાં ઠણણ ઠણ કરતો અવાજ આવ્યો.

તેણે ધીરેથી દાદરા આગળ આવી ડોકિયું કરી જોયું, તો સીડી ઉપર બધે ભાત વેરાયો છે: દાળ ઢળી ગઈ છે, એક બે પગથીઆં ઉપર વાડકીઓ પડી છે, અને પગથીઆ આગળ તેનાં વૃદ્ધ સાસુજી લાંબાં થઈ પડ્યાં છે! માસ્તર તેના મોં ઉપર પાણી છાંટે છે! ડોશી અચેતન અવસ્થામાં પડી છે, જરા પાણી છાંટવાથી શુદ્ધિમાં આવે છે! સારું થયું કે અવાજ બહુ થયો નહોતો, એટલે અડોશીપડોશીમાંનું કોઈ નીચેથી આવ્યું નહોતું, અને આવ્યું હોત તો પણ શું? વેલાંબાઈ ક્યાં દરકાર કરે તેવી હતી? પડોશી બીચારાં બોલે જ શું કરવા. બોલે તો વેલાંબાઈ જીભની ચાબુક લગાવવામાં મણા કરે નહી તો! એટલે એ પણ બીચારાં ભુંડાથી ભૂત નાશે તેમ કરી બેસતાં અને એમનું લાગ્યું એ ભોગવશે, એમ બોલી આશ્વાસન માની લેતાં.

આ પ્રકારનો દેખાવ જોઈ વેલાંબાઇને ભારે ગુસ્સો થઈ આવ્યો, 'ભાત બધો વેરી નાંખ્યો, આજ ખાઇશું શું? કપાળ? જાણીજોઇને ડોશી બધા ગામમાં ઢેડ ફજેતો કરવા માગે છે. વહુને માટે ઉપર ખાવાનું લઈ જાય છે, તે લોક જાણે કેમ! કંઈ લાજ આવે છે ફજેતાની! બહુ ભારે વહુના ઉપર ઉપકાર કરે છે તો.' આમ વિચાર કરતી જોયું ન જોયું કરી, વેલાંબાઈ પોતાના ઓરડામાં જઈ બેઠાં. આજકાલની વહુઓની સાસુઓ ધાટણ છે! આજકાલના છોકરાઓના પિતાઓ, તેમના પુત્રના મજુર છે! શંકા થતી હોય તો સામાન્ય ને મોટાના ઘરમાં જઈ વિધવા સાસુની સ્થિતિ જોજો; કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓના પિતા ઉપર લખાયલા પત્રો વાંચજો!! મન તૃપ્ત થશે!

આણી તરફ ડોશીમાને પાણી છાંટવાથી ચેતન આવ્યું. ધીમેથી આંખ ઉઘાડી અને બોલ્યાં, "કોણ બેટા? અરેરે! ઓ બાપ! બહુ વેદના થાય છે. હવે નથી વેઠાતું. હે ગોરધનનાથ! લઈ લે તારે શરણ!" એટલું કહી કેડે હાથ રાખી, ડોકું ખાંધ ઉપર નાંખી, બોલતાં શ્વાસ ચડ્યો, તેથી જરા દમ લેવા લાગ્યાં.

મન્યુ આ સર્વ દેખાવ જોઈ આભો જ બની ગયો. કારણ કે તેણે તેની જીંદગીમાં આવો બનાવ જોયો નહોતો. સાસુ વહુ ઉપર રોફ ચલાવે, તેને નાકે લીટા તણાવે, વઢે, ભાંડે પણ વહુને સાસુના ઉપર દબાણ ચલાવતાં કોઈ દહાડો પ્રત્યક્ષ જોયું ન હતું! આજે તે જોયું! આશ્ચર્ય પામ્યો! થોડીવારે મન્યુએ પૂછ્યું; "માજી ઘરમાં વહુ છતાં તમે આટલી બધી તસ્દી શું કામ લ્યો છો! વહુ શું પાણીનો લોટો નથી ભરી આપતી? આ ખાવાનું લઇને તમે શું કામ ઉપર જતાં હતાં? ધણુંએ આવીને જમી જતે! તમારે તે આટલી બધી વેઠ શામાટે જોઇએ? એવા શા ઘા વાગ્યા છે કે નીચે પણ નથી ઉતરાતું? આમ કરતાં કોઈ દહાડો સખ્ત ઇજા પામશો, સમજ્યાં, માજી!"

"બાપુ એ કંઈ બોલવાની જ વાત નથી. પરભવનાં હશે લાગેલાં, તે ભોગવ્યા વગર છુટકો છે! આસ્તે બોલો માસ્તર, નહી તો વળી રકઝોળો કરશે. મારા ઉપરથી તમારાં ઉપર આવી પડશે. હે નાથ! હે ગોરધનધર! અરર ગળું સુકાય છે રે બાપ!!"

મન્યુ ડોશીને ઉઠાડીને તેમની ઓરડીમાં લઈ ગયો. એટલામાં ત્યાં કીકી આવી. તેણે ડોશીને પાણી આપ્યું. આગલે દિવસે નિર્જળા અગીઆરસ હતી. ડોશીને આખો દહાડો ઉપવાસ હતો. સવારનાં રાંધવા લાગ્યાં. રાંધીને બીજાના જમ્યા વગર જમે કેમ! વૃદ્ધ વય, અશક્ત શરીર, તેમાં પણ ઉપવાસ અને જાગરણ. આ સર્વથી

ડોશી થાકી ગયાં હતાં. થોડા દિવસથી વહુને જરા ધીકડી આવતી, એટલે જમવાને નીચે આવવાનો પરિશ્રમ બાઈ શ્રીપાંચ નહોતાં લેતાં. તેમને માટે ભોજન ઉપર લઈ જવું પડતું. તેમાંથી આજે આ બનાવ બન્યો. ડોશી હબક પામી ગયાં કે, વળી વહુ આમાંથી શી નવા જૂની કરશે. બીચારાં ખાવાનું લઇને ઉપર મૂકવા જતાં હતાં. એટલામાં થાકથી આંખે અંધારાં આવ્યાં અને ધબ દઈ નીચે પડ્યાં અને ઠણણ ઠણ અવાજ થયો. હાથમાંની થાળી તથા વાટકી નીચે પડી ગઈ. બધું વેરાઈ ગયું. થોડીવારે શાંત થઈ ડોશીએ કહ્યું, “અરેરે! શું થશે બાપ! વહુ જમશે શું? શું કરીશ બાપ!! હે હરિ! હે ગોરધનનાથ!” કહેતાં કહેતાં ડોશીની આંખમાં આંસું આવ્યાં. આ જોઈ છોકરી પણ રડવા લાગી અને બોલી, “દાદીમા! બહુ વાગ્યું તમને! શું કરું?”

“કંઈ નથી થયું, બેટા! જા જઇને ઘાટીને કહે કે, પડેલું સાંભરી લે.” ખોળામાં લઈ માથે હાથ ફેરવતાં ડોશી બોલ્યાં; છોકરી ઘાટીને બોલાવવા ગઈ.

“માસ્તર! બહુ જોયું, હવે તો આ નથી સહન થતું. રોજનું રોજ એનું એ. હવે શક્તિ નથી, મુઆ મોતને પણ આંખ નથી કે મને લઈ લે. હવે તો મરું તો આ દુ:ખમાંથી છૂટું! હવે તો નથી કામ થતું. કાલનો ઉપવાસ અને આ બધાંનું રાંધવું, એ તો--”

“તો વહુને કેમ નથી રાંધવાનું કહેતાં?”

“અરેરે બાપુ! એ તો કંઈ બોલવા જેવું જ નથી. એમનાથી રંધાય! રાંધવા પેસે તો તાપથી એમનું કોમળ શરીર કરમાઈ જાય. એ શું બોલ્યા માસ્તર!” એમ કહેતાં કહેતાં ડોશીની આંખમાં પાણી આવ્યું. છોકરી ઘાટીને બોલાવી આવી કે, “જા, બેટા! ઉપર જઈ તારી માને કહી આવ કે, ભાત ઉપર લાવતાં પડી ગયો, મારે માટે ઢાંકેલું છે તે નીચે આવી જમી લે. હવે મારાથી ઉપર નહી લઈ જવાય. જા, બેટા! બહુ ડાહી છે તો મારી દીકરી!”

“ત્યારે તમે શું ખાશો માજી?”

“ખાધું મારું કપાળ! હવે સાંજે રંધાશે તો તે નહી તો આજ પણ એકાદશી!”

“એમ તે ચાલે. ખાધા વિના કેમ રહેવાય! કાલનો ઉપવાસ અને આજ આ બીજી લાંઘણ શી રીતે ખેંચાય? અમારાથી જ ન થાય, તે હવે તમે તે શી રીતે ખેંચી શકો! બજારથી થોડો મેવો મંગાવો. ન હોય તો મા, બે પૈસા માગીને એકાદ નારંગી લાવીને ખાઓ, એટલે ગળાનો શોષ પડે છે, તે બેસી જશે.”

એટલામાં રામો આવી કહેવા લાગ્યો; “હેં સમધેં સાંભરી લીધું છે. આણીખ ચોઉન ટાકલેં આહેત.”

“અરે! તને ખાવાનું કોણ આણી આપશે! આ કીકીને કહેજે.”

“અ: આજ માલા જેવણુ નકો!”

છોકરી ઉપર ગઈ. વેલાંબાઈ પલંગ ઉપર પોઢયાં હતાં. પાસે જ તેમની નાની છોકરી પણ સુતેલી હતી. મોઢું મોટું તોબરા જેવું ચઢેલું હતું. અડધી આંખ મીચી બારણા તરફ જોઈ રહ્યાં હતાં. તેમની આ અવસ્થા જોઇને છોકરી બીધી. પણ ધીમેથી હિંમત આણી બોલી; “બા! દાદીમાથી આજ ખાવાનું લાવતાં પડી ગયું. તે કહે છે

તમે નીચે જઇને એમને માટે રાખેલું છે તે જમી લો. તેમનાથી હવે ઉપર ખાવાનું નહી લવાય અને બે પૈસા માગે છે, નારંગી લાવવાને માટે."

"શાથી પડી ગયાં? હું કંઈ ખાતાં નથી? બતાવવાને લોકોને કે હું વહુને માટે ખાવાનું ઉપર લઈ જાઉં છું કેમ! મારું શરીર સારું નહી ત્યારે તમને કહેવું પડે છેને, નહી તો તમારું નામ પણ કોણ દે? મારીને બધું રાંધેલાનું સત્યાનાશ મેળવ્યું. નથી ખાવું મારે તો એ ટાઢું ઠીકરા જેવું! જા, અહીંથી."

"ત્યારે તમે જ રાંધીને હયોને ગરમ! પૈસા—"

"સામી વળગતી આવે છે કે, રાંડ–રાંધીશ કે નહી તેની તારે શી પંચાત! ચીબાવલી છેક ફાટી ગઈ છે કે? સામું બોલતાં શરમ નથી આવતી? ભાન છે કે કંઈ નાના મોટાનું? અત્યારથી બોલતાં કેવું શીખી છું. પૈસા જોઇએ છે! પૈસાનાં કંઈ ઝાડ ઉગતાં નથી, મહા મહેનતે પૈસો મળે છે. ખોદ ખાડો, જો મળે છે પૈસો? શું છે તે પૈસા જોઇએ છીએ? એવા હરામના પૈસા નથી આવ્યા!" એટલું બોલી તે પાછી પલંગ ઉપર જઈ પડી. પણ તેમ કરતાં તેની સુતેલી છોકરીને હાથ લાગ્યો અને તે જાગી ઉઠી અને રડવા લાગી! સાસુ ઉપરનો ગુસ્સો બીજે કયાં કાઢે? કાઢયો પોતાની છોકરી ઉપર. "તું અકરમણ ઘડીભર જંપવાએ દેવાની નથી. તુંએ મારો જાન લે બાકી હોય તો." એમ બબડી એક તમાચો લગાવ્યો. મોટી છોકરી હજી સૂધી અહીં દિગ્મૂઢ જેવી ઉભી હતી. નાની કીકીને રડતી જોઈ તેને તેડવા ગઈ, તો તેના ઉપર જ છણકો કરી ઉઠી. "તેડયું, તેડયું, જાને, મરને અહીંથી, હજુ સૂધી થાંભલાની પેઠે ઉભી કેમ રહી છે? સાંભળ્યું નહી, કહ્યું તે એકવાર?" છોકરી નીચે ચાલી ગઈ. ઘાટી રડવાનો અવાજ સાંભળી ઉપર આવ્યો અને તે પણ છોકરીને લઈ નીચે ચાલ્યો ગયો.

છોકરીને રડતી જોઈ ડોશીએ ઘાટીના હાથમાંથી તેને લીધી અને કહ્યું, "આવ મારી દીકરી! રડના ! મારી તને! મારી. હેં હત કરીશું, હત. છાની રહે બા! છાની, બહુ ડાહી છે જો. દૂધ પાઉં?"

રામાએ કહ્યું; "તુમી નિજા, મા! રાખીશ આતાં." એટલું કહે છે ત્યાં મોટી છોકરીએ બધી હકીકત કહીને બે પૈસા આપવાની ના સાંભળી મન્યુ ઘણો ખિન્ન થયો; એક જાતનો તિરસ્કાર તેના મનમાં થઈ આવ્યો. પણ આત્મ સંયમન કરી બહાર બોલી દેખાડ્યો નહી. એક ફ્રેન્ચ લેખકે કહ્યું છે કે, 'જીંદગી એક પ્રકારની નવલકથા છે.' મન્યુને પણ ઠીક આ એક પ્રકારની નવલકથા જ મળી. વધારે કંઈ બોલ્યા ચાલ્યા વગર તે ઘાટીને પોતાના સાથે લઈ ગયો ને ભુલેશ્વર આગળથી થોડાં ફ્રુટ લઇને ઘાટી સાથે મોકલાવી દીધાં અને પોતે લોજમાં ચાલ્યો ગયો.

આણી તરફ ચેલાંબાઈ ગુસ્સામાં ને ગુસ્સામાં ખાધાપીધા વિના પલંગ ઉપર જ પડી રહ્યાં. માસ્તર ઉપર મૂળ તો રોષ હતો, તેમાં આજના બનાવે એ રોષમાં ઘીની આહુતિ મૂકી એટલે બાકી શું? "એ ત્રણ ટકાનો માસ્તર! એને એટલું બધું બોલવાનું કારણ શું? એ કોણ મારી બાબત ઉપર ટીકા કરનાર? શામાટે અમારા ઘરની બાબતમાં માથું મારે! કાલે તો હુકમ ચલાવશે! શું નહી કરે? એવો માણસ ઘરમાં સારો નહી. એને કાઢવો જ જોઇએ. કયાં બીજા માસ્તર નથી મળતા અને ન મળે

તોપણ શું!" આવા પ્રકારના તર્ક તેના મનમાં ચાલવા લાગ્યા! કારણ કે સાંજના શેઠની સાથે વિવાદ તાંડવમાં યુક્તિનો પ્રયોગ તો કરવો જ જોઇએ, નહી તો વિજય મળે નહી.

આમ આપણા ચતુર્ભુજ શેઠના ઘરમાં ચકમક ઝરી છે. તેના ગૃહવનમાં પ્રચંડ દાવાનળ સળગી ઉઠવાનો સંભવ છે. તેમના ગૃહરાજ્યમાં આજ અરાજકતા છે. આજ ગૃહરૂપી આકાશમાં ચારે તરફથી વાદળાં એકઠાં થવા લાગ્યાં છે. દિશાઓમાં અંધારું વ્યાપ્યું છે. સાંજ સુધી કદાચ પ્રચંડ તોફાન થવાનાં ચિન્હ જણાય છે. એકાદ સખ્ત ઝાપટું, વા મેઘની ગર્જના કે વીજળીનો ચમકાટ કે પ્રચંડ વારિવર્ષણ થશે ખરું. જોઇએ સાંજની વાત સાંજે!

---

## પ્રકરણ ૧૭ મું

## રાણીના રાણાજી!

લગભગ સાડા પાંચને સુમારે ચતુર્ભુજ શેઠ ઘેર આવ્યા. તેઓ પોતાની મેડીમાં કપડાં કાઢવા ગયા. જતાં જ અવનવો દૃશ્ય તેમની નજરે પડ્યો. વેલાંબાઈ જમીન ઉપર ચટાઈ ઉપર પડ્યાં છે, પાસે એક બાજુએ પાણીનું ભરેલું પ્યાલું અને બે કાપેલી કેરીની રકાબી અને ચાનો પ્યાલો પડેલો છે! વેલાંબાઇનું કમળમુખ વ્હીલાઈ ગયેલું ને આંખો લાલચોળ થયેલી હતી. જાણે આખો દહાડો રોવામાં જ કાઢ્યો હોયની. દરરોજ ચતુર્ભુજ જ્યારે ઘેર આવતા, ત્યારે તે તેમને હર્ષથી વધાવી લેતાં; મીઠું મીઠું બોલી તેમને રીઝવતાં, પંખો લઈ પવન નાંખતાં; પણ આજ એમાંનું કંઈ નથી. માત્ર આજ ચૂપચાપ સુઈ રહ્યાં છે. આજ તો શેઠની તરફ નજર પણ કરતાં નથી. શું કારણ હશે. આ અવસ્થા જોતાં જ ચતુર્ભુજ શેઠનો અંતરાત્મા બળીને કોયલો થઈ ગયો. તેમનું અંતઃકરણ કપાઈ ગયું. તેઓ બોલ્યા; "શું છે? આ બધું કેમ પડયું રહ્યું છે? હેં? અને તું આમ પડી કેમ રહી છે!"

જવાબમાં એક દીર્ઘ નિસાસો, સુસ્કાર!

"પણ બોલ તો ખરી, શું થયું છે? આ બધું પડયું છે કેમ?"

આના જવાબમાં આંખમાંથી આંસુની ધારા.

તોફાનની શરૂઆત જોતાં જેમ કોઈ નાવિક, સ્ટીમ્મરનું સુકાન સંભાળવા તત્પર થાય, તેમ ચતુર્ભુજ શેઠ પોતાના પત્ની પાસે બેઠા અને તેનો હાથ પકડી પૂછવા લાગ્યા, પણ પત્નીએ હાથ તરછોડી નાંખ્યો. માનિનીનું મદમર્દન શી રીતે કરવું. તે વિમાસવા લાગ્યા. દેખાવ તો બહુ મજેનો હતો. જોયા જેવો હતો. વાંચનારાઓએ સ્ત્રી પુરુષના પ્રણયકલહ દીઠા હશે! તે સમયના દેખાવ પણ અનુભવ્યા હશે! પરંતુ ચતુર્ભુજ શેઠનો આ સમયનો દેખાવ અપૂર્વ હતો. તેની ઉપમા આ લેખકને જડે એમ નથી. ઠીક કલ્પના કરો કે કોઈ હનુમાનજી એક અપ્સરા પાસે બેસી તેને મનાવે છે! ગમે તેમ કલ્પના કરો–સત્ય હો વા અસત્ય હો, પરંતુ એટલું તો નિઃસંશય કહી શકીએ છીએ કે, ચતુર્ભુજ શેઠની ઉપમાં તો ચતુર્ભુજ જ!

મ્લાનવદને જેમ મથુરાંનું માંકડુ પોતાના માલેકના સામું ભયથી જોઇ રહે, તેમ ચતુર્ભુજ માનિની વેલાંબાઇના સામું જોઈ રહ્યા. દયાર્દ્ર ચ્હેરાપર એક દૃષ્ટિનિક્ષેપ કરી બોલ્યા; "પણ આ બધું છે શું, કહે તો ખરી?"

તાણે તૂટી જાય, એ કહેવતનું સ્મરણ થયું અને સ્ફુરણ થતાં જ વેલાંબાઇના મુખમાંથી વાણી ફૂટી નીકળી. તેમણે રોષમાં નાન્દીની શરુઆત કરી કેઃ-"હોય શું! કંઈ નહી. મને મારે પીયર મોકલી દો! બસ્સ!"

અરરર! શી ભયંકર વાત! ચતુર્ભુજને દશ દિશા શૂન્ય ભાસવા લાગી. પૃથ્વી રસાતળ જતી દેખાઈ. આ શો ઉત્પાત! તેઓ રડવા જેવા થઈ બોલ્યા કેઃ-"પણ થયું છે શું તે તો કહે, શું કોઈ ઘરમાં બોલ્યું છે? કોઇએ કંઈ કહ્યું છે?"

"અમારાથી રંધાય નહી! હવે અમારું શું કામ છે અહીંયાં? હલકું લોહી હવાલદારનું, જે હોય તે અમને જ કહે. અમને જ સહુ મોંઢે લેતાં આવે. ઘરનાં ને બહારનાં-ગમે તેમ વગોવે? પેલો માસ્તર પણ મને કહે! હું રાંડ ભુંડી! મુઈ પરમેશ્વરે મોત આપ્યું હોત તોયે સારું. મારી જેવી ભુંડીનુ શું કામ છે અહીં? હું તો જઇશ મારા ભાઇને ઘેર."

એટલું બોલતાં બોલતાં શેઠાણીની આંખમાં શ્રાવણ અને ભાદરવાનો મેહુલો વરષવા લાગ્યો. ચતુર્ભુજ શેઠ તર્કસાગરમાં તરવા અશક્ત હતા. તેમની પ્રખર બુદ્ધિ તીવ્રતર નહોતી, તે તો બુઠ્ઠી થઈ ગઈ હતી. સરાણે ચઢાવ્યા વગર આ તર્કજાળને કાપવા અસમર્થ હતી. તેઓને પોતાનાં પત્નીનું કથન સાંભળી મનમાં ઘણો ખેદ ઉત્પન્ન થયો. તેઓ ધબધબ નીચે આવ્યા અને "મા, મા;" કહી હાંક મારી. ઘાટી પાણી ભરતો હતો તે સામો મળ્યો, તેણે જવાબ આપ્યો; "મા તો નિજલા છે, બીછાના ઉપર માંદાં છે!"

"તારી શેઠાણીએ ખાધું કેમ નહી?"

"મા, ભાત ઘેઉન વર જાતાંનાં પડલા, ભાત વેરાઈ ગયું. મા તો જાઇને બીછાના ઉપર નીજલા. માસ્તર તેને લઈ ગયો. પઞ્યાં તેવ્હાં લાગલે તેને. ઇકડન દાદરા વરથી પડલાંની, તેવ્હાં ભાન નોતું માસ્તરની ઉઠવલે અને ઘરાંત લઈ જઈ પાણી દિલે તેવ્હાં શુદ્ધિવર આલે. શેઠાણીને માનો ભાત ખાયાલા કહ્યું. પણ કંઈ ખાલે નહી."

"ભાત બીજો કોઇએ રાંધી આપ્યો નહી?"

"કોણ રાંધુન આપે. મા પડલા સીક."

"માસ્તર કંઈ બોલ્યો હતો કે?"

"નહી, નહી, માસ્તર તો બોલેલા નહી, ત્યાંના માને ઉઠવલે. હાથ પકડી બેઠાં કર્યાં અને પંખો નાંખ્યો. નંતર ખોલીત ઘેઉન ગયો. તિકડે માલા સુવાડી પાણી દિલે. બરેંચ કરલે તો ચાંગલા માનુષ્ય હય! ત્યાંને ફાર કેલી! નહી તો માને દુઃખ જાસ્તી હોત."

ચતુર્ભુજ શેઠ આ જવાબથી સંતુષ્ટ થયા નહી. તેઓ પોતાની માતુશ્રીની ઓરડીમાં આવ્યા. પથારી ઉપર ડોશી પઞ્યાં હતાં, કીકી પાસે બેઠી હતી, એકાદ પંખો

પથારી પાસે પડેલો હતો, પાણીનો લોટો હતો, એક બાજુએ ખૂણામાં પાણીનો ઘડો હતો. બ્હેબાકળા શેઠ પોતાની માતા પાસે આવીને બેઠા.



## પ્રકરણ ૧૮ મું

## માસ્તરને પેંડો!

પગરવથી જાગૃત થયેલાં ડોશીએ પાસુ ફેરવી જોયું તો શેઠને દીઠા અને તેમને જોઈ ડોશી બોલ્યાં; "કોણ ચતો! આવ બા! ભાઈ! ઈશ્વર તારું કલ્યાણ કરે. ભાઈ હવે દહાડા પાસે આવ્યા છે, બા! હવે વધારે જીવવાની નથી. જ્યાં સુધી હાડકાં ચાલ્યાં ત્યાંસુધી તમારી સેવા કરી, બાપુ! હવે શરીર નથી ચાલતું બા, કંઈક ખાધું બેટા! ચા બા પીધો? જોને મો બધું સુકાઈ ગયું છે મા!"

"જેણે ખાધું નથી તેને તો કોઇએ પૂછ્યું નહી?"

"શું કરું બા! હવે મારાથી નથી થતું, આજ ખાવાનું લઈ ઉપર જતી હતી, તેવામાં ચઢતાં ચઢતાં તમ્મર આવ્યાં ને હું નીચે પડી ગઈ, હાડકાં બધાં દોદળાં થઈ ગયાં, શરીરનું ભાન પણ નહોતું, બિચારે આ માસ્તરે બેઠી કરી, અહીં લાવી સુવાડી ત્યારે! હું શું કરું બાપલા! શરીર અશક્ત, કાલની લાંઘણ! મારાથી થાય એટલું કર્યું, કહે બા, હું શું કરું એથી વધારે?"

"તો ફરીથી ભાત તો મૂકાવી આપવો હતો?"

"અરેરે બાપ, કોણ મૂકી આપે મારા દીકરા! મારાથી તો ઉઠાય એમ ક્યારે હતું? તું જ જોને, હજી તો હું બીછાનાપર પડી છું, ત્યાંને ત્યાંજ રામબોલો થઈ ગઈ હોત! ઈશ્વર ભલું કરે આ બિચારા માસ્તરનું કે એણે એટલું કર્યું. અરેરે! મારી કોણ ખબર લે છે બાપલા! આ મારો ભાત હતો ને મારે માટે રહ્યું હતું તે જમવાનું કહ્યું, પણ વહુ જમી નહી. હું શું કરું? એમાં કંઈ મારો ઉપાય છે થોડો!"

"જમી કેમ નહી? તું કંઈ બોલી હઇશ!"

"અરે નારે બેટા, મારી તો જીભ પણ સસણી નથી. હાય, હાય! ફાટી પડું જો એક અક્ષરે બોલી હઉં તો. બાપુ તારા કરતાં કંઈ વધારે છે! તારા સમ બા, મને કંઈ ભાને નહોતું તો બોલું ક્યાંથી બાપુ! હે ઈશ્વર! હે ગોરધન નાથ! હવે તો કંઈ સામું જો મારા નાથ! અરેરે! તું શું કહે છે. આટલી મારી ખબર પણ જોવા કોઈ આવ્યું નથી. હું મરી કે જીવતી છું, તે પણ કોઇએ પૂછ્યું નથી ને વળી હું કંઈ બોલી હઇશ? એ શું કહે છે. મારાથી આ ઘરડે ઘડપણ નથી વેઠાતું. હવે તો નથી ચાલતાં હાડકાં! હવે નથી હું જુવાન, સમજ્યો બા, હું તો બોલીએ નથી ને ચાલીએ નથી. પૂછી જો આ માસ્તરને કે હું કંઈ બોલી હતી?"

મન્યુ જોડેની ઓરડીમાં બેસી છોકરાને ભૂમિતી શીખવતો હતો. સવારે તે આવીને પાછો ગયો હતો, તેથી આજ સાંજના ફરીથી ભણાવવા આવ્યો હતો. ચતુર્ભુજ કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર તે ઓરડીમાં આવ્યા અને મન્યુને પૂછવા લાગ્યા; "માસ્તર! તમે આવ્યા ત્યારે શું થયું સવારે? આ છે શું! તેની કંઈ સમજણ પડતી નથી."

"જી ! આપે સાંભળ્યું નથી ! આજે લગભગ અગીઆર વાગે હું અહીં આવ્યો અને દાદરો ચઢતાં જ કંઈ ખડખડાટ મારા કાને પડ્યો. ઉપર આવતાં જોયું તો માજી આપની સ્ત્રીને માટે ભાત ઉપર લઈ જતાં હતાં, તેઓને કાલનો ઉપવાસ હતો અને શરીર અશક્ત તેથી તેઓ પડી ગયાં ! ખાવાનું બધું વેરણ છેરણ થઈ ગયું ! આંખ ઉપર પુષ્કળ પાણી છાંટયું, ત્યારે માજી શુદ્ધિમાં આવ્યાં ! આટલું બધું બન્યું, પણ આશ્ચર્યની વાત કે શેઠાણી નીચે પણ આવ્યાં નહી ને માજીની ખબર પણ ન લીધી તો ન લીધી, પણ તેમને નારંગી મંગાવવાને બે પૈસા સુદ્ધાં આપવાની નાપાડી !"

"માસ્તર ! મારી સ્ત્રીના આચરણ સંબંધી મત આપવાનો તમને અધિકાર નથી. તે ગમે તેવી હોય તેમાં તમારે શું ?"

"તમે જ્યારે તમારી મેળે પૂછ્યું, ત્યારે જે બન્યું તે કહ્યું એમાં મત બત–"

"તમે બહુ ચીબાવલા જણાઓ છો. કેવા બેઅદબ માણસ છો ! તમે કોની સાથે વાત કરો છો, તે જાણો છો ?"

મન્યુનો પણ પિત્તો ઉકળી આવ્યો. તે વધારે વખત પોતાના ગુસ્સાને કાબુમાં રાખી શકયો નહી. તે ઉત્તેજિત થઈ બોલ્યો;–

"હા ! હું કોની સાથે વાત કરું છું. તે બરાબર સમજું છું. મને જણાવવાની તે જરૂર નથી. તમારી દશ બાર રૂપરડીપર હું નથી બેસી રહ્યો. આ મુંબઈ શહેરમાં તે મને ગમે ત્યાં મળી રહેશે. પણ યાદ રાખજો શેઠજી કે, તમને તમારા ઘરમાં શું થાય છે તેનું લેશ પણ ભાન નથી. તમે છતી આંખે આંધળા છો. તમે એક રીતે ઘણા પાપિષ્ઠ છો. તમને તમારી વૃદ્ધ માતાની દરકાર નથી ને કાળજી નથી–ફીકર નથી ઘરમાં શું થાય છે તેની પણ ખબર નથી. માજી બબે દિવસથી ભુખી છે, તેનું પણ ભાન નથી ! અરેરે ! તમારા જેવા કેટલા ચતુર્ભુજ શેઠ આ મુંબઈમાં હશે ! જો ઝાઝા હોય તો 'પશુ રક્ષક સમાજ' અને 'મુંગા પ્રાણી ઉપર ઘાતકીપણું અટકાવનારી મંડળી'ની માફક એક 'વૃદ્ધ સ્ત્રી માતાનું રક્ષણ કરનાર મંડળી' સ્થાપવાની જરૂર છે. મને શું છે ! નથી તમારી સ્ત્રી મને દેશનિકાલ કરવાની કે નથી તમારી માતા મને સ્વર્ગમાં લઈ જવાની. મને તો જે નજરે જણાયું તે કહ્યું. તમારે પાલવે એમ કરો, તેમાં મારે શું ?"

"મારા ઘરમાં ડહાપણ કરવાની જરૂર નથી. ચાલ્યા જાઓ અહીંયાંથી. તમારા જેવા ઉદ્ધત છોકરાનું મારા ઘરમાં કામ નથી. કાલે દુકાને આવીને લઈ જજો તમારો પગાર !"

મન્યુ કંઈ પણ જવાબ આપ્યા વગર બૂટ પહેરી એકદમ ચાલી નીકળ્યો. તેના ગયા પછી શેઠના મનમાં અનેક વિચાર ઘોળાવા લાગ્યા. તેના મનમાં એક જાતનો અનુભવનો સંચાર થયો. આજ સુધી તે ઘરની આ બધી બિનાથી અણવાકેફ હતો. આજ ઘણા દિવસ સુધી તેના ઘરમાં બનતી હકીકત કહેવાની કોઇએ હિંમત કરી નહોતી. મન્યુનાં વચન સાંભળી તેને ખબર પડી કે, હું કેટલો અધઃપાત થયો છું. ને વિચારમાં ને વિચારમાં કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર શેઠે ઉપરથી પહેરવાનાં કપડાં મંગાવી લીધાં. કપડાં પહેરી નીચે આવ્યા અને ટ્રામમાં બેસી દરિયા કાંઠે ફરવા ગયા. વેલીંગટન ફાઉન્ટન આગળ ટ્રામમાંથી ઉતરી વુડહાઉસ બ્રીજઉપર એક બેન્ચ ઉપર જઇને બેઠા.

આજ શેઠના મનની વિલક્ષણ સ્થિતિ હતી. મનમાં શાંતિ નહોતી. તેમના અંતરમાં જે અનુતાપ–વહ્નિ ભભુકતો હતો તે ઉત્તરોત્તર વધતો ગયો. શાંત શીતળ સમીર વાતો હતો. દૂર દરિયા કિનારા ઉપર દીવાની હાર નજરે પડતી હતી. સમુદ્રનાં મોજાં શિલા ઉપર અથડાઈ ગંભીર ગાન ગજવતાં હતાં. આકાશમાં નક્ષત્ર-માળા ફૂટી નીકળી હતી. પાસેના બેન્ચપર બેએક યુરોપીઅન સ્ત્રીઓ એક કુતરાને લઈ બેઠી હતી. ચંદ્ર આકાશમાંથી સુધાવર્ષણ કરતો હતો. આમાંના એક પણ દેખાવ તરફ દૃષ્ટિનિક્ષેપ કર્યાવગર ચિંતામાં ને ચિંતામાં, જાણે ઘેનમાં હોય તેમ ચતુર્ભુજ શેઠ આંખો મીંચી બાંક ઉપર જ બેસી રહ્યા. વખતની ખબર રહી નહી. લોકોની અવર-જવર બંધ થઈ હતી. બીજ ઉપર કોઈ મનુષ્યનો સંચાર નહોતો. મોજાં વધારે જોરથી ઉછળતાં હતાં. ચંદ્ર પ્રકાશમાં સઘળું ઉજ્જવળ ભાસતું હતું. શાંતિ ચારે પાસ વરશી રહી હતી. એટલામાં રાજાબાઈ ટાવરના ઘડીયાળમાં દશનો ટકોરો થયો. શેઠ જાગૃત થઈ ટ્રામમાં બેસી ઘેર પાછા જવા નીકળ્યા. તેમના મનમાં કોણ જાણે શાથી એમ લાગ્યું કે, આજ સ્ત્રીને મળવું જ નહી. વાસ્તવિક રીતે થયું પણ તેમ જ.

ઘેર આવી મેડી ઉપર જઈ જોયું તો ચતુર્ભુજ શેઠે પોતાનાં ધર્મ પત્નીને દીઠાં નહી. ઘાટીને બોલાવી પૂછ્યું તો તેણે જવાબ આપ્યો કે "બાઈ તો ત્યાંચા ભાઉના ઘરી ગયા છે." આ જવાબ સાંભળતાં જ "હા હતોસ્મિ" કરી શેઠ જમીનપર મૂર્ચ્છા ખાઈ પડ્યા.

શેઠના બહાર જવા પછી વેલાંબાઈ થોડીવાર સુધી રોયાં. પછી તેમના મનમાં ઘણી રીસ ચઢી. તે પોતાના મનમાં ધારતી હતી કે, શેઠ આજ મનામણાં કરશે, પણ તેમાંનું કંઈ થયું નહી. સાંવરીયો તો છેક જ રીસાઈ ગયો. ઘણો ઠેકાણે આવશે, એમ કરી રાધિકાજીએ ગૃહત્યાગ કરવાનો નિશ્ચય કીધો. જ્યારે વેલાંબાઇએ જોયું કે, સ્વામીએ કોઈ પણ પ્રકારે આજ નમતું મેલ્યું નહી, ગુસ્સો શમાવ્યો નહી, માને ઠપકો દીધો નહી, ત્યારે તેને ઘણું અભિમાન આવ્યું. ઘાટીને બોલાવી નીચે મોકલી એક વીકટો-રીયા ભાડે મંગાવી, ભાઇને ઘેર બંદર ઉપર ચાલી ગયાં.

ચતુર્ભુજ શેઠ થોડીવાર સુધી એમને એમ પડી રહ્યા. નીચેથી ખાવાને બોલાવ-વાને આવ્યું, પણ શેઠે "ખાવું નથી" એવો જવાબ આપ્યો. ડોશી આ ખબરથી કંઇક જરા રાજી થઈ. તે બિચારી સમજી કે મુક થોડા દહાડા કજીઓ કંકાસ ઓછો. બીજે દિવસે સવારે શેઠે જાતે રસોઇમાં મદદ કરી પોતે જમ્યા અને ડોશીને પણ જમાડ્યાં. સાંજે જ એક રસોઇઓ બોલાવીને રાખી લીધો. શેઠને આથી કંઇ નુકસાન નહોતું. માસ્તર ચાલ્યો ગયો ને રસોઇઓ ,આવ્યો. વળી ચારેક રૂપીઆનો ફાયદો થયો. ડોશી મા જરા પાછાં ટટાર થયાં, એટલે શેઠે બાનુને બોલાવવા એક દહાડો ઘાટીને મોકલ્યો. પણ માનીતાં વેલાંબાઈ આવ્યાં નહી. આપણી સ્ત્રીઓને સ્વાતંત્ર્ય નથી. સ્ત્રીઓ એક પ્રકારની પરાધીનતા ભોગવે છે. એ સત્ય છે! પરંતુ કેટલાકને ત્યાં સ્ત્રીઓ સંપૂર્ણ સત્તા ભોગવે છે. તેઓ ગૃહરાજ્યમાં (Absolute Monarchy) નિરંકુશ રાજ્યસત્તા ભોગવે છે, એમાં સંદેહ નથી.



## પ્રકરણ ૧૯ મું

### મિત્રોની મજાક

"આવ્ય મન્યુ! શી ખબર છે?"

સાંજના પાંચેકનો સમય થયો હશે. અમૃત, નન્નુભાઈ, નારાયણ આજ સાંજના વસન્તને ત્યાં બેઠા હતા. વસન્તે ભણવાનું મૂકી દીધું હતું અને તે હમણાં મુંબઇની 'Gadfall & Co.' ગાડફાલ કંપનીમાં લાગવગથી ૫૦ રૂપીઆના પગારે નોકર રહ્યો હતો. આજ સાંઝના મિત્ર મંડળી તેને ત્યાં આવી હતી અને વાતોના ગપ્પા હાંકી રહી હતી, એટલામાં મન્યુ ત્યાં આવી પહોંચ્યો.

આજ સવારે 'Times'માં એક જાહેર ખબર તેના વાંચવામાં આવી હતી. કોઈ ગૃહસ્થને એક શિક્ષકની જરૂર હતી. મન્યુ સવારે તેને ત્યાં જઈ આવ્યો હતો. બે જણને ભણાવવાનું હતું. પગાર રૂપીઆ ૨૫ નક્કી કર્યો હતો. ભણાવવાનું સવારમાં હતું.

"ખબર કંઈ નહી. એ જ કે આજ સવારે એક ટયુશન મળ્યું છે. આશા છે કે, અહીં તો વધારે વખત ટકી શકીશ. જેમને ત્યાં જવાનું છે તેમનું નામ છે મનોરલાલ. તેઓ સુધારાના ચુસ્ત ઉપાસક છે. અહીંની પ્રાર્થનાસમાજના સભ્ય છે. એક છોકરો ત્રીજા ધોરણમાં છે અને બીજો પાંચમામાં છે. મનોરલાલ ઘણા જ સભ્ય અને ભદ્ર લાગે છે. પરંતુ તે તેમની ભદ્રતા મોઢાની છે કે આન્તરિક, તે હમણાં કહી શકાય તેમ નથી."

નન્નુભાઈ–'પહેલે જ પ્રસંગે માણસને એકદમ ખબર ભાગ્યે જ પડે."

મન્યુ–"હં:! એક વાત કહેવી વિસરી ગયો. એ બે જણ સિવાય વળી કોઈ કોઈ વખત ત્રીજાને પણ ભણાવવાનું છે. એ પણ વિચિત્ર!"

"કેમ વારુ?" નન્નુભાઇએ ચશ્માં લેતાં પૂછ્યું.

"અમળ અને વિમળને ભણાવતો હતો, તે સમયે મનોરલાલ એક છોકરીને લઈ અંદર આવ્યા અને કહ્યું, "માસ્તર! આ મારી બેન છે. હમણાં તે અંગ્રેજી છઠ્ઠા સ્ટાન્ડર્ડમાં એલેકઝાંદ્રા સ્કુલમાં અભ્યાસ કરે છે. આને નિયમિત ભણાવવાનું નથી. પણ જો કોઈવાર તેને કંઇ સમજણ ન પડે તો તે બતાવજો." અમળ અને વિમળ એ બન્ને તો જાણે (regular) નિયમિત વિદ્યાર્થી, પણ આ વળી સાથે વધારામાં."

વસન્ત–"તું તો અરસિક જણાય છે. અત્યાર સુધી તેં એ વાત કેમ ના કરી? હરિ, પાન લાવ તો જરા!"

અમૃતે હસતાં હસતાં કહ્યું, "ઠીક, એ તો Most romantic! વારુ દેખાવમાં કેવી છે? ઉમ્મર કેટલા વરસની છે?"

મન્યુઃ–"આ શી ટેવ? છોકરીનું નામ સાંભળતાંની વાર એટલી કુતૂહલતા! જાણે મોઢામાં પાણી આવતું હોય તેમ શું કરો છો? છીઃ મેં તો તેના મોં સામું નજર કરી જોયું પણ નથી, કોણ જાણે મને તો એવી શરમ લાગી કે, એકવાર પછી મોં જ ઉંચું કર્યું નહી. રંગ ગૌર, ઉમ્મર હશે ચૌદ પંદર વર્ષની."

નારાયણ:-Capital. વધારે શું જોઇએ? પણ તેં મોં ઉંચું કરીને જોયું પણ નહી. તારા જેવો અરસિક આદમી બીજો કોણ હશે? તેં એનું મોં નહી, પગ જ જોયા હશે, નહી વારુ?"

અમૃત:-"તે તો એક મસ્ત સતી સાધ્વી પતિવ્રતા. તેની સામી નજર કરતાં જ બાળી મૂકે? વારુ, વારુ, પછી શું થયું તે તો કહે?"

મન્યુ:-"એ તમે જો એવા ચેષ્ટાવેડા કરશો તો હું બોલીશ."

વસન્ત:-" ભાઈ! ચૂપ કરો, નન્નુભાઈ! ચુપ, ચુપ, ચુપ." એમ કહી વસન્તે નન્નુભાઇના મોં ઉપર હાથ મૂક્યો.

મન્યુ:-"મને લાગ્યું કે છોકરી ઘણી શરમાળ છે. મનોરલાલ તેને મૂકીને ગયા ત્યારે તે ભોંય તરફ નીચું જ જોઈ રહી. મેં પૂછ્યું કે તમે 'શું ભણો છો? ક્યા વર્ગમાં છો?'

વસન્ત:-"અવશ્ય તે વખતે પણ તેનાં ચક્ષુ ભૂમિ તરફ જ હશે! નહિ વારુ?"

નન્નુભાઈ:-"માસ્તર થઈ તને બોલાવતાં પણ ન આવડ્યું. એમ બોલાવાય?"

મન્યુએ હસ્તાં કહ્યું:-"તમે બધા ફાજીલ છો. તમને મસ્તી વગર બીજું કંઈ સુઝતું જ નથી?"

અમૃત:-"હયો ભાઈ હયો! નહી બોલીએ વારુ, થયું. ચાલો ભાઈ બધા ચૂપ! લે જો, આ જીભને દાંત તળે દબાવી. થયું, હવે છે કંઈ!"

મન્યુ:-"તેણે કેટલીક ચોપડીઓનાં નામ લીધાં."

નારાયણ:-"આ કઠોર પુસ્તકોનાં નામ તારા કર્ણકુહરમાં પ્રવેશ કરી શક્યાં નહી હોય? કારણ કે તું તે સમયે વીણા વિનંદિત સ્વરથી મુગ્ધ થઈ ગયો હઇશ, નહી વારુ?"

નન્નુભાઈ:-"અવાજ તો વસન્તના પ્રથમ સમાગમે કોયલના ટહુકા જેવો હશે."

વસન્ત:-"તું તાકીને તે વખત સામું જોઈ રહ્યો?"

મન્યુ:-"ના, હું તરત જ ઉઠી ચાલતો થયો, વધારે વાર બેઠો નહી."

વસન્ત:-"ચુપ, ચુપ, નન્નુભાઈ. તમે બધા ફાજીલ છો. બકવાદ કરો છો. મારી ભૂલ થઈ છે. મન્યુ તો તેના પગ તરફ જોઈ રહ્યો હતો, તે શામાટે તેના મોઢા તરફ જુએ? નહી, નહી મિત્ર! હવે નહી બોલીએ. પણ પછી શું થયું તે તો કહે?"

મન્યુ:-"મેં તેને કહ્યું કે તમને જો કંઈ સમજણ ન પડે તો મને પૂછજો. કંઈ અઘરું લાગે તો અવશ્ય હું બતાવીશ."

નન્નુભાઈ:-"તેણે શું કહ્યું?"

"મન્યુ:-"જી, ઘણું સારું!" કહી તે ચાલી ગઈ.

વસન્ત:-"તે સમયે તારા મનસરોવરના તરંગ ઉપરથી જાણે એક રાજહંસ ચાલી ગયો!"

નન્નુભાઈ:-"તું અવાક બની તેની તરફ જોતો રહ્યો હઇશ."

નારાયણ:-"શરદ્ સન્ધ્યા સમયે અસ્તગત થતા સૂર્યની છેલ્લી રેખાને જેમ કોઈ જોઈ રહે તેમસ્તો."

અમૃત:-"સુંદર? અતિ સુંદર? Just like you."

મન્યુ:-"છટ! તમે તો મશ્કરી જ કર્યા કરો છો. તમને તો ઠઠ્ઠામાં જ કંઈ કવિત્વ ભાસે છે. જાણે કવિત્વ બીજા કશામાં છે જ નહી."

નન્નુભાઈ:-"ઠીક, ઠીક, આપ એક અચ્છા સમાલોચક છો, તે જાણીએ છીએ. પણ આપને એક પ્રશ્ન હજી પૂછવાનો છે! કહો સાહેબ આપની આ શિષ્યા સુંદર છે કે આપ તમારા ઘરમાં જેને ભણાવવાનું શરુ કરી આવ્યા છો, તે સુંદર છે?"

મન્યુ:-ગુસ્સે થઈ બોલ્યો:-"તમે બધા આજ તાનમાં છો! Nonsense (મૂર્ખતા) મશ્કરી, મશ્કરી ને મશ્કરી. બીજી કંઈ વાત જ નહી! છી!"

વસન્ત:-"એક ફૂલની સાથે બીજા ફૂલની તુલના કરવામાં શું દોષ છે? મને તો કંઈ દોષ જણાતો નથી."

મન્યુ:-"જો એમ કહું કે મારી સ્ત્રી સુંદર છે તો?"

વસન્ત:-"એમાં શું! દરેક માણસને પોતાની બૈરી સુંદર લાગે. સ્વામી વિવેકાનંદે પણ તેમના એક ભાષણમાં એમ જ કહ્યું છે."

મન્યુ:-"એમ જ છે તો સવાલ પૂછવાની જરૂર જ નથી, શામાટે સવાલ પૂછો છો?'

નન્નુભાઈ:-"નહી, નહી, એમ નહી. જો તું એમ કહે કે, તારી સ્ત્રી સુંદર નથી તો?"

મન્યુ:-"શારીરીક સૌંદર્યમાં તો મારી સ્ત્રીની બરાબરી ભાગ્યે જ કરી શકે."

વસન્ત:-"પરંતુ માનસીક સૌંદર્યમાં-Learning, accomplishments (વિદ્યા, શિલ્પકળા શિક્ષા.) એ બધી બાબતોમાં તારી પત્નીથી વિરુદ્ધમાં હશે."

મન્યુ:-"અવશ્ય! એમાં શક શો?"

નન્નુભાઈ:-"તું તો શારીરીક સૌંદર્ય કરતાં માનસીક સૌંદર્યનો વધારે પક્ષપાતી છે. એ તો ખરું કની?"

નારાયણ:-"મન્યુ! સાવધાન! Don't fall in love with her" (તેની સાથે પ્રેમમાં પડતો બડતો ના)

મન્યુ આવા પ્રકારનું બોલવું સાંભળી ઘણો ગુસ્સે થયો. તે એકદમ ઉઠીને ચાલવા મંડ્યો. વસન્ત, નન્નુભાઈ તેની પાછળ દોડ્યા. તેનો હાથ પકડી પાછા અંદર લાવ્યા. મન્યુ કહેવા લાગ્યો કે, "જાઓ જાઓ!! મને આ પસંદ નથી, બીલકુલ. તમને બીજું કંઈ સૂઝતું જ નથી. હું ગંભીરપણે વાત કરું છું, ત્યારે તમને હાંસી જ સૂઝે છે, એ મને પસંદ નથી."

વસન્ત:-"ચાલ હવે વાત રહી પડતી. આપણે બીજી વાત કરીએ. એ તો ચાર જણા સરખા મળ્યા હોય તો કોઈ કંઈ બોલે પણ ખરું. એમાં શું થયું. એમાં ખોટું શાનું લગાડવાનું?"

નન્નુભાઈ:-"અરે પણ આજ પેલું કોરપોરેશનનું ડેપ્યુટેશન ગયું હતું, તેનો હેવાલ તો સાંભળ." થોડીવાર એમ વાતો કરી પછી સહુ વીખરાઈ ગયા.

—※—

## પ્રકરણ ૨૦ મું

## મી. મનોરલાલ

મન્યુભાઈ બીજે દિવસે સવારના સાત વાગે મનોરલાલને ત્યાં ભણાવવા ગયા. તેમનો બંગલો નાનો, બેઠા ઘાટનો, પરંતુ સુંદર કૌશલ્યથી શણગારેલો હતો. ગામદેવી વટાવી ચોપાટીને રસ્તે તે બંગલો આવેલો હતો.

મનોરલાલનું વય લગભગ ૪૨ વર્ષનું હશે. તેમની સ્ત્રીનું નામ પ્રભાવતી હતું. તેની સાથે મનોરલાલનાં લગ્ન થયાં. તે સમયે તે વિધવા હતી અને "વીડોઝ હોમ"માં રહેતી હતી. મનોરલાલને બે છોકરા તેના લગ્ન પછી થયા છે; અમળ અને વિમળ. મનોરલાલની બ્હેન ઉર્મિલા પણ તેમની સાથે રહે છે. આ શિવાય ટહલરામ નામનો નોકરને રંધવારી હતાં. નોકર એકી વખતે ખાનસામા, માળી, રામોશી અને કોચમેનનું કામ કરતો હતો.

સવારના મન્યુભાઈ તેમને ત્યાં આવી પહોંચ્યા ત્યારે મી૦ મનોરલાલ સપરિવાર પોતાની બેઠકમાં ચ્હા પીતા બેઠા હતા. એક ટેબલ આગળ મનોરલાલ અને તેમનાં પત્ની, તેમની ડાબી બાજુએ બે છોકરા, એક બીજી ટીપાઈ આગળ ઉર્મિલા. ઉર્મિલા કીટલીમાંથી ચ્હા કાઢી રેડતી હતી.

મનોરલાલનું શરીર સાધારણ બલિષ્ઠ અને ભરેલું છે. મોં ઉપર લાંબી મુછો અને દાઢી ઉપર ચીન રખાવેલી છે. નાક ઉપર સોનેરી ચશમા, આંખો ખુબ ઉજ્જવલ, દૃષ્ટિ ગંભીર અને તેજસ્વી છે. તેમનું આખું શરીર જોતાં જોનારના મન ઉપર એક પ્રકારની વ્યક્તિગત વિશેષતા સ્પષ્ટ જણાઈ આવે છે. એવા થોડા લોક જ છે, જેઓ વાત કરતાં કરતાં, ભાવપૂર્ણ વાત જણાવતાં જણાવતાં એક પ્રકારનું માધુર્ય રેલાવે અને સ્હામાના મન ઉપર સારી અસર પમાડે. એકવાર વાર્તાલાપ કરવા પછી આવા પ્રકારનાં માણસો જોડે ફરીથી સંસર્ગ કરવાની ઇચ્છા થાય છે. આપણા મનોરલાલ આવા વર્ગમાંના એક માણસ છે. તેમની સ્ત્રી પ્રભાવતીબાઇનો ચ્હેરો એટલો સુંદર નથી. તેનો ચ્હેરો બાલ્યકાળથી આછો ઘઉં વરણો ને સહેજ શ્યામળો છે. પ્રાવૃટ્ સમયમાં વાદળાંથી વેરાયલા બપોરના આકાશમાં જેમ કોઈ તેજસ્વી લાવણ્ય છટા ફૂટી નીકળે છે, તેમ તેના યૌવનના પ્રારંભમાં એક પ્રકારની લાવણ્ય છટા ફુટી નીકળી હતી. પણ જેવી રીતે એ લાવણ્ય છટા થોડીવાર જ ટકી રહે છે, ને પછી અંધકાર થાય છે; તેમ પ્રભાવતીબાઇની લાવણ્ય છટા પણ આછી થતી થતી ભૂસાવા જેવી થવા આવી છે. રંગનું તો ગમે તેમ હો, પરંતુ તેનો ચ્હેરો મજેનો સિક્કાદાર છે. અવયવ પ્રમાણસર છે. નાક અણીદાર, આંખો તેજસ્વી છે. માત્ર સેજ બે હોઠમાંથી બે દાંત જરા વધારે બહાર નીકળી આવ્યા છે. આથી જરા તેના મનને ખેદ થાય છે. તે વાત કહેતાં કહેતાં સેજ સેજ હસે છે અને દાંતને ઓઠમાં દબાવે છે. એકંદર રીતે તેનો ચ્હેરો જો થેકરે (એક અંગ્રેજ નવલકથાકાર)ના જોવામાં આવ્યો હોત તો બોલ્યો હોત કે, Weeping for the loss of her beauty. તેના સૌંદર્યનાશનેમાટે રડે છે. જો તમારામાંનો કોઈ હોત તો કદાચ એમ જ બોલ્યો હોત કે, જે કોઈ કાળે હતું જ નહી તેને માટે આ વૃથા આક્ષેપ અને રુદન શામાટે? અમે કહીએ છીએ કે ભલે રૂપ નથી, પણ ટાપટીપ છે એ તો ઘણા સ્વીકાર કરશે જ.

ઉર્મિલા ઉપર પ્રભાવતીબાઇ ઘણી નારાજ રહે છે. તેના મનમાં ઘણીવાર એમ લાગે છે કે, જો ઉર્મિલા ઘરમાં ન હોત તો સ્વામી ઘણી બાબતમાં મારી સલાહને અનુસરી કામ કરત. એથી ખરચમાં પણ કંઈ ઘટાડો થાત. પૈસા સંબંધી તેને પોતાને એક પ્રકારની કાળજી રહે છે. પણ ઉર્મિલાને તે ક્યાંથી હોય?

જ્યારે ચ્હાના ટેબલની આસપાસ તેઓ ભમરાની પેઠે ગુંજી રહ્યાં હતાં, ત્યારે મન્યુના આવતા પહેલાં એક જણ આવીને બેઠું હતું. તે હંમેશના આવનાર હતા. તે દરરોજ એક વખત સવારે કે સાંજના ત્યાં ખરા જ. તેમની સાથે ચ્હા પી તેમને અનુગૃહિત કરતા. તેમનું નામ ગોરધનદાસ ચકરવર્તી હતું. પરંતુ તેઓ કંઇક કારણ નિમિત્ત વા અમસ્તા ડા૦ જી. ચકરવર્તી કહેવરાવતા. તેઓ બંગાળી છે. તેમના પિતા મુંબઇની એક સ્કુલમાં માસ્તર હતા. તેથી તેઓની જીંદગીનો અત્યાર સૂધીનો બધો સમય અહીં જ વ્યતીત થયો છે. તેઓ ગુજરાતી સારી રીતે બોલી શકે છે. તેઓનું મુંબઇમાં દવાખાનું છે. તેમનું વય ૫૦ ની સમીપ આવી પહોંચ્યું છે. તેમનું શરીર ગોળમટોળ, દેખાવ મોટો અને વર્ણ કાળો છે. દૂરથી તેમનો આકાર ફુટ બોલના જેવો લાગે છે. ગોળ વસ્તુની રેખા જે ઠેકાણે તાણીએ, તે ઠેકાણેથી ગોળ જ જણાય છે, આ કંઈ કવિની કલ્પના નથી, પણ ગણિતનો ઉચ્ચતમ સિદ્ધાંત છે; તેથી તેમનું પેટ ગોળ, તેમની આંખો પણ ગોળ, તેમનું નાક પણ ગોળ જ જણાય છે; એ પણ ઠીક, નાકનો આકાર સોપારીના જેવો છે. તેઓ દાઢી મુછો રખાવે છે. દાઢીનો કટ ફ્રેન્ચ સ્ટાઇલનો છે; એટલે કે હડપથી ઉપર અણીદાર વાળનો ભારો રખાવે છે. બાકી ગાલપર તો સાફસુફ જ છે. દાઢી અને માથા ઉપરના વાળ કાળા ભમર છે. એક પણ પાકેલો વાળ જણાતો નથી. માથા ઉપર સેન્ટ બેન્ટ નાંખી સેંથી બરાબર પાડે છે. જો કે તેઓ ગુજરાતી ઠીક બોલે છે, પરંતુ કોઈ કોઈ વાર ભૂલ થઈ જાય છે ત્યારે ખુબ હસાહસ થાય છે ને તેઓ ગુજરાતી નથી એમ કોઈ સેજ કળી શકે છે. તેઓનો વાત કરવાનો મ્હાવરો અંગ્રેજીમાં વિશેષ છે. તે ભાષા ઘણી છટાથી બોલે છે. વાત કરતાં કરતાં તેઓ 'સમજ્યા કની' વારંવાર બોલે છે. તેઓ હેટ, કોટ વગર કદી પણ ઘરની બહાર નીકળતા નથી. તેઓ એક સમાજમાં ઘણા જાણીતા માણસ છે. મનોરલાલ પણ પ્રાર્થનાસમાજના મેમ્બર છે, પણ ગોરધનદાસમાં ને એમનામાં ઘણો ફરક છે. ગોરધનદાસ, મનોરલાલના જેવા ઉદાર પ્રકૃતિના નથી. તે બીજાનાં આચરણો ઉપર ટીકા કરવાને હમેશાં તત્પર રહે છે. તેમનું ખરું નામ તેઓ પોતાના ઈષ્ટ વર્ગ શિવાય બીજા કોઇને જણાવતા નથી. બીજાને તો ડૉ૦ જી. ચકરબતી કહે છે. આનું પણ એક કારણ છે.

"ગોરધન" શબ્દની સાથે એક પ્રતિમાનો અને સાથે વૃન્દાવનની બીજી અશ્લીલ ભાવનાનું સ્મરણ થાય છે. "ચક્રવર્તી" શબ્દમાં પણ કંઇક એવી ગંધ માલમ પડે છે. [દોલતશંકર ત્રવાડીની પેઠે એમણે પોતાનું નામ બદલીને 'ભદ્રં ભદ્ર' નથી રાખ્યું, પરંતુ સેજ છૂટ કરી તેઓ ડૉ૦ જી. "ચકરવર્તી" એ નામે પોતાને ઓળખાવે છે.

મન્યુને આવતો જોઈ મનોરલાલ હસીને બોલ્યા; "આવો, મન્યુ માસ્તર! બેસો!" એમ કહી એક ખુરશી ઉપર બેસવાને સૂચવ્યું. મન્યુને જોતાં જ "એ કોણ છે" એવો ભાવસૂચક દૃષ્ટિપાત ડોકટરે મનોરલાલ તરફ કર્યો. મન્યુ સેજ છેટે એક ખુરશી ઉપર બેઠો.

ચ્હાનો એક ઘુંટડો ગળે ઉતારતાં મનોરલાલ બોલ્યા;

"ડોકટર! એ આપણા અમળ, વિમળના માસ્તર છે. તેમનું નામ મન્યુકુમાર છે. તેઓ બી. એ. નો અભ્યાસ કરે છે. ૨૦ રૂપીઆ સ્કોલરશીપના મેળવે છે. છે તો ઘણા હોંશીઆર અને સજ્જન માણસ."

ડોકટર મન્યુની તરફ નજર કરી બોલ્યા.

"ઘણી આનંદની વાત! તમારું મૂળ ગામ કયું, રાય?"

મન્યુ:–"અમદાવાદ જીલ્લામાં સાણંદ."

ડોકટરની ઓળખાણ આપવાને મનોરલાલે મન્યુની તરફ જોઈ કહ્યું.

"આ અમારા ઘરના ડોકટર સાહેબ છે અને અમારા પરમ સ્નેહી પણ છે. અહીંના જાણીતા પુરુષોમાં તેમની ગણના થાય છે, એમનું નામ છે ગોવ—" મનોરલાલના મોઢામાં નામ પૂરું નીકળતાં પૂર્વે જ ડોકટરે જવાબ આપ્યો; "મારું નામ જી. ચકરબતી."

મનોરલાલ પણ જાણે ભૂલ થઈ હોય તેમ સુધારીને બોલ્યો; "જી. ચકરબતી! ઉર્મિલા! માસ્તરને માટે એક પ્યાલો ચ્હા લાવવાને કહે."

મન્યુ સલજ્જ ભાવે બોલ્યો; "જી! હું ચ્હા નથી પીતો."

ડોકટર ચ્હાના પ્યાલા ઉપરથી પોતાની નજર મન્યુ તરફ ફેરવી બોલ્યા, "વાહ! ચ્હાની ના! કેમ! ચ્હાથી કંઈ નુકસાન નથી, વધારે પીવી એ હાનિકારક છે. ચ્હા પીવાથી શર્દી, બંધકોષ, ગ્યાલેરીયા, ડીસ્પેપ્શીઆ વગેરે મટી જાય છે. સમજ્યા કની માસ્તર? સવારના પહોરમાં એક ગરમાગરમ ચ્હાનો પ્યાલો પીવાથી એક પ્રકારની સ્ફુર્તિ આવે છે. કવિ કુપર (Cowper) ના શબ્દમાં કહીએ તો 'The cup that cheers but not inebriates' સમજ્યા કની? એથી એક પ્રકારની ગ્લાનિ દૂર થાય છે."

મન્યુએ વિનીત ભાવે જવાબ આપ્યો.

"જી! પ્રથમ તો મને ચ્હા પીવાનો અભ્યાસ જ નથી. વળી વિશેષત: આપે જણાવ્યા એમાંનો કંઈ પણ મને વ્યાધિ નથી."

ડોકટર તેને છોડે એવું ઘરાક નહોતું. તેઓ બોલ્યા કે, "વ્યાધિ નથી તેથી શું થયું? અગમચેતી લેવાની તો જરૂર છે. એ તો તમે જાણતા હશો! સમજ્યા કની!" એટલું કહી ખીસ્સામાંથી રુમાલ કાઢી મોં લુછવા લાગ્યા.

મન્યુ:–"ચ્હા પીવામાં એક બીજી આપત્તિ છે. મને કંઈ Prejudice નથી. અહીં ચ્હા પીઉં તે ઘરનાં કોઇને પસંદ ન આવે. જે કાર્ય હું ઘરના માણસો સન્મુખ કરતો નથી વા કરી શકતો નથી તે તેમની ગેરહાજરીમાં કરવાનું હું ઉચિત ધારતો નથી."

ડોકટર:–"ઓ: એ તો Superstition (વહેમ). એક જાતની want of moral courage. (લોક નિર્ભીરુતાનું બાયલાપણું)."

આ બોલવું સાંભળી પ્રભાવતીને હસવું આવ્યું. દાંતને હોઠમાં સંતાડી હસવા લાગી.

મનોરલાલ ચ્હા પીવાનું બંધ કરતાં બોલ્યા, "એમાં ડોકટર બાયલાપણું—નામર્દાઈ શાની કહો છો? માસ્તરે યથાર્થ કહ્યું છે." તેમણે જે કહ્યું તે તો ઠીક. Straight forward અને honest છે. એને હું તો કહું કે Courage of conviction (દૃઢ પ્રતીતિ દર્શાવવાની હિંમત).

એટલું બોલી મનોરલાલ કોટ અને પાઘડી પહેરી હાથમાં લાકડી લઈ બહાર નીકળ્યા. તેઓ કંઈક ઘરનો ભાગ કોઇનો પડી ગયો હશે તે જોવાને ગયા. વરંડાની બહાર ગાડી ઉભી રાખી ટહલરામ ઉભો હતો. મનોરલાલ ગાડીમાં બેઠા કે ટહલરામે ગાડી દોડાવી. મન્યુ છોકરાઓને શિખવવા તેમના ખંડમાં ગયો.

ઉર્મિલાએ ડોકટરને પૂછ્યું. "કેમ! આપને માટે બીજો ચ્હા લાવું?"

"ના પુષ્કળ છે. જરા સાકર હોય તો ઠીક."

પ્રભાવતીએ ઉર્મિલાને સાકર લાવવા કહ્યું. ઉર્મિલા એક નાની વાડકીમાં લાવી. લાવીને ટેબલ ઉપર મૂકતાં તેમાંથી થોડીક વેરાઈ ગઈ.

"છી: આટલી બધી સાકર ઢોળી નાંખી! કંઇ ને કંઈ નુકસાન વગર કોઈ પણ કામ તમારાથી થઈ શકતું નથી." પ્રભાવતીએ મરડમાં કહ્યું.

ડોકટર:—"કંઈ બહુ નથી વેરાઈ. અમસ્તી સેજ. કાલ રાત્રે પછી કેમ હતું, દરદ કંઈ કમી પડયું હતું કે નહી?"

પ્રભાવતી:—"કાલે સેજ નરમ હતું. પરંતુ એ કંઈ મટવાનું નહી, જ્યાંસૂધી જીવીશ ત્યાંસૂધી રહેશે. મરે જ જવાનું એ તો."

ડોકટર:—સંભાળીને રહેવું જોઇએ. પણ મારી દવા ખાઈ જુઓને? તેનાથી ફાયદો થશે."

પ્રભાવતી:—"ઔષધ ખાધે શું થાય? તે પ્રમાણે નિયમ પાલન કરવું જોઇએને? રાત દહાડો ફુરસદ નહી, એમાંનું કંઈ બને જ નહી."

ડોકટર:—"તે બધું ઠીક છે. રાત દહાડો ઘરમાં બેસી રહેવું સારું નહી. સાંઝના ગાડીમાં બેસી ફરવા જતાં રહો તો સારું. આજ સમાજમાં આવશો કે નહી?"

પ્રભાવતી:—"જો શરીર ઠીક હશે તોસ્તો."

ડોકટર:—"ઠીક, ત્યારે, હું પણ જઈશ. મારે એક જણને ઘેર જોવા જવું છે." એમ કહી હેટ પહેરી લાકડી લઈ પ્રયાણ કીધું.

ઉર્મિલાને પણ પ્રભાવતીના બોલવાથી ચટકો લાગ્યો હતો તેથી તે પણ ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગઈ. થોડીવાર પછી છોકરા ભણવા બેઠા હતા ત્યાં તે ઓરડીમાં ગઈ. તેને આવતી જોઈ મન્યુ "આવો" એમ બોલી તેણે ખુરશી આઘી ખસેડી.

ઉર્મિલાના હાથમાં એક ઘરસંસારી હિસાબની ચોપડી હતી. તે તેણે મન્યુને બતાવી પૂછ્યું; "જુઓને માસ્તર આ હિસાબમાં ક્યાં ભૂલ છે? મારાથી તે પકડાતી નથી."

મન્યુ થોડીવાર તે ચોપડીમાં જોઈ રહ્યો અને ઝટ ભૂલ શોધી કાઢી. ઉર્મિલા તે જોઈ હસ્તી હસ્તી બોલી.

"આ: અહીં ભૂલ છે! આવી નજીવી બાબતમાં પણ ભૂલ થાય છે, તેથી મને ઘણી શરમ લાગે છે. જોતાં તો કંઈ જ નથી, પણ એવી પણ ભૂલ થવી એ શરમાવા જેવું છે."

"એમાં શરમાવાનું શું? ભૂલ કોને હાથે નથી થતી! મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. એક વખતે મેં પરીક્ષાના સવાલમાં એવી ભૂલ કરી હતી કે યાદ આવે છે કે તરત હજી પણ મને હસવું આવે છે."

ઉ૦–"તમે ઐચ્છિક વિષયો કયા પસંદ કર્યા છે?"

મ૦–"લેંગ્વેજ અને લીટરેચર."

ઉ૦–"તો તમે એલફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા હોત તો વધારે સારું!"

મ૦–"તે ખરું, પણ ત્યાં ફી જરા વધારે. વળી મારે મારા ભાઇની પણ ભણવાની સંભાળ રાખવાની, તેમાં એને કંઈ સ્કોલરશીપ મળતી નથી, એટલે પછી અહીં વીલ્સનમાં જ દાખલ થયો છું."

ઉ૦–"એ બધું મેં મોટા ભાઈ પાસેથી સાંભળ્યું છે. તેઓ આપની ઘણી પ્રશંસા કરતા હતા; તેઓ તમારા આત્મત્યાગનાં વખાણ કરતા હતા."

મ૦–"એ તો મારી ફરજ છે. એમાં વખાણ કરવા જેવું કંઈ નથી. મનોરલાલની મારા ઉપર મોટી કૃપા છે. તમને કોઈ વિષયમાં ખાસ કંઈ પૂછવાનું હોય તો પૂછજો. મારાથી બનશે તેટલી સહાય કરવાને હું તત્પર છું. ઘણી ખુશીથી હું તેમ કરીશ. આજે પેલા કેન્વાસ ઉપર કવિતા ભરી છે તે તમે પોતે કરી છે કે?"

ઉ૦–"હા માસ્તર."

અમળ "એ બીજી પણ કવિતા લખે છે. કેટલીક કવિતા તો માસિક ચોપાનીઆમાં પ્રસિદ્ધ પણ થઈ ચુકી છે."

મ૦–"હં:! ઘણી ખુશીની વાત! કયા કયા ચોપાનીઆમાં પ્રસિદ્ધ થઈ છે? તમારી કવિતા મને દેખાડી શકશો કે?"

આ સાંભળી ઉર્મિલાએ શેલ્ફ ઉપરથી "બ ચોપાનિયા" ના કેટલાક અંકો બહાર કાઢયા અને મન્યુના હાથમાં મૂકતાં કહ્યું, "જોઇને તમને હસવું આવશે! એ કંઈ છપાવવા જેવી નથી. માત્ર શિખાઉના પ્રયત્નો છે."

મ૦–"નહી, નહી, હું ઘણા આનંદથી તે વાંચીશ."

એમ થોડીવાર વાર્તાલાપ કર્યા પછી ભણાવવાનું પૂરું થયું. એટલા ઘડીઆળમાં નવ વાગ્યા. મન્યુ પોતાના લોજમાં પાછો ફર્યો.

છોકરાઓ પોતાનાં પુસ્તક પડતાં મૂકી દીવાનખાનામાં જઈ બેઠાં.

ઉર્મિલા પોતાની ઓરડીમાં જઈ એકાદ માસિક ચોપાનીઉં વાંચવાના કામમાં પડી. થોડીવારે "રસોઇ તૈયાર થઈ છે." ની બુમ સંભળાઈ છોકરાં અને ઉર્મિલા જમવા બેઠાં. મનોરલાલ એટલામાં પોતાને કામેથી પાછા આવ્યા. તે જ ગાડીમાં છોકરાં અને ઉર્મિલા બેસીને પોતાની નિશાળે ગયાં.

## પ્રકરણ ૨૧ મું
## ધીમે ધીમે આગળ

મન્યુ દરરોજ નિયમિત રીતે મનોરલાલને ઘેર ભણાવવા જતો. મન્યુની મીઠી વાણી, વિનયભરેલી રીતને સારી ચાલથી સઘળા તેના ઉપર ખુશી હતા. તે ઉર્મિલાને વખતો વખત તેના અભ્યાસમાં મદદ કરતો, નહોતું આવડતું તે બતાવતો. પ્રથમ મુલાકાત વખતે જે અતડાશ હતી તે ધીમે ધીમે જતી રહી. મન્યુને એક પ્રકારે સ્થાયી આવક થવાથી આનંદ થયો, લૉની પરીક્ષામાં બેસવા તેનો વિચાર હતો અને તેથી તેણે પહેલી એલ. એલ. બી. ની ટર્મ ભરવા માંડી. લૉ કલાસમાંથી આવીને બારોબાર ભણાવવા જતો. સાંજે મનોરલાલને ત્યાં પારિવારિક ઉપાસના થતી. જે દિવસે પ્રાર્થના સમાજમાં જવાનું હોય તે દિવસે પારિવારિક ઉપાસના થતી નહી. આ ઉપાસનામાં સંગીત થતું; અને ઉર્મિલા હાર્મોનિયમ વગાડી ગાન કરતી. મન્યુએ એક દિવસે સાંજે તેને ગાતાં સાંભળી અને તેનો મધુર અવાજ સાંભળી ખુશી થયો. તે દિવસથી ગાયન સાંભળવાની ઇચ્છાથી તેણે સાંજના ભણાવવા જવાનું નક્કી કર્યું હતું. આ ઉપાસનાની વખતે મનોરલાલ ઘરનાં બધાં માણસને એકઠાં કરી ઉપદેશ આપતા. નાના પ્રકારે ધર્મની આલોચના કરતા. પોતે ઉત્તમ વક્તા હતા. ધર્મનું સાધારણ જ્ઞાન ઠીક હતું અને વાદવિવાદમાં તેઓ કુશળ હતા. મન્યુ આ સર્વમાં આસ્તે આસ્તે ભાગ લેવા લાગ્યો. મનોરલાલના ધર્મ, સમાજ અને સાહિત્ય સંબંધી વિચાર તેને ઉત્તમ જણાવા લાગ્યા. કોઈ કોઈ વખત તો મન્યુ પોતે તેમાં સામેલ થતો અને તેમની સાથે તર્કજાળમાં ઉતરતો. મનોરલાલ પણ મન્યુની સુયુક્તિ પૂર્ણ આલોચના અને વિવિધ ગ્રંથ સંબંધી સુગંભીર જ્ઞાન જોઈ મુગ્ધ થતા. આ પ્રમાણે જોત જોતામાં થોડા સમયમાં જ મન્યુને આ સુધારક કુટુમ્બ સાથે ઘાડો સંબંધ થયો. મન્યુને ભણાવવાનું માત્ર બે કલાકનું હતું, છતાં ઉપરનાં કારણોને લીધે ત્રણ કલાક ત્યાં થઈ જતા અને કોઈ વખતે તો એથી પણ વધારે સમય વીતી જતો. આ પ્રમાણે કોઈ કોઈવાર રાત્રે દશ વાગી ગયા પછી ઘેર આવી વાંચતો. અથવા સુઈ જતો.

એક દિવસ મન્યુને સર્દી થવાથી ભણાવવા ગયો નહી. બીજે દિવસે સાંજના ઉદાસ મને ભણાવવા જવા નીકળ્યો. સાત સાડા સાતના સુમારે મનોરલાલને ઘેર ગયો. તેમના દિવાનખાનામાં કેટલાંક માણસો નજરે પડ્યાં. તે સમયે ઉપાસના ચાલતી હતી. પ્રભાવતી હાર્મોનિયમ વગાડતી હતી. અને ઉર્મિલા ગાયન ગાતી હતી.

**ગાયન**

"દીનનો દયાલ છોડી કોને શરણુ જાઉં. ધ્રુ. (૨)
માત તાત જાણી પ્રભુ તુજ પ્રત્યે હું ધાઉં,
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચાઉં. દીનનો. ૧
નીતિ ભક્તિ રૂપી પુણ્ય તીર્થમાં હું નાઉં,
સંકટ સમય નાથ પલ્લવ તુજ સાહું." દીનનો. ૨

ગાયન બંધ થયું. ઉપાસના પૂરી થઈ. મન્યુએ ગાયન એકવાર સાંભળ્યું હતું. પણ આજે તેણે તે ગાનારના મોહક સ્વરથી અપૂર્વ અને અનન્ય વૃત્તિ અનુભવી.

સંગીતના ભાવ ગૌરવ અને ગાનારના મોહક સ્વરથી મોહિત થઈ નિસ્પંદભાવે બેસી રહ્યો.

પ્રભાવતીની નજર સહુથી પહેલી મન્યુ ઉપર પડી અને તે બોલી, "અહો માસ્તર! તમે ક્યહારના આવ્યા છો? કાલ કેમ જણાયા નહી? શરીર તો સારું હતું ને?"

મન્યુ જાણે નક્ષત્ર લોકમાંથી નીચે આવ્યો હોય તેમ જાગ્રત થઈ બોલ્યો; "જી! કંઈ નહી. જરા સર્દી લાગી હતી તેથી સાંજના બહાર નીકળ્યો નહી."

"એમ જ હશે, એમ જ અમે ધાર્યું'તું; નહી તો તમે આવ્યા વગર રહો જ નહી. વારુ! આજ તો ઠીક છે ને?" મનોરલાલે મનોહરતાથી પૂછ્યું.

મન્યુઃ–"જી! હા, આજ તો ઠીક છે."

ડોકટર ચક્રવર્તી બોલ્યા, "સર્દીનું ઔષધ તો ચ્હા છે, સમજ્યા કની. પણ તમે તો ચ્હા પીતા નથી."

આ જ વખતે બરાબર નોકર આવ્યો અને ટેબલ ઉપર ચ્હાના પ્યાલા ગોઠવી દીધા અને કીટલીમાંથી ચ્હા પ્યાલામાં રેડવા લાગ્યો.

પ્રભાવતી ચ્હાનો પ્યાલો બીજાને આપતાં બોલી; "શરીર સારું ન હોય ત્યારે એકાદ પ્યાલો ચ્હા પીવામાં પણ દોષ ખરો કે, માસ્તર?"

મનોરલાલે ગંભીરતાથી કહ્યું, "જો અહીંઆં ચ્હા પીવી એ તેમના મતથી વિરુદ્ધ છે તો પછી અહીં તે પીવાને આગ્રહ કરવો એ અન્યાય છે."

પ્રભાવતીનું મોં સ્હેજ પડી ગયું. મન્યુ તેથી જરા શરમાયો અને બોલ્યો. "ના ના, એમ કંઈ નહી! આપને ત્યાં વાંધો શાનો? આપની કૃપા છે."

ઉર્મિલા ઘણી ખુશી થઈ હોય તેમ દેખાઇ અને બોલીઃ "ત્યારે તો તમે પીશો? એક પ્યાલાથી જરા શરીર ટટાર થશે અને ગ્લાનિ જતી રહેશે."

એમ કહી એક ચ્હાનો પ્યાલો હાથમાં લીધો અને થોડી સાકર નાખી ચમચાવતી હલાવતાં હલાવતાં અતિ ઉત્સાહથી મન્યુને આપ્યો.

મન્યુએ કંઇક સંકોચથી તે લેવાને હાથ આગળ કર્યો.

મનોરલાલે હસ્તાં હસ્તાં કહ્યું; "ઉર્મિલા! આજે તેં માસ્તરને ચ્હા પીવામાં વટલાવ્યા!"

"ચ્હા પીવામાં જ નહી પણ બીજા બધા વિષયમાં મન્યુકુમાર Converted થશે. હજુ થોડા વધારે દહાડા થવા તો દો. હું હું હું!" ડોકટરે ચ્હાનો પ્યાલો હાથમાં લેતાં કહ્યું.

ડોકટરના આવા બોલવાથી સર્વને હસવું આવ્યું.

ઉર્મિલાએ પૂછ્યું, "કેમ ચ્હામાં સાકર તો બરાબર છે ને, જોઇએ તેવી ગળી થઈ છે કે બીજી સાકર જોઇશે?"

મન્યુઃ–"મેં ચ્હા કોઇ દહાડો પીધી નથી, એટલે ગળપણ કેટલું જોઇએ તેની મને સમજણ નથી."

મન્યુના અજ્ઞાનપણાથી બધાને પુનઃ હસવું આવ્યું.

ડૉકટર બોલ્યા, "આપને ગળપણની ખબર પડતી નથી. પરીક્ષકને તો સાકર વધારે જોઇશે કે, થોડી તે પી જોતાં તરત જ ખબર પડે. ગળપણનો સ્વાદ કંઈ ઢાંકયો રહે છે?"

મન્યુ:-"દરેક પદાર્થમાં ગળપણ સરખું જ જોઈએ એમ કંઈ થોડું છે? બરફીમાં અને ચ્હામાં શું સમાન મીઠાસ જોઇએ! કેટલું ગળપણ જોઇએ તે તેનો નિયમિત ઉપયોગ કરનાર વિશેષ સમજે. તેમાં પણ કદાચ કેટલાકને વધારે ને કેટલાકને થોડી ગમતી હશે! ગમે તેમ ચ્હાતો પીધી. પરંતુ સાહેબ લોકોના અનુકરણથી આપને આ ચ્હા આટલી ઉત્તમ શાથી લાગે છે? એમાં એક પ્રકારની કટુતા છે અને કદાચ કંઈક માદક અંશ એમાં હોવો સંભવે છે. જેઓ ચ્હા પીવાનો મ્હાવરો રાખે છે તેઓ પછીથી તેને એકદમ છોડી શકતા નથી."

ડૉકટર ચ્હાની નિંદા સાંભળી ગર્જના કરી ઉઠયા, "આપણે શામાં સાહેબ લોકનું અનુકરણ નથી કરતા તે તો કહો જોઇએ વારુ? જ્યારે મુસલમાન રાજકર્તા હતા ત્યારે તેમનું અનુકરણ કરતા, અત્યારે હાલના રાજકર્તાનું અનુકરણ કરીએ છીએ; સમજ્યાકની. વળી જે ફાયદાકારક છે તે શામાટે ગ્રહણ ન કરવું. એમાં માદકતા છે, તે તો કંઈ નહી જેવી. ચ્હા પીવાથી એક જાતની સ્ફૂર્તિ આવે છે, સમજ્યાકની?"

મન્યુ:-"યુરોપિયનો શીતપ્રધાન દેશના રહેવાવાળા છે, તેમને માટે તે લાભકારક હશે, પણ આપણા દેશ તો ઉષ્ણપ્રધાન છે અને આપણે ગરમ વસ્તુ હાનિકારક છે."

ડૉકટર:-"આ બધી Medical Science (વૈદક શાસ્ત્ર)ની વાત છે. તેમાં તમારા જેવા માણસે એટલે કે Layman ને અધિકાર નથી. ડોકટરોએ ચ્હાના સંબંધમાં શું કહ્યું છે તે આપે વાંચ્યું છે?"

મન્યુ:-"ના, વાંચ્યું નથી પણ સાંભળ્યું છે અને તે પણ એક ડોકટરને મોંએ કે ચ્હા પીવાથી કંઈ ફાયદો નથી. વિશેષ પ્રમાણમાં પીવાથી ડીસ્પેપસીઆ થાય છે અને અફીણની માફક તેને છોડી દેવી એ પણ મુશ્કેલ થઈ પડે છે. આપણે ઘણી ચીજોને જરૂરીઆતમાં લેખીએ છીએ અને જેના વગર ચાલે, તેને પણ આવશ્યક ગણીએ છીએ અને એમ નકામીને પણ! જરૂરીઆતોની નવી સૃષ્ટિમાં ઉત્પન્ન કરીએ છીએ. એ એક પ્રકારનો આત્મકૃતવ્યાધિ છે, બીજું કંઈ નહી."

ડૉકટર:-"તો ભાત દાળ ખાવાં પણ આત્મકૃતવ્યાધિ નથી?"

મનોરલાલ:-"નહી ડૉકટર એમ નહી. ભાત દાળની સાથે ચ્હા પીવાની તુલના કરવી એ અયોગ્ય છે. ચ્હા ન પીવાથી જીવી શકાય છે. પહેલાં આ દેશમાં કોઈ ચ્હા નહોતું પીતું ત્યારે બધાં નહોતાં મરી જતાં."

ડૉકટરને આ રસ્તો બંધ જણાયો ત્યારે હવે બીજો જ રસ્તો ગ્રહણ કીધો અને કહ્યું કે, "વળી બીજી પણ એક વાત છે, સમજ્યાકની. ચ્હાના બગીચામાં આપણા કેટલાક કુલીઓનું પોષણ થાય છે. ચ્હા પીવાથી ચ્હાની માગણી વધે છે. નવા નવા બગીચા થાય છે અને તેમાં કેટલા નવા માણસો કામે લાગે છે. દેશીઓને ઉદ્યોગ ધંધો મળે છે. એ રીતે દેશીઓને મદદ મળે છે અને આપણે એ મદદ કરવામાં સાધનભૂત થઇએ છીએ, સમજ્યા કની!"

પ્રભાવતીએ પૂછ્યું, "કેમ માસ્તર સાહેબ! આનો કંઈ જવાબ છે કે?"

મન્યુ:-"હા. જે કારણ એ ચ્હા પીવાની તરફેણમાં જણાવે છે. તે જ કારણ તેની વિરુદ્ધમાં જાય છે. ચ્હાના બગીચામાં આપણા માણસોની શી હાડમારી થાય છે? કેવા અત્યાચાર થાય છે, તે સાંભળી આપણાં રુવાટાં ઉભાં થાય છે. લોહી ઉકળી આવે છે. એ ખરી વાત છે કે આપણા મજુર વર્ગને ત્યાં નોકરી મળે છે, પણ ચ્હાની પેદાશનો મોટો ભાગ માલેકોને જ મળે છે. ગરીબોને વૈતરાના પ્રમાણમાં પણ પૂરા પૈસા મળતા નથી. એ લોકોને ફોસલાવી અહીંથી લઈ જવામાં આવે છે. કામ ન કરે તો તેમના ઉપર જુલમ કરવામાં આવે છે. મેલેરીઆથી ઘણા માણસો મરી જાય છે. ચ્હા કુલી-ઓની સ્થિતિ હૃદયદ્રાવક છે. એ સુધરેલા માણસોને શરમાવા જેવું છે કે એ લોકો ઉપર આવું વર્તન ચલાવવામાં આવે, હું તો કહું છું કે આપણે ચ્હા નથી પીતા પણ એ કુલીઓનું રક્ત પીએ છીએ."

મનોરલાલે કહ્યું, "ડોકટર! તમે હાર્યા. માસ્તર કહે છે એમાં કંઈ સત્ય છે તો ખરું."

મન્યુએ ઘડીઆળ ઉઘાડી જોયું. આઠ વાગવા આવ્યા હતા. તે અમળ અને વિમળને લઈ તેમની ઓરડીમાં જઈ ભણાવવા લાગ્યો. ભણાવવાનું પૂરું થવા આવ્યું એટલામાં ઉર્મિલા ત્યાં આવી અને બોલી, "આ મારું અંગ્રેજી કોમ્પોઝીશન જરા જોઈ આપશો?"

મન્યુ:-"આજ હું એને લઈ જાઉં છું. કાલ એને સુધારીને લેતો આવીશ. સંગીતમાં તમે સારી કુશળતા મેળવી છે. આપનું આજનું ગાયન ઘણું જ ઉત્કૃષ્ટ હતું. હજી સૂધી તેના રણકારા મારા કાનમાં વાગે છે. સાંભળતાં, સાંભળતાં જાણે દિવ્યલોકમાં ગયાનો ભાસ થયો."

ઉર્મિલા:-જરાક ઠાવકાશથી બોલી. "માસ્તર! તમે ચ્હા ન પીવાને માટે જે દલીલ દર્શાવી-જે તકરાર કરી તે ઘણી જ અસરકારક હતી. મને પણ લાગી આવ્યું કે આપણે રકતપાન જ કરીએ છીએ."

મન્યુએ હસતાં કહ્યું; "પણ ચ્હા પીવાની દીક્ષા તો તમે જ આજે આપીને!"

"ના માસ્તર! તમે જ આજે મને તમારા મતાનુસાર દીક્ષા આપી. આજથી હું ચ્હા નહી લઉં એમ મને લાગે છે."

મન્યુ હાથમાં સુધારવાનાં કાગળ લઈ ચાલી નીકળ્યો. ઘેર જતાં જતાં રસ્તામાં તેના મનમાં અનેક વિચાર ઘોળાવા લાગ્યા. "આજે શું કર્યું! શામાટે મેં એમને ઘેર ચ્હા પીધી! આવું સામાન્ય પ્રલોભન શામાટે રોકી શકયો નહી?" વળી બીજી તરેહના વિચાર આવ્યા કે, "ચ્હા પીવામાં દોષ શું? તેમને ત્યાં પીધી એમાં શું થયું!" આમ વિચાર કરતો કરતો લોજમાં આવી પહોંચ્યો. મનનો અનુતાપ થોડી વાર વિસારે પડ્યો. આવીને રસોડામાં જઈ જમવા બેઠો. જમવાનું ટાઢું થઈ ગયું હતું. મહારાજ પણ તેના જેટલું ખાવાનું ઢાંકી ચાલ્યો ગયો હતો. મન્યુ ચુપચાપ જમી લઈ ઓરડીમાં આવ્યો. વાંચવા કરવામાં ચિત્ત ચોટયું નહી. બત્તી બુજાવી સુઈ ગયો. થોડીવાર સૂધી આંખ મીંચીને બીછાના ઉપર પડી રહ્યો. ઉંઘ જલદીથી આવી નહી. તેના

મનમાં અનેક તર્ક ઉઠયા. તે આત્મમંથન કરવા લાગ્યો. આજના બનાવે તેના મન ઉપર ભારે અસર કરી હતી. તેના મનમાં એમ જ લાગતું હતું કે ઉર્મિલા કોઈ દિવ્ય કન્યા છે. તેને વરનાર તે વિરલ ભાગ્યવાન્ થશે. તેના હૃદયરૂપી છીપમાં એક કણ પ્રવેશ કરી આસ્તે આસ્તે મોતીનું રૂપ ધારણ કરી રહ્યું છે. તે કણ તે શું? ઉર્મિલાનું સુખ. તે મોતી તે શું? ઉર્મિલાનો પ્રેમ. આમ વિચારમાં તે અપૂર્વ આનંદ ભોગવવા લાગ્યો. આખરે સેજ નિદ્રા આવી તો તેમાં તે સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરવા લાગ્યો. તેણે જોયું કે તે પોતે એક સરોવરને કિનારે ઉભો છે. શીતરશ્મિ ધવલ કિરણોથી સૃષ્ટિને લીંપી રહ્યા છે. તેનો પ્રકાશ જળ તરંગો ઉપર નાચી રહ્યો છે. સરોવરમાં અનેક પોયણાં ખીલી નીકળ્યાં છે. તેની મનોહર ગંધ ચારે તરફ ફેલાઈ છે. સરોવરમાં એક કમળ ઉપર વીણા પાણિની માફક ઉર્મિલા વીણા વગાડી ગાન ગાય છે. એ ગાયન કયું વારું? "તુજ પલ્લવ હું સાહું" જે તેણે ગાતાં સાંભળ્યું હતું તે જ. ગાન સાંભળી મન્યુ લુબ્ધ હરિણની માફક સ્તબ્ધ થઈ ત્યાં જ ઉભો રહ્યો. ગાયન બંધ થયું તો પણ તે ત્યાંથી ખસ્યો નહી. પૂતળાની માફક ત્યાંને ત્યાં જ ઉભો રહ્યો. તેની આવી અવસ્થા જોઈ ઉર્મિલા હસી. મન્યુ શરમાઈ ગયો. આખરે લજ્જિત ભાવથી બોલ્યો કે, "હે દેવી! તમે મારા અતૃપ્ત પિપાસામય પાણિનું ગ્રહણ કરો નહી તો આ જળમાં અહુણાં ને અહુણાં ડુબી મરીશ." તે શતદલવાસિનીએ તેના તરફ એક મધુર કટાક્ષ ફેંક્યું અને પોતાના હાથમાંની એક પારિજાત ફુલની માળા લાંબી કરી બોલી, "એમ છે તો આવો આ તમારા ગળામાં પહેરાવું." મન્યુ તેની પાસે જવાને માટે જળમાં કુદી પડ્યો. પાણીમાં વામ ભરતો આગળ તરવા લાગ્યો. ઘણા તરફડિયાં મારવા છતાં તે તેની પાસે જઈ પહોંચ્યો નહી. તે નિઃશ્વાસ નાખવા લાગ્યો અને જાણે અચેતન થઈ પડ્યો હોય એમ લાગ્યું. આજ વખતે તે જાગૃત થયો. ઉઠીને દિવાસળી સળગાવી ઘડીઆળમાં જોયું. બે વાગી ગયા હતા. તે ઓરડી બંધ કરી નીચે કમ્પાઉન્ડમાં આવ્યો. આકાશમાં તારા મંડળ ઝળકી રહ્યું હતું. કંપાઉન્ડમાં થોડીવાર આમ તેમ આંટા માર્યા. રાત્રિના શીતળ વાયુથી તેનું ચિત્ત જરા શાન્ત પડ્યું. મગજને સેજ આરામ મળ્યો. તે સ્વપ્ન વિસરવા લાગ્યો. થોડીવાર આમ તેમ ફર્યા પછી પાછો બીછાના ઉપર આવીને પડ્યો અને ઉંઘી ગયો. સવારે હમેશ કરતાં સેજ મોડો ઉઠયો. સવારમાં કંઈ તેને ગોઠ્યું નહી. શરીર અને મન અવસન્ન જણાયાં. તે સવારે અભ્યાસમાં પણ મન પરોવી શક્યો નહી. તેણે એ સ્વપ્નાની વાત કોઈને કહી નહી.



## પ્રકરણ ૨૨ મું

### એકાંત

ઉપર લખેલી બીના બન્યાને લગભગ બે માસ વીતી ગયા. મન્યુ હમેશની માફક દરરોજ ભણાવવા જતો. આ બે મહિનામાં તે ઉર્મિલાની સાથે ઘણા જ પરિચયમાં આવ્યો. એક દિવસ હમેશાની માફક સાંજે ભણાવવા ગયો. જઇને જોયું તો એક જણ પથારી ઉપર સુતું છે. તે તેનો નાનો વિદ્યાર્થી હતો. ઉર્મિલા પાસે બેસીને

એક પુસ્તક વાંચતી હતી. તે દિવસે સાંજના પ્રાર્થના સમાજમાં ઉપાસના હતી. તેથી મનોરલાલ અને તેમનાં પત્ની વગેરે પ્રાર્થના સમાજમાં ગયાં હતાં. વિમળનું શરીર સારું નહોતું તેથી ઉર્મિલા જઈ શકી નહી અને ઘેર જ હતી.

મન્યુએ ઓરડીમાં પેસતાં જ ઉર્મિલાને જોઈ કહ્યું:–"અહો! તમે આજ અહીં?"

ઉર્મિલાએ ઉત્તર આપ્યો:–"માસ્તર! આજ જરા વિમળનું માથું દુઃખે છે અને જરા ધીકડી આવી છે તેથી અહીં બેઠી છું. બીજાં બધાં તો આજ સમાજમાં ગયાં છે."

મન્યુ વિમળને માથે હાથ ફેરવી બોલ્યો:–"તાવ તો કંઈ વિશેષ નથી–શરીર સેજસાજ ગરમ છે."

"ના, ના, તાવ તો એટલો બધો નથી. કાલ સર્દી લાગી હતી અને એને લીધે જ તાવ આવ્યો હતો. એ તો ઉંઘે છે. તમે બેસોને માસ્તર!"

મન્યુ પાસે પડેલી એક ખુરશી ઉપર બેઠો અને બોલ્યો:–"એને કંઈ જગાડવાની જરૂર નથી. સુવા દો. અમળ પણ સમાજમાં ગયો છે, નહી વારુ?"

"હા."

"ત્યારે તો આજ છુટીનો દિવસ! ખરું કની?"

ઉર્મિલા હસીને બોલી:–"કેમ માસ્તર! મારે લેશન લેવાનું છે! મને જ ભણાવો."

"તમને શું ભણાવું. જેટલું મારાથી શીખવાય તેટલું તો શીખી ચૂકયાં છો."

"નાજી, હજી ઘણું બાકી છે. આપનું જ્ઞાન તો વિશાળ છે."

"ત્યારે તો આપ મારે માટે ઘણો ઉત્તમ વિચાર ધરાવો છો."

"હવેની રજા પડશે તેમાં આપ ઘેર જવાના કે?"

"હા."

"કેમ નહી જાઓ તો નહી ચાલે વારુ?"

"ન ચાલે એમ તો કંઈ જ નહી. પણ છુટીના દિવસોમાં ઘેર જઈ ઘરનાં માણસોને મળવું. એ તો જાણો છો ને કે રણમુખો સીપાઈ ને ઘરમુખો ગુજરાતી."

"ઠીક, તમારે ત્યાં દેવપૂજા ખરી કે?"

"હાસ્તો. મારી મોટી માની શ્રદ્ધા અને ભક્તિ જોઈ હું તો દિઙ્મૂઢ જ થઈ જાઉં છું. શો તેમનો ભાવ! જાણે હૃદયમાંથી પૂજા કરતી વખતે ભક્તિનો ફુવારો જ ફૂટે છે."

"હશે, પણ અહુણાં તો એવું માત્ર વૃદ્ધ માણસોમાં જ નજરે પડે છે. બાકી બીજા તો ખોટો ડોળ અને દેખાડવાનો ઢોંગ. આમોદ પ્રમોદમાં જ સારી સજીવતા ઘણાને ભાસે છે. આપનામાં આપના પિતા માતાના એ ગુણ હશે!"

"મારા માતા પિતાના ગુણ મારામાં છે કે નહી એ કહેવું મારે પોતાને માટે મુશ્કેલ છે. બીજું એ પણ છે કે જે ગુણો વંશપરંપરાનુગત પ્રમાણે આપણે લઇએ તે ગુણોનું ઉચિત અનુશીલન ન કરવામાં આવે તો તેમાં સ્ફૂર્તિ મરી જાય છે અને અંતે નષ્ટ થાય છે."

"તે બરાબર છે. પણ આ વખતે અમારા પ્રાર્થના સમાજના વાર્ષિક ઉત્સવમાં તમે આવજો—આપણે સાથે જ જઇશું અને જો જો કે સમાજમાં ભક્તિની ઉદ્દીપના કેવી હોય છે. ભાષણ, ભજન, 'સર્મન' સર્વમાં ભક્તિ રેલાઈ જતી જોશો."

"હશે, આપના મોટા ભાઈ જેવા માણસો સમાજમાં છે ત્યાં તેમ હોય એમાં આશ્ચર્ય જેવું નથી! વળી બીજા પણ કેટલાક વિદ્વાન્ અને પ્રતિભાવાન્ પુરુષો છે. મી૦ શિંદે જેવા સાધુ પુરુષ ઉપદેશક છે, તેઓ બેશક સારું કામ કરે છે. તેઓ સમાજની અને દેશની ઉન્નતિને માટે પ્રયત્ન કરે છે. પણ તેમનો યત્ન ફલદાયી નીવડ્યો નથી. મને લાગે છે કે જેમ હિંદુ સમાજની અધોગતિ થઈ છે. ધર્મનો Spirit (સાર ભાગ) ઘસાઈ જઈ જેમ કેવળ Form (બાહ્યાચાર) બાકી રહ્યું છે, તેમ પ્રાર્થના સમાજની સ્થિતિ થઈ છે કે થાય છે. આ શોચનીય વાત છે. બીજી વાત એ પણ છે કે અહીંના સુધારકો કંઇ જ કરી શકયા નથી. બંગાળામાં તેઓએ કંઈ કરી દેખાડયું છે. Sincerity (નિષ્કપટતા)નો અભાવ હો, કે કામ કરવાની શક્તિનો અભાવ હો, ગમે તેમ હો, પણ જે કરવું જોઇએ તે તેઓ કરી શકયા નથી. ઉછરતી પ્રજા ઉપર તેઓની ઉંડી છાપ બેસતી નથી. થોડા માણસો અમસ્તા ચળકાટથી અંજાઈ જાય છે, પણ પછીથી તેઓ સમાજમાં જવા કરવાનું પણ મૂકી દે છે."

"આપનું કહેવું ઠીક છે. જો કે તદ્દન સારા પુરુષોનો અભાવ છે એમ નથી પણ કેટલાક અગ્રણીઓ–નેતાઓ કહે છે તે પ્રમાણે કરતા નથી, બોલવામાં અને કરવામાં ફેર છે એ તો નક્કી વાત."

"જુઓને જે અગ્રણીઓ મૂર્તિપૂજાનું ખંડન કરે તે જ અગ્રણીઓ પોતે લગ્ન પ્રસંગે મૂર્તિપૂજા કર્યા વગર રહે નહી. જો તેમ જ હોય તો મૂર્તિપૂજાનું ખંડન કરવાની જરૂર જ શી!"

"એ તો ન્યાતની રૂઢિને લીધે તેમ કરવાની જરૂર પડે છે."

"ઠીક બોલ્યાં, પણ તેથી શું? જો એ વાત તેમને પોતાને માન્ય નથી. તો તેઓ તે પ્રમાણે શામાટે વર્તતા નથી? આમ કરવામાં તેઓ એક પ્રકારની નૈતિક ભીરુતા Moral cowardice બતાવે છે અને લોકોમાં પોતાની પ્રતિષ્ઠા ગુમાવે છે. ન્યાતનું બંધન જો તેમના મતને પ્રતિકૂળ છે તો તેઓએ તેની પરવા ન કરતાં તેને તોડી નાંખવું જોઇએ! એમ કરવામાં હરકત શું? બ્રહ્મોસમાજના ઉત્પાદકનો જ દાખલો લ્યો. પ્રાતઃસ્મરણીય રામમોહનરાય જેવો મહાન્ પુરુષ હાલના જમાનામાં હજી સૂધી થયો નથી, તે માત્ર હિંદુસ્તાનનો મહાનમાં મહાન્ પુરુષ હતો એટલું જ નહી, પણ દુનિયાના મહાન્ પુરુષોમાંનો એક હતો. જો તે મહાત્મા આપણા સુધારકોની માફક લોકોના કહેવાથી ડર્યો હોત–સમાજના બંધનોથી ભયભીત થયો હોત, તો તેનું નામ કોઈ જાણતે પણ નહી. બીજો દાખલો લ્યુથરનો લ્યો. એક ફુંફાડાથી આખા યુરોપને ધ્રુજાવી નાખનાર તે વીર નરે બીજાના કહેવા ઉપર લક્ષ આપ્યું હોત તો આજે લાખો નહી, પણ કરોડો મનુષ્યો તેના નામનો મહિમા ગાત નહી. સુધારકોએ એ વાત ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે કે તેઓની કૃતિ તેમના બોલવાનુસાર રાખવી જોઇએ."

"ખરી વાત છે ખરી. તમે કહો છો તે બરાબર છે. સમાજ આને લીધે જ જે કંઈ કરવું જોઇએ તે કરી શકતી નથી. અહીંના પ્રસિદ્ધ સુધારકના પ્રાયશ્ચિત્તની વાત સર્વ કોઈ જાણે છે. વળી બીજું એ પણ છે કે એક કંઈ નિયમ જેવું રહેતું નથી. પ્રારં-

ભમાં જેટલો ઉત્સાહ દેખાડે છે તેટલો પછીથી રહેતો નથી. એક બાંધી રાખેલા ઘોડાને પહેલી જ વાર ગાડીમાં જોડતાં આમ તેમ કુદાકુદ કરે, તેમ પહેલવહેલા દરેક દિશામાં એમનો પણ એ જ પ્રકાર જોવામાં આવે છે. પાછળથી જોશ નરમ પડી જાય છે. સ્વાધીનતાનાં જેમ કેટલાંક સારાં પરિણામ છે, તેમ માઠાં પણ છે."

"વ્યાજબી છે."

"તમારું જ્ઞાન ઉત્તમ છે. અહીંની સંસ્થાઓના વિષયમાં તમે સારો અભ્યાસ કર્યો હોય એમ જણાય છે. આપ આવા વિષયો માસિકોમાં કે પેપરોમાં ચર્ચતા કેમ નથી?"

"મને તો મારું જ્ઞાન અલ્પ જણાય છે. જાહેરમાં લખવા જેટલી શક્તિ મારામાં નથી."

"આપને તો એમ જ લાગે!"

"એમ કેમ?" મન્યુ જાણે દીલગીર અને ઉંડા વિચારમાં હોય તેમ જણાયો.

"આપને આપના ગુણની માહિતી નથી."

"લખનારને ઉત્સાહ જોઇએ. ઉત્સાહ ને પ્રેરનાર જોઇએ."

"તે તો સેજ મળી શકે તેમ છે."

"શી રીતે?"

"ઉત્સાહ જ જોઇએ તો ચાલો હું આપું, પછી થયું."

"દયા છે આપની."

"ઓ: એમાં દયા શાની? એ તો કર્તવ્ય છે."

"ઠીક! મને લાગે છે કે મેં આપનો બહુ સમય લીધો."

"આપના સહવાસમાં તો એટલા સમયનો અમૂલ્ય ઉપયોગ થયો."

"આપ આ કયું પુસ્તક વાંચો છો?"

East Lynne (ઇસ્ટ લીન) મી૦ હેનરી વુડની નવલકથા. "તમે તો વાંચી હશે?"

"હા, કરુણરસિક છે."

"હશે. હજી મેં તે પૂરી વાંચી નથી, પણ જેટલો ભાગ વાંચ્યો છે તે ઉત્તમ લાગે છે. જે રસજ્ઞ છે, તે એના મર્મ સમજે! તમે પણ સાહિત્યમાં રસજ્ઞ છો, અને આપના આટલા લાંબા પરિચય પછી મને લાગે છે કે ખરેખર ભાઈ મન્યુકુમાર મારી દૃષ્ટિમાં તો આપ એક આદર્શ (Ideal) પુરુષ છો. આપ આપના જ્ઞાનનો લાભ મને વિશેષ આપતા રહો તો બહુ સારું."

"વારુ જી મને લાગે છે સમય થયો હવે હું જઇશ."

"બેસોને જવાય છે. જઇને શું કરશો? અમારી સાથે બેસવું નથી ગમતું. હું આપની પાસેથી વધુ ને વધુ જ્ઞાન મેળવવા ઇચ્છું અને આપ તો દૂર ભાગો છો."

મન્યુના મનમાં કયારનો જવાનો વિચાર થયો હતો, કારણ કે તે વાળુ કર્યા વગર ભણાવવા આવ્યો હતો. પણ કોણ જાણે શાથી તે જલદી ઉઠી શકયો નહી. જેમ વાદીની મોરલીથી મુગ્ધ થયેલો સાપ શું થશે તેનું ભાન વિસરી જાય છે, જેમ કુટું

દીવાની પાછળ ભમ્યા કરે છે, તેમ તે બેસી રહ્યો હતો. તેના મનમાં કંઈ અવનવા તર્ક ઉઠતા હતા. તે ક્ષણવાર નીચું જોઈ રહ્યો અને બોલ્યો, "ના, એવું કંઈ નથી. તમે અમસ્તાં જ એમ ધારી લ્યો છો."

"ત્યારે આપને એટલી ઉતાવળ શાની આવે છે?"

"મન્યુ હસી પડ્યો અને નીચું જોઈ રહ્યો."

"વારુ આપ દેશમાં જાઓ ત્યારે તો મળીને જશોને?"

"હા. કંઈ ખાસ કામ છે?"

"હોય પણ ખરું."

"શું કામ?"

"કંઈ નહી, પણ મળજો તો ખરા."

"ઠીક"

આ પ્રમાણે તેઓ વાતચીત કરતા હતા એટલામાં કોઈ એક યુવાન સ્ત્રી અંદર દાખલ થઈ. તે સ્ત્રીનું ધોવાયલા ચંપક સમાન સુંદર મુખ. કપાળમાં ઝીણો ચાંલ્લો, યુરોપિયન ફેશનથી ગોઠવેલા વાળમાં વાંકી સેંથી, નાક ઉપર ચસ્મો હતો. ફ્રેન્ચ કટનો પોલકો તેના ઉપર લેશ અને સીફોનનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો. હાથમાં હીરા જડિત વીંટી અને મશીન પોલીશની બંગડીઓ હતી. આવનાર સ્ત્રીએ ઝીણી રેશમી સાડી પહેરી હતી અને તેથી અંદર પહેરેલા પેટીકોટની કોર ઉપર દરજીએ જે શ્રમ કર્યો હતો તે જણાઈ આવતો હતો. પગમાં નાજુક બુટની જોડી હતી. તે યુવતીની રૂપ છટા એવી હતી કે જોનારની આંખ સેજ તેના ઉપર થોડી વાર ઢળી રહે. મન્યુની દૃષ્ટિ ચમકી, સેજ તેના ઉપર પડી. દાખલ થતાંની વાર તે સ્ત્રી બોલી.

"હેલોવ મીસ ઉર્મિલા! આજ એકલાં કેમ છો? ઘરનાં બધાં ક્યાં ગયાં છે?"

"આવ, આવ લીલા, ગુડ ઇવનીંગ! તું અત્યારે ક્યાંથી?"

"સેજ!" એમ કહી મન્યુની ઉપર એક અર્થસૂચક દૃષ્ટિપાત નાખી પાછી નજર ઉર્મિલા ઉપર ફેરવી. ઉર્મિલા સમજી ગઈ કે આ કોણ છે એ જાણવા માગે છે તેથી તેણે બન્નેનો પરિચય કરાવી આપ્યો.

"લીલયન! (લીલાનું અંગ્રેજી નામ) આ મારા માસ્તર છે! તેઓ ગ્રેજ્યુએટ છે. વિદ્વાન્ છે. અહીંની કોલેજમાં અભ્યાસ કરે છે, સાહિત્યના ઉત્તમ ઉપાસક છે." મન્યુની તરફ જોઈ કહેવા લાગી. "આ મીસ લીલા, તેઓ આગેવાન મંડળમાં જાણીતાં છે. સંસાર સુધારામાં આગળ પડતો ભાગ લે છે. તેઓની સુધારકોને મદદ છે. વારંવાર તેઓ માસિકોમાં લેખ લખે છે. 'સ્ત્રી સમાજ'માં ભાષણ આપે છે." આ પ્રમાણે અરસપરસ ઓળખાણ કરાવ્યું.

મન્યુએ ઉભા થઈ લીલાની સાથે સેંકહેન્ડ કરી અને બોલ્યો; "આપની સાથે આ મુલાકાત થવાથી હું પોતાને મોટા ભાગ્યવાન્ સમજું છું."

મને પણ આપની મુલાકાતનો લાભ થયો તેથી આનંદ થાય છે. આપ વખતો વખત મળતા રહેશો એવી હું ઉમેદ રાખું છું. કાલે અમારે ત્યાં ટીપાર્ટી છે અને

થોડા માણસોને આમંત્રણ છે. આપ પણ આપના સ્નેહી સાથે આવશો તો ઉપકાર થશે. ખાત્રી છે કે, આપ અવશ્ય પધારશો."

"અહો: ઉપકાર શાનો. જરૂર હું આવીશ." વખત ઘણો થઈ ગયો છે, એમ કહી મન્યુ ત્યાંથી રજા લઈ નીકળ્યો.

મન્યુના ગયા પછી લીલાએ કહ્યું;--

"કેમ ઉર્મિલા! તું તો આજકાલ જણાતી નથી. બહુ જ મોંઘી થઈ છે કે શું?"

"નહી રે નહી, મોંઘી શાની? જોને ઘરમાં કોઇની તબિયત સારી રહેતી નથી ને ફુરસુદ પણ મળતી નથી."

"શાની મળે! વારુ પણ કાલે તો જરૂર આવજે! તારા માસ્તર પણ આવશે કની?"

"હા, આવશે. હું પણ આવીશ."

"અહો મીસ લીલા! તમે અત્યારે અહીં કયાંથી?", એમ બોલતા મનોરલાલ અંદર દાખલ થયા. સાથે જ તેમનાં પત્ની અને પુત્ર પણ અંદર આવ્યાં. આવતાંનીવાર "વિમળને કેમ છે" એમ પૂછ્યું.

"અત્યારે તો તાવ બીલકુલ નથી" ઉર્મિલાએ જવાબ આપ્યો.

લીલાએ કહ્યું: "કાલ અમારે ત્યાં ટી પાર્ટી છે; આપને પધારવાનું આમંત્રણ કરવા આવી છું."

"ઠીક. મારાથી તો અવાશે કે નહી, તે નિશ્ચિત નથી; પણ બનશે ત્યાં સુધી બીજાં બધાં આવશે. ઉર્મિલા જરૂર આવશે." મનોરલાલે જવાબ આપ્યો.

"તમારાં મા તો સારાં છે ને?" પ્રભાવતીએ પૂછ્યું.

"હા જી, આપની પણ એમણે ખબર પૂછી છે."

"કહેજે કે મને ઠીક છે. મારી વતી એમની ખબર પૂછજે. બનશે તો હું કાલે આવીશ."

"વારુ, ત્યારે હું હવે જઇશ."

"ઉભાં રહો, ગાડી જોડાવીને મોકલું છું. અત્યારે એકલું શી રીતે જવાશે?" એમ કહી મનોરલાલે ટહુલરામને બોલાવ્યો અને ગાડી જોડવાનું કહ્યું. લીલા ગાડીમાં બેસી પોતાને ઘેર ગઈ.



## પ્રકરણ ૨૩ મું

## ટી પાર્ટી

મીસીસ માલતીનું ઘર ગીરગામમાં આવેલું હતું. મીસીસ માલતી આ ઘરની માલેક હતી. તેને સંતાનમાં એકની એક દીકરી હતી. દીકરીનું નામ મીસ લીલા હતું. અંગ્રેજી આચાર વિચારને ગ્રહણ કરનાર, દરેક વિષયમાં અંગ્રેજોમાંનું અનુકરણ કરનાર, લોકોમાં લાડથી તે મીસ લીલીયન નામે પરિચિત હતી. આ વાત આપણે ગયા પ્રકરણમાં જાણી છે.

જે સમયે આપણે મીસીસ માલતીનો પરિચય થાય છે, તે સમયે તે વિધવા હતી. તેનું વય લગભગ ૪૦ થી ૪૪ નું હશે. મૂળ બાંધો સારો, એટલે વખત જતાની સાથે વયના પ્રમાણમાં જે ફેરફાર થવો જોઇએ, તે એકદમ જણાતો નથી. પ્રથમ જોનાર તેના વયની કલ્પના ૩૫ થી વધારે કરી શકતા નથી. વળી બીજી વાત એ પણ છે કે, પ્રથમ દૃષ્ટિએ જોનાર તે વિધવા છે કે સધવા, તે એકદમ કહી શકે તેમ નથી. કારણ કે વિધવા હોવા છતાં સધવાનાં કેટલાંક અલંકારચિન્હો તે ધારણ કરી રાખે છે. પણ બારીકાઇથી જોનારનો આ ભ્રમ ઝાઝીવાર રહેતો નથી. શરીર નહીં બહુ જાડું તેમ જ નહીં બહુ પાતળું, નહીં બહુ ઉંચી કે નહીં બહુ નીચી, મોં લંબગોળ પણ સફાદાર. નાક ઉપર સોનેરી કમાનનાં ચસ્માં. પગમાં સાદી સ્લીપરની જોડી, લાંબી બાંયનું પોલકું અને તે ઉપર સાડી સજેલી હમેશ જણાતી. તેના શરીરની એકંદર આકૃતિ અને પહેરવેશની ઢબપરથી સાધારણ રીતે બીજા આદમી ઉપર તે પોતાની છાપ સારી રીતે પાડતી. વળી એક વિશેષ ગુણ તેનામાં હતો અને તે એ કે તેની બોલવાની અને વાત કરવાની છટા એવી મનોહર હતી કે, સાંભળનાર માણસના મન ઉપર ધારેલી અસર આબાદ કરતી. ગમે તેવા અપરિચિત માણસને તેની સાથે વાત કરતાં એવો ભાસ થતો હતો કે, જાણે ઘણાં વરસનું ઓળખાણ ન હોય. વાત કરવા જનારને કાંઈ પણ સંકોચ લાગતો નહી.

મી૦ કુસુમલાલ જાતે વાણીઆ હતા. જે સમયે તેઓ સુધારાના પ્રવાહમાં જોસથી તણાવા લાગ્યા, તે અને તેનાં પહેલાંનો કાળ સંક્રાંતિનો હતો. દેશમાં અંગ્રેજી કેળવણીની શરૂઆત થઈ હતી. વિદ્યાપ્રસારના ઇતિહાસમાં આ સમયને ચિરસ્મરણીય કાળ કહેવામાં કંઈ વાંધા જેવું નથી. અંગ્રેજી વિદ્યા, અંગ્રેજી સમાજ અને અંગ્રેજ લોક સંબંધી જૂદા જૂદા વિચાર લોકોમાં પ્રચલિત હતા. અંગ્રેજી વિદ્યાએ નવા પ્રકારની મોહની લોકો ઉપર નાંખી હતી. અંગ્રેજી ભણવા ઇચ્છનારને અનેક પ્રકારની સોઈ તે સમયે હતી. પાદરીઓ વગર પૈસે નિશાળમાં ભણાવતા, વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપતા, અંગ્રેજી વાંચનારાઓને મફત પુસ્તકો પૂરાં પાડતા. એટલું જ નહી, પણ ઉત્સાહથી અંગ્રેજી ભણનાર ઉપર સાહેબ લોકની સારી પ્રીતિ બેસતી અને સ્હેજસાજ અંગ્રેજી આવડનારને ભારે નોકરી સુદ્ધાં મળતી. આવાં અનેક કારણોને લીધે લોકોની વૃત્તિ આ તરફ વળવા માંડી હતી. સમાજ, પોતાની પ્રાચીન વિદ્યા તજી દેઈ નવી આંગ્લ વિદ્યાનો સ્વીકાર કરવા પ્રવૃત્ત થયો હતો. સંસ્કૃત વિદ્યાના પ્રસારને પક્ષાઘાત થવા લાગ્યો હતો. પરંતુ તે નષ્ટ તો નહોતી થઈ; એ પણ આશ્ચર્યની વાત હતી. આનું કારણ કદાચ આપણાં ધર્મશાસ્ત્ર તે ભાષામાં છે તેને લીધે અથવા તો ધર્મની શ્રદ્ધા હાલના જેટલી તે સમયે શિથિલ નહોતી તે હશે! અંગ્રેજી અમલની સાથે સાથે મિસનરીઓએ મુંબઈ ઇલાકામાં પ્રવેશ કર્યો હતો. તેઓએ શાળાઓ ઉઘાડી, ખ્રીસ્તી ધર્મ પસાર કરવાને શાળામાં તેમનાં ધર્મ પુસ્તકો ભણાવવાં શરુ કર્યાં. આ શિવાય હિંદુ ધર્મના કોટ ઉપર મારો ચલાવવાનો સપાટો પણ જારી હતો. કેટલાક ભલા મીસનરીઓ અહીંની સારી બાબતો તરફ છેક જ આંધળા નહોતા. તેથી "આત્માનું તારણ" અને "ખ્રીસ્તના મહાન્ ત્યાગ"ની મીઠી વાણીથી

થોડા જ તેમની જાળમાં પડી ખ્રીસ્તી થતા. આ યુગનું પરિણામ તે સમયના માણસો ઉપર સારું થયું હતું. અંગ્રેજી વિદ્યાના પ્રકાશના ઝળઝળાટથી અંજાઈ જઈ આપણા દેશની સ્થિતિ સુધારવા ઘણા સુધારકો તે વખતે બહાર પડ્યા હતા. કોઇને એકમાં તો બીજાને બીજામાં સુધારાની આવશ્યકતા લાગતી. મરહુમ વીર સુધારક કરસનદાસ મૂળજી મહારાજાના ધર્મની જાળ તોડવાને 'સત્ય પ્રકાશ'માં પોતાની તીવ્ર લેખણ છૂરી વાપરતા, મસ્ત કવિ નર્મદાશંકર તેની ઉત્સાહી વાણીમાં "યાહોમ કરીને પડો ફતેહ છે આગે" એમ ગાઈ સુધારામાં ઝુકાવવા ઉદ્બોધતા. પ્રાર્થના સમાજ, ધર્મના વહેમ અને કુચાલને તોડાવવા પ્રયાસ કરી રહી હતી. અમદાવાદમાં સ્વ. મહિપતરામ રૂપરામ સુધારાને આગળ વધવાને માટે અને લોકપ્રિય થવાને અતોનાત મહેનત કરી રહ્યા હતા. જાતિભેદ તોડવાને માટે મુંબઈમાં "પરમહંસ" સભાની સ્થાપનાની વાત જગજાહેર થઈ હતી. વિધવા વિવાહમાં શાસ્ત્ર આડે આવતું નથી, એ વાત બંગાળમાં પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે સિદ્ધ કરી બતાવી હતી. મહારાષ્ટ્રમાં આ મહાન્ પંડિતનું શિષ્યત્વ લઈ વિષ્ણુ શાસ્ત્રી ચિપલુંણુકર પોતાની વાણીવડે વિજય કરવા તૈયાર થઈ રહ્યા હતા. મુંબઇમાં આ કામ માધવદાસ રુઘનાથદાસે ઉત્કંઠાથી લઈ લીધું હતું. આમ ચારે તરફથી 'સુધારો, સુધારો'ના પોકાર સંભાળતા હતા. સુધારાનો અસ્ખલિત અને વેગવાન્ પ્રવાહ હિંદુ સમાજનાં કુબંધન અને કુરૂઢિના ડગમગતા પુલને ઘસડી જવા પ્રયત્ન કરતો હતો.

આ ઉત્સાહ અને સ્ફુર્તિ તે વખત જણાતી હતી, તેટલી લાંબો સમય સુધી રહી નહી. આ મહાન્ સુધારકોના અનુયાયીઓ સુધારાના વહાણને સરળ ગતિથી આગળ લઈ જવાને પ્રયત્ન કરતા અને કરે છે, પણ તેમના જેટલો ઉત્સાહ તેમનામાં નથી, એ તો નક્કી વાત છે. આપણા મી૦ કુસુમલાલ પણ આ સુધારક મતને અનુસરનાર હતા. તે બીજાની માફક લાંબાં લચક ભાષણ આપીને જ સંતોષ માનનાર ન હોતા, પણ બોલે તે પ્રમાણે વર્તનાર હતા. તેમણે પોતાના વચનની યથાર્થતા સિદ્ધ કરી બતાવવાને માટે એક બાળ વિધવા સાથે લગ્ન કર્યાં હતાં. પરંતુ તેઓ શું કરે? બિચારી તેમની બૈરીના નસીબમાં ફરીથી વૈધવ્ય લખેલું, તે તેઓ મિથ્યા શી રીતે કરી શકે? વિધિના લેખ તેમનાથી પણ ટળે તેમ નહોતા; તેથી તેઓ તેમની પાછળ એક વિધવા અને કન્યા મૂકી આ લોક છોડી ગયા! મૂળ વેપારી વર્ગના માણસ તેથી વેપારમાં સારો નફો કરેલો તેથી પોતાની પાછળ સારી રોકડ રકમ અને એક નાનું સારું ઘર વગેરે મૂકી ગયા હતા. તેથી તેમને પાછળના માણસને ભરણપોષણની કે બીજી કાંઈ વાતની ચિંતા નહોતી. માલતીબાઈ પણ પોતાની સ્થિતિમાં સંતોષ માની, સંસારસુખભોગની આશાને તિલાંજલિ આપી, અન્ય વિધવાઓને સુખી કરવામાં અને સુધારકોને તેમના સ્તુત્ય કામમાં મદદ કરવાને હમેશ તત્પર રહેતાં અને તેમાં જ સંતોષ માની લેતાં. તેમને ત્યાં વારંવાર ચા પાર્ટી વગેરેના મેળાવડા થતા અને તેમાં ઘણા માણસોને આમંત્રણ થતાં. વળી ત્યાં કોઈ કોઈ વખત 'કોન્વરઝેશીઓ'–વાતચીતના મેળાવડા થતા. આમાં ઉછરતા સુધારકો, લેખકો, વગેરે હાજરી આપતા.

સાંજના લગભગ પાંચનો સમય થયો હશે. મીસીસ માલતીના દિવાનખાનામાં આવનારામાંના ઘણા આવીને હાજર થયા હતા. દીવાનખાનામાં ડેઠ મિંનને ગડલી

ચારેમેર બરાબર બંધબેસ્તી સેત્રંજી હતી. વચ્ચે એક ગોળ ટેબલ અને થોડે અંતરે બીજાં નાનાં ટેબલ ગોઠવેલાં હતાં. બે સોફાના સટ સામ સામે ભીંતને અઢેલીને મૂક્યા હતા. ભીંત ઉપર માર્બલ ઈમીટેશનો રંગ કરેલો હતો, અને થોડાં ચિત્રો સમાન અંતરે ચારે ચારે બાજુએ લટકાવવામાં આવ્યાં હતાં. ચિત્રોમાંના કેટલાંક પ્રસિદ્ધ ચિત્રકારનાં હતાં અને જોનારની દૃષ્ટિને આકર્ષે તેવાં હતાં. **મન્યુ** અને **વસંત** દાખલ થયા, ત્યારે દિવાનખાનામાં કેટલીક સન્નારીઓ અને પુરુષો આવેલા હતા. **મન્યુ**ને જોતાં જ મીસ **લીલીયન** ઉભી થઈ સામી આવી અને શેકહેન્ડ કીધી. **વસન્ત**ની સાથે પણ તેમ જ કીધું. પછી તે **મન્યુ** ને **વસન્ત**ને લઈ ઘરના જૂદા જૂદા ભાગ અને જૂદી જૂદી વસ્તુ દેખાડવા લાગી. "આ જુઓ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની છબી છે. તે તેમની યુવાન્ વયના સમયની છે. તેમની પ્રતિભા; તથા હૃદયની સરળતા તેમના ચ્હેરા ઉપરથી જ જણાઈ આવે છે." **મન્યુ**એ ડોકું ધુણાવી હા ભણી. "આ છબી એક પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકારની છે. તેનો ભાવ તો તેના નામ ઉપરથી જ વ્યક્ત થાય છે. જુઓ આ યુવાન્ છોકરાઓના હાથમાં તેમના બાપના મરણ પછી બધી સંપત્તિ અને ઘરબાર આવે છે. અધિકાર હાથમાં આવતાંનીવાર ઘરના જૂના નોકરોને રજા આપે છે. આખો જન્મારો તેમની ચાકરીમાં જ ગાળ્યો છે, ન્હાનપણથી જ આ છોકરાઓને તેણે પોતે રમાડી મોટા કર્યા છે, તે જ તેને આ પાછલી જીંદગીમાં રજા આપે છે; તે જોઈ તેનું અંતઃકરણ ચીરાઈ જાય છે; આંખમાંથી આંસુ ટપકે છે."

**વસન્ત** બોલી ઉઠયો:—"ખરેખર ઘણું જ મનોરમ ચિત્ર છે. અહાહા! શું ભાવવાહી છે. છોકરાઓના ચ્હેરા ઉપર આનંદની લાગણી છે. જ્યારે પેલા બિચારા ડોસાની આંખમાંથી પાણી ટપકે છે. બારીકાઈથી જોતાં આંસુની જે ધાર ચાલે છે, તે ઘણી કુશળતાથી કાઢી છે."

"આ પણ એક અંગ્રેજ ચિત્રકારનું છે. કાર્ડીનલ ન્યુમેનના પ્રસિદ્ધ સ્તોત્ર ઉપરથી ભાવ લઈ ચીતરી છે.—Let there be light"—"પ્રકાશ થવા દો.' આ સૃષ્ટિસૌંદર્યનો દેખાવ છે. એ ચિત્રનું નામ "ભર દરિયામાં કિશ્તી." પેલું **ઇસુખ્રીસ્ત**નું ચિત્ર છે. તેના જીવનમાં બનેલો ચમત્કાર દર્શાવે છે. તે ચિત્ર એક હુંગેરીયન ચિત્રકારનું છે. અસલ કીંમત પાંખ લાખ રૂપીઆની છે. તે જર્મનીના એક મ્યુઝીયમમાં છે. આ તેના પરથી લીધેલી સ્ટીલ પ્લેટ છે." આમ ફરીને તેણે જૂદાં જૂદાં ચિત્રો અને વસ્તુઓ બતાવી. **મન્યુ** મનમાં બોલી ઉઠયો. "બધું જ યુરોપનું છે. અહીંનું કંઈ છે કે નહી?" પછી તે પોતાની લાઇબ્રેરીમાં લઈ ગઈ. ત્યાં ફરતા બુક કેસમાં જૂદા જૂદા કર્તાનાં સારા બાઈન્ડીંગનાં સોનેરી અક્ષરનાં નામથી સુશોભિત પુસ્તકો ગોઠવેલાં હતાં. ટેબલ પાસે એક ફરતી ખુરશી હતી. ટેબલ ઉપર રીડીંગ લેમ્પ અને મીલનું "Subjugation of Women" (સ્ત્રીઓની પરવશતા) હતું. આ જોઈ **મન્યુ**એ પૂછયું; "આપ આ વાંચો છો?"

"હા! હું અહુણાં **સ્ત્રીઓની સમાજમાં પદવી**" એ વિષય ઉપર કંઈક લખવા ઇચ્છું છું.

**વસન્ત**:—"આપનો સાહિત્ય વ્યવસાયમાં સમય જાય છે, એ જોઈ ઘણો ખુશી થાઉં છું."

આમ બધે ફેરવી મીસ લીલા તેમને લઈ પાછી દીવાનખાનામાં આવી. આવતાં કેટલાંક સ્ત્રી પુરુષો તેમની નજરે પડ્યાં. ઓળખીતામાં મીસ ઉર્મિલા, ડૉ. ચક્રવર્તી, મી૦ અભિનવ, જાણીતો કવિ અને લેખક હતાં. તે શિવાય મીસ હેના, મીસ વિલસુ, મીસ ફીસમીસ, અને કેટલીક મીસીસો અને મીસ્તરો હતાં. મીસ લીલા આવી કે, તરત જ તેની માએ પૂછ્યું "એમને દેખાડ્યું બધું?" મીસ લીલાએ હા કહી. ત્યારબાદ એક બીજાનું ઓળખાણ કરાવવામાં આવ્યું. મી. અભિનવની સાથે મળતાં જ તે બોલ્યો, "આપને તો મેં પ્રાયરહુડમાં જોયા છે. આપ તો અહીંના સ્ટુડન્ટ વર્લ્ડમાં જાણીતા છો. આપ કેમ કંઈ બહાર પડતા નથી! આપ શું નિર્જનપ્રિય છો?"

મન્યુએ કહ્યું:–"બહાર આવવામાં આપના જેવી પ્રતિભા જોઈએ."

અભિનવ:–"શું પ્રતિભાવાન જ કામ કરી શકે ને બીજા નહી?"

મન્યુ:–"પ્રતિભા તે પ્રતિભા જ છે. એના કામની બરોબરી કોઇથી થાય?"

અભિનવ:–"આપનું કહેવાનું કબુલ કરીએ, તોપણ બીજા કામ તો કરી શકે છે. કદાચ પ્રતિભાવાન્ પુરુષોના જેવું ન થાય તોપણ એટલું જ. ફાધર ડામિયન, મી૦ ગાંધી જેવાના દાખલા ક્યાં નથી?"

મન્યુ:–"કામ કરવામાં એક પ્રકારની યોગ્યતા જોઈએ, તે તો મારામાં છે નહી."

ડા૦ ચક્રવર્તી:–"વાત એ છે કે, જેને કામ કરવાની જ ઇચ્છા છે તો તે કોઈ પણ પ્રકારે કામ કરી શકે. સમજ્યા કની! પણ મી૦ મન્યુકુમાર કોન્ઝર્વેટીવ વિચારના માણુસ છે. સુધરેલી ઢબછબના માણુસ નથી."

ઉર્મિલા:–"ડૉક્ટર સાહેબ, આ તો તમારો ખોટો આક્ષેપ છે. આ વિષયમાં તમે દરદ બરાબર પારખી શક્યા નહી."

મીસ લીલા:–"દરદ હોય તો પારખી શકેને?"

વસન્ત:–"બરાબર છે. મી૦ મન્યુ ઘણા વિષયમાં તો માત્ર સુધારક નહી, પણ રેડીકલ છે. સુધારકોનો પણ સુધારક છે."

મીસ લીલા:–"આપ આપના મિત્રની ઠીક વકીલાત કરો છો."

મીસીસ માલતીએ આ સમયે ચા લાવવાને હુકમ કર્યો. બે ઘાટી એક મોટી તાસક લઈને આવ્યા. તાસકમાં દૂધના જગ અને એક કાચના વાસણમાં સાકર હતી. પ્રથમ જૂદા જૂદા ટેબલ ઉપર ચાના પ્યાલા રકાબી ગોઠવી દીધાં. પછી દરેકમાં બબ્બે ચમચી સાકર નાંખી અને દૂધ રેડ્યું. ત્યારબાદ કીટલી હાથમાં લઈ બીજો ઘાટી દરેક પ્યાલામાં ચા નાંખી આવ્યો. બીજી રકાબીમાં થોડી મીઠાઈ હતી અને હન્ટલી પામરના "ફ્લીબર" બીસ્કીટ કડાકડી હતી! દરેક ટેબલ ઉપર ચા અને રકાબીઓ ગોઠવાયા પછી જૂદા જૂદા માણસો જૂદે જૂદે ટેબલે જઈ બેઠા. મીસીસ માલતીએ શરુ કરવાની સૂચના કરી અને તે સાથે જ કોઇને ખાંડ વધારે જોઇતી હોય, તે માટે દરેક ટેબલ ઉપર નાનો ખાંડનો ભરેલો જગ મૂકવા ઘાટીને કહ્યું. મી૦ મન્યુ, ઉર્મિલા અને લીલા એક જ ટેબલ ઉપર હતાં. મી૦ વસન્ત, વિલસુ અને ફીસમીસ બીજા ઉપર હતા, જ્યારે ડાક્ટર, મીસીસ માલતી અને મીસ હેના જૂદા સ્થાને ગોઠવાયાં હતાં.

ડોકટર જગમાંથી એક ચમચી ખાંડ લઈ બોલ્યો, "મને જરા વિશેષ સાકર લેવાની ટેવ છે!"

મીસીસ માલતી:–"હા. લ્યોને સાકર ક્યાં થોડી છે!"

ડોકટર:–"ગઈ વખતે તમે સમાજમાં કેમ નહોતાં આવ્યાં?"

મીસીસ માલતી:–"સેજ જરા ઠીક નહોતું."

ડોકટર:–"બીજું કંઈ વધારે તો નથીને? હોય તો ચાંપતો ઈલાજ લ્યો સમજ્યાં કની?"

મીસ હેના:–"ડોકટર! તમારે લોકોને માંદા કરવાની જ વાત. એમાં તમને ફાયદો ખરોકની?"

ડોકટર:–"હું તો માંદા માણસોને સાજા કરવામાં ફાયદો લઉં છું, સમજ્યા કેની–નહી કે સાજાને માંદા કરવામાં. હું તો સમાજનું એક સારૂ કામ કરૂં છું."

મીસીસ માલતી:–"બેશક! પણ નિ:સ્વાર્થપણે નહી."

ડોકટર:–"જગતમાં સ્વાર્થ કોને નથી? એક પણ પ્રાણી જેને સ્વાર્થ ન હોય એવું બતાવો. હરકોઇને સ્વાર્થ તો છે, છે ને છે જ. સ્વાર્થને લીધે જ મનુષ્યની આટલી ઉન્નતિ થઈ છે."

મીસ હેના:–"તો પરમાર્થ જેવું કંઈ છે જ નહી?"

ડોકટર:–"એક પ્રસિદ્ધ ફ્રેન્ચ ઇતિહાસકારનું તો એમ જ માનવું છે."

મીસ હેના:–"એમાં તો એની મોટી ભૂલ છે. હમણાં જ ફાધર ડામિયનની વાત સાંભળી. રગતપીતીયાની જીંદગી સુખી કરવાને માટે તેણે પોતાની જીંદગી આપી દીધી. એમાં એને શો સ્વાર્થ હતો? મીસ ફ્લોરેન્સ નાઇટીંગેલ દુ:ખી સીપાઈઓના ઘા રુઝાવવા ઘર છોડી ચાલી નીકળી, તેમાં તેને શું સ્વાર્થ હતો? પોતાની જન્મભૂમિને માટે લડાઇમાં પ્રાણની આહુતિ આપનારને શો સ્વાર્થ છે? રંકોનાં દુ:ખ જોઈ જે વિદ્યાસાગર નહી પણ દયાસાગર થઈ રહ્યા, તેને શું સ્વાર્થ હતો? અહીં સાધુ પુરુષો જે લોકસેવાનું જ અહોનિશ ચિંતન કરે છે, તેમને શું સ્વાર્થ છે?"

ડોકટર:–"આ લોકમાં નહી તો પરલોકમાં સુખની પ્રાપ્તિ એ જ સ્વાર્થ. કેટલાકને કીર્તિની અભિલાષા, એ જ સ્વાર્થ. કેટલાકને મહાન્ ગણાવાની ઇચ્છા સમજ્યા કની."

મીસ હેના:–"જેઓ પરલોકને માનતા નથી ને રાત દિવસ લોકસેવામાં મચ્યા રહે છે, તેમને માટે શું કહેશો? જેઓ લોકોના સારા ખોટા અભિપ્રાય ની લેશ પણ પરવા કરતા નથી અને જનસેવા એ જ જીંદગીનું મહાન્ વ્રત માની લે છે, તેમના સંબંધમાં શું કહેશો? શું વિદ્યાસાગરને લોકોના યશની પરવા હતી? આપણા પૂર્વના ઋષિ મુનિઓ શું પોતાના સ્વાર્થને માટે લોકહિત કરતા હતા? હજી સુધી એવા ઘણા સાધુ પુરુષો છે, કે જેમને લોકયશની કે પરલોકના સુખની લેશ પણ ઇચ્છા નથી. જેઓ અનેક કષ્ટ વેઠી દેશની સેવા તન, મન અને ધનથી કરી રહ્યા છે; એવા મહાન્ પુરુષો ઉપર આપના શબ્દો અણછાજતું કલંક નાંખે છે. અણઘટિત આક્ષેપ મૂકે છે."

મીસીસ માલતી:–"ડોકટર! મીસ હેનાનું કહેવું વ્યાજબી લાગે છે."

ડૉકટરઃ–"મેં તો એક પ્રસિદ્ધ ઇતિહાસકારે કહ્યું તે જ કહી દેખાડયું. મને તે અત્યારે બરાબર સ્મરણમાં નથી."



## પ્રકરણ ૨૪ મું

## સ્ત્રીસમાનતા ઉપર ટોલ્લા

આમ તેઓ ઉપર પ્રમાણે વાતચીત કરતા હતા, ત્યારે મન્યુ, વસન્ત, મીસ ઉર્મિલા અને મીસ લીલા બીજી જ વાતો કરી રહ્યાં હતાં. મીસ લીલા, "હું કંઇક આપણી સ્ત્રીઓના સંબંધમાં લખવા માગું છું અને તે બાબતવિષે કંઈ ચર્ચા થાય તો સારું, એમ ઇચ્છું છું."

વસન્તઃ–"ઘણી ખુશીથી! અહીં એ વિષય સારી રીતે ચર્ચાશે. કારણ કે અહીં ઘણા વિચારવાન્ માણસો એકઠા થયા છે."

મન્યુઃ–"એથી પણ વધારે લાભદાયક તો એ છે કે, સ્ત્રીઓ પોતે એ સંબંધમાં એટલે કે પોતાના સંબંધમાં શું ધારે છે, તે ભણેલી સ્ત્રીઓને મોઢેથી જાણવાનું મળશે, એ પણ એક લાભ છે."

વસન્તઃ–"એ બધું આપે આમંત્રણ કર્યું તેના પ્રતાપ. ખરેખર મીસ લીલા, અમે આપના ઘણા આભારી છીએ."

મીસ લીલાઃ–"અહો! એમાં મેં શું કર્યું છે? મને પણ આજે વિદ્વદ્ચર્ચાનો લાભ મળશે. માટે મારે પણ આપનો આભાર માનવો જોઈએ."

મીસ ઉર્મિલાઃ–"ચાલો, પરસ્પર આભાર માનો, એટલે એક બીજાનો આભાર મટી ગયો–ટળી ગયો."

બધાં ચ્હા પી રહ્યાં. ચાકરોએ આવી ખુરશી વચલા ટેબલની આસપાસ ગોઠવી દીધી. સઘળા પોતાને યોગ્ય લાગી તે જગ્યાએ ગોઠવાયા. બધાના બેસવા પછી મીસ લીલાએ મંગળાચરણ કર્યું, "આપણી સમાજમાં સ્ત્રીઓનું યોગ્ય આદરમાન નથી, સ્ત્રીઓને હલકો દરજ્જો આપવામાં આવે છે, સ્ત્રીઓને સમાનતા નથી. એના સંબંધમાં સ્ત્રીઓને ઉત્કર્ષ કરવાને–અરે સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને શું પ્રયત્ન કરવો નથી જોઇતો?"

કવિ અભિનવ પંડ્યાઃ–"મારા પોતાના વિચાર પ્રમાણે તો આપણી સમાજમાં જ્યાં સુધી સ્ત્રીઓનો ઉત્કર્ષ થયો નથી, ત્યાં સુધી બીજા કોઈ પણ પ્રકારના ઉત્કર્ષની આશા રાખવી મિથ્યા છે. આપણે આપણી સ્ત્રીઓને અજ્ઞાન રાખીએ છીએ, તેનાં માઠાં પરિણામ આપણે ભોગવવાં પડે છે અને જ્યાં સુધી આ દિશામાં સુધારો નહી થાય, ત્યાં સુધી તે ભોગવવાં પડશે જ. હું તો સ્ત્રીઓના સમાન હકની તરફમાં છું. શા માટે સ્ત્રીઓને સમાન હક ન આપવામાં આવે, તે સમજવું મુશ્કેલ છે."

મીસ કીસમીસઃ–"ઘણાક એવું ખોટું માને છે કે, સ્ત્રીઓ પોતે તેવી ઇચ્છા ધરાવતી નથી."

કવિ અભિનવઃ–"તેથી શું થયું? તેટલા માટે તેમને હક આપવા નહી? ઘણીવાર સ્ત્રીઓને ભણવાની પણ ઈચ્છા થતી નથી, તેટલા માટે તેમને ભણાવવી નહી?

ઇચ્છા આપણે પોતે તેમનામાં ઉત્પન્ન કરવી જોઇએ. દરદી ઘણીવાર દવા લેવાની ના પાડે છે, માટે દરદીઓને દવા જ આપવી નહી, એમ કોણ કહેશે?"

મીસીસ માલતી:-"બરાબર છે. આપનું કહેવું યથાર્થ છે!"

વસન્તઃ-"ખરેખર તેમ જ છે. જે હિંદુઓ સર્વમાં એક જ આત્મા છે એમ માને છે, તેઓ સ્ત્રીના હકની પુરુષોની સાથે સમાનતા શામાટે સ્વીકારતા નથી? એ આશ્ચર્ય છે. શું સ્ત્રીઓને હાથ નથી? પગ નથી? લાગણી નથી? બુદ્ધિ નથી? શું નથી? સ્ત્રીઓ પણ માણસની માફક સર્વ કંઈ કામ કરી શકે છે. સ્ત્રીઓએ રાજ્ય ચલાવ્યાં છે, સ્ત્રીઓ યુદ્ધમાં લડી પણ શકી છે, સ્ત્રીઓએ બુદ્ધિનો પણ પરિચય આપ્યો છે, સ્ત્રી કવિઓ પણ થઈ છે, વક્તા પણ છે, જુઓ એની બીસાન્ટ. બતાવો તેની બરાબરીમાં ભાષણ કરી શકે તેવું કોણ છે? ચાંદબીબી અને લક્ષ્મીબાઇનો દાખલો કયાં નથી?"

મી૦ ગોપાળદાસ:-"આપ કહો છો તે તો માત્ર અપવાદરૂપ જ છે. સ્ત્રીઓની બુદ્ધિ પુરુષોની સમાન નથી, તેની સાક્ષી તો ઇતિહાસ પૂરે છે અને પૂરવાર કરે છે. બતાવો સ્ત્રીઓમાં કોઈ કાલીદાસ કે સેકસ્પીયર જેવો કવિ? બતાવો અર્જુન કે પ્રતાપ જેવો કોઈ વીર લડવૈયો? બતાવો સ્ત્રીઓમાં કોઈ શંકર કે હર્બર્ટ સ્પેન્સર જેવો તત્ત્વજ્ઞાની? બતાવો સ્ત્રીઓમાં કોઈ થયો હોય તો, નાના ફડનવીસ, સર સાલારજંગ, બીસ્માર્ક, ગેમ્બોટા કે ગ્લેડસ્ટન? નથી સ્ત્રીઓમાં ભવભૂતિ, નથી અકબર, નથી બેકન કે નથી કણાદ. કોઈ નથી. આ શું બતાવે છે? સ્ત્રીઓનું બુદ્ધિસામર્થ્ય ઓછું છે. હું ભૂલતો ન હઉં તો સ્ત્રીઓનું મગજ પણ માણસોના મગજ કરતાં વજનમાં ઓછું હોય છે."

ડોકટર:-"હા, એ વાત તો ખરી છે."

મીસ ઉર્મિલા મન્યુના સામું જોઈ રહી. જાણે કહેતી હોય કે આ ડોકટરને જવાબ આપો. મન્યુ સમજ્યો કે નહી તે કોણ જાણે, પણ તે બોલ્યો; "કેટલાકનું એમ ધારવું છે કે, સ્ત્રીઓના મગજનું વજન ઓછું હોય છે. મગજનો જે સફેદ ભાગ છે તે બન્નેમાં સમાન છે, એમાં શક નથી. પરંતુ સ્ત્રીઓના મગજનો વિચાર તેમના શરીરના પ્રમાણમાં કરવો, જોઇએ. ડા૦ લડવીગ બકનર કહે છે કે, તેમના શરીરના પ્રમાણમાં મગજ ઓછું નથી. જો આ પ્રકારે ન જોઈએ તો હાથીના મગજનું વજન માણસના મગજના કરતાં વધારે છે અને તેથી હાથીને માણસના કરતાં શ્રેષ્ઠ પ્રાણી ગણવું જોઇએ. પણ તેમ નથી. તેના શરીરના પ્રમાણમાં મગજ નાનું નથી, તેથી જ મનુષ્ય શ્રેષ્ઠ છે. ૧૮૮૭ના 'લેન્સેટ' નામના વૈદકીય પત્રમાં એમ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે, સ્ત્રીઓના નાના મગજને લીધે તેઓની માનસિક શક્તિ ઓછી છે, એમ ધારવાને કંઈપણ કારણ નથી. ઇ. સ. ૧૮૯૧ ના અમેરીકાના ક્રેનોલોજીકલ જર્નલના જાન્યુઆરીના અંકમાં કહેલું છે કે, શરીરના વજનના પ્રમાણમાં દર રતલે મગજનું વજન વધારે જણાય છે. માણસમાં એમ નથી. આ દૃષ્ટિથી જોઇએ તો સ્ત્રીઓ માણસ કરતાં વધારે શ્રેષ્ઠ કહી શકાય. ડા૦ સ્પીટઝકા તો એટલે સુધી કહે છે કે, સ્ત્રીઓનાં મગજ એવી રીતનાં હોય છે કે, તેમની મગજશક્તિ અમુક કાર્યમાં ઘણી

ઉન્નત હોય છે. ઘેલછાનું પ્રમાણ માણસોમાં વધારે હોય છે, સ્ત્રીઓમાં તો નહી જેવું જ હોય છે. આ પણ સ્ત્રીની મગજશક્તિ સારી છે, એમ પૂરવાર કરે છે."

મીસ ઉર્મિલાઃ–"ડૉકટર! તમારા મેડીકલ સાયન્સ (વૈદકશાસ્ત્ર)થી સ્ત્રીની માનસિક શક્તિ ઉતરતી છે, એમ કંઈ સિદ્ધ થતું નથી."

મીસ હેનાઃ–"ડૉકટર ગમે તેમ કહે, પણ તેમને જોઇએ તેનો જવાબ મળ્યો છે. બોલવાની બારી જ રહી નથી. મી૦ ગોપાળદાસની કેટલીક બાબતનો જવાબ બાકી છે. તેમનું માનવું ભૂલભરેલું છે. એ ખરી વાત છે કે સ્ત્રીઓમાં કોઈ કાલીદાસ, ભવભૂતિ, મીલ્ટન, બાઇરન થયો નથી. પણ તેથી શું? સ્ત્રીઓને પોતાની માનસીક શક્તિનો વિકાસ થવાને તેઓને અવકાશ જ આપવામાં આવ્યો નથી. તેઓને માટે બુદ્ધિવિકાસનાં સાધનો જ બંધ કરવામાં આવેલાં છે, તો તેઓ પોતાની બુદ્ધિનો પરિચય શી રીતે દેખાડી આપે? પણ જે સમયથી સ્ત્રીઓને માટે કેળવણીની આવશ્યકતા સ્વીકારવામાં આવી છે, જ્યારથી તેઓને માટે વિદ્યાલયોનાં દ્વારો ખુલ્લાં રાખવામાં આવ્યાં છે, ત્યારથી તેઓએ પોતાની બુદ્ધિનો પરિચય દેખાડવો શરૂ કર્યો છે. પણ હજુ સુધી તે ઉછરતી અવસ્થામાં છે. દરેક વિષયમાં સ્ત્રીઓ હવે કામ કરી બતાવે છે. ગણિતમાં, વિજ્ઞાનમાં, સાહિત્યમાં, લોકસેવાનાં કાર્ય કરવામાં ઘણી સ્ત્રીઓનાં નામ દઈ શકાય તેવું છે, તે કહેવાની જરૂર નથી. જેમ જેમ તેમને વધારે જ્ઞાન આપવામાં આવશે, તેમ તેમ તેઓ પોતાની શકિતની વધારે ખીલવણી કરી શકશે અને કદાચ ભવિષ્યમાં કાલિદાસ, બાયરન અને ભવભૂતિ જેવાં પણ થઈ શકશે."

મીસ ફીસમીસઃ–"તમારો આ વિષયમાં શો અભિપ્રાય છે? મન્યુની તરફ જોઈ બોલી.

મન્યુઃ–"જો સમાનતાની જ વાત હોય તો સમાનતા એટલે શું? તે પ્રથમ બરાબર જાણવું જોઇએ. જો સ્ત્રીઓ સમાનતામાં પુરુષોની બરાબરી દરેક બાબતમાં માગતી હોય–પુરુષોની માફક નોકરી કરવામાં, ઓફીસોમાં જઈ કલાર્કનું કામ કરવામાં, કોર્ટોમાં જઈ વકીલાત કરવામાં, મ્યુનિસિપાલીટીમાં જઈ ખુરશીઓ તોડવામાં, કે લાંબાં ભાષણો આપવામાં જ સમાનતા આવી જતી નથી. એને હું સમાનતા નથી લેખતો. સમાનતા અને સ્વેચ્છાચારિતામાં ઘણો ફેર છે. આ તો સમાનતા નથી, પણ સ્વેચ્છાચારિતા છે. હું સમાનતા માનું છું, નથી માનતો એમ નહી. એથી પણ અધિક કહું છું. સ્ત્રીઓ સમાન નહી પણ શ્રેષ્ઠ છે. તેઓ ગૃહરાજની દેવીઓ છે, રાણીઓ છે. તમને મહાન્ કાર્ય કરવાનાં છે અને તે સારુ તેમને અતિ ઉત્તમ કેળવણીની આવશ્યકતા છે. તેઓ મનુષ્યની હરિફાઈ બીજા વિષયમાં ન કરી શકે, એનું ખાસ કારણ છે. નહી કે તેમનું બુદ્ધિસામર્થ્ય ઓછું છે. કુદરતે જ સ્ત્રીઓને અમુક કામને માટે નિર્માણ કરી છે. દરેક પ્રાણીમાં ઉત્તમથી તે કનિષ્ઠમાં, વંશવિસ્તારનું કામ સ્ત્રીઓને માથે છે. તેઓને ગર્ભનું પાલન કરી ભવિષ્યની પ્રજા ઉત્પન્ન કરવાની છે. આભારે જોખમદારી છે. જો સ્ત્રીઓ બીજી બાબતો હાથમાં લે તો આ કાર્ય તેઓ કરી શકે નહી. આ જ હેતુને લઇને પ્રો. કાર્લ પીયર્સને પોતાના એક પુસ્તકમાં ચેતવણીનું રણશિંગડું ફુંકયું છે. આપણે દુનિયાની અસ્તિત્વ જાતિમાં આપણું અસ્તિત્વ

જાળવવું છે કે લોપ થવા દેવું છે, એ મહાન્ પ્રશ્ન છે. કોઈ પણ અક્કલવાન્ માણસ એમ નહી કહે કે, આપણે આપણા વંશને નિર્મૂળ કરવો. હિંદુશાસ્ત્રે આને માટે ખાસ કાળજી રાખી છે. સ્ત્રીઓને ભણાવો, તેમને સારી કેળવણી આપો, તેમની માનસીક અને શારીરીક શક્તિઓને ખીલવો, એથી કરીને ભવિષ્યની પ્રજાની શારીરીક અને માનસીક શક્તિ સારી રીતે વિકસશે. જે સ્ત્રીનું શરીર સારું નથી, તેનું સંતાન પણ દુર્બળ જ થશે. માબાપનો ગુણ છોકરાંમાં ઉતરી આવે છે. જો સ્ત્રીઓ સુશિક્ષિત હશે તો તે ગુણ પણ અવશ્ય થોડે ઘણે અંશે તેમનાં છોકરામાં આવવાનો જ. વળી જે સ્ત્રીઓ ભણેલી ન હોય, કેળવાયલી ન હોય, તે પોતાના સંતાનને સારું શિક્ષણ કયાંથી આપી શકે? જે સ્ત્રી મૂર્ખ હોય, તે પોતાના સ્વામીને તેના કોઈ પણ કાર્યમાં મદદ શી રીતે કરી શકે? સ્ત્રીઓને એમ. એ. કરો કે બી એ. કરો, પણ તેને હમેશાં તેનું પોતાનું લક્ષ્ય છોડવાનું નથી. એક વિચારશીલ અંગ્રેજ લેખક રસ્કીન વાસ્તવિક કહે છે કે;—"સ્ત્રીઓનું ખરું કર્તવ્યક્ષેત્ર ગૃહ છે."

મને લાગે છે કે, રસ્કીનના આ વિચાર ઘણા જ વિચારવા યોગ્ય છે. આ સિવાય પણ સ્ત્રીઓને બીજાં કર્તવ્ય છે. કુદરતે તેને માટે તેની જોઈતી શક્તિઓ આપી છે. સહનશીલતા, ધૈર્ય, વગેરે ગુણો સ્ત્રીઓમાં વિશેષ હોય છે અને અલબત્ત આનો કંઈ હેતુ છે. હિંદુઓ સ્ત્રીઓને સમાન માને છે. સ્ત્રીને માટે શબ્દ જ "અર્ધાંગના" એટલે કે અડધું શરીર, નહી કે પા. હું તો સ્ત્રીઓને પુરુષના કરતાં શ્રેષ્ઠ માનું છું, પણ તેના કાર્યમાં જ. આ સંબંધી વિશેષ ન કહેતાં પ્રો. ડ્રુમોન્ડના શબ્દ જ કહી સંભળાવું છું. જનની—માતાના સંબંધમાં તે કહે છે;—

'જનની—તેનું માતૃત્વ શું છે-શામાં છે? સંતતિમાં? ના; કારણ કે એ તો આધ્યાત્મિક આવિર્ભાવ વ્યક્ત થવાનું દ્વાર છે. સ્ત્રી અને પુરુષના પ્રેમમાં? નહી; સ્વીકારાયલી માન્યતાથી વિરુદ્ધ પ્રથમ તો જાતિના સંબંધ સાથે લેશ લેવા દેવા છે; તો પછી શામાં? (પ્રેમનાં ભિન્ન ભિન્ન વ્યક્ત થતાં સ્વરૂપો) પ્રેમ—વિશુદ્ધ પ્રેમમાં, જીવન એ પ્રેમ છે એ ભાવનામાં, મનુષ્યજાતિના પ્રેમમાં, આ વિશ્વમાં જે ચિરસ્થાયી છે, તેનું પવિત્ર અને નિર્મળ મૂળ પ્રેમ છે, એમાં.'*

ખરેખર આ ઉદાત અને ગ્રહણ કરવા યોગ્ય છે." એટલું કહી મન્યુએ બોલતાનું બંધ કર્યું.

---

* "For of what is Maternity the mother? Of children? No; for these are the mere vehicle of its spiritual manifestation. Of affection between female and male? No; for that, contrary to the accepted beliefs, has little to do in the first instance with sex relatians. Of what then? of love itself, of love as love, of love as life, of love as Humanity, of love as pure and undefiled fountain of all that is eternal in the world."

"The Ascent of Man" Drummond.

જ્યાંસુધી મન્યુ બોલતો હતો ત્યાંસુધી સઘળા તેની તરફ જોઈ રહ્યા હતા. તેનો અવાજ મધુર હતો, બોલવાની છટા મનોહર હતી.

ડોકટરઃ—"મી૦ મન્યુકુમાર! તમે વાંચ્યું છે ઘણું, પણ તમારામાં એક પ્રકારની વિલક્ષણતા છે. તે જો મૂકી દો તો તમે ઘણું કામ કરી શકો."

મીસીસ માલતી:—એમની વિદ્વત્તા તો એમના બોલવા ઉપરથી જ જણાઈ આવે છે."

મીસ લીલાઃ—"ખરેખર! આપના વિચારથી "I am charmed." (હું મુગ્ધ પામી છું).

આમ વિચારનો પ્રવાહ ફૂલની કયારીમાંથી આડા અવળા કીચડવાળા પ્રદેશમાં ઢળવા લાગ્યો. ડોકટરને કંઈ કામ હતું તેથી તે રજા માગી, માફી ચાહી ઊઠયો. એટલામાં કવિ અભિનવ કંઈ ગાયન થાય તો ઠીક, એમ તેણે પોતાનો વિચાર જણાવ્યો. મીસીસ માલતીએ મીસ લીલાને હાર્મોનીયમ ઉપર બેસવા કહ્યું. મીસ ઉર્મિલાને ગાવાની આજીજી કરી, પણ તેણે પોતાનું ગળું સાફ નથી, એમ કહી તે સ્વીકારી નહીં. ગાવાનું કામ આનાકાની સાથે મીસ કીસમીસને માથે આવી પડ્યું. તેણે નાટકમાંની એક કવ્વાલીની ગજલ ગાઈ સંભળાવી. ગજલના નાજુક ભાવ, શબ્દની મીઠાશ, હાર્મોનિયમના મીઠા સુર અને ગાનારની હલકથી મંડળી આનંદ પામી. ગાયન સમાપ્ત થતાં અભિનવ બોલ્યોઃ—

મીસ કીસમીસઃ "તમારા અવાજમાં એક પ્રકારની જેવી મીઠાશ છે, તેવી જ મનોહર છટા પણ છે."

આ વાતને બીજાએ પુષ્ટિ આપી. થોડીવાર પછી દરેક ઉઠી જવા લાગ્યા. મીસીસ માલતીએ અને મીસ લીલાએ એક બીજાથી છૂટા પડતાં બે ચાર શબ્દો કહેવા જોઇએ, તે ઘટિત રીતે કહ્યા. મી૦ વસન્ત અને મન્યુને કોઈ કોઈવાર આવવાને આગ્રહ કર્યો. મી૦ મન્યુનો ખાસ આભાર માન્યો. મન્યુને ભણાવવા જવું હતું, તેથી તે ઉર્મિલાની સાથે ગાડીમાં બેસી તેમને ઘેર ગયો. વસંત ત્યાંથી જ છૂટો પડ્યો. રસ્તામાં ગાડી ગગડી અને મન્યુ તથા ઉર્મિલા વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ.

ઉર્મિલાઃ—"રજા તો કાલથી પડશે, તમે કયારે જવાના છો, માસ્તર?"

મન્યુઃ—"કાલે જ. રાતની ગાડીએ."

"તો તમારો પગાર પણ આજે જ જોઇશે."

"ના, ના, કાલ સવારે લઈ જઇશ."

"તમારું ઠેકાણું તો મૂકતા જજો."

"શા માટે?"

"કદાચ આપને કાગળ લખવો પડે તો!"

"કોણ લખે?"

"જેને કંઈ જરૂર હોય તે."

ક્ષણભર થોભી ઉર્મિલાએ કહ્યું; "આજે તમે ઠીક ભાષણનો ઝપાટો માર્યો; હું અક્ષરે અક્ષર તમારા વિચારને મળું છું."

થેંક્યુ!" (તમારો આભાર માનું છું.)

"તમે જો ભાષણ કરવાની ટેવ રાખો તો ઉમદા વકતા થાઓ!"

"ઠીક, તે પણ જોઇશું."

વારુ ઘેર જાઓ છો તો તમારી સ્ત્રીને માટે શું લઈ જશો?"

"શું લઈ જાય?"

"કેમ વારુ?"

**મન્યુ**ના મોં ઉપર દીલગીરીનું વાદળું પસાર થયું. તે નીચું જોઈ રહ્યો અને બોલ્યો; "ઢીંગલાઢીંગલી?"

**ઉર્મિલા** હશી અને બોલી; "એમ કેમ? કંઈ બીજી ચીજ નહી? કંઈ પુસ્તક નહી? ઘરેણું નહી, ને ઢીંગલાઢીંગલી! વાહ?"

"તે ભણેલી નથી."

"ભણાવો, એમાં શું?"

"જોઇશું."

એમ કરતાં તેઓ ઘર આગળ આવી પહોંચ્યાં. ઉતરી ઘરમાં ગયાં. મી૦ **મનોર**-લાલે ઉર્મિલાને બધી હકીકત પૂછી. આનંદથી તેણે તે કહી સંભળાવી. **મન્યુ**નાં વખાણ કર્યાં. **મન્યુ** છોકરાને ભણાવવા બેઠો હતો ત્યાં પછી ઉર્મિલા ગઈ. કબાટમાંથી રૂપીઆ કાઢીને આપ્યા. **મન્યુ**એ સિરનામું લખી આપ્યું. પછી તે લૉજમાં ગયો. જમી કરી સુઈ ગયો. જવાની તૈયારી સવારમાં જ કરવાની રાખી.



## પ્રકરણ ૨૫ મું
## રેલ્વે ગાડીમાં

બીજે દિવસે **મન્યુ** સાંજની ફાસ્ટ પેસેંજરમાં **અમદાવાદ** જવા નીકળ્યો. તેની સાથે તેનો નાનો ભાઈ, **નન્નુ**, **અમૃત** અને બીજા એકાદ બે જણ હતા. રજાના દિવસે ગાડીમાં હરહમેશ કરતાં વધારે ભીડ હોય છે, તેથી સારી જગા મેળવવાને માટે તેઓ **કોલાબા** સ્ટેશન ગયા. આ સ્ટેશને ઝાઝી ભીડ હોતી નથી. સારો કમ્પાર્ટમેન્ટ જોઈ તેઓ બેઠા, પણ ગાડી **ગ્રાન્ટરોડ**ના સ્ટેશને આવતાં પહેલાં જ ભરાઈ ગઈ. **ગ્રાન્ટરોડ**ના સ્ટેશન ઉપર જબરદસ્ત ભીડ હતી. લોકો જેમ આવે તેમ ગોંધાવા લાગ્યા. "અરે! અહીં કયાં આવ્યો! અહીં જગા કયાં છે? જા પાછળ!" એમ કોઈ રુઆબથી ગરીબને જવાબ આપતા, કોઈ દમમાં ને દમમાં અંદર પણ દાખલ થતું. કોઈ વખતે ગાળાગાળી સુધી મામલો વધતો. આવે ઠેકાણે ગરીબની અને ઘણે ભાગે અજ્ઞાન લોકોની બહુ જ હાડમારી થાય છે, તેની તો કંઈ વાત જ નહી. લગભગ ગાડી ઉપડવાની તૈયારી હતી, એવામાં એક વૃદ્ધ પુરુષ હાથમાં પાકીટ લઈ હાંફળો ફાંફળો આવતાંની વાર જે કમ્પાર્ટમેન્ટમાં **મન્યુ** વગેરે બેઠા હતા, તેના બારણાને ધક્કો માર્યો. અંદર બેઠેલો એક ઉતારુ તેને અંદર આવતાં રોકવા લાગ્યો. આ જોઈ તે વૃદ્ધ પુરુષ વિનીત ભાવથી બોલ્યો; "મહારાજ! દયા કરી જરા બેસવા દ્યો તો આપની મોટી મહેરબાની. મારે કંઈ લાંબું જવું નથી. કોઈ ડબ્બામાં મને બેસવા દેતા નથી."

એક ઉતારુએ જવાબ આપ્યો; "પણ જુઓ તો ખરા? અહીં કંઈ જગા છે? ઉભા રહેવાની તો જગા નથી ને તમારો તે માગ ક્યાંથી થાય?"

"તો બાપુ! ઉભો રહીશ! કહેશો તો આ બારી આગળ ઉભો રહીશ. પણ જરા સાંકડેમોકળે જગા કરો તો સારુ બાપા!"

તે ઉતારુ તો જાણે ગાડીનો માલેક હોય, તેમ એકનો બે ન થયો અને એટલામાં ગાર્ડે સીટી વગાડી. મહારાજનું કહેવું સાંભળે છે કોણ?

એ તો અડગ દરવાજા આગળ ઉભો રહ્યો. અંદર આવવા દે તો બીચારો આવેને. "અરે ગાડી ઉપડી! ભાઈ સાબ! અંદર આવવા દો." પણ કંઈ નહી. એટલામાં નન્નુભાઇએ ખસેડી બારણું ઉઘાડ્યું. પેલો વૃદ્ધ માણસ તરત જ અંદર દાખલ થયો. "ઈશ્વર તમારું કલ્યાણ કરે બાપ!" એમ કહી પાકીટ નીચે મૂક્યું. પેલો ગાડીના માલેકનો મીજાજ હાથમાં રહ્યો નહી. પણ કરે શું? તે બોલ્યો કે;--

"હવે બેસાડશો ક્યાં! તમે તે કેવા માણસ છો? તમારે પોતાને જ ભીડ થશે. એવો પરોપકાર ઘેર ગયો!"

મન્યુ-"કંઈ નહી સાહેબ! આપને હરકત નહીં થાય! હું ઉભો રહીશ, યથું સાહેબ."

વૃદ્ધ બ્રાહ્મણ-"ના, બાપુ. હું જ ઉભો રહીશ. આપ શું કરવા ઉભા રહો?"

અમૃત-"એમ કરો દોસ્ત કે આપણે વારા ફરતી અકેક કલાક ઉભા રહો. એક કલાક તમે ઉભા રહો. એક કલાક હું, પછી તું અને પછી નન્નુભાઈ, એ ઠીક પડશે. આપણને માસ્તર બેન્ચ ઉપર ઉભા રહેવાની શિક્ષા કરતા હતા. આજ એમ જ સમજીશું."

નન્નુભાઈ-"પણ તારી ઉંઘનું કેમ થશે?"

અમૃત-"અરે મને તો ઉભા ઉભા પણ ઉંઘ આવશે."

મન્યુ-"તું તો ઘોડો છે કાઠીઆવાડી, નહી વારુ?"

આમ વાતચીત કરતાં સાંકડેમોકડે મહારાજ પણ ગોઠવાઈ ગયા. પણ પેલા ગાડીના માલેક જરા અતડા રહ્યા. તે ડગ્યા નહી. એમનો પણ ટેક થોડીવાર રહીને જ્યાં વધારે વાતચીત થઈ કે ઉડી ગયો. તે વૃદ્ધ મહારાજે બેસતાંની વાર કેડેથી એક કાળી ડાબડી કાઢી અને તેમાંથી બે ચમટા ભરી બે નસ્કોરાંમાં નાંખી. પછી જરા એક મેલો ડાઘવાળો રુમાલ લઈ નાક સાફ કીધું. પછી પાનનો વાટવો કાઢ્યો. બધાને પાન ખાવાનો આગ્રહ કર્યો. જેને ખાવાની ટેવ હતી, તેમણે પાન લીધાં. પેલા ગાડીના માલેક પણ પાન લેવાને ચૂક્યા નહી. પાન બનાવતાં મહારાજ બોલ્યા; "આપને ઘણી અગવડ કરી, માફ કરજો. પણ શું કરું? મારે ઘણું જરૂરી કામ હતું. કાલે સ્હવારે મારે એક જણને કંઠી બાંધવી છે, મારે જરૂરી કામ છે."

સામેની બેન્ચ ઉપર એક ઠાવકા દેખાવના, ગૃહસ્થ જેવા એક સભ્ય માણસ બેઠા હતા. સફેદ ડકનો ડગલો, છીપનાં બટન, નાક ઉપર ચસ્મો, કોટનાં બટન ખુલ્લાં હોવાથી અંદર પહેરેલો સોનાનો અછોડો ડોકિયું કરી રહ્યો હતો, ઝીણું બારીક ધોતિયું, સફેદ મોજાં અને બુટ પહેર્યાં હતાં. માથે ચકરડી પાઘડી હતી. વય આશરે

સાહેબકનું લાગતું હતું. આ સાહેબ ક્ષણવાર ચશ્માંમાંથી તાકીને મહારાજના સામું જોઈ રહ્યા અને પછી તેમણે પોતાનો વાક્યપ્રવાહ શરૂ કર્યો:—

"આપ શું ગુરુગીરી કરો છો? આપ શું પંડિત છો?"

"બ્રાહ્મણ છું, પંડિત બંડિત નથી. વંશપરંપરાથી કેટલાક અમારા શિષ્ય થતા આવે છે, તેમને ગુરુમંત્ર આપું છું. તેઓ બાર મહિને અનાજ, કંઈ કાપડ વગેરે આપે છે. બાકી પંડિતમાં જે ગુણ હોવા જોઇએ, તે મારામાં નથી."

"વારુ, તો તમે પોતે જ તમારી અશક્તિનો સ્વીકાર કરી લ્યો છો. આપના જેવા બ્રાહ્મણોને લીધે જ હિંદુસમાજનો અધઃપાત થયો છે. ગુરુગીરી તો આપને એક જાતનો વેપાર! હરિ, હરિ! શો જમાનો આવ્યો છે! વારુ, આપ જે મંત્ર આપો છો અને કર્મકાંડનો બોધ કરો છો, તેનું તાત્પર્ય તમે પોતે સમજો છો કે?"

માથું ખંજવાળતાં તે બ્રાહ્મણે જવાબ આપ્યો; "તાત્પર્ય? તાત્પર્ય બીજું શું? શાસ્ત્રમાં જે કહ્યું છે, તે પ્રમાણે કરવાનું કહું છું. શાસ્ત્ર જો મિથ્યા નથી તો અવશ્ય તેનું ફળ છે જ."

"પણ શાસ્ત્ર તમે જોયાં છે? શાસ્ત્રનો મર્મ જાણો છો? શાસ્ત્રનો મર્મ જાણ્યા વગર અનુષ્ઠાન કરવાથી કંઈ ફળ થાય નહી. જે દરરોજનાં નૈમિત્તિક કર્મ કરવાનાં કહ્યાં છે તે જ યોગ. યોગ, હિંદુ શાસ્ત્રનો પાયો છે. પણ રે! રે! કોઇ યોગને સમજતું નથી!"

ઠીક, આ વખતે "પાલગર" એવી બુમ સંભળાઈ. કોઈ ચા પીવાને માટે નીચે ઉતર્યું. ગાડી અહીં થોડો વખત થોભીને એમની વાત પણ તેટલીવાર થોભી. ગાડી પાછી ચાલી કે પેલા વૃદ્ધ બ્રાહ્મણે પૂછ્યું.

"આપ યોગ કોને કહો છો, તે બરાબર સમજાવો!"

"યોગ કંઈ એકાદ બે વાક્યમાં કહી સંભળાવાય નહી. તો પણ સંક્ષેપમાં કંઈ કહું છું તે સાંભળો. યોગ એટલે પ્રાણનો અવરોધ કરવો. ક્યાં? માથામાં. એ બધો છ ચક્રનો વ્યાપાર છે. પ્રાણાયામદ્વારા સિદ્ધ થાય છે. વેદ, પુરાણ, ભાગવત, ગીતા, સમસ્ત ધર્મશાસ્ત્ર આનો જ બોધ કરે છે. એક જ શિક્ષા આપે છે તે કર્મકાંડ; કેટલાંક-શાસ્ત્રોમાં આ વાત સ્પષ્ટરૂપે કહેવામાં આવી છે; જ્યારે બીજાં કેટલાંકમાં રૂપકને આધારે કહેવામાં આવ્યું છે; પણ જ્યાં જુઓ ત્યાં ઉદ્દેશ્ય એનો એ જ."

"તો શું ઇષ્ટ દેવતાની ઉપાસના કંઈ જ નહી? હું તો જાણું છું કે, શાસ્ત્રાનુસાર ઇષ્ટ દેવતાની અરાધના કરે, ઇષ્ટ મંત્ર જપે તો તેનાથી સિદ્ધિ પ્રાપ્ત થાય, એનું નામ ભક્તિયોગ. એવા બીજા બે, કર્મયોગ અને જ્ઞાનયોગ પણ છે."

"એ બધી ખોટી વાત! એમાં કંઈ દહાડો વળે નહી. ગીતામાં ભક્તિયોગ, કર્મ-યોગ તથા જ્ઞાનયોગની વાત લખી છે, પણ તેનો પ્રકૃત અર્થ કોઈ સમજતું નથી. એ બધાં રૂપક. ધૃતરાષ્ટ્ર પણ રૂપક છે, ભીમ, અર્જુન, એ બધાંય રૂપક."

મન્નુ અત્યાર સૂધી આ બધું સાંભળતો હતો. તેની જિજ્ઞાસા ઉશ્કેરાઈ. તે બોલ્યો:—

"વારુ સાહેબ; રામાયણ શું છે? પાશ્ચાત્ય સમાલોચકો તો રામાયણની કોઈ પણ વ્યક્તિનો સ્વીકાર કરતા નથી. આપણે ત્યાંના સુપ્રસિદ્ધ સ્વ. રોમેશચંદ્રદત્ત પણ

એ વાત માન્ય રાખે છે અને કહે છે કે, **સીતા** દેવી હતાં જ નહી. એ તો હળના ફળનો જે ડાઘ પડે તે. મને લાગે છે કે, આપ પણ એ ટોળીમાંના મતને પુષ્ટિ આપો એમ છો."

નાક ઉપરથી ચશ્મા ઉતારી રુમાલથી સાફ કરતાં તેઓએ જવાબ આપ્યો:—

"આપ **રામાયણ**ના સંબંધમાં પૂછો છો? તે પણ એક પ્રકારનું રૂપક છે. ઋષિઓએ લોકોને સમજવાને યોગના ગૂઢ તત્વોને શાસ્ત્રના રૂપકમાં ગોઠવ્યાં છે. જે સમજે, તે જ સમજે. જુઓ **રામાયણ**નું મુખ્ય માણસ **દશરથ**. આ આપણા માનવદેહનો રાજા કોણ? જીવાત્મા, નહી વારુ? આત્મા રથી, શરીર રથ, આત્માને લીધે શરીર દશ દિશામાં દોડે છે. આ જીવાત્માનું નામ **દશરથ**. હવે **દશરથ**ની મુખ્ય રાણીઓ ત્રણ. આત્માને પણ તે જ પ્રમાણે ત્રણ રાણીઓ છે. જેમકે સત્વ, રજ અને તમો ગુણ. આ ત્રણ ગુણ મળીને બીજી વૃત્તિ ઉત્પન્ન થાય. આ વૃત્તિઓમાં પણ પ્રધાન વૃત્તિ ત્રણ: બુદ્ધિ, અભિમાન અને મન. આમાં સર્વ કરતાં ચઢિઆતી કઈ? બુદ્ધિ; તે જ **રામચંદ્ર**. અભિમાન એ **લક્ષ્મણ** અને સંકલ્પ વિકલ્પાત્મક મનમાંથી **ભરત** અને **શત્રુઘ્ન** એ બન્ને ભાઇઓ હમેશાં એકઠા રહે છે. જાણે કે બે **અશ્વિનીકુમાર**. જીવાત્મા અર્થાત્ **દશરથ** કોઈ કોઈ વખતે એકાદ ગુણને વશ થઈ પડે છે. **કૈકેયી**, એમ સમજો કે રજોગુણ, **દશરથ** એને વશ થઈ તેના પ્રધાન પુત્ર **રામચંદ્ર**ને એટલે કે બુદ્ધિને વનવાસ આપે છે. એનું તાત્પર્ય એ કે જ્યારે માણસ એકાદ ગુણને વશ થાય છે, ત્યારે તેને બુદ્ધિની શુદ્ધિ રહેતી નથી."

એક સાંભળનાર વચ્ચે બોલી ઉઠ્યો:—

"એ રૂપની સાથે ગુણ હોય તો પછી શું?"

બીજો બોલ્યો:—

"અને તે પણ વૃદ્ધવયમાં."

"સાંભળો પહેલાં, પછી ટીકા કરો. બુદ્ધિ અર્થાત્ **રામ** તો વનવાસ ગયા. તેની સાથે જ અભિમાન તે **લક્ષ્મણ** અને **સીતા** તે માયા. માયાને મૂકી બુદ્ધિ રહે નહી. કારણ કે માયાનું રૂપ અતુલનીય છે. આખું જગત્ માયાને વશ છે. એની મોહિની શકિત અજબ છે. હવે દશ ઇંદ્રિયને લઇને થાય છે **દશાનન**, એટલે **રાવણ**. શું ઋષિઓ એવા મૂર્ખ હતા કે, એક શરીર ઉપર દશ માથાં કહેત? નહી, નહી, તેઓ એવા ભોટ નહોતા. **દશાનન** માયાથી મુગ્ધ થઈ તેને હરણ કરી જાય છે. ક્યાં? **લંકા**માં; નહી વારુ? **લંકા** એ **ભારતવર્ષ**નો નીચેનો પ્રદેશ. અર્થાત્ શરીરનો નીચેનો ભાગ—જ્યાં મૂલા રોધ ચક્ર છે તે. ત્યાર પછી બુદ્ધિ, અભિમાન વગેરે મળી માયાનો ઉદ્ધાર કરે છે. અર્થાત્ પ્રાણાયામદ્વારા ઇંદ્રિયોનો ગતિરોધ કરી, પ્રાણને મૂલાધાર ચક્રથી ઉપર લઈ, નાભિ, હૃદય, કણ્ઠ, ભ્રૂ વગેરે અતિક્રમ કરી બ્રહ્મરન્ધ્ર, એટલે કે સહસ્રદલ પદ્મમાં લઈ જઈ પ્રવેશ કરાવે છે, ત્યારે માયાનું અસ્તિત્વ રહેતું નથી. તેથી **રામ** તેનો ઉદ્ધાર કરી વનમાં મોકલી દે છે અથવા તો કહોને કે **સીતા** પાતાળમાં પ્રવેશ કરે છે.

"હવે આપ સમજ્યા હશો કે, **રામાયણ** એ એક રૂપક છે. એને ઉદ્દેશ્ય માત્ર યોગશિક્ષાનો બોધ કરવાનો છે. સમજે તે સમજે. યોગથી જ મુકિત મળે છે. જે પોતે કંઈ સમજે નહી, તે બીજાને શું ઉપદેશ આપે? કપાળ!"

એક મુસાફર-"સાહેબ આ બધું તો સમજ્યા કે રામ કોણ, લક્ષ્મણ કોણ? પણ એક વાત રહી ગઈ. હનુમાનનુ પૂછડું, એ શાનું રૂપક છે વારુ?"

સાંભળનારમાંનો એક-"શામાટે? સુષુમ્ણા નાડીનું."

આ સાંભળી બધાં ખડખડ હસી પડ્યાં. પેલા યોગનું વિવરણ કરનાર મહાત્મા ચીડાયા અને રોષમાં બોલી ઉઠ્યા કે:-

"હા, હા, એ તો હું જાણું છું કે, તમને લોકોને મેં કહ્યું તે બધું ઠઠ્ઠા મશ્કરી જેવું લાગે છે! એ તો ઝવેરી જ મોતીની પરીક્ષા કરે. જેને સમજણ પડે, તે જ સમજી શકે. માટે જ બાઇબલમાં કહ્યું છે કે, Don't throw pearls before swine (ભૂંડ આગળ મોતી નાંખતા ના) અર્થાત્ ભેંસના મોઢા આગળ ભાગવત ના કરવું."

આ રાજેશ્રીનું આવું બોલવું સાંભળી ડબ્બામાં ગડબડ મચી. પણ એટલામાં પેલા વૃદ્ધ મહારાજે બધાને વારીને બેસાડ્યા અને કહ્યું:—

"આપ સર્વ ચૂપ રહો ભાઈઓ. મારે હવે ઉતરવાનું આવ્યું છે, માટે હમણાં જ ઉતરવું પડશે. આપમાંથી કોઈ પણ એ મહાપુરુષ સાથે વાદવિવાદમાં કે માથાં ફોડવામાં જિતો તેમ નથી. એ તો ભયાનક વાત છે. જે માણસ રામાયણને યોગ શિક્ષાનું રૂપક માને, તે શું ન કરી શકે. કાલસવારે શકુંતલા નાટકમાં પણ યોગશિક્ષા શોધી કઢાયલી સાંભળશો. પણ ભાઈ સાહેબ! (તે યોગરહસ્ય સમજાવનારના સામું જોઇને) આ આપનો ઉપદેશ ઠેરેઠેર સંભળાવતા ના. નહી તો યોગીઓનો રાફડો ફાટી નીકળશે અને કુતરાને મારવા પથ્થરો લેવા જતાં યોગીઓ મળી આવશે! વળી જો લોકો ખટ ચક્ર ભેદ શીખવા માંડશે તો મારા જેવા વૃદ્ધ અને મૂર્ખ બ્રાહ્મણો ભૂખે મરશે અને અમારા કુટુમ્બીઓનો શાપ લાગશે."

આ સાંભળી બધા તાળીઓ વગાડવા લાગ્યા અને પેલા ગૃહસ્થની આંખમાંથી અગ્નિ ઝરશે, એમ ભાસવા લાગ્યું. પણ તે કંઈ બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો. તેને કદાચ લાગ્યું હશે કે, વખતે બોલવાથી વધારે લાંબી ટુંકી થશે. એટલામાં સ્ટેશન આવ્યું. ત્યાં જ પેલા મહારાજ ઉતરી પડ્યા. ત્યારબાદ થોડા વખત સૂધી ટ્રેનમાં ચુપચાપ રહી. યોગનું રહસ્ય સમજાવનાર મહાત્માને લાગ્યું કે, સઘળાએ મને બોયકોટ કીધો. પણ આ સ્થિતિ ઝાઝીવાર ટકી નહી. થોડીવાર પછી મન્યુએ પૂછ્યું, "આપને ક્યાં જવું છે?"

"સુરત," આપને?

"મારે તો અમદાવાદથી આગળ જવું છે."

"ઠીક, જોયું કે, પેલા મહારાજને પૂછ્યું તેનો જવાબ તો આપ્યો જ નહી. બધા પૈસા કમાવાના ઢોંગ છે. શાસ્ત્ર જાણવું નહિ, શાસ્ત્રનો મર્મ સમજવો નહિ; એટલું જ નહિ પણ સંસ્કૃત બોલવાનું તો ઘેર ગયું, પણ વાંચતાં સુદ્ધાં આવડે નહિ, તે માણસ શું કરી શકે? આજકાલના સંન્યાસીઓ પણ એવા જ છે. માત્ર પૈસા ધુતવાની વાત.'

અમૃત:-"બધા કંઈ એવા નથી, સારા પણ છે. કેટલાક એવા છે કે, જેમની વિદ્વત્તા જોઈ મુગ્ધ થવાય, જેમકે બાલારામ ઉદાસીન, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ વગેરે. એવા માણસો દેશનું ગૌરવ છે."

"હા, પણ આવા બ્રાહ્મણો શું કરવાના, કહો જોઇએ એમના મંત્રનું ફળ શું? હું જે યોગની શિક્ષા આપું છું, તેનું પ્રત્યક્ષ ફળ છે."

નન્નુભાઈ: "તમે શું યોગની શિક્ષા આપો છો?"

"હા, જી! હું યોગ શિખવું છું., ધોતી, નેતી, વગેરે માત્ર એક માસમાં શિખવું છું. મુંબઇમાં એક સ્થાન રાખ્યું છે, ત્યાં આવનારને શિખવું છું. હું કંઈ ગુરુગીરી કરતો નથી. પણ શિખવવાને માટે ફી લઉં છું ૧૦ રૂપીઆ. સારા સારા લોકો શિખવા માટે આવે છે. હું એક માસમાં તો બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ દેખાડી દઉં છું! લગભગ યોગનાં બધાં અનુષ્ઠાન આવી જાય છે. મારું નામ છે રમારમણ ભોનીરામ. આપ મુંબઈ આવો તો અવશ્ય મળજો. અત્યારે તો મારે સુરત જવું છે. અમારું એક મંડળ છે. તે દર વર્ષે તીર્થસ્થાને મળે છે, ભજન કરે છે, ભાષણો કરે છે. એ મંડળ વિષે આપે સાંભળ્યું નથી? "અવનતિ અવરોધક મંડળ" એ અમારા મંડળનું નામ છે. અમે પાશ્ચાત્ય દેશની વિદ્વાનો મત લઇને અહીંની યોગવિદ્યા, મેસ્મેરીઝમનું સમર્થન કરીએ છીએ. હિતને માટે અમેરીકામાં સોનાની ખેતી પણ કરાવીએ છીએ. તેના ઝાડ ઉપર કોહળા જેવાં સોનાનાં લોલક લટકે છે. તમે અમારા ભગવાનનું નામ નથી સાંભળ્યું? આશ્ચર્ય છે. વારુ, વારુ. પણ આપ મુંબઈ આવો ત્યારે મળજો, ત્યાં તેનું નામ જણાવીશ. લ્યો, આ મારા નામનો કાર્ડ, ભૂલતા ના. આપને એક મહીનામાં બધી યોગક્રિયા શીખવી દઇશ. સમજ્યા."



## પ્રકરણ ૨૬ મું

## ચલાઉ–You હટ્ટો

ગાડી ખરરર પરરર કરતી ચાલી જાય છે. વલસાડ, નવસારી પસાર, સુરત આવ્યું. યોગી મહાત્મા ઉતરી પડ્યા. તેના ઉતરવા પછી ડબ્બામાં બેસનારાઓમાં એ મહા પુરુષની રીતભાત, બોલીચાલીની સમાલોચના થવા લાગી. કોઇ કંઇ બોલ્યું, કોઈ કંઈ!

નન્નુભાઈ:–"જોયો જમાનો? યોગનું પણ લીલામ થવા માંડ્યું. યોગ પણ પૈસાથી શીખાય છે. શાસ્ત્રમાં પૈસા લઈ શીખવાડવાનું કે દહાડે કહ્યુ છે? પેલા બિચારા બ્રાહ્મણને કહે છે, તમે તો ધંધો લઈ બેઠા છો, ને ભાઈ શું મોરચો મારે છે? સુધરેલી રીતે ધંધો લઈ બેઠા છે, એ કે કંઈ વધુ!"

એક મુસાફર–"અરે શાનો યોગ? કપાળનો! વળી યોગી થનાર આ મારવાડીનાં ભજીયાં ખાતા હશે કે?"

અમૃત:–"નહી, નહી, એ તો ગુરુગીરી! ફક્ત ૧૦, દશ જ રૂપીઆ ફી લે છે ફી, તે કંઈ વધારે નથી અને દક્ષિણા પણ નથી. એમણે ભજીયાં ખાધાં એમાં તો મોટું રહસ્ય છે–પેલું ષટચક્ર ભેદનું! એ સંબંધી પણ પૂછ્યું હોત, તો કંઈ ખુલાસો કરત અથવા તો યોગનું પ્રમાણ બતાવત."

બીજો ઉતારુ:–"નહી, નહી. તમે કહો છો તે બરાબર છે. ભાઈ પોતે તો ગુરુગીરીની નિંદા કરતા હતા; પણ પોતાની ગુરુગીરીની જાહેર ખબર ફેલાવવાને કેટલા

રઘવાયા હતા એ જોયું કની? કેવી આતુરતાથી પોતાનું નામ અને ઠેકાણું લખી લેવાને આગ્રહ કર્યો અને ન રહેવાયું તો છેવટે પોતાના નામનું-પેલું શું-હં, કારટ પણ છાપેલું આપ્યું."

નન્નુભાઈ:-"મને લાગે છે કે, એઓ પણ એક અવતાર છે. હિંદુ ધર્મના પુનરુત્થાનને માટે હમણાં કેટલાક યોગીઓએ અવતાર ધારણ કર્યા છે! આ પણ એમાંના જ એક લાગે છે. નહી હોય તો થશે! આવાં ધર્મનાં તૂત અહીં ઠીક જામે છે. આજ કાલ કમાવવાને માટે સરળ ઉપાય એ છે કે, કોઈ નવીન પંથ કાઢવો. એટલે જુઓ પછી શિષ્યોની રેલછેલ, અને સાથે પૈસાની પણ ખરી! પછી કરો ચમન! કયાં કમાવા જવું પડે છે? કયાં મહેનત પડે છે? બસ! દોસ્ત મન્યુ, તું બની જા સિદ્ધ અને હું બનું સાધક; તું બન બાજીગર ને હું બનું જંબૂરો! હું વધારીશ તારું માહાત્મ્ય અને કરીશ નામના કે યોગી છે, ભક્ત છે, મહાત્માનું વચન ફળીભૂત થાય છે. શ્રીરણછોડરાયનો એમને સાક્ષાત્કાર થયો છે. પછી જો તારી કીર્તિ કેવી વ્યાપે છે!! ગાડી ઘોડામાં ફરીશ, નોકર, ચાકર અને દાસ દાસીઓ હાજર રહેશે. એટલું જ નહી, પણ ભકતો ચાકરી કરશે અને ભક્તાણીઓ ચમર ઢોળશે! એ કંઈ ઓછો વૈભવ છે?"

મન્યુ:-"મારે તો નથી જોઇતો એવો વૈભવ. તારે ઇચ્છા હોય તો તું કર. કારણ કે તું કરે તો પોષાય. કેમ કે તને બોલવાની છટા છે, ગાતાં આવડે છે એ બીજું અને શાસ્ત્રના ખોટા ખરા અર્થ કરવામાં પણ કંઈ તું પાછો હઠે એમ નથી. માટે તું જ એ ધંધો અજમાવ્ય."

નન્નુ:-"ઠીક છે દોસ્ત! તારી સલાહ અવશ્ય લઇશ. થયું."

એટલામાં ભરુચ આવ્યું. નન્નુભાઈને તો ત્યાં ઉતરવું હતું, તેથી તે ઉતરી પડ્યો. મન્યુને સંભાળીને જવાનું કહ્યું, ઘરનાં માણસોને યથાઘટિત કહેવા કહ્યું. મન્યુએ પણ એવો વિનય દેખાડ્યો. 'મળીશું રજા પછી, પણ કાગળ તો લખજે' વગેરે બોલી નન્નુભાઈ વિદાય થયા. આમ એક બે ઉતારુના જવાથી જગા થઈ, પણ એટલામાં એક આદમી અંદર આવી બેઠો અને વળી સાથે બીજાને પણ બીજા કમ્પાર્ટમેન્ટમાંથી ત્યાં બોલાવ્યો. અંદર દાખલ થનાર માણસ એક વર્તમાન પત્રનો રીપોર્ટર હતો. તે કંઈ કામ પ્રસંગે મેસાણે જતો હતો. બીજાને બોલાવ્યો, તે પણ એ જ ધંધાનો માણસ હતો. એટલે ગપાટાનું ઠીક પડશે, એમ જાણી પહેલાએ તેને એ ડબ્બામાં બોલાવી લીધો હતો! પહેલા રીપોર્ટરનું નામ ગણપત હતું, અને જેમને બોલાવી આણ્યા, તેમનું જવાહીરલાલ હતું. બે વિરોધી પત્રો હતાં; એક બીજાની સ્પર્ધા હતી, પણ નોકરોમાં તેવું કંઈ નહોતું. વાચીતત કરતાં પણ વિષય જુઓ તો પેપરોનો જ. ગણપતરામે પૂછ્યું; "કેમ શા સમાચાર છે?"

જવાહીર:-"સમાચાર તો સમાચારવાળો જાણે."

ગ૦:-"કેમ તમે સમાચારવાળા નથી? તમારા પેપરના સમાચાર, તાજા અને તોપના ગોળા જેવા! પછી એમ શાના કહો છો?"

જ૦:-"તે તો છે જ. અમારા ખબરના કોલમને કોઈ પહોંચે એમ નથી. એ તો તમારાથી શું, પણ અમારા કટ્ટા દુશ્મનોથી પણ ના પડાય એમ નથી."

ગ૦:-"ના તે શામાટે પડાય! પણ વિશ્વાસ ન મૂકાય. આજે એક વાત ને કાલે બીજી. ઢંગધડો નહી. સાળો લીડર પણ બીજે દહાડે ફરી જાય, એ તે પત્રમાં પાલીસ! એનું વજન શું બળ્યું છે? આજે બોલ્યા એક વાત, કાલે બીજી—અબી બોલા અબી ફોક."

જ૦:-"ગમે તેમ, પણ તમારા જરીપૂરાણા કરતાં તો સારું લોકોમાં વંચાય છે. તમારું સારું તેથી શું?"

ગ૦:-"વંચાયસ્તો, કેમ ન વંચાય? મારો ટાઢા પહોરની તોપ. કયાં લેવા જવું પડે એમ છે. છોડી એક ગપ ગેઝેટમાંથી, પછીની વાત પછી. ભાંગી પાઘડી ફરીથી બાંધીશું. એ જ કે બીજું? ન હોય તો કાઢી કોઈ મુઆ જીવતાની કહાણી; અને લખી નાંખી એક વાર્તા. "મુંબઇનો મહાન્ ઠગ! કેમ સાહેબ ખરું કેની." એમ કહી બીજા બેઠેલાના સામું જોયું.

જ૦:-"એ પણ લખવાની હીંમત જોઇએ છીએ હીંમત! આવડત જોઇએ છીએ આવડત! લોકોનું ધ્યાન કેમ ખેંચવું, એ પણ એક કળા છે, કળા! બાપુ!"

એક ઉતારુ:-"શાની કળા કળા બળી છે? કપાળની? હેડીંગ વાંચીને પેપર લઇએ તો અંદર કંઈ ન મળે. મોટા કાગળ ઉપર કાળા અક્ષરે ફૂટી મારે કે 'સોનાપુરમાં તોફાન!' 'અમદાવાદીઓ મરાયા,' અને અંદર જોઇએ તો કલકત્તાના મસાણની કાણ ને ગુજરાત કોલેજની એલ્ફીન્સ્ટન કોલેજ સાથે ક્રીકેટ મેચમાં હાર. અક્કલના ઓથમીર એડીટર કે લેખકને, ખરે નહી ને ખબરે નહી કે, સોનાપુર તે મુંબઇનું ને કલકત્તાનું તે 'કાલીઘાટ' છે, પણ માર તોપ, અલ્લા સચ્ચા હૈ, કોણ સાળું પૂછે છે? ક્રીકેટમાં અમદાવાદી હાર્યા, આમાં તે શું અમદાવાદીઓ મરાયા? એક અઢી વરસની છોકરીને ગર્ભ. કહેતાબી દીવાના ઓર સુનતાબી સાલ્લા દીવાના! આવા છાપાનાં પેપરો. એ તો બરાબર છે કે:-

"લખવાનું કંઈ હોય નહી, ને કરે મોટું ધતીંગ;
ચાર લીટીનું મેટર ને, બાર લીટીનું હેડીંગ."

"ને ફુંકે ત્યારે બણગા!"

"અરે બાળોની એવા પેપરવાળાનું નામ. અમે જો એ સાહેબોને પાસ ન મોકલીએ તો અમારા નાટકનું ખરાબ રીવ્યુ લે. માટે ભાઇને પાસ મોકલાવો અને તે પણ એક નહી—સારા અડધો ડઝન!" એક જણે વાત ભેગી વાત ફેંકી.

ગ૦:-"શું બધાં પેપરો એવાં છે?"

"ના, સાહેબ બધાંની તો ખબર નથી. પણ મને તો એક પત્રની ખબર છે!" પેલા નાટકવાળાએ જવાબ આપ્યો.'

જ૦:-"લ્યો સાંભળો! અમારા પેપરમાં તો રીવ્યુ લેતા જ નથી. સાંભળો જવાહીરલાલ! આ તમારા પેપરોની તારીફ! અમારા જરીપુરાણાને માટે કોઈ કહે એમ છે?"

જ૦:-"તમારામાં હોય શું તે કહે?"

ગ૦:–"અમારે ક્યાં લોકોને લઢાવી મારવા છે. એ તમને જ મુબારક!" એમ કહી મન્યુને પૂછ્યું; "આપ ક્યાં જવાના છો?"

મન્યુ:–"અમદાવાદ."

ગ૦:–"આપણે ઠીક સોબત છે!"

આમ થોડી વાર વાતચીત થઈ. કેટલાક ઝોકવા લાગ્યા. એટલામાં આવ્યું વડોદરા. અહીં ગાડી વધારે વખત થોભે છે. એક તો ગાયકવાડી રાજ્યનું પાટનગર અને તેમાં પણ વળી જંકશન સ્ટેશન. ધક્કા મુક્કી–ઉતરો ને ચઢો! દોડો ને પડો! આગળ અંધારું ને પાછળ અજવાળું! એ રેલવેના લાઇટની ખુબી! ગાડી ઉભી રહેતાંની સાથે જ કુલીઓની દોડાદોડ. ટીકીટ ચેક કરનારે આવી બારણાં ઉઘાડ્યાં. લોકો ટીકીટ અને જણસ ભાર લઈ બહાર નીકળવા લાગ્યાં. મન્યુ જે ડબ્બામાં બેઠો હતો, તે ડબ્બાની જોડે સ્ત્રીઓનો ડબ્બો હતો. તેમાં બે સ્ત્રીઓ હતી. એક પુખ્ત ઉમરની હતી અને બીજી યુવતી હતી. આ ડબ્બો ઉઘાડવો રહી ગયો હતો. એટલામાં એક ગેપાંઉ જેવો ટીકીટ તપાસવા આવ્યો! હિંદુ હતો કે પારસી હતો કે ગેપાંઉ હતો તે તુરત ઓળખાય તેવું ન હતું. જેમ કાગડાને દહીંથરું જોઈ ચાંચ મારવાનું મન થાય, તેમ આ ગેપાંઉ પણ લુબ્ધ દૃષ્ટિથી તે યુવતીના સામું જોઈ રહ્યો! દરવાજો ઉઘાડી "ચલાઉ, ટીકીટ દેખાઉ" કરી બૂમ મારી. તે પુખ્ત ઉમરની સ્ત્રીએ ટીકીટ દેખાડી, પણ તે યુવતીની ટીકીટ તેના ધણી પાસે હતી; અને તે બીજા ડબ્બામાં બેઠેલો હતો. ટીકીટ કલેક્ટર ગાડીના ફુટ બોર્ડ ઉપર ઉભો રહી "ટીકીટ લાઓ, જલદી કરો? સુનતા નહી." કરવા લાગ્યો. તે યુવતી બિચારી બેબાકળી બની. તેના મોંઢામાંથી અક્ષર નીકળે નહી. ટીકીટ કલેક્ટરે ઝટ હાથ પકડ્યો અને તેના શરીરને સ્પર્શ કરવા લાગ્યો. તે યુવતીએ ધ્રુસ્કો મૂકયો કે જાણે, કાઈ મરી ગયું હોયની! બરાબર એટલામાં આ ટીકીટ કલેક્ટરના વાંસામાં એક વજ્ર મુષ્ટિ આવી લાગી.

મન્યુ આમ એક ઠોંસો લગાવી, ક્યાંય અગીઆરા ગણી ગયો હોત, કારણ કે રાતનો વખત હતો. પણ તેણે અસહાય રમણીને એકલી મૂકવી યોગ્ય વિચાર્યું નહી. આણી તરફ પેલા ગેપાંઉને મુક્કી પડતાં જ તેણે પાછું ફરીને જોયું અને બોલ્યો; "You back nigger" "હમ દેખાયગા તુમકો" એમ કહી તે મન્યુનો હાથ પકડવા ગયો. મન્યુએ બીજી મુક્કી ઉગામી કે તેણે "પોલીસ–પોલીસ–પકડો–પકડો" કરી બૂમ મારી. આ બૂમ સાંભળી જોડેના ડબ્બાના કેટલાક માણસો એકઠા થયા. બીજા બે ટીકીટ કલેકટર અને પોલીસનો સીપાઈ પણ આવી પહોંચ્યા. ઠેઠ આટલી વારે તે સ્ત્રીનો ધણી પણ ત્યાં આવી દાખલ થયો. લોકો માંહો માંહે પૂછવા લાગ્યા, 'શું થયું! શું થયું?' બધી બનેલી હકીકત સંક્ષેપમાં મન્યુએ તે સ્ત્રીના ધણીને જણાવી. તે જાતનો વાણિયો અને મથુરાની જાત્રાએ જતો હતો. વડોદરાથી રતલામ થઈ કોટેથી બારોબાર મથુરાં જવાય છે. સીપાઈએ ટીકીટ કલેકટરના કહેવાથી મન્યુને પકડ્યો અને ગાર્ડ પાસે લઈ ગયાં. ત્યાં તેઓ વચ્ચે જે વાતચીત થઈ, તે ગુજરાતીમાં નીચે પ્રમાણે:—

ગાર્ડ:–"તમે આ ટીકીટ કલેક્ટરને માર્યો?"

મન્યુઃ—"હા, પણ એ ટીકીટ કલેકટર એક સ્ત્રીના શરીરને હાથ લગાડી જોરથી ખેંચતો હતો."

ટી૦ ક૦:—"ખોટી વાત! હું તો માત્ર ટીકીટ જોવા ઇચ્છતો હતો."

મન્યુઃ—"શું તેં તે સ્ત્રીના શરીરને હાથ નથી લગાડ્યો, એમ કહેવા માંગે છે કે?"

ટી૦ ક૦:-"કદી નહી, કદી નહી,"

મન્યુઃ—"જૂઠી વાત. મેં મારી આંખોએ જોયું છે. તું જૂઠું કહે છે." બીજા બે ત્રણ ઉતારુ પણ બોલી ઉઠયા, "આ બાઇનો હાથ પકડી આ માણસ તેને ખેંચતો હતો."

કોણ જાણે આ બોલવા ઉપરથી શું ચરભડયું કે ગાર્ડે કહ્યું; "લઈ જાઓ એને સ્ટેશન માસ્તર પાસે."

મન્યુઃ—"વારુ, હું પોતે જ જાઉં છું."

એમ કહી મન્યુ પોલીસ સાથે ગયો. સામાન ઉતારી તેનો ભાઈ અને અમૃત પણ સાથે ગયા. જતાં જતાં પેલા રીપોર્ટરે કહ્યું કે, સાક્ષી જોઇએ તો મારું નામ લખાવજો. હું સાક્ષી આપીશ. આમ તેઓ સ્ટેશનના પુલ ઉપર થઇને સ્ટેશનની બીજી બાજુએ સ્ટેશન માસ્તર પાસે પહોંચ્યા. ત્યાં પેલા ટીકીટ કલેક્ટરે સઘળી બીના જણાવી. સ્ટેશન માસ્તરે સઘળી હકીકત પોલીસને જાહેર કરી, મન્યુને તેને હવાલે સોંપી દીધો.

પોલીસ જમાદારઃ—"આ સ્ટેશન માસ્તરના કહેવાથી મી૦ બીસ્કોટ કરાકરીની ફરીઆદ ઉપરથી તમને હવાલતમાં લઈ જવામાં આવે છે. આપને હમણાં જવા દેવામાં આવશે નહી. આપનું બરાબર ઠામ ઠેકાણું અને જામીન આપશો તો આપને છોડવામાં આવશે."

મન્યુઃ—"મારા ઉપર શું તહોમત મૂકવામાં આવ્યું છે?"

પો૦ જ૦:—"વાદી મી૦ બીસ્કોટ કરાકરી એક સરકારી નોકર છે. તેને તમે એના કામ કરવામાં ખલલ નાંખી અને તેને માર માર્યો, માટે તમારા ઉપર ફોજદારી કલમ ૩૫૩ પ્રમાણે કામ ચલાવવામાં આવશે."

મન્યુઃ—"એ તદન જૂઠું છે."

પો૦ જ૦:—"જૂઠું સાચું હવે પછી સમજાશે."

મન્યુઃ—"એમ કે, ચાલો ત્યારે ઠીક. મારી પણ ફરીઆદ નોંધી લ્યો કે, આ ટીકીટ કલેક્ટરે એક અબળાની આબરુ ઉપર હલ્લો કરવાની કોશીશ કરી છે."

પો૦ જ૦:-"ઠીક છે. એ તો જોઈ લેવાશે."

અમૃતને વડોદરે જવું હતું. તેના મામા ત્યાં વકીલ હતા, તેથી તે ગાડી કરી શહેરમાં ગયો અને તેના મામાને બોલાવી લાવ્યો અને જામીન આપ્યા. આમ કરવામાં ઘણો સમય વીતી ગયો. તેથી તેઓ દશ વાગાની ગાડીમાં અમદાવાદ ગયા અને ત્યાં થોડો સમય રહી બીજે દહાડે સવારે સાણંદ પહોંચ્યા. જે ગાડીમાં આ બધું તોફાન થયું, તે ગાડીમાં સાણંદનાં એક બે માણસો હતાં. તેઓ મન્યુ પહેલાં સાણંદ પહોંચ્યા અને બનેલી હકીકત થોડા વધારા ઘટાડા સાથે ઠેઠ રાયજીના

ઘર સુધી જઈ પહોંચાડી દીધી! એક વાત એક કાનેથી બીજે કાને જતાં, કેટલી બધી ફરી જાય છે, રજનું ગજ થઈ જાય છે, તેમ પણ અહીં થયું હતું. આ માઠી ખબર ઘરમાં જૂદા જ રૂપમાં જઈ પહોંચી; અને તેથી ઘરનાં સ્ત્રી મંડળમાં એક જાતનો ગભરાટ પેદા થયો. **મન્યુ**ને ઘરમાં જતાં જ કંઈ અવનવો દેખાવ નજરે પડયો. સહુથી પહેલો **સતુ** મળ્યો. તેણે **મન્યુ**ના ધોતિયાનો છેડો પકડયો અને બોલ્યો:-"કાકા, કાકા શું લાવ્યા મુંબઇથી? રમકડું આપો તો. હું જઇને કહું છું કાકીને કે કાકા આવ્યા."

**મન્યુ**એ **સતુ**ને લઈ એક બચ્ચી કરી અને હાથવતી કપાળ ઉપરના વાળ દૂર સેરવ્યા, પછી એકે એક રમકડાં કાઢી બધાં છોકરાંઓમાં વહેંચી આપ્યાં. રમકડાં મળતાં છોકરાંનો આનંદ જાણે આકાશમાં પણ માશે નહી એવો થયો. તેઓ કુદવા અને નાચવા લાગ્યાં, બરાડા પાડવા લાગ્યાં, એક બીજામાં સ્પર્ધા કરવા માંડ્યાં. પણ ઘરની અંદર જૂદો જ પ્રકાર હતો. **મન્યુ** અંદર જઈ બધાંને પગે પડ્યો, પણ કોઈ બોલ્યું નહી. બધાં એકઠાં થયાં, પણ કોઈ બોલે જ નહી! **મન્યુ** આ તમાસો દિગ્મૂઢની માફક જોઈ રહ્યો. એટલામાં દાદીમાની આંખમાં આંસુ આવ્યાં. આ જોઈ બીજાં પણ રડવા લાગ્યાં. **મન્યુ** તો ગભરાયો કે છે શું? તેની બોલવાની પણ હીંમત ચાલી નહી. આખરે ચીડાઈ પૂછવા લાગ્યો કે, "આ બધું છે શું, મા?"

મોટી મા:-"હોય શું? શરમાતો નથી. પોલીસ બેડી ઘાલીને લઈ ગયા, એ શું સારું? ચોરી કરી, ચોરી! હાય! હાય! બાપ! તું કેવો નીકળ્યો!"

**મન્યુ**ની મા:-"તેં સાહેબને માર્યો? હદ છે તારી હીંમતને? સાહેબ લોકને મારે તેને જેલમાં પૂરે. કહે ભાઈ તારે સાહેબને કેમ મારવો પડયો. હવે કોણ ઉગારશે?"

એક પડોસની સ્ત્રી:-"હાય! હાય! સાબ લોકને મારે એને તો કહે જે સૂળીએ ચઢાવે!"

મોટી મા:-"બેટા **મન્યુ**! તને બધા ડાહ્યો જાણી તારાં વખાણ કરતાં હતાં અને તું આવો નીવડ્યો! તારા ઉપર તો કેટલી સારી આશાઓ બાંધી હતી! બાપલા! આ શું? અરેરે આવું કલંક! હે પ્રભુ! તું લાજ રાખ મારા નાથ!"

**મન્યુ**ને અત્યાર સુધી બોલવાની તક જ મળી નહી. તે હવે બોલ્યો:-"પણ મારું સાંભળશો કે બોલ્યાં જ કરશો અને રડ્યાં જ કરશો? તમને કહ્યું આ કોણે? બધું ખોટું?"

મોટી મા:-"તું કહે બેટા! મારો વિશ્વાસ છે કે, તું એવું અન્યાય ભરેલું કામ કરે નહી."

**મન્યુ**:-"તમે ઉતાવળાં ન થાઓ. સાંભળો, કહું તે એકવાર. જેને મેં માર્યો કહો છો, તે સાહેબ નથી! હશે કોઈ તેની દશમી બારમી પેઢીએ સાહેબ તો તેની મને ખબર નથી! તેનો રંગ તો મારાથી પણ ઘણો કાળો છે. એ લોકોની ટીકીટ તપાસે છે. એણે શું કર્યું કે, એક બિચારી જુવાન ગરીબ ગાય જેવી બાયડીનો હાથ પકડ્યો અને ટીકીટનું બહાનું કાઢી તેને પજવવા લાગ્યો. તે બિચારીએ રડી દીધું. મેં પાછળથી જઈ એક મુક્કી મારી. પછી—

"અરેરે! તારે તે એને મારવાની શી જરૂર હતી? સરકારી અમલદારને મરાય? ભૂલા પટેલના છોકરાએ શું ખોટું કહ્યું છે?" મન્યુની મા બોલી.

"મા! સાંભળ તો ખરી, પછી તેણે તેનો હાથ છોડી દીધો. પછી એણે 'સીપાઈ સીપાઇ,' કરી બૂમ મારી. મને સ્ટેશન માસ્તર પાસે લઈ ગયા, ત્યાં તેણે ફરીઆદ કરી અને મેં પણ ફરીઆદ કરી."

એક પડોસણઃ–"પણ સીપાઈ લઈ ગયા ત્યારે બેડી પહેરાવી'તીની? આ જુઓને કાંડે ડાઘ!"

મન્યુઃ–"બેડી શાની નાંખે? શું કંઈ ચોરી બોરી કરી છે કે? ગુન્હો સાબીત થયા વગર બેડી શાની? પછી થાણા ઉપર લઈ ગયા. ત્યાં તો અમૃતના મામાને અમૃતે ખબર કરી, એટલે તે આવ્યા ને જામીન થયા. પછી બીજી ગાડીમાં બેસી અમદાવાદ ગયો અને પછી અહીં આવ્યો! હવે તું જ કહે, કોઈ ગરીબ માણસ ઉપર બળાત્કાર કરે અને તેમાં પણ બૈરાં ઉપર તો તે જોઈ શકાય?"

મોટી માઃ–"પણ માર્યા વગર મદદ થાય! ઓ બાપ! હવે શું થશે આ ફરીઆદનું? હે ઈશ્વર! લાજ રાખજે મારા નાથ!"

મન્યુઃ–"મોટી મા! એમાં થવાનું છે શું? લક્ષ્મીલાલ અમૃતના મામા કહેતા હતા કે, કંઈ થવાનું નથી! ફક્ત આ એક દહાડો ત્યાં જઈ આવવું પડશે. એ તો વળી એમ કહેતા હતા કે, એનો દંડ થશે."

મોટી માઃ–"હે ભગવન્! એમ થાય તો કેવું સારું! હે હજારી માતા! મારી મા જો મારા મન્યુને કંઈ નહી થાય તો પાંચ શેર ઘીનો દીવો પૂરીશ."

એક પડોશણઃ–"હા, હા છે ખરી વાત છે, એમાં શું થવાનું છે. આપણે કયારે કોઈ દહાડો કોઈનું માઠું ભાખીએ છીએ તે ઈશ્વર આપણું માઠું ભાખે! ઈશ્વર સૌ સારાં વાનાં કરશે. એમાં ફિકર શી કરવી?"

આ વાતને બીજાએ પુષ્ટિ આપી. પડોશનો એક છોકરો આવ્યો હતો, તે આવેશમાં આવી બોલી ઉઠયો; "જો હું હતની તો એ સાળાનાં હાડકાં જ ભાંગી નાંખત!" એમ કહી તેણે જોરથી લાકડી ફેરવી. આ જોઈ બધાંને હસવું આવ્યું. એટલામાં મન્યુના કાકા પણ આવ્યા. મોટી માએ આ સભા બરખાસ્ત કરી.

મન્યુના કાકાએ સહુને આશ્વાસન આપ્યું કે, "કંઈ નથી થયું, એ તો એ ભૂલા પટેલના છોકરાનું કહેલું જ ખોટું!"



## પ્રકરણ ૨૭ મું
## ગૃહ બોર્ડીંગ

આ બૈરક પાર્લામેન્ટ ખલાસ થઈ. મન્યુને ન્હાવા ધોવાનું હતું તે ન્હાઈ ધોઇને પરવાર્યો. અબોટિયું પહેરી રસોડામાં જઈ બેઠો. ત્યાં તેની ભાભી ગંગાએ થાળી પીરસી પાટલા આગળ મૂકી અને બોલીઃ–

"દીયરજી! બળ્યું મુંબઈ જઇને તો તમે છેક સુકઈ ગયા, જુઓને નર્યા લાકડા જેવા થઈ ગયા છો. ત્યાં શું શરીર સારૂં નથી રહેતું?" મન્યુએ અપોશન મૂકી, ભાતનો કોળીઓ મ્હોંમાં મૂકતાં કહ્યું.

"ના ભાભી! શરીર તો સારું રહે છે એટલે કંઈ ત્યાં માંદોબાંદો પડતો નથી; પણ ખાવાનું ગમે તેટલું તોએ ઘરના જેવું નહી; વળી જરા પરિશ્રમ પણ ખરો."

"વારુ! તમે જ્યારથી ગયા ત્યાર પછી અહીં કોઇને કાગળ પણ લખ્યો નહિ, એમ કેમ વારુ?"

"કાગળ લખું પણ જવાબ તો કોઈ લખે નહિ. કાગળ લખું પણ તમો જવાબ લખો ખરાં કે?"

"હેં! ઠીક! અમે બધાં અભણ, તેટલામાટે તમારે અમને બધાંને ધિક્કારવાં કે? અમે, એ બધાં મૂર્ખ?"

"ના ના ભાભી! તમે વળી ધિક્કારવાની વાત કરી કે? એવું કોણ કહે છે? તમે તો ઉંધો અર્થ કરો છો. પણ તમે જ ન્યાય કરો. કહો, બોબડા માણસને વાત કરવાથી શો ફાયદો?" આમ કહેતાં મન્યુનું મ્હોં જરા મ્લાન થયું.

"બોબડાં કે? ઠીક! તમારે મન તો બોબડાં માણસમાં જ નહિ કેમ? એમ જ ને? બોબડાંને જેમ બોલી દેખાડવાની શકિત નથી, તેમ બીજું કંઈ પણ નથી? પણ બોબડાને સુખદુઃખ હોય છે, લાગણી હોય છે, મમતા હોય છે, પારકું પોતાનું સમજે છે, વળી–"

"અરે ભાભી! તઃ તઃ આજસૂધી હું ભૂલ્યો, તમને બરાબર જાણી શકયો નહિ, આજે જ ખબર પડી. લ્યો આટલા બધા દહાડા તમારી બુદ્ધિ ક્યાં ઢંકાઈ ગઈ હતી! આજે જ જાણ્યું કે, તમે બીજાં કાલીદાસ પંડિત છો. જો ટાઉન હોલમાં ભાષણ કરવા મૂકયાં હોય તો એવું ભાષણ કરો કે બધા દિઙ્મૂઢ જ થઈ જાય. હું મારી ભૂલ કબુલ કરું છું, થયું બસ્સ."

"વારુ ત્યારે એ દોષને માટે કની આ બે રોટલી વધારે લ્યો અને બીજું જરા વધારે દૂધ લ્યો, સમજ્યા? વારુ પણ મુંબઇમાં દૂધ કેવું મળે છે?"

"દૂધ ખાસું પાણી જેવું. એમ સમજોને જાણે ભાતનું ઓસામણ અને તે પણ મોઘુંડાટ, ત્રણ આને શેર."

"ત્યારે ત્યાંના ગરીબ લોકો શું કરતા હશે?"

"શું કરે? પડયું તે ભોગવી લે; એસ્તો."

"વારુ આજ આ શાક કેવું થયું છે?"

"ત્યાંના અમારા લોડજના મહારાજની રસોઈ જમી મારી જીભ એવી થઈ છે કની, કે તમે જે કરી મૂકો તે મને કની મીઠું અમૃત જેવું લાગે!"

"મુંબઇમાં શાક તો બધાં મળતાં હશે?"

"હા, મળે પણ કરનાર સમજીને તેલ મસાલો નાંખે તો ઠીક, એક દહાડો કંઈ ને બીજે દહાડે કંઈ."

"આ પકોડાં શાનાં છે?"

"કોણ જાણે?"

"મેથીનાં. એટલી ખબર પડતી નથી? કેવાં થયાં છે?"

"ભાભી રાંધવામાં તો તમે સૈરંધ્રી છો, તમારી રસોઇને માટે તો તમને એક મેડલ ઇનામમાં મળે."

"લ્યો ત્યારે આ બીજાં."

"અ: અ: ભાભી! આ શું કરો છો? અન્નકૂટની થાળ પૂરો છો ઠાકોરજી માટે કે? મારું તે પેટ છે કે ખોરાક રાખવાની લેધર બૅગ."

"તમે અંગ્રેજીમાં શું બોલ્યા? અમારા જેવા મૂર્ખની સાથે અંગ્રેજીમાં શું વાત!"

"માટે તો વાત કરતો નથી ને!"

"વારુ, ઠીક પણ આ થાળીમાં કંઈ રહેવા દેવાની વાત નહિ, ખાઈ જવું પડશે બધું; છાંડવાની ટેવ સારી કે? જમી જાઓ બધું."

"એ બધું તો ના જમાય."

"એમ ન ચાલે મારા સમ."

"હવે સમ બમ દેતાં ના અને મૂકતા પણ ના. ચાલો આ પૂરું કર્યું." એમ કહી બે પકોડાં ખાઈ ગયો, દૂધ પણ પી લીધું. જમી કરી હાથ મોં ધોઈ, પાન ખાઈ આગલા દીવાનખાનાવાળા ભાગમાં આવ્યો અને ચોપડી લઈ હીંચકાપર પડ્યો. તે દિવસે રાત્રે જમવાનું કરી લઈ ૧૦ વાગતાં પોતાની મેડીમાં જઈ સુતો. પણ ઉંઘ આવી નહિ. થોડીવાર સૂધી તો આમતેમ પથારી ઉપર આળોટ્યા કર્યું. આખરે કંટાળી એક ચોપડી લઈ સુતો. વાંચવા માંડી, પણ તેમાં ચિત્ત પરોવાયું નહિ. શું કરે? હજી સુધી કેમ આવી નહિ? એમ વિચાર કરવા લાગ્યો. આખરે એમ વિચાર કરતાં અડધો એક કલાક થયો હશે, એટલે પગલાંનો અવાજ સંભળાયો અને તેની સાથે જ દીવો ગુલ થયો.

હવે જે લખવાનું તે ઠીક નથી. કારણ કે કોઈના શયન ગૃહની અંદર જવાનો અધિકાર નથી. વળી બે જણની ખાનગી વાત સાંભળવામાં દોષ છે. સાથે એમ પણ છે કે, નવલકથા લખનારને કંઇક છૂપી પોલીસના જેવો અધિકાર હોય છે. આને યોગે તેને કોઈ સ્થાન અગમ્ય નથી. માટે અમારો કંઈ આ વિષયમાં દોષ નથી. હોય તો આપનો જ.

**મન્યુએ** કહ્યું:—"દીવો શા માટે હોલવી નાખ્યો?"

**ધન**ગૌરી (**મ**ન્યુની ગૃહિણી) ધીમેથી રખેને કોઈ સાંભળે માટે અસ્ફુટ સ્વરે બોલી; "કોઈ બહારથી જુએ તો?"

**મન્યુ**:—"જુએ તો શું? કંઈ ચોરી થોડી કરું છું?" **ધન**ગૌરી:—"મને શરમ લાગે છે!"

**મન્યુ**:—"માટે જ આવવામાં વાર કરી નહિ કે?" **ધન**ગૌરી:—"હા, બધાં ગયાં પછી આવી. પાન ખાવું છે?"

**મન્યુ**:—"હા, લાવ્ય ઘણા દહાડા થયા તારા હાથનું પાન ખાધું નથી."

**ધન**ગૌરીએ સાલ્લાના છેડાપરથી પાનની બીડી કાઢીને આપી. **મન્યુ**એ તે ચાવતાં કહ્યું:—"તારી ડોકમાંની મોહનમાળા ક્યાં છે? કેમ પ્હેરી નથી."

**ધન**૦—"નથી પહેરી." **મન્યુ**:—"કયેમ?"

ધન૦—"મરજી." મન્યુ:—"હાં મરજી શાની?"

"મોટી બહેન કયેમ નથી પેરતાં?" ધનગૌરીએ પૂછ્યું. મન્યુ:—"તેને તો છે નહિ."

ધન૦—"અને ભાભી?" મન્યુ:—"તે તો વિધવા છે. તું એટલું પણ જાણતી નથી?"

ધન૦—"તમે તો પેરતા નથી ને?" મન્યુ:—"વાહ! બહુ સારી વાત! હું બાયડી નથી! તું એમ કહે છે કે હું પણ બૈરાંની માફક પહેરું?"

"તમે કોઈ પહેરો નહિ ને હું એકલી પહેરું? એક ઘરમાં ત્રણ વહુઓ તે કોઈ પહેરે નહિ ને હું પહેરું, એ સારું દેખાય?"

મન્યુ આ અજ્ઞાન બાલિકાની વાત સાંભળી અવાક્ થઈ ગયો. તેને આનંદ થયો. તેણે તેના મુખનું ચુંબન લીધું?

થોડીવાર પછી ધનગૌરી બોલી:—"તમે સાહેબને માર્યો? તમને પોલીસ પકડી ગયા, એ સાંભળી મને એવું થયું"—એમ બોલતાં તેનો કંઠ ભરાઈ આવ્યો.

મન્યુ:—"શા માટે માર્યો એ તો તેં સાંભળ્યું. એક સ્ત્રીને સતાવવા જતો હતો માટે."

ધન૦—"પણ તે સ્ત્રી તમારી સગી થતી હતી?" મન્યુ:—"નહોતી થતી તેથી શું?"

ધન૦—"તો પછી સાહેબને માર્યો શા માટે?"

મન્યુ:—"કોઇને દુ:ખ થતું હોય તો છોડાવવું નહિ? પારકાપર ઉપકાર કરવો એ શું સારું નથી? હજી સૂધી આટલું પણ સમજતી નથી ને? ભણે તો સમજે ને? ભણશે તો સમજીશ." આ બોલતાં બોલતાં મન્યુએ એક દીર્ઘ નિ:શ્વાસ નાંખ્યો.

ધન૦—"તમે દિલગીર કેમ?" મન્યુ:—"છ: કંઈ નહિ."

ધન૦—"ના, ના, કહો, તમે નિસાસો કેમ નાંખ્યો?" મન્યુ ચૂપ જ રહ્યો.

ધન૦—"કહોને." મન્યુ—"શું કહું."

ધન૦—"જોરથી નિસાસો કેમ નાંખ્યો. શું કંઈ દરદ થાય છે?" મન્યુ:—"પણ કહેવાનું હોય તો કહું ને."

ધન૦—"જાઓ ત્યારે હું પણ નથી બોલતી. હું પણ આ મોઢું ફેરવીને સુતી."

મન્યુ:—"લે, તે કહું છું, સાંભળ." ધનગૌરી બેઠી થઈ બોલી:—"વારુ ત્યારે કહો."

મન્યુ:—"શું કહું?" ધન૦—"જાઓ—વળી, પાછા એમ કહો છો કે? હું તો આ સુતી." એમ કહી ધનગૌરીએ આંખો મીચી. ત્યારે મન્યુએ પૂછ્યું:—"ચોપડી કયાંસૂધી વાંચી? કેટલુંક આવડ્યું?" ધનગૌરી ચૂપ જ બેસી રહી.

મન્યુ:—"વારુ, બોલવું નથી? હવે જોજે હું કદી નહિ બોલું તો."

"તો હું પણ નહિ બોલું." ધનગૌરી મ્હોં આડું ફેરવી બોલી.

મન્યુ:—"ત્યારે તું હમણાં બોલી તેનું કેમ?" આ સાંભળી ધનગૌરી હસી પડી.

મન્યુ:—"વારૂ પણ ચોપડી ક્યાં ગઈ? કેમ કેટલે સૂધી આવડ્યું?" ધન૦—"હું તો નથી વાંચતી."

મન્યુ:—"શા માટે શીખતી નથી?" ધન૦—"એમ જ."

મન્યુ:—"શા માટે એમ જ? કેમ ભણવાની ઇચ્છા નથી થતી."

ધન૦—"ભણવાથી શું વધારે? તમે ભણેલા છો તે મારે ચાલશે."

મન્યુ:—"ભણવાથી ડહાપણ આવે, જ્ઞાન થાય, બુદ્ધિ વધે." ધન૦—"મારે બુદ્ધિની ઝાઝી જરૂર નથી. તમારી બુદ્ધિથી મારું કામ ચાલશે!"

મન્યુ:—"જો તું જ્યાં સૂધી ભણે નહિ, ત્યાં સૂધી મારા મનના વિચારો સારી રીતે સમજી શકે નહિ. વગર ભણ્યે મારા મનના ભાવ તું શી રીતે જાણે?"

ધન૦—"મારે બધા ભાવ જાણવાની શી દરકાર?" મન્યુ:—"તો હમેશાં મૂર્ખ જ રહેવું છે? જોજે આગળ જતાં પસ્તાશે હો. ખરું કહું છું. અનુતાપ કરવો પડશે."

ધન૦—"અનુતાપ એટલે શું?" મન્યુ:—"હેં વાંચે ભણે નહિ તો પછી શી રીતે એ સમજે?"

ધન૦—"પણ તમે સમજાવો એટલે તો સમજુંને?" મન્યુ:—"હું તારી પાછળ કોષ થઇને ફરું?"

ધન૦—"કોષ એટલે?" મન્યુ:—"કપાળ! હું તે તને કેટલું સમજાવું!"

ધન૦—"ના, બા, મારાથી તો નહિ ભણાય?" મન્યુ:—"કેમ?"

ધન૦—"શરમ આવે છે!" મન્યુ:—"શું એ નઠારું કામ છે, તે શરમ આવે છે?"

ધનગૌરી કંઈ બોલી નહિ. મન્યુ પણ પાસુ ફેરવી સુઈ રહ્યો. આખરે એમ કરતાં બન્નેની આંખ મળી ગઈ.

સુમારે એકાદ થયો હશે, તે વખતે ધનગૌરી સફાળી ઉઠી બેઠી થઈ. મન્યુ પણ જાગી ઉઠ્યો અને બોલ્યો:—"કેમ ઉઠી?"

ધન૦—"હું તો રસોડામાં જઇશ." મન્યુ:—"શા માટે?"

ધન૦—"કોઈ મેમાન આવ્યા હોય એમ લાગે છે, તે રાંધવા!"

મન્યુ:—"બીજાં રાંધશે? તું જઇને શું કરીશ?"

ધન૦—"આખો દહાડો બિચારાં કામથી થાકેલાં હશે, અત્યારે એમને નહિ રાંધવા દઉં. હું તો જાઉં છું."

એમ કહેતી ધનગૌરી ચાલી ગઈ. મન્યુ મનમાં વિચાર કરવા લાગ્યો કે, ઠીક, આ તો ગૃહબોર્ડીંગની શિક્ષા, એમ જાણી તે મનમાં ઘણો ખુશી થયો. રસોડા તરફ ધનગૌરીને આવતી જોઈ મ્હોટી વહુ બોલી:—

"તમે અત્યારે ક્યાંથી? જાવ, જાવ, સુઈ રહો. પૂરી શાક કરી નાંખીશ. જાઓને બળ્યું."

ધન૦—"ના ભાભી જાઓ. તમે જ સુઈ જાઓ. આખા દહાડાનાં થાકેલાં છો ને વળી અત્યારે તમે જ ચુલામાં પેસશો. જાઓ હું રાંધી નાંખું છું."

ગંગાએ તેને રાંધવા દીધું નહિં. ધનગૌરી ત્યાં બેસી શાક સમારવા લાગી. એટલામાં મ્હોટી મા આવ્યાં. ધનગૌરીને ત્યાં જોઈ તેઓ બોલ્યાં:—"ઓ મા!

કોણ? બેટા વહુ! તું આવી છે બેટા? જાઓ મારી લક્ષ્મી, સુઈ જાઓ બા! અમે બધાં છીએ ને? જા મારી દીકરી સુઈ જા. હજી નાની વય ને રાતે જાગો તો માંદા પડાય, જા-સુઈ જા" એમ કહી ધનગૌરીને મ્હોટી માએ પાછી મોકલી દીધી. મન્યુ તેને આવતી જોઈ બોલ્યો:-"કેમ વોલન્ટીયર! પાછાં આવ્યાં કની."

ધન૦—જાઓ, વળી એમ અંગ્રેજીમાં બોલી મશ્કરી કરશો નહિ."

"નહિ તો શું કરશો?"

"કંઈ નહિ, પણ એ શું વળી વાત વાતમાં મશ્કરી?"

એમ કહી ધનગૌરી પથારીપર પડી અને થોડીવાર પછી ઉંઘી ગઈ.



## પ્રકરણ ૨૮ મું

## વોકળામાં પૂર

જોત જોતામાં ઘણા દિવસ ઘર આગળ પસાર થયા. મુંબઈ પાછા જવાને હવે થોડા જ દિવસ બાકી હતા. મન્યુને કેસને માટે વડોદરે જવાનું હતું. આથી કરી સ્વાભાવિક રીતે ઘરનાં માણસોનાં મન વિષાદમાં હતાં. શું થશે, એના સંબંધમાં બધાંને ફિકર હતી. આ અરસામાં મન્યુને એક કાગળ મળ્યો, તેનો મજકુર નીચે પ્રમાણેઃ—

મુંબઈ તા૦ ૨૩-૧૨-૦૮.

સવિનય નિવેદન,

ઘણા આનંદથી મારા મોટાભાઇના કહેવાથી આ કાગળ આપને લખું છું. જે દિવસે તમે મુંબઇથી રવાના થયા, તેના બીજા દિવસે સ્હવારના વડોદરાના સ્ટેશન-પર એક વિદ્યાર્થી અને ટીકીટ કલેકટરને મારામારી થઈ. વિદ્યાર્થીનું નામ મન્યુકુમાર છે. ટીકીટ કલેકટર સાંભળવા પ્રમાણે એક મહિલા તરફ કંઈ અસદ્ વ્યવહાર કરવા જતો હતો, તેના પરિણામે મારામારી થઈ છે. એવા સમાચાર અહીંના દૈનિક પેપરોમાં છપાયા છે. આ સંવાદ વાંચીને મારા મોટા ભાઈ બોલ્યા કે "એ વિદ્યાર્થી તો બીજા કોઈ નહિ, પણ આપણા માસ્તર જ હોવા જોઇએ" એમ કહી વિશેષ ખાત્રીને માટે મને આ કાગળ લખવાની સૂચના કરી છે. મારું પોતાનું મન પણ સાક્ષી પૂરે છે, કે મન્યુકુમાર તે આપ જ હશો અને બીજું કોઈ નહિ. જો મારું અનુમાન સત્ય હોય અને ઈશ્વર પાસે પ્રાર્થના છે કે 'મારું અનુમાન સત્ય ઠેરવો' તો અવશ્ય આપે હિન્દુ સમાજનું મુખ ઉજ્જ્વલ કર્યું છે; એમાં કોઈ પણ જાતનો શક નથી. એક અસહાય અબળાની મદદ કરી દેખાડવામાં તમે તમારું કર્તવ્ય કરતાં વધારે કર્યું છે, એ નિઃસંદેહ છે. આશા છે કે, આ પત્રનો ઉત્તર સત્વર મોકલાવશો અને આનંદમાં વૃદ્ધિ કરશો. વિશેષમાં મોટા ભાઇએ સૂચવવાને ફરમાવ્યું છે કે, મુકરદમામાં જે ખર્ચ થશે, તે તેઓ ખુશીથી આપશે. આશા છે કે આપ કુશળ હશો.

ઉર્મિલા.

મન્યુને જેમ જોઇતું હતું તેમ થયું. ઘરનાં માણસોએ ઉત્સાહ ન બતાવ્યો તો ન બતાવ્યો, પણ એથી ઉલટું ઉત્સાહભંગ થવા જેવું કર્યું. ઘરનાં માણસોએ તેના કામની કદર ન કરી, પણ વખોડયું. તેના કાકા વગેરેએ પણ એવો જ વિચાર

જણાવ્યો કે, "આપણે સીધા માણસ સીધે રસ્તે જવું. એવા મુકરદમા આપણા જેવાને પાલવે નહિ." એમ કહી મન્યુના કૃત્યની મૃદુ ભર્ત્સના પણ કરી. એકંદર રીતે ઘરના કોઈ પણ માણસને તેનું કાર્ય પસંદ આવ્યું નહિ. તેની પોતાની સ્ત્રીની સાથે વાતચીત થઈ હતી, તે પણ તેવા જ પ્રકારની. "શાને માટે તમે હાથે કરીને વિપદ્ વ્હોરી લીધી? એ સ્ત્રી તમારી તો સગી ન્હોતી" વગેરે. જ્યાં સ્નેહ વિશેષ છે, ત્યાં જ અત્યાધિક આપત્તિની સંભાવના છે, એ યથાર્થ રીતે સત્ય છે. એમાં લેશ ખોટું નથી. આથી જ કરીને તે આદર્શ પતિપ્રાણા, સાધ્વી જાનકી દેવીએ સૂતીક્ષ્ણ મુનિના આશ્રમથી દણ્ડકારણ્યમાં જતાં, જતાં, રસ્તામાં મુનિની આજ્ઞાથી રાક્ષસોનો વધ કરવાને ઉદ્યત થયેલા શ્રી રામચંદ્રજીની મૃદુ ભર્ત્સના કરી છે. ગમેતેમ હો, પણ આત્મીય સ્વજનના નિરુત્સાહે મન્યુના મનને ઘણું જ ખિન્ન કરી મૂકયું હતું. તેમની સહાનુભૂતિના અભાવે મન્યુ વ્યાકુળ ચિત્તથી મનમાં કહેતો હતો કે--"હા! તેઓ મેં કરેલું કામ સમજી શકતા નથી. મારા મનની લાગણી તેઓ જાણી શકતા નથી" આ વિચારમાં ને વિચારમાં તેના અંતઃકરણનો ઉત્સાહ માર્યો જતો હતો. ઉનાળાના સખ્ત તાપથી પર્વત ઉપરથી વ્હેતા ઝરાઓ સુકાઈ જાય, તેમ તેના અંતઃકરણની સ્થિતિ થઈ. સ્ફૂર્તિ અને બળ તેના દિલમાંથી ઉડી ગયું હતું. પરંતુ ઉર્મિલાનો કાગળ આવતાં તે સુકાયલા ઝરામાં પાણીનો જોશ આવ્યો—પૂર આવ્યું—તેના હૃદયમાં આનંદ અને પ્રેમના ઉચ્છ્વાસ આવવા લાગ્યા. પરંતુ આ પૂરના જોશથી તેના હૃદયનો ધનગૌરીપ્રત્યેનો ઘટતો પ્રેમ વહી ગયો. એક નવું રમકડું મળવાથી બાળક જેમ આનંદથી નાચવા કુદવા લાગે અને સઘળાંને બતાવે, તેમ મન્યુને પણ થયું. આ કાગળ સઘળાંને બતાવવા લાગ્યો, તેના મનનો ઉભરાઈ જતો આનંદ તે રોકી શકયો નહિ. તે પત્ર તેણે પોતાની ભાભીને બોલાવી તેના હાથમાં મૂકયો અને બોલ્યો:—

"ભાભી! જુઓ તમે સહુ મળીને મારો વાંક કાઢતાં હતાં, પણ સંસારમાં એવાં કેટલાંક પણ માણસો છે, જેઓ મારા હાથે થયેલા કામની પ્રશંસા કરી શકે. તમે જેને માટે મારો તિરસ્કાર કર્યો, તેને જ માટે તેઓ મારી પ્રશંસા કરે છે. ગંગાએ તે કાગળ પહેલેથી તે છેડે સુધી વાંચી લીધો અને પછી મન્યુના સામું જોઈ કાગળ હાથમાં મૂકી હસ્તાં પૂછ્યું:—"આ કોનો કાગળ છે?"

મન્યુએ કાગળને ખીસ્સામાં મૂકયો અને જવાબ આપ્યો:—"હું જે મનોરદાસના છોકરાને ભણાવવા જાઉં છું તેમની બ્હેન છે. તેને પણ કોઈ કોઈ વખત મારે ભણાવવું પડે છે."

"તેની ઉમ્મર કેટલી છે?"

"હશે, આશરે પંદર સોળ."

"અરે બાપરે! સોળ વરસની છોડી કે મોટો સાંબેલો! તે તમારી પાસે શીખે છે અને કાગળ લખે છે! તેને શરમ નથી આવતી?"

"એમાં દોષ શાનો ભાભી? તેના મોટા ભાઇના કહેવાથી કાગળ લખ્યો છે. તેઓ સુધારાવાળા છે. તેમનામાં મોટી ઉમ્મર સુધી છોડીઓ નિશાળે જાય છે અને ભણે છે. એમનામાં આને માટે કંઈ ખરાબ કહેવાય નહિ. તમે કહો છો તે ખોટું."

"વારૂ ત્યારે આટલા વરસ સુધી તે સામૈયો કુંવારો કેમ રહ્યો ?"

"હાં, તેમનામાં લગ્ન કરવાનો મોડો રીવાજ છે. તેઓ ભણી કરી અને પછી મોટી ઉમ્મરે વિવાહ કરે છે. આપણામાં જેમ નાનપણથી વિવાહ થાય છે, તેમ તેમનામાં થતું નથી."

"વારુ એ શું ભણે છે ?"

"અંગ્રેજી છઠ્ઠી ચોપડી ભણે છે."

"તમે તેને ત્યાં રોજ જાઓ છો ?"

"તેને તો રોજ ભણાવતો નથી, પણ તેના ભાઇના છોકરાને ભણાવું છું."

"ત્યારે તમે તો કહેતા હતા ને કે એને પણ ભણાવું છું."

"હા, પણ જ્યારે તેને કંઈ ન આવડે, ત્યારે સ્હેજ સાજ પૂછવાનું હોય તો પૂછે. બાકી નિયમિત રોજ કંઈ તે મારી પાસે ભણતી નથી."

"વારૂ દેખાવમાં કેવી છે ? મારાં ધનગૌરી જેવી છે કે ?"

"ભાભી ! એ બધી ખબર નથી. હું ભણાવવા જાઉં છું. કંઈ ત્યાં તેનું ધ્યાન ધરવા કે દર્શન કરવા જતો નથી."

"ઠીક, ભૂલી ભાઈ ! તમારો તો ગુરૂ શિષ્યનો સંબંધ—"

"શાનો ! પૈસા આપે ત્યાંસુધી ભણાવવાનું. તે જો તે ન આપે તો હું પણ ત્યાં જાઉં જ શાનો ? પૈસાના સંબંધે જાઉં છું. બીજું કંઈ નથી"

મન્યુ બોલતાં બોલતાં સેજ અચકાયો. વાત તો તેના અંતરમાં હતી તેવી ન હતી. એક પ્રકારની મ્લાનતા તેના મોં ઉપર જણાઈ. ગંગા તરત સમજી ગઈ કે, આ ખરા દીલની વાત નથી. તે ચતુર હતી. મન્યુના મનનો ભાવ બરાબર કળી શકી. તેણે પૂછ્યું:—"દીયરજી ! માણસ તો ઘણા સજ્જન જણાય છે, નહી વારુ ? તમારો આ કેસ સાંભળી તમને મદદ કરવા તૈયાર થયા છે. બીજું કોઈ એવી મદદ ન કરે !"

મનને રુચતી વાત સાંભળી મન્યુ આવેશથી બોલ્યો:—

"એટલું જ નહી. પણ તેમનો ઉત્સાહપ્રેરક કાગળ વાંચી મારા જીવમાં જીવ આવ્યો છે; આનંદ થયો છે. ઘરનાં બધાં લોકોએ જ્યારે મારી વાત સાંભળી ત્યારે તેઓએ મને ઠપકો આપ્યો, મને ચોર જેવો જાણ્યો, મેં એક મહા નઠારું કામ કર્યું હોય, તેની માફક અપરાધી ગણ્યો; પરંતુ મનોરદાસ કેળવાયલા અને સુશિક્ષિત માણસ છે. તેમની બ્હેન પણ ભણેલી અને ઉદાર છે. (કાગળ વાંચી બતાવી) જુઓ ! આ એક વાકયથી જ મારા શરીરમાં નવું ચેતન આવ્યું છે. કેસનું તો થવાનું હશે તે થશે, તેની મને ચિંતા નથી. પણ ઘરનાં માણસોનો ઠપકો અને તે પણ એક સારા કામને માટે !! અહ !!!"

"તેમને શું ? તેઓ દૂર બેઠાં ગમે તેમ લખે. અમને ચિંતા થાય, એવી બીજા કોઈને ન થાય ! અમને લાગે, એવું બીજાને ન લાગે માટે જ એટલી બધી ચિંતા કરવી પડી. સમજ્યા ! આપણા પોતાના માણસને માટે લાગે અને તેથી અશુભ કલ્પના થાય, કે શું થશે ! બીજાને માટે થાય નહી."

"ગમે તેમ હો ભાભી! તમે કોઈ મનના ભાવ સમજી શકતાં નથી. આવા કામને માટે જો જેલમાં જવું પડે તો તે પણ એક મોટું માન છે. એમાં પણ ગૌરવ છે, એમ હું સમજું છું. તમારે પણ તેમાં માન સમજવું જોઇએ."

"જાઓ બળ્યું! એવું શું બોલતા હશો? પરમેશ્વર દુશ્મનને પણ જેલ ન દેખાડે! એમાં તે તમે જેલમાં જવા જેવું શું કર્યું છે? ઈશ્વર સૌ રુડાં વાનાં કરશે. તિરસ્કાર તિરસ્કાર કરો છો તે શાનો તિરસ્કાર. આપણે પડ્યાં સાધારણ સ્થિતિનાં માણસ. એ ઉદ્વેગ, દોડધામ, પૈસાનું સત્યાનાશ આપણાથી શી રીતે બને? આપણા ઘરનાં બધાં સાદાં, આડી તેડી બીજી કંઈ વાત જાણે નહી, એટલા માટે ચિંતાથી કહે, બીજું કંઈ નહી. ચાલો હવે વાળું કરી લ્યો. એમ વાતોમાં તો રાતો વીતી જશે."

મન્યુ–રસોડામાં ગયો. ઝટ ઝટ બે કોળીઆ વાળુ કર્યું ન કર્યું ને તરત જ ચુપ-ચાપ ઉઠી ઉભો થયો. કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ઉઠી ગયો; અને ઉર્મિલાને પત્ર લખવા બેઠો. વિચાર કરી નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

"સવિનય નિવેદન,

આજ આપનો શુભેચ્છાદર્શક પત્ર મળ્યો. વાંચીને આનંદ થયો તે લખી જણાવવાને અસમર્થ છું. મારી કલમ પણ તે આનંદ યથાર્થ રીતે વર્ણવી શકવાને અસમર્થ છે. આપનું અનુમાન યથાર્થ છે. તે દુષ્ટચરિત્ર ટીકીટ કલેકટરની સાથે મારે જ ધુસ્સાધુસ્સી થઈ છે. અસહાય અબળા પ્રતિ અયોગ્ય વર્તન કરનાર જોઈ મારો અંતરાત્મા એકદમ ભભૂકી નીકળ્યો. મારે તેના સામે હાથ ઉગામવો પડ્યો. એક મુક્કી મારી. તે બીજું કંઈ કરે, એટલામાં તો માણસો એકઠાં થયાં; તેથી તેનો મનોરથ વિફલ થયેલો જોઈ તેણે મને વિપદમાં નાંખવાને માટે, મારા ઉપર બે ખોટા કેસ ઉભા કર્યા છે; પણ મને તેની લેશ માત્ર ચિંતા નથી. આવાં કાર્યને માટે કદાચ જેલમાં જવું પડે તો પણ હું ડરું તેમ નથી. આપની તરફથી જે પત્ર મળ્યો છે. તેમાં આ બાબતને માટે જે અનુકમ્પા અને મહાનુભાવતા જણાવી છે, તે જોઈ હું મુગ્ધ થયો છું. આ વિષયમાં ઘરનાં માણસોનો અભિપ્રાય જાણી ખેદ થયો છે. દિલગીરી થઈ છે. તેઓ મારા કાર્યનો હેતુ સમજી શકયાં નથી. અહીંના Cold temperature (ઠંડી હવા)થી મારા મનનો ઉત્સાહ છેક Freezing point (હિમસ્થાન) સુધી નીચે ઉતરી ગયો છે. પરંતુ આપના ઉત્સાહપૂર્ણ વાકયથી તે હમણાં તો boiling point (ઉષ્ણસ્થાન) સુધી ઉપર આવ્યો છે. આપે સહાય આપવાને માટે જે ઇચ્છા જણાવી છે, તેને માટે હું આપનો અને આપના મોટા ભાઇનો અંતઃકરણપૂર્વક ધન્યવાદ માનું છું. મદદની કંઈ આવશ્યકતા નથી અને જો કદાચ જરૂર પડશે તો તે લેવાને હું નાશજ નથી. કેસનું પરિણામ પત્રથી જણાવીશ. જયાંસુધી અહીં રહેવાનો છુ, તેટલામાં આપનો પત્ર મળે આનંદિત થઇશ. આશા છે કે, આપને ત્યાં સર્વ કુશળ હશે. અહીં સર્વ જણ કુશળ છે. આપના મોટા ભાઇને અને અન્યને યથા ઘટિત. ચી૦ અમળ અને વિમળ આદિને સ્નેહ સ્મરણ. ઇતિ.

મન્યુકુમાર"

લગભગ કાગળ લખતાં લખતાં બાર વાગી ગયા. મન્યુ પોતાના સુંવાના ઓરડામાં ગયો. રાત ઘણી ગઈ હતી, તેથી ધનગૌરી આવીને પથારી ઉપર સુઈ ગઈ હતી

અને સુતાં જ આંખ મળી ગઈ હોય એમ લાગતું હતું. મન્યુને માટે આણેલી પાનની બીડી હાથમાં ને હાથમાં જ મુઠી વાળેલી રહી હતી. દીવાનો ઝાંખો પ્રકાશ તેના મોં ઉપર પડતો હતો. પ્રભાતમાં ઉગતા બાલ સૂર્યના રશ્મિથી જેમ ઉગતા કમળની શોભા મનોહર જણાય છે, તેમ તેના મુખે પણ આવું જ સૌંદર્ય અત્યારે ધારણ કર્યું હતું. તે સુંદર, સરળ, મનોહર મુખ–તે નિષ્કપટ પ્રેમપૂર્ણ હૃદયનું પ્રતિબિમ્બ જેવું મુખ જોઈ મન્યુ ક્ષણવાર સ્તંભિત થઈ ઉભો રહ્યો. પોતાના હૃદય આકાશમાં કંઇક કાળું વાદળ જોઈ શકયો. તેના મનમાં કંઇક નવીન ભાવ જાગૃત થયો. તેના મનમાં કોઈ પૂછવા લાગ્યું કે, "પરપ્રેમથી કલુષિત હૃદય લઈ કયાં જાય છે? આ સુકુમાર સ્નિગ્ધ લતિકાને છુંદવા તને અધિકાર નથી." તે વળી વિચાર કરવા લાગ્યો કે, આ સરલહૃદયા બાળામાં મને શો અભાવ જણાય છે? આનું નિરાકરણ કરી શકયો નહી. અભાવ તો કંઈ જણાતો હતો. મન્યુનો સંકોચ એક ક્ષણ પછી તરત જ ઉડી ગયો. બીજી પળમાં તેના મનમાં એક પ્રકારના નવા આનંદનો જુસ્સો ઉત્પન્ન થયો. કોણ જાણે આ આનંદ કયાંથી આવ્યો? સુરાપાનથી સહજ ઉન્મત્ત થયેલો માણસ પોતાના મનનો આવેગ રોકી શકતો નથી અને બીજાની મદદ લઈ બહાર વ્યકત કરે છે. તેમ મન્યુ આજ તેનો જુસ્સો રોકી શકયો નહિ. પોતાના હૃદયનો ઉચ્છ્વાસ બીજાપર ઢોળવાને માટે વ્યગ્ર થયો. આજ ધનગૌરીપર તેણે હૃદયનો આવેગ ખાલી કર્યો. પણ ધનગૌરી એ વધી પડેલા આનંદનું કારણ સમજી શકી નહિ.

જોત જોતામાં રજાના દિવસ પૂરા થવા આવ્યા. એટલામાં તે એક વાર વડોદરે જઈ આવ્યો. ત્યાં જઈ લક્ષ્મીલાલ વકીલને મળ્યો. તેમણે ખબર આપી કે, સ્ટેશન-પર બનેલી બધી હકીકત બીજે દિવસે તેમણે 'Times of India'માં લખી મોકલી હતી અને આનું પરિણામ એ થયું કે Traffic Suprintendentનું ધ્યાન ખેંચાયું. તેણે વડોદરાના સ્ટેશન માસ્તરને આ બાબતની બારીક તપાસ કરી લખી મોકલવા જણાવ્યું. મામલો વધારે આગળ વધશે એથી કે, શાથી સ્ટેશન માસ્તરે પોતાની તપાસના રીપોર્ટમાં લખી જણાવ્યું કે 'ટીકીટ એકઠી કરનારનો દોષ હતો'. રેલવે સત્તા-વાળાઓએ વડોદરામાં પોલીસ અમલદારને ખબર આપી કે, રેલવેવાળા તે મુકરદમો ચલાવવાને રાજી નથી. પોલીસ અમલદારે ખાનગીમાં form મુકરદમાનો રીપોર્ટ કરી કેસનો અંત આણ્યો. ટ્રાફીક સુપરીનટેન્ડન્ટે તે ટીકીટ કલેકટરને નોકરીમાંથી બરતરફ કર્યો.

મન્યુ આનંદિત ચ્હેરે ઘેર આવ્યો. ઘેર આવી બધાને સમાચાર જણાવ્યા; અને ઉર્મિલાને આ ખુશીની ખબરનો કાગળ લખ્યો. ઘરનાં બધાં માણસોનાં મન રાજી થયાં. એક પ્રકારની ચિંતા હતી તે ટળી ગઈ. મ્હોટી મા બોલ્યાં કે "બેટા! ઈશ્વરની કૃપાથી હવે કંઈ ભય રહ્યો નથી. કાલે આપણે સત્યનારાયણની પૂજા કરીશું." ઘરમાં સત્યનારાયણની પૂજા થઈ બધાને આનંદ થયો. મન્યુને ઉર્મિલાનો બીજો પત્ર મળ્યો. તે કાગળના છેવટના ભાગમાં લખ્યું હતું કે "આપ આ નવ ગૌરવ રશ્મિ મંડિત હસ્તે ચ્હેરે કયારે આવશો? જલદી આવજો. આપનાં દર્શનથી જે આનંદ થશે, તે વર્ણવવો અશકય છે."

મન્યુએ પણ જવાબમાં લખ્યું હતું કે "આપની પ્રીતિ પૂર્ણ ઉત્સાહ વાણીએ દેવતાના સ્વર્ગીય અમૃતની માફક આ અઘોર દિવસોમાં મારા મૃતપ્રાય જીવનમાં નવું ચેતન રેડયું છે. આપને મળવાને માટે હું વ્યાકુળ છું. રજા પૂરી થતાંમાં કે તેના આગમચ બે ચાર દિવસ, મુંબઈ આવીશ. ત્યાર પહેલાં પત્ર દર્શનનો લાભ મળશે!" આમ તેઓની લૅટરબાજી થોડો સમય ચાલી. કાગળ લેવાને માટે મન્યુ જાતે પોતે પોસ્ટ આફીસમાં જતો. ટપાલનો પટાવાળો પત્ર લઈ આવે, એટલો વિલંબ પણ તેનાથી વેઠાતો નહિ. આમ થોડો સમય ક્રમાગત બન્ને વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. પોસ્ટ એ તો મન્યુને જાણે તીર્થસ્નાન થઈ પડયું. એમ કરતાં કરતાં રજા તો પૂરી થવા આવી. મન્યુને મુંબઈ જવાનો દિવસ પણ નક્કી થઈ ચૂકયો. ઘરનાં બીજાં માણસોને તો જરાતરા દિલગીરીનું કારણ, પણ મન્યુને મુંબઈ જવામાં એક પ્રકારનો આનંદ થતો હતો. ઘરનાં માણસોને તો મુંબઈ એ મહાન્ પરદેશ, પણ મન્યુને તો મન કંઈ જ નહોતું.

—✡✡✡✡—

## પ્રકરણ ૨૯ મું

## ચોરી પકડાઈ

"હવે કયાં સુધી ઉંઘવું છે? ઉઠને? જો તારા ઘરમાં ચોર પેઠા છે;" મન્યુ જે દિવસે મુંબઈ જવાનો હતો, તેના આગલે દિવસે ગંગા લગભગ બપોરના બે અઢી વાગ્યાને સુમારે ધનગૌરીની ઓરડીમાં જઈ તેને જગાડતી બોલી. બ્હાર હેમંતનું રૌદ્ર, મૃદુ તેજ રમતું હતું. બપોરની શાંતિ હતી. ઝાડનાં પાંદડાંના અવાજ સિવાય બીજો કોઈ પણ જાતનો અવાજ કાને પડતો નહોતો. ગંભીર નિ:સ્તબ્ધતા વ્યાપી રહી હતી. એક લીંબડાના ઝાડપર બેઠેલા કાગડાનો કર્કશ અવાજ આ નિ:સ્તબ્ધતાનો ભંગ કરતો હતો. ધનગૌરી જાગી બેઠી થઈ, આંખો ચોળતી બોલી:—"શું કહ્યું ભાભી? ચોરી થઈ છે? કયાં?"

ગંગા પોતાના ઉંઘતા બાળકનો વાંસો થાબડતી અને છેડાવતી પવન નાંખતી બોલી:—"તારા ઘરમાં" એમ કહી તેના મ્હોં સ્હામું જોઈ રહી.

"ચોરી શાની? વળી મારે ઘર કયાં છે કે ચોરી થાય?"

"તું ભોળી ભ્રમા જેવી છે, જાણે નાની કીકી, સમજી નહિ?"

ધનગૌરી બેબાકળી જેવી ગંગાના સ્હામું જોઈ રહી. તેને ખબર પડી નહિ કે, શું કહે છે. તે વિમાસણમાં પડી કે, મેં એવું શું કર્યું છે. ગંગાએ કહ્યું:—'સમજી નહિ—મનની ચોરી.'

"કોનું મન! કોણે ચોર્યું? હેં ભાભી!"

"તારાં ઘરમાં કેટલાં મન છે? દીયરજીનું!"

"તે વળી કોણ ચોરવાનું હતું."

"કોણ! તું એમ જાણે છે કે, તેં તારા મનમાં પૂરી રાખ્યું છે, અને તાળું કુંચી મારી છે, નહિ વારુ? તું એમ સમજે છે કે, તે હવે કયાં જવાનું છે?"

ધનગૌરી કાંઇક સમજી. કૃત્રિમ રોષ ધારણ કરી બોલી:—"વળી મનને તે કંઈ તાળું મારી પેટી કે કબાટમાં પૂરાતું હશે? તમે શું કહો છો બળ્યું? તે જ સમજ પડતી નથી."

"બંધ ન કરી રખાય તો તેની આસપાસ ચોકી પહેરા મૂકવા જોઇએ. નહિ તો ચોરાઈ જાય, સમજી?"

"જેને એવો ચોરીનો ભય હોય તે મૂકે ચોકી પ્હેરા. મારે એવી શી ગરજ છે?"

"પણ, જો એ ચોકી પ્હેરો ન મૂકી શકે તો તારે મૂકવો જોઇએને? જો તે પોતાનું હૃદય સાચવી ના શકે તો?"

"જો તે ના સાચવી શકે તો હું શું કરું? ભલેને જાય? લ્યો એ બધી પંચાત મારે શું કરવા જોઇએ?"

"જા, જા, તું તો હજી નાદાન રહી. તું સમજીશ ક્યારે? તને તો કોઈ કાળે પણ બુદ્ધિ આવવાની નથી." ધનગૌરી ચુપચાપ ગંગાના સ્હામું જોઈ રહી કંઈ બોલી ચાલી નહિ.

"વારુ તું એમની રીતભાત જોઈ કંઈ સમજી શકે છે ખરી?"

"ના બળ્યું, મને તો કંઈ ખબર નથી પડતી. રીત ભાતમાં શું સમજવાનું?" ધનગૌરીએ નીચું જોઈ જવાબ આપ્યો.

"દીયરજી પ્હેલાંના જેવા હમણાં તારી સાથે બોલે છે, હેત કરે છે ખરા કે?" ગંગાએ પૂછ્યું.

"કરે છે, એમાં તે વળી એવું એવું શું પૂછતાં હશો?"

"વારુ, હશે પણ મને એમ લાગતું નથી. પ્હેલાં આવતા ત્યારે તને જોવાને માટે કેવા તલપાપડ થઈ રહેતા? તું જરાક કંઈક બોલતી હોય તો કાન ઉંચા કરી સરવા થઇને સાંભળતા. રાત્રે વ્હેલા વ્હેલા જઈ ઝટ સુઈ જતા. હવે કેમ એવું કરતા નથી?"

ધનગૌરી વિચારમાં પડી. ગંગાએ બોલવાનું જારી રાખ્યું:—"હવે તો રાતના બારબાર ને બબ્બે વાગ્યા સુધી ચોપડીઓ વાંચે છે અને બોલ્યા ચાલ્યા વિના, મુંગાં મુંગાં સુઈ જાય છે, નહિ કે?"

ધનગૌરી શરમાઈ બોલી:—"મને કહે છે કે તું ભણતી નથી. તારી સાથે વાત-ચીત કરવાથી શો લાભ? તું મ્હારા કહેવાનો અર્થ તો સમજી શકતી નથી; હુંએ પણ પછી ચૂપ રહું છું અને તે પણ બોલતા નથી."

"આગળ તો બહુ ગુશપુશ કરતા હતા અને હવે એમ કેમ?"

ધનગૌરી વિચારમાં પડી. ગંગાએ પૂછ્યું "વારુ? એ રોજ, રોજ ટપાલ ઓફીસમાં શાના જાય છે?"

"કાગળ લેવા."

"કોના કાગળ?"

"એમના ભાઇબંધના."

"ના, ના, તેમ નથી.?"

"ત્યારે?" એટલું બોલી ધનગૌરી સફાળી ગંગાના સ્હામું જવાબની રાહ જોઈ રહી.

"મને શી ખબર! મેં તે કાગળો જોયા છે થોડા?"

"ના, ના, બળ્યું કો'ના? કોના કાગળ હેં?"

ધનગૌરીનું મ્હોં વ્હીલાઈ ગયું. તે જાણવાને ઉત્સુક બની.

"તે એમણે મ્હને કહેવાની ના કહી હોય તો?

"પગે લાગું તમને, કહોને બળ્યું! એમ ટટળાવો છો શું?"

"પગે લાગવાનું શું છે એમાં? તને કહેવા માટે તો આ બધી વાત છેડી. હું કહું તે સાંભળ. આજ કની તું એમને એમ કહેજે કે, મુંબઇમાં જ્યાં ભણાવવા જાઓ છો, ત્યાં ભણાવવાનું છોડી દો. સમજી?"

"શા માટે? તેથી શું?"

"તું કહી તો જોજે, કે શો જવાબ આપે છે?"

"એ કહે કે તે ભણાવવાના રૂપીઆ આપે છે તે કોણ આપે?"

"તેનો ઉપાય થઈ રહેશે–"

"શીરીતે? તમે શું કહો છો તે જ સમજાતું નથી. બળ્યું બરાબર વાત કહોને."

"જોને એ મુંબઇમાં જ્યાં ભણાવવા જાય છે ને, ત્યાં તે છોકરાની ફોઈ છે. તેની ઉમ્મર પણ હશે સોળસત્તર વર્ષની. દીયરજી કની તેને પણ ભણાવે છે. તેના કાગળ આવે છે એમના ઉપર" એટલું બોલી ગંગા ધનગૌરીના સ્હામું જોઈ રહી.

ધનગૌરીએ માથું હલાવી જવાબ આપ્યો; "ભલેને લખે? તેમાં શું થયું."

ગંગાએ રોષમાં જવાબ આપ્યો:–"ભલેને લખે કેમ! જા, જા, ગાંડી! તને તે કયારે ભાન આવશે? હવે મોટી બાયડી થવા આવી તોએ એવીને એવી રહીને કહે છે, 'તેમાં શું થયું?'

"પણ ભાભી! એ કંઈ એમને ચ્હાતા તો નથીને?"

"તે હું શું જાણું? મને તો મારે જે લાગ્યું તે કહ્યું. હવે તારે કરવું હોય તે કર. તારી પોતાનીએ તને કાળજી નહિ?"

"પણ હેં ભાભી એ ચ્હાય, તો એમનાં લગ્ન તો ન થાયને? અને જો તેમ હોય તો ચ્હાય શું કરવા?"

"માથું ફોડવા? એક બીજાનો પ્રેમ બંધાય તો પરણવાને શી વાર લાગે?"

"પણ બા એમ કહે છે ને, કે સુધારાવાળા બીજી વાર લગ્ન ન કરે."

"વારુ લગ્ન ન કરે તેથી શું? એમની બુદ્ધિ તો બગાડેને? પછી તારાપર પ્હેલાં જેવો પ્યાર રાખે ખરા કે? તે તું જ બોલને?"

ધનગૌરીના મનમાં ધાસ્કો પડ્યો. તે રોવા જેવી થઈ ગઈ. તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. તે બોલી:–"હું શું કરું ભાભી? એનો ઉપાય શો? એવું મારામાં શું બળ્યું છે કે, હું એમના મનને વશ રાખી શકું. મારામાં એવા શા ગુણ છે? હેં ભાભી! હું શું કરું........" એટલું કહેતાં કહેતાં ધનગૌરીની આંખમાંથી દડદડ

આંસુ વહેવા લાગ્યાં. ગંગા પોતાના છેડાવતી આંસુ લ્હોતી બોલી:-"એમાં રડે છે શું! જો આ મ્હોટી મા આવ્યાં."

ઉપર પ્રમાણે વાતચીત થતી હતી, એટલામાં મ્હોટી મા ત્યાં આવી પહોંચ્યાં અને બોલ્યાં:-"ચાલો બેટા! કથા સાંભળવાનો વખત થયો છે." ધનગૌરી તે દહાડે કથા સાંભળવા ગઈ નહિ. માથું દુખે છે કહી તે ત્યાં ને ત્યાં જ પડી રહી. બીજે દિવસે મન્યુ તેના ભાઇની સાથે મુંબઈ જવાનો હતો, તેથી તે બધો વખત કામમાં જ ગુંથાયલો રહ્યો હતો. ટ્રંકમાં કપડાં ચોપડીઓ પેક કરી રાત્રે અગીઆર વાગે સુવા ગયો. ધનગૌરીએ તે દિવસે વાળું પણ કર્યું ન્હોતું. હમેશની માફક તે આજે પણ એક પાનની બીડી હાથમાં ને હાથમાં રહેવા દઈ સુઈ ગઈ હતી. મન્યુએ જતાંની વાર પાનની બીડી હાથમાંથી લઈ તેને જાગ્રત કરી. મ્હોં ઉપરનો છેડો ખસેડ્યો. તો તેને તે ભીંજાયલો જણાયો. ધનગૌરી હમેશ હસતી, પણ આજે તે હસી પણ નહિ. આંખ રોવાથી રાતી થઈ હોય તેવી જણાઈ. મન્યુનું મન આજે આનંદમાં હતું. તેનામાં એક પ્રકારની સ્ફુર્તિ હતી, કારણ કે તેને બીજે દિવસે સ્હવારે મુંબઈ જવાનું હતું. આજે તે સ્ફુર્તિના આવેશમાં ધનગૌરીપર વધારે મમતા અને આદર બતાવવા લાગ્યો. પણ ધનગૌરી કોઈ પણ પ્રકારે આજ હસી નહિ.

મન્યુના મનમાં એમ આવ્યું કે, હું કાલે જવાનો છું તેથી તે દીલગીર છે; અને તેટલામાટે જ તેનું મ્હોં લેવાઈ ગયેલું લાગે છે. આથી કરીને તે તેની સાંત્વના કરવા લાગ્યો, તેને સમજાવવા લાગ્યો. ધનગૌરી આખરે બોલવા જેવી સ્ફુર્તિમાં આવી ખરી, પરંતુ તેના મુખપર સુધા હાસ્ય ફુટી નીકળ્યું નહિ. મન્યુ બોલ્યો:-"બોલ્ય, જોઇએ આ વખતે તારે માટે મુંબઇથી શું લાવું?"

ધનગૌરી બોલી:-"કંઈ નહિ." મન્યુ:-"કંઇ નહિ કેમ વારુ!"

ધન૦-"મારે નકામું કંઈ નથી જોઇતું." મન્યુ:-"પણ કેમ નથી જોઇતું?",

ધન૦-"અમસ્તું જ." મન્યુ:-"વળી ગુસ્સે થાય છે કે? નહિ, નહિ બોલ્ય, શું લાવું તારે માટે?"

ધન૦-"કંઈ નહિ. મને બીજું કંઈ જોઇએ છે." મન્યુ:-"શું જોઇએ છે?"

ધન૦-"પણ મને આપશો." મન્યુ:-"અપાય તેવું હશે તો આપીશ?"

ધન૦-"ના, પણ આપશો કે નહીં?" મન્યુ:-"કહ્યું તો ખરું કે અપાય તેવું હશે તો આપીશ"

ધન૦-"મેં ન અપાય એવું કોઇ દહાડે માગ્યું છે?" મન્યુ:-"ના."

ધન૦-"ત્યારે બોલો. આપશો કે નહીં?" મન્યુ:-"શું?"

ધન૦-"પણ પહેલાં કહો કે આપીશ." મન્યુ:-'ચાલ્ય, તે પ્રમાણે થશે, થયું!"

ધન૦-"મારા સમ." મન્યુ:-"તારા સમ!"

"કૈકેયીની માફક વચન માગવાની તૈયારી કરે છે."

ધન૦-"વારુ ત્યારે તમે મુંબઇમાં જ્યાં ભણાવવા જાઓ છો ત્યાં ભણાવવાનું બંધ કરો!"

જેમ અચાનક વીજળીના પડવાથી માણસ ચોંકી ઉઠે, તેમ મન્યુ ચોંકી ઉઠયો. આને મોંહે આ વાત કયાંથી! જો તે વખતે ત્યાં દીવો બળતો હોત તો ધનગૌરી જોઈ શકી હોત કે, મન્યુનું મો જોવા જેવું હતું. તેનું મુખ એકદમ વિવર્ણ થયું હતું. પણ કમનસીબે દીવો ન હોતો. લાચાર! આખરે તેણે કહ્યું:—"શા માટે? એ વાત તારે શું કરવા જોઇએ!"

"પણ તમે કહ્યું તેમ કરશો કે નહીં?"

"જોઇશું. પણ ત્યાં ભણાવવા જવામાં દોષ શો છે? ત્યાં શું વાઘબાઘ મારો કોળીઓ કરી જાય એમ છે?"

"તમારે ભણાવવા જવાની જરૂર નથી."

મન્યુ:—"શા માટે?"

ધન૦—"જુઓ, દહાડે દહાડે તમારું શરીર કેવું નબળું થતું જાય છે. તમારે વાંચવાની મહેનત અને ભણાવવાની મહેનત, બે સાથે કરવાથી શરીર બધું તવાઈ ગયું."

"પણ ભણાવવા જવાથી પૈસા મળે છે અને ત્યાંનું ખરચ ચાલે છે, તે કયાંથી લાવું?"

"તેની તમારે ચિંતા કરવી નહીં. આ મારાં ઘરેણાં છે તે લ્યો. તે હું પહેરતી નથી. તેને વેચીને તમારું ખરચ નીભાવો."

"ના, કોઈ કાળે પણ તેમ થાય નહીં. ઘરેણું નવું લેવાનું તો મળે નહીં અને જે છે તે પણ વેચી નાંખું? નહીં, નહીં, એ કદી પણ મારાથી બનવાનું નથી."

"જુઓ. ઘરેણાની મને જરૂર નથી. તમને કેટલો શ્રમ પડે છે? તમે તે વેચીને ખરચ નીભાવો. તેમ કરવાથી હું રાજી થઇશ."

"પ્રાણ જાય તો પણ હું તે કરું નહીં." ધનગૌરી ચૂપ રહી. મન્યુ પણ ચૂપ બેસી રહ્યો—તે વિચાર કરવા લાગ્યો કે, આજ આ બધી વાત આને મોઢે ક્યાંથી? એને શું ઉર્મિલાના કાગળની વાત ખબર પડી છે?

ધનગૌરીએ પૂછ્યું:—"વારુ તમારા ઉપર હમણાં કાગળ કોના આવે છે?"

અરે બાપરે! સત્યાનાશની પાટી!! આ બધી આને કયાંથી ખબર? અસલ વાતને ઉડાવવાને મન્યુએ કહ્યું;—"શામાટે પ્રશ્ન? કાગળ તો ઘણાના આવે છે. નારાયણના આવે—અમૃતના આવે—નજુના આવે, અને બીજા કેટલાના આવે છે!"

"ઉર્મિલાના આવે છે કે નહીં?"

મન્યુ વધારે વિવર્ણ બન્યો—તે સમજ્યો કે, આને ખબર પડી છે. જાણે એકદમ ઉંચેથી જમીન ઉપર પડ્યો હોય, તેવી તેના મનની સ્થિતિ થઈ. તે બોલ્યો;—"એનું તારે શું? તને કહ્યું કોણે?"

"જેણે કહ્યું તેણે, પણ તમે તો કહ્યું નહીંને? અને હજી પણ કયાં કહો છો કે, તમને કોણ કાગળ લખે છે?"

"હાઃ હાઃ એ તો સમજ્યો. એ બધાંકની ભાભીનાં કારસ્તાન. હું એમણે જ આ બધું શિખવાડયું છે તને—કેમ?"

"હશે કદાચ, પણ તેમાં જૂઠું તો નથીને?"

"માટે જ ભણાવવા જવાની ના કહે છે. કેમ, એટલા માટેને?"

"હા, હા, તમારા ભલા માટે. પણ એ તમને કાગળ શા માટે લખે છે? એને એવી જરૂર શી છે તે કહો!"

"ઓ બાઃ આ તો હુકમ ચલાવવા માંડ્યો! કાગળ લખે જ કેમ? વારુ કહે કાગળ લખવામાં શું દોષ છે? હું તેને ભણાવું છું. જે રેલવેના બનાવને માટે તમે બધાંએ મને તોડી પાડીને હલકો પાડ્યો, તેને માટે તેણે પ્રશંસા કરી કે, તમે એક સ્ત્રીનું ઉપરાણું લેવામાં સારું કામ કર્યું છે! બીજું કંઈ જ નહીં. સમજી?"

"વારુ તે દેખાવમાં કેવી છે? ઘણી જ રૂપવાન્. રૂપરૂપની કન્યા! નહીં વારુ?"

"તેનું તારે શું કામ?"

"નહીં, નહીં, કહો તો ખરા કેવી છે?"

"રૂપવાન્, પણ તારા જેવી નહીં ખરેખર."

"ખોટી વાત, ઈસ–તમે મારી મશ્કરી કરો છો."

"તારા સમ ખોટી વાત કહેતો હઉં તો."

"વારુ ત્યારે તમે એટલા બધા એને ચાહો છો કેમ?"

"શું બોલી? હું એને ચાહું છું? ખબરદાર, જો એવું બોલી તો. કોણ કહે છે કે, હું એને ચાહું છું."

"ના કહેશો તો નહીં બોલું. પણ નક્કી તમે એને ચાહો છો તો ખરા–"

મન્યુના માથા ઉપર વજ્રાઘાત થયો હોય તેમ થયું. તે બોલ્યોઃ–"એ ખોટી વાત. એવું બોલવું એ પણ પાપ છે! હું તો માત્ર ત્યાં ભણાવવા જાઉં છું. આપણે તો પૈસાનો સંબંધ! જો કાલે તેઓ પૈસા આપવા બંધ કરે તો હું ભણાવવા પણ ન જાઉં. સમજી?"

"વારુ ત્યારે તમે ભણાવવાનું કેમ મૂકી દેતા નથી? જરૂર તમે તેને ચાહો છો. તમને ખોટું લાગતું હોય તો નહીં બોલું, પણ–" એટલું કહેતાં કહેતાં ધનગૌરીની આંખમાં આંસુ આવ્યાં. દડદડ આંસુની ધાર ચાલી. મન્યુ થોડીપળ ચૂપ બેસી રહ્યો. પછી બોલ્યોઃ–"જા, જા ગાંડી. એ બધી ખોટી વાત. કોણે કહ્યું કે, હું તેને ચાહું છું. તારાવગર બીજા કોઇને હું ચ્હાતો નથી. એવા ગાંડાવેડા કરે છે? જે હું કહું છું તે તું ખાત્રીથી માનજે કે, આ દુનિયામાં તારા જેવું બીજું કોઈ મને વ્હાલું નથી–તારા મનનો વહેમ ટાળવાની ખાતર હું તેમ કરત, પણ અહુણાં હું તેમ કરી શકું તેમ નથી. કદાચ તું એમ જ ધારી લે કે, એ ભયથી મેં ભણાવવાનું મૂકી દીધું. તને કોઈ કહે તેના ઉપર બીલકુલ ધ્યાન આપતી ના. હું ખાત્રીથી કહું છું કે, તારો વહેમ ટળે એમ હું અવશ્ય કરીશ. સમજી? ઘેલી! નક્કી તારો વહેમ ભાંગીશ. જો મારા જ પોતાના મનમાં એવું કુડ કપટ હોત તો તેનો આવેલો કાગળ ભાભીને બતાવત જ શાનો? પણ મારા મનમાં તેવું કશું નથી. બીજા કાગળ પણ આવેલા છે, તે હું ભાભીને આપીશ. તે તને વાંચી સંભળાવશે, એમાં કશું નથી. તું આવી ડાહી થઈ ગાંડપણ કરે છે? ઘેલી! ચાલ સુઈ જા, જો રાત ઘણી ગઈ છે."

મન્યુના આશ્વાસનથી ધનગૌરી શાંત થઈ. તેનો વહેમ જતો રહ્યો, એમ તેને લાગ્યું. તેને પાછો પોતાના સ્વામીપર વિશ્વાસ આવ્યો અને પ્રેમ થયો. તે ભોળી અબળાના મનમાં કંઈ જ ન રહ્યું. હિંદુ અબળા ખરેખર નિખાલસ દિલની હોય છે. તે સરલ હૃદયા સુઈ ગઈ. મન્યુ પણ સુઈ ગયો. પણ તેને આજ એકદમ ઉંઘ આવી નહીં. તે પોતે જ સમજી શકતો નહોતો કે, તે ઉર્મિલાને ચ્હાએ છે કે નહીં? કોણ જાણે શાથી તેને એમ લાગ્યું કે, મેં આજ જે અત્યારે અહીં કહ્યું તે છળ છે-કપટ છે-પ્રવંચના છે. તેને એમ લાગ્યું કે, પહેલાં મારું મન આવું નહોતું. આ વિચારમાં ને વિચારમાં ઉંઘ આવી નહીં. ઘણી મોડેથી નિદ્રા આવી, પણ તે શાંતિદાયિની નિદ્રા નહોતી, પણ કષ્ટદાયિની તંદ્રા હતી. તે સ્વપ્ન જોવા લાગ્યો. સ્વપ્નમાં શું જોયું? ઉર્મિલા એક નક્ષત્રની માળા લઈ તેને પહેરાવી કહે છે કે;-"તમે ગુજરાતીનું ગૌરવ વધાર્યું છે, ધન્ય છે તમને."



## પ્રકરણ ૩૦ મું
## બેન્ડ સ્ટેન્ડપર

મીસીસ માલતીને ત્યાં ટીપાર્ટી પછી, તેમને ત્યાં વસંતને વારંવાર આવવું જવું થતું. અઠવાડીઆમાં બેએક વખત તેની હાજરી તેમને ત્યાં તો ખરી જ ખરી! આજ શનિવારનો દિવસ હતો. શનિવારને દિવસ અંગ્રેજી ઓફીસો અને કોટમાં આવેલી બીજી ઓફીસો, જે અંગ્રેજી ઢબપર કામ કરે છે, તે વહેલી બંધ થાય છે. વળી શનિવારનો દિવસ આનંદનો હોય છે. કામકાજથી વહેલા પરવારી કોઈ કલબમાં, કોઈ મેળાવડામાં કોઈ નાટકમાં, તો કોઈ વિકટોરીઆગાર્ડનમાં જઈ, ઇંગ્લીશ બેન્ડ સાંભળી આનંદ મેળવે છે. શનિવારને દહાડે અનુકૂળતા વિશેષ હોવાથી જાહેર મંડળોમાં ભાષણો પણ તે જ દિવસે હોય છે. શનિવારને દહાડે વિકટોરીઆવાળાને પણ સારા પૈસા પાકે છે. થીએટરવાળાને પણ તે જ દિવસે સારી કમાણી થાય છે, અને એમને અંગે પોષાતાં ચ્હા, કાફી, રીફ્રેસમેંટ-ઠુંગો પાણીના ગૃહોવાળાને પણ તે જ દિવસે સારો તડાકો પડે છે. શનિવારની રાતને સામાન્ય રીતે મુંબઇનાં માણસો (golden night) એટલે 'સોનાની રાત' કહે છે, તે ઉપરનાં વિધવિધ કારણોને લઇને.

વસંત લગભગ બેએક વાગ્યે ઓફીસમાંથી પરવારી લાઇબ્રેરીમાં ગયો. ત્યાં જઈ થોડું ન્યુઝપેપરોનું વાંચન કીધું, માસિકો અવલોકયાં, નવી આવેલી ચોપડીઓ આંખ નીચે કાઢી જોઈ-એમ ત્યાં લગભગ બે થી અઢી કલાક વીતી ગયા. પછી પોતાને જોઇતી ચોપડી લાઇબ્રેરીમાંથી લઈ બેન્ડ સ્ટેન્ડ તરફ ફરવા ગયો. ઓવલના મેદાનની લીલોતરીપર કેટલાક ક્રીકેટ રમતા હતા. પાસેના ટુકડાપર યુરોપીયનોની ફુટબોલની મેચ હતી. જોવાને આસપાસ લોકોનું ટોળું મળ્યું હતું. બેન્ડ સ્ટેન્ડના કઠેરા આગળ યુરોપીયનોનાં છોકરાં રમતાં હતાં, તેમની દાઇઓ બીજાની સાથે વાતોમાં હતી, કેટલીક યુરોપીયન સ્ત્રીઓ હવા ખાવાને આવી હતી, તે આમ તેમ ફેરા મારતી હતી. કોઈ કોઈ કેટલાકની સાથે વાતોમાં મળી હતી. યુરોપીયનોની નકલ કરનાર પારસી બાનુઓ, સાડી પર ગળામાં ફર નાંખી ફરતી હતી. મન્યુ જરા આઘે આવી રેલવેની પાસેની

પથ્થરની રેલીંગપર બેઠો. એટલામાં બે મુસલમાનો પાસે આવીને બેઠા. તેમણે પાન ખાઈ તે જગાને થુંકી થુંકી રાતી કરી નાંખી. "પીસ્તાં બદામ"ની બુમ મારતો ફેરીવાળો આવ્યો. પેલા મુસલમાનો પીસ્તાં લેતાં રગઝગ કરવા લાગ્યા. ફરવા આવેલી સ્ત્રીઓ તરફ જોઈ વિવિધ પ્રકારની ચેષ્ટા કરતા અરસપરસ ટીકા કરવા લાગ્યા. વળી એટલામાં આઘેથી પોષ્ટ કાર્ડ વેચનારને હાક મારી ફક્કડબાજોએ બોલાવ્યો અને ચિત્રો જોવા લાગ્યા. જોતાં જોતાં એક જણ બોલ્યો "અરે યાર મૈં સાદી કરુંગા તો એસીકી સાથ!" બીજા મીયાંએ જવાબ વાળ્યો "સાલે તુમ્હારે તકદીરમાં ઔરત હય કયા!" મન્યુ આ વાત સાંભળી મનમાં હસ્યો. થોડી વાર પછી શાંત બની વિચાર કરવા લાગ્યો; "અહા! આ કેવી જગા છે. અહીં કેટલા પ્રકારનાં સ્ત્રી પુરુષો આવે છે? કોઈ આનંદ મેળવવા, કોઈ હવા ખાવા, કોઈ તમાશો જોવા, કોઈ એક બીજાને મળવા, કોઈ છુપી મસલત કરવા, ગરીબ–શ્રીમંત ઠગ સર્વ કોઈ અત્યારે આ જગામાં મળી આવે તેમ છે!" વસંત ક્ષણવાર શાંત મને આ લોકોનાં ટોળાંની તરફ જોઈ રહ્યો હતો. તે વિચાર કરવા લાગ્યો કે, તેમના મનમાં શા શા તરંગો ચાલતા હશે. એમ વિચારમાં ને વિચારમાં તે ત્યાંથી ઉઠયો અને આગળ ચાલ્યો. પાસેના જીમખાનામાં કેટલાક યુરોપીયનો ટેનીસ રમતા હતા. ખરેખર આ લોકો ભાગ્યશાળી છે. કામધંધાથી પરવાર્યા કે ચિંતાને દૂર કરી, અહીં આવી કસરત કરી આનંદ લેવો. આથી જ તે લોકોની શારીરિક સંપત્તિ સારી હોય છે. બીજા જીમખાનામાં કેટલાક પારસી યુરોપીયનોને જોયા.–અહીં પણ પારસી બાનુઓની હાજરી હતી. આ યુરોપીઅન પારસીનો ભાઇચારો જોઈ વિસ્મય થતો તે આગળ ચાલ્યો–વુડહાઉસ બ્રીજપરથી ઉતરી દરીઆ કિનારે જરા અગાડી ગયો–અહીં ફરવા આવનાર થોડા જ હોય છે. અહીંની અપૂર્વ રમણીયતા અને નિર્જનતા થોડાને જ મુગ્ધ કરે છે. મુંબઇના આ ભાગનો દેખાવ એક ઓર જ શોભા ધારણ કરે છે. નવાં મોહક મકાનો, તેમનાં અવયવ ખામી વગરનાં, બાંધણી સુંદર અને રોનકદાર, સરખી ઉંચાઈ વગેરે જોતાં મુંબઈમાં આવું સ્થાન ભાગ્યે જ નજરે પડે છે. યુરોપના પારિસ જેવા શહેરમાંથી અહીં આવનારને બારોબાર આ જગ્યાએ લાવીને મૂકયો હોય તો તેને ભાગ્યે જ ખબર પડે કે, હું પારિસની બહાર છું! વસંત અહીં આવી એક બાંકપર બેઠો. શીતળ પવન વાતો હતો, આકાશમાં સફેદ વાદળાંના ખંડ જણાતાં હતા, સૂર્યનું અસ્ત થતું ઝાંખું તેજ રમતું હતું, સમુદ્રના તરંગો ડોલતા હતા, દૂર સૂર્યનું આછું તેજ પાણીપર પડી તે ભાગને ચકચકિત બનાવતું હતું, દૂર કોઈક હાઇ લેંડર જેવો પોષાક પહેરેલો સોલ્જર બેગપાઇપ વગાડી રહ્યો હતો. શાંત અને સ્વસ્થ ચિત્તે અર્ધ જાગૃત અને અર્ધ નિદ્રિત અવસ્થામાં તે તે બાંકપર બેસી રહ્યો. થોડીવાર પાછી દૃષ્ટિ દૂર ફેંકી સ્હામી બાજુએ મલબાર હીલના ટેકરી પરના બંગલા છવાયલા જણાતા હતા. આકાશનો રંગ બદલાયો હતો. તે સમુદ્રના પાણીમાં પ્રતિબિમ્બિત થતો જણાતો હતો. વસંત આ બધું જોતો હતો, એટલામાં જ એક યુવાન્ બાળાને તેણે પાસે આવતી જોઈ. તેને જોતાં જ ચોંકીને બોલ્યો!

"અહો મીસ લીલા! તમે કયાંથી?"

હાથમાંની નાજુક છત્રીને બાંકને અઢેલી મૂકી, બાંકપર બેસતાં લીલા બોલી:–

"સ્હેજ ફરતી આ બાજુએ આવી ચઢી!"

"શું ચાલતાં આવી નીકળ્યાં છો?"

"નાજી, ગાડી પણ ઉભી છે ને. તમે આજ આ બાજુએ નીકળી આવ્યા?"

"આજ જ નહિ, ઘણીવાર આવું છું. અહીં એકાંત હોવાથી ઠીક પડે છે. પણ તમે ચોપડી સાથે લઇને ફરવા આવો છો? સાથે આ દોસ્તદાર ઠીક."

"ના, ના, એમ કંઈ નથી. આજ લાઇબ્રેરીમાં ગયો હતો, ત્યાંથી બારોબાર અહીં આવ્યો. પછી આપને ત્યાં આવવા વિચાર હતો."

"ઠીક, સાથે જ ચાલજો!" ક્ષણવાર બન્ને જણાં ચૂપ રહ્યાં. થોડીવાર પછી વસંત બોલ્યો:–"આપ ઉંડા વિચારમાં હો એમ લાગે છે."

**લીલા**:–"છો! કંઈ જ નહિ."

**વસંત**:–"**લીલા**! હું ઘણા વખતથી એક વાત આપને કહેવા ઇચ્છું છું. પણ –"

**લીલા**:–"શી વાત?"

**વસંત**:–"આપની પાસે એકાદ વસ્તુની માગણી કરવાની છે."

**લીલા**:–"મારી પાસે! બેલાશક, શી વસ્તુ માગવાના છો!"

**વસંત**:–"કહું ન કહું એમ ઘણા વખતથી હું મ્હારા મનને દાબી રાખું છું. પરંતુ લોહચુમ્બક આગળ જેમ લોખંડનું કાંઈ ચાલતું નથી, તેમ મારા વિચાર તમારી આગળ પાંગળા બની જાય છે. તમે પુખ્ત ઉમરનાં છો, સ્વતંત્ર વિચાર કરવા સમર્થ છો. મ્હારું અંતઃકરણ તમારા આગળ ખોલી બતાવવું નિરર્થક છે. જ્યારથી આપનો પરિચય થયો અને તે પરિચય જેમ વધતો ગયો, તેમ તેમ મને લાગે છે કે, મારું પોતાનું સુખ આપના હાથમાં છે. હું જાણું છું કે, આ બાબતમાં કદાચ મારી યોગ્યતા ઓછી જણાશે, મારી વિદ્વત્તા ઓછી લાગશે, મારી આર્થિક સ્થિતિ પણ પ્રતિકૂળ જણાશે; છતાં આટલું કહેવાની મેં આજે હિંમત કરી છે. મારા વિચારને તો તમે સારી રીતે જાણો છો. મને સુખી કરવો, એ માત્ર આપના એક જ અક્ષર ઉપર આધાર રાખે છે. તેમ જ મારા સુખનો વિનાશ પણ એક જ અક્ષરપર ટકી રહે છે."

"તમારું હૃદય હું ક્યાં નથી જાણતી? તમે પણ તે તો જોઈ શકયા હશો કે, મારું અંતઃકરણ તમારી માફક તમને જ શોધતું ફરે છે. તમારા સુખને માટે હું હમણાં જ 'હા' કહું, પરંતુ તેમ કરવાને હું સ્વતંત્ર નથી. તમને મારી જેટલી લાગણી છે, તમને જેમ તમારા સુખનો આધાર મારાપર લાગે છે, તેમ મને પોતાને પણ લાગે છે. હું જાણું છું કે, આપના સહવાસમાં જ હું સુખી થઈ શકીશ. પરંતુ મારી મા, આ વાતમાં કદાચ હમણાં તો હા ભણશે કે નહિ, એ સંશય પડતું લાગે છે. કારણ કે તેના વિચાર આ બાબતમાં જૂદી તરેહના છે."

"હા, હું જાણું છું કે, પૈસા સંબંધી બાબતમાં મારી એકંદર સ્થિતિ શ્રીમંત જેવી નથી. પરંતુ હું હમણાં જ્યાં છું ત્યાં મને આગળ વધવાનાં અને સારા પૈસા પ્રાપ્ત કરવાનાં સાધનો છે. મારા ઉપર સાહેબની મહેરબાની છે અને એટલું જ નહિ, પણ તેઓને મારા કામથી એવો સારો સંતોષ મળ્યો છે કે, મને વખત આવે જાપાન

મોકલવાને વચન આપ્યું છે. અત્યારે પણ મને ઘરકુટુમ્બ નિભાવવાને પૂરતા પૈસા મળે છે. પણ મારી સ્થિતિ આપના જેવી તો નહીં જ. પણ લીલા! પ્રેમની સાથે પૈસાને શો સંબંધ છે? હું તમને કેટલો ચ્હાઉં છું, તે મારું મન જ જાણે છે. તમારા સુખને માટે હું શું નહિ કરું? બસ્સ! બસ્સ! મારી લીલા! તમે એટલું જ કહો કે, હું તમોને ચ્હાઉં છું, હું કોઇની પરવા નથી કરતો, પણ મને સુખી કરવો, એ તમારા હાથમાં જ છે." એટલું બોલી વસંત હથેલીપર માથું ટેકવી બેઠો. થોડીવાર તો શું કહેવું, તે જ લીલાને સુઝયું નહિ. પણ પછીથી તે તરત જ બોલી;—

"હું જાણું છું, હું સમજું છું, મને પોતાને હું ભાગ્યશાળી માનું છું કે, તમે તમારો સ્નેહ અર્પવા તૈયાર છો. ઓહ! હું શું કહું! તમે જાણો છો, મારા મનની સ્થિતિ! હું, શું કહું! હું ચ્હાઉં છું. પણ મને એમ લાગે છે કે, તમે થોડો સમય રાહ જુઓ. ઘેર આવો છો તેના કરતાં આવવાનું વિશેષ કરો. હું મારી મધરને (માતાને) સમજાવીશ."

"ઠીક, આપના આ આશાજનક શબ્દોથી હું આનંદ પામું છું અને આપ સૂચવો છો, તે પ્રમાણે વર્તવા તૈયાર છું."

સંધ્યાનો સમય વ્યતીત થવા આવ્યો હતો. દૂર દીવાબત્તીઓ સળગવા માંડી હતી. આકાશમાં એકાદ બે તારા ઉગ્યા હતા. વધારે વખત તેઓ ત્યાં રોકાયાં નહિ. વસંત બોલ્યો, "ચાલો ઘેર જઇએ." લીલા ઉભી થઈ. બન્ને જણાં ગાડીમાં બેસી ઘર તરફ ચાલ્યાં. રસ્તામાં તેઓ કાંઈ બોલ્યાં નહિ. થોડીવારમાં તેઓ ઘેર આવી પહોંચ્યાં. દીવાનખાનામાં મીસીસ માલતી બેઠાં હતાં. તેઓ વસંતને જોઈ બોલ્યાં:– "અહો તમે ક્યાંથી સાથે?"

લીલાએ ઉત્તર આપ્યો:–"ફરવા ગઈ હતી ત્યાં બેન્ડ સ્ટેન્ડપર મળ્યા અને સાથે અહીં આવ્યા." મી૦ ભગવાનદાસ આવીને ત્યાં બેઠેલા હતા, તેઓએ વસંતને જોઈ ડોકું હલાવ્યું અને ખબર પૂછી. વસંતે વિવેકસર જવાબ આપ્યો. તેઓ પોતાના ધંધાની વાત કરતા હતા. અમુક કંપની કાઢવાના હતા અને તે કંપનીથી મ્હોટો ફાયદો થવાની વાત કરતા હતા. કંપનીના શેર ભરાયા છે અને ભરાતા જાય છે, બજારમાં હાલ ભાવ સોદા બોલાય છે, આગળ જતાં કંપની સારો નફો મેળવશે, નાણાં રોકનારને માટે આ ઘણી ઉમદા તક છે વિગેરે વિવેચન કરતા હતા. આખરે તેમણે વસંતને પૂછ્યું:–

"આપ ગાડફ્રેલની કંપનીમાં નોકર છો, નહિ વારુ?"

વસંતે ધીમેથી જવાબ આપ્યો:–"હાજી."

"વારુ તમે પરશરામ હઠામલની કંપનીના એજંટને ઓળખો છો?"

"હા, જી! ઘણી સારી રીતે. મારે તેઓની સાથે મિત્રતા છે."

"વારુ, તમે મારું એક કામ કરશો?"

"કામ શું છે, તે આપ જણાવશો?"

"કંઈ એવું ખાનગી નથી. તેમ જ્યાં નોકર છો, તે કંપનીના લાભમાં હાનિ થાય તેમ નથી. માત્ર હું થોડી જમીન સિંધના દૂરના ભાગમાં અડોઅડ સિંધને લગતા ભાગમાં ખરીદવા માગું છું, અને તેના સંબંધમાં કાંઈ વાતચીત કરવા માગું છું."

"ઘણી ખુશીથી મારાથી બનશે, તે કરવા હું તત્પર છું."

"ઠીક, તમારો મોટો ઉપકાર! પણ વારુ આપને અહુણાં અહા શો પગાર મળે છે?"

"જી, સીત્તેર રૂપીઆ."

"વારુ જુઓ, મારે એક ચાલાક અને હોંશીઆર માણસની જરૂર છે. મારું કામ દિવસો દિવસ વધતું જાય છે અને મને પોતાને મારા કામને એક ખરેખર Smart (ચંચળ) માણસની જરૂર છે. તમે જો મારે ત્યાં રહો તો હું એકદમ દોઢસોનો સ્ટાર્ટ (શરૂઆત) કરી આપું. તમને કોટનનો અને બીજા બીઝનેસનો અનુભવ છે, નહિ વારુ?"

"હા, જી. અનુભવ તો છે. પણ આપ જાણો છો કે, અમારું કામ સારા સપાટા-ભેર ચાલે છે. વળી યુરોપીયન ફર્મ છે, અને આગળ જતાં વધારે સારા ચાન્સની આશા છે. સાહેબની મારાપર મહેરબાની છે. વળી વધારે અનુભવ અહીં લેવો, એવી મારી ઇચ્છા છે."

"જુઓ. હું એકદમ હેંશી રૂપીઆ વધારે આપું છું. ચાન્સ લો, ચાન્સ! હું તેના જ પ્રમાણમાં આગળ વધારી આપવાનું વચન આપું છું."

"આપની કૃપા છે. હું એટલી યોગ્યતાને લાયક નથી."

"છટ યોગ્યતા શી? ખરેખર મને ચંચળ જુવાન માણસની ઘણી જરૂર છે. મારું સેક્રેટરીનું કામ ઉઠાવી લે, એવા માણસની હું શોધમાં છું. વિચાર કરો, મારી કેવી લીબરલ ઓફર છે!"

દોઢસોની જગા વસંત એકદમ સ્વીકારતો નથી, તે જોઈ ભગવાનદાસને આશ્ચર્ય લાગ્યું. તે મનમાં સમજ્યો કે, આ કોઈ ટેકી અને હોંશીઆર માણસ છે. થોડીવાર પછી તે બોલ્યોઃ–"વારુ, પણ એજન્ટની સાથે મુલાકાત તો કરાવશોને?"

"હા, જી."

"ક્યારે?

"કહો તો કાલે-નહિ. કાલે તો રવિવાર છે. પરમ દિવસે બપોરે આપની ઓફીસમાં લઈ આવું તો કેમ?"

"ઘણું સારું, કેટલા વાગે!"

"ટીફીનના વખતે."

"ઓલ રાઇટ. તો હું આપની રાહ જોઇશ. જો મારું કામ નક્કી થશે તો હું આપને સારું કમીશન આપીશ." એટલું કહી ભગવાનદાસ રજા લઈ ચાલતા થયા. જતાં જતાં વસંતને કહ્યું કે, "જો, જો મારી ઓફરનો બરાબર વિચાર કરજો."

"હા, જી," વસંતે જવાબ આપ્યો.

ભગવાનદાસના જવા પછી મીસીસ માલતીએ પૂછ્યું:—"શા માટે આવી તક ગુમાવો છો? તમને એકદમ ૮૦) રૂપીઆ વધારે મળે છે ને."

"હા, પણ તેમનું બીઝનેસ સધર પાયાપર હોય એમ જાણીતા અને ભોમીયા માણસોમાં જણાતું નથી. વળી અહીં મને થોડા વખતમાં એટલા જ મળવાની આશા છે." વસંતે જવાબ આપ્યો.

"મળશે ત્યારે મળશે, અત્યારે એંશી શું કામ ગુમાવો છો! અને કયાં અહીં મળે એમ નથી?"

"ઠીક છે. વિચાર કરીશ."

**લીલાએ** પણ તે નોકરી લેવાનો આગ્રહ જણાવ્યો. એટલામાં જમવાની વખત થઈ છે, એમ નોકરે આવી જણાવ્યું. **વસંતને** ત્યાં જમવાનો આગ્રહ કર્યો. પણ બીજા મિત્રો આવવાના છે એમ કહી ના પાડી, ત્યાંથી રજા લઈ ઘેર ગયો.



## પ્રકરણ ૩૧ મું
## પ્રેમની ત્રણ મૂર્તિ

**મન્યુ** મુંબઈ આવી પહોંચ્યો તથા તેના મિત્રોને મળ્યો. આટલા દિવસ સૂધી તેના માનસિક પરિવર્તનની વાત તેણે કોઇને જણાવી ન હોતી. આ વખતે તેનું મન ઉત્સાહથી પરિપૂર્ણ હતું. તે તેના નિકટ સ્નેહીઓને ઉર્મિલાના પત્ર દેખાડ્યા વગર રહ્યો નહિ. **નારાયણે** તે કાગળ લક્ષપૂર્વક વાંચી જોયા અને **મન્યુના** મ્હોંપર એક તીક્ષ્ણ દૃષ્ટિ કરી કહ્યું:–"હવે કયેમ? મેં નહોતું કહ્યું કે "Don't fall in love with her" (તેની સાથે પ્રેમમાં પડતો ના) ધગધગતા અગ્નિ આગળ ઘી કયાં સૂધી ઓગળ્યા વગર રહે?"

**મન્યુએ** હસ્તાં હસ્તાં જવાબ આપ્યો:–"જા, જા. તું તો હજી ગાંડોને ગાંડો રહ્યો! બહુ દોઢ ડાહ્યો છે. તું એમ સમજે છે કે, હું તેની સાથે પ્રેમમાં પડ્યો છું? એવું કોણ કહે છે? આ કાગળમાં એવું છે શું જે, તું એવા અનુમાનપર આવે છે?"

"રહેવા દે તારી સાધુગીરી! જાણી બધી એ તો! તને તેના સતી–સાધ્વીપણાનો જેટલો અનુભવ હશે એથી હજાર ગણો, આ કાગળોમાં જણાઈ આવે છે. તારું મન છે મીણ જેવું, અને તે છે આગ સમાન! તું ઠઠ્ઠા મશ્કરી સમજતો ના! જો મારું કહ્યું માને તો ભણાવવા બણાવવાનું મેલ પડતું. તું તારી આબરૂનું સત્યાનાશ કરશે. એટલું જ નહિ, પણ તે છોકરીની આબરૂને માથે પણ પાણી ફેરવવા જેવું કરશે. વધારે કંઈ નહિ થાય તો તેનું મન ખરાબ કરીશ અને તારી સ્ત્રીનો ભવ બગાડીશ. જવાદે તારું એ ભણાવવા બણાવવાનું."

**મન્યુએ** ગંભીરપણે જવાબ આપ્યો:–"મારી સ્ત્રીનું પણ તેમ જ કહેવું છે."

"તે પણ આ બધું જાણે છે કે? શાબાશ!!"

"પહેલાં તો ખબર નહોતી, પણ ગંગા ભાભીએ બધું કહ્યું."

"તેં શો જવાબ આપ્યો!"

"મેં તો એવી બધી વાતનો અસ્વીકાર કર્યો!"

"હં:–ચોરીની ચોરી ને વળી શિરજોરી–Adding insult to injury. તે નિર્દોષ બાળાને ગમે તેમ સમજાવે તે પાલવે, પણ હું તે માનું નહિ, હું ભૂલું નહિ."

**મન્યુએ સરલ** ભાવે જવાબ આપ્યો:–"ભૂલાવવાની કયાં વાત છે અને તે પણ તને? જો તેમ જ હોત તો આ બધા કાગળ તને બતાવત શા માટે? ખરેખર, તારાથી છાનું એવું કશું નથી. તારા ગુણથી તો હું તને ચ્હાઉ છું."

"ત્યારે જો તું ડાહ્યો હોય તો ચેત. સંભાળ બરાબર, અગ્નિની સાથે ખેલ કરવો, એ સારી વાત નથી. તારે હાથે ભારે અન્યાય થાય છે."

"અન્યાય! શાનો અન્યાય? બાગમાં એકાદ ગુલાબ ખીલી નીકળે તો તેની સુગંધથી તું મોહિત ન થાય? આકાશમાં તારો ઉગી નીકળે તો તે જોઈ મુગ્ધ ન થાય?"

"રહેવા દે એ બધી દલીલ. તારી કવિતાને બાજુએ રાખ! શું ગુલાબના ફૂલને ચૂંટવાની તારી ઇચ્છા નથી થતી? શું દૂરથી તારો જોઇને તું ચૂપ–મુગ્ધ થાય છે?"

"હા, તેમ જ! આકાશના તારાને કોઈ ચુંટી શક્યું છે?"

"ઠીક! પણ તારી વાતપર વિશ્વાસ આવતો નથી; તું તારા પોતાના મનને જ સમજી શકતો નથી; તારા મનમાં તેનો પ્રેમ જોઈ તેની પ્રતિ પ્રેમ નથી ઉત્પન્ન થતો? પ્રતિ પ્રેમ આપવા નથી તલપતો?"

"પ્રેમ નથી ઉપજ્યો, એમ હું કહી શકતો નથી. તેનાં ગુણથી હું આકૃષ્ટ થયો નથી તેમ પણ નથી. એ વાતની ના નથી. પણ મારો પ્રેમ છે તે તો માત્ર Intellectual love (બુદ્ધિજન્ય પ્રેમ)—"

"ઠીક, ભાઈ ઠીક! આજ સુધી પ્રેમને એક Emotional ભાવ જન્ય વસ્તુ માનતા આવીએ છીએ. પણ આ તારી નવી Love's philosophy (પ્રેમવિજ્ઞાન) ની તું જ જરા વ્યાખ્યા આપને."

"જ્યાં સુધી મારી બુદ્ધિ દોડે છે, ત્યાં સુધી તો પ્રેમ ત્રણ પ્રકારના છે. જેમકે Material love (બાહ્ય સંપત્તિ મૂલક પ્રેમ), Intellectual love (બુદ્ધિજન્ય પ્રેમ), અને Spiritual love (આધ્યાત્મિક પ્રેમ). એને આપણે તામસિક, રાજસિક અને સાત્વિક પ્રેમ પણ કહી શકીએ. માત્ર રૂપને જોઇને, અથવા બહારની ટીપટાપ જોઇને, અથવા માત્ર પૈસાને માટે જે પ્રેમ ઉત્પન્ન થાય, તે માત્ર રૂપ, તૃષ્ણા અથવા તો માનસિક પ્રેમ. એ એકદમ કનિષ્ઠ પ્રતિનો પ્રેમ છે, એમાં સંદેહ નથી. પણ બધા કંઈ એ જ અને એવા પ્રકારના પ્રેમમાંજ પડી રહે એમ નથી. એનામાં જ સંતોષ માની લે એમ નથી. તેઓ Intellectual (જ્ઞાનજન્ય સુખ) ની વાંછા રાખે છે. તેઓ આ Material love ની બહાર બુદ્ધિજન્ય પ્રેમ શોધે છે."

"અહા! માટે તારી સ્ત્રીનું સૌન્દર્ય તને પકડી રાખતું નથી; અને તેથી જ તું બીજાના બાગમાં ગુલાબનું ફુલ અને આકાશના તારા શોધે છે, નહિ વારુ?"

"વારુ, આગળ તો સાંભળ. આ રાજસિક પ્રેમ, તામસિક પ્રેમને દૂર હાંકી કાઢતો નથી. તામસિક પ્રેમમાં જેમ પ્રેમ પાત્રને આત્મસાત્ કરવાની આકાંક્ષા રહે છે, તેવી આકાંક્ષા રાજસિક પ્રેમમાં રહેતી નથી. કોણ આકાશના તારકને આત્મસાત્ કરી શકે? આપણે દૂરથી જોઇને જ સુખી થઈએ છીએ. માટે જ આ રાજસિક પ્રેમ નિર્દોષ, નિર્મળ અને દુર્દમ વાસનાથી કલુષિત થતો નથી."

"અને ત્યારે આધ્યાત્મિક પ્રેમ તે શું?"

"તામસિક અને રાજસિક પ્રેમમાં એક પ્રકારની અપૂર્ણતા રહે છે. બન્નેમાં જે પ્રેમના આદરની વસ્તુ છે, તેના મિલનસુખને માટે જીવ તલપે છે. તે વસ્તુના દર્શનને અભાવે જીવને કાતર દુઃખ થાય છે. રાજસિક પ્રેમમાં પણ પ્રીતિ કરનાર,

સ્હામા માણસના પ્રેમના પ્રતિપાદનની આકાંક્ષા રાખે છે. પ્રેમનું પ્રતિદાન ન થાય તો તેને મળવાથી તૃપ્તિ થતી નથી. એક પ્રકારની ન્યૂનતા ભાસે છે-તેને માટે પ્રાણ વ્યાકુળ થાય છે; પરંતુ જે પ્રેમ-ચાહ અવિનાશી આત્માની પેઠે પ્રતિષ્ઠિત રહે છે; જે આત્માની માફક ગંભીર, અતલસ્પર્શી છે, તેમાં તેવી ન્યૂનતા જણાતી નથી અને તેને માટે એવી વ્યાકુળતા પણ થતી નથી.

પ્રીતિદાન-પ્રેમનો બદલો તેની પણ આકાંક્ષા રહેતી નથી અથવા મિલન-સુખની તૃષ્ણા પણ હોતી નથી. આનું નામ તે આધ્યાત્મિક પ્રેમ! આ પ્રેમનું ઉચ્ચતમ આદર્શ જોવું હોય તો તે **સીતા** અને **સાવિત્રી**. આ તે માત્ર ભારતવર્ષની જ વસ્તુ છે, તે હિંદુની પોતાની આદરણીય વસ્તુ છે, તે ગૌરવની સામગ્રી છે. **રામચંદ્ર**જીએ **સીતા**ને વનમાં મોકલ્યાં છતાં, પાતાળપ્રવેશ સમયે તેમના મુખથી શા શબ્દો નીકળ્યા હતા! **સીતા** કહે છે કે "પ્રભો! જન્મોજન્મ હું તમને જ પ્રાપ્ત કરું, એ ઈચ્છું છું." **સાવિત્રી**એ જાણ્યું હતું કે, **સત્યવાન્** સ્વલ્પાયુ છે, છતાં તેણે શું કર્યું હતું? વિવાહપૂર્વે તે બોલી હતી કે "એક વાર જેને પતિ કહી સ્વીકાર કર્યો, તે જ મારો પતિ. તે દીર્ઘાયુ હો કે સ્વલ્પાયુ હો, તે ગુણવાન્ હો વા ગુણહીન હો; હું બીજાને પતિ તરીકે ગ્રહણ કરીશ નહિ!" આહાહા! શું હિંદુ અબળાનો પ્રેમ! એટલા જ માટે સ્વામી **વિવેકાનંદ** કહે છે કે, "રે ભારતવર્ષ! ભુલ્ય માં કે, તારી આદર્શ રમણીઓ **સીતા**, **સાવિત્રી** અને **દમયંતી** છે!"* આપણી વર્તમાન સ્થિતિમાં પણ આવાં પ્રેમનાં ઉદાહરણ વિરલ નથી, ત્યારે શું સુસભ્ય યુરોપમાં આવો પ્રેમ નહિ હોય? હશે! પણ ઝાઝો નહિ. ત્યાં પ્રેમની એટલી બધી મારામારી છે કે, પ્રેમ એ જ સમાજનું જીવનસર્વસ્વ, પ્રેમ એ જ સાહિત્યની સાર વસ્તુ; પરંતુ મારા માનવા પ્રમાણે તો તે પ્રેમ માત્ર Material love અથવા તો બુદ્ધિજન્ય પ્રેમ. વધારેમાં વધારે Moral love નીતિજન્ય પ્રેમ, એથી વધારે નહિ. આધ્યાત્મિક પ્રેમનો વિકાસ જેવો જોઇએ તેવો નહિ. એક સ્ત્રી અતિશય પતિપરાયણ અને પતિપ્રાણા થશે. એમ સમજો કે તે તેના સ્વામીના વગર જીવી શકતી નથી. પરંતુ જો કોઈ જઇને તેને કહે કે, તારો પતિ અમુકના પ્રેમમાં મુગ્ધ છે, તો તરત જ તેનું મન એકદમ વિરક્ત બનશે. કદાચ તેના હાથમાં સાબીતી મૂકશે વા પ્રમાણ આપશે તો અવશ્ય વિવાહ વિચ્છેદ થવાનો. જ્યાં દાંપત્ય પ્રેમનો પાયો જ એવો-જ્યાં "લાવો અને લ્યો—Give and take એ જ મૂળ મંત્ર, જ્યાં પ્રેમને સાટાના રૂપમાં ફેરવી નાંખે ત્યાં આધ્યાત્મિક પ્રેમની પ્રત્યાશા રાખવી, એ નિરર્થક છે. હા, એકાદ કાવ્યના ગ્રંથમાં કે નવલકથામાં તેનાં પ્રમાણો મળે છે, પણ તે તો માત્ર કલ્પના જ છે."

"તારા આધ્યાત્મિક પ્રેમને રહેવા દે તારી પાસે! પાશ્ચાત્ય સમાજમાં તેને લેવા કોઈ બેસી રહ્યું નથી." એટલું કહેતાં આવેશમાં આવી **નારાયણ** ઉભો થયો અને જાણે ભાષણ કરવાનો હોય તેમ વકતૃત્વના સુરથી અને તેવા જ આવેશપૂર્ણ હાવ-

---

* "Oh India! Forget not that your ideal woman is Sita, Savitri, Damayanti;" SWAMI VIVEKANAND.

ભાવથી કહેવા લાગ્યો; "પાશ્ચાત્ય સમાજમાં પ્રેમ કેવો છે, તે તારે જાણવું છે? સાંભળ! ત્યાંનો પ્રેમ છે સતેજ, સરસ, સ્વત, સ્ફૂર્ત, ત્યાં પ્રેમ એવી તો નિત્ય નિત્ય નવા પ્રકારની વિચિત્રતા છે. અહા! ત્યાં કોઈ વાર તે પ્રેમ, ઇંદ્રિયને અગ્રાહ્ય તનુ ધારણ કરી દૂર આકાશમાં, નક્ષત્ર લોકથી પણ ઉપર ઉંડે-વિચરણ કરે છે; કદી વિશાળ, વેગવાન્ નદીની માફક પોતાના તરંગો ચારે તરફ ફેલાવે છે; લોકલાજ (લાજ નામના સરોવર) ના કાંઠાના કકડા કરે છે, અને ડોલતો નાચતો ધસતો પ્રબળ વેગથી આગળ વધે છે. કયા નાવિકની હિંમત છે કે, એમાં કીર્તિને ઝુકાવે? અને કોઈ ભયનિડર કીર્તિને ઝુકાવે તો તે ઉચ્ચ તરંગાઘાતથી તે જલ નિમગ્ન થવાની; અથવા તો વંટોળમાં પડી એક ક્ષણમાં તળદર્શન કરવાની! કોઈવાર તે પ્રેમ, કુમાર વા ભૈરવ મદનની માફક સર્પગતિથી વાંકો ચૂકો વહે છે; એકવાર ઉત્તરમાં જવાનું ભાન કરાવી દક્ષિણમાં જાય છે, કોઈવાર પશ્ચિમ વહેવાનો ભાસ કરાવી પૂર્વમાં વહે છે; જે ગામ એક જળના ટીપાંની આશા રાખતા નથી તેને વારિદાનથી તરબોલ કરે છે, તો કોઈવાર શુષ્ક કંઠથી, ઘણા વખતથી પાણીની આશામાં ને આશામાં દિવસોના દિવસ વીતાડે છે, પણ તેને એક ટીપું પણ આપતો નથી! કોઈવાર શરદમાં વહેતા ગિરિઝરણની માફક ખળખળ શબ્દથી ઉચ્છ્વસિત થઈ હૃદયને શીતળ કરે છે. તથા ફેનપુંજમાં રવિકિરણને રમાડી વિવિધ રંગ ધારણ કરી, નયનને આનંદ આપે છે. પણ આ પ્રથમ અવસ્થા પછી, ગ્રીષ્મમાં કોણ જાણે કયાં સંતાઈ જાય છે, તેની ખબરે પડતી નથી. શોધ્યો મળતો નથી. આ સ્વાધીન પ્રેમની મનોહારિણી વિચિત્રતા, એ તેમનું ગૌરવ છે, એ તેમનો મહિમા છે. આપણે અહીંનો પ્રેમ તે એક જ તરેહનો—સામાન્ય. તેમાં કંઈ વિચિત્રતા નથી. એક જ પ્રકારની સીધીસરળ ગતિથી સમુદ્રમાં આત્મવિસર્જન કરવા દોડે છે. જેમ ભાગીરથી લગભગ એક સરખી ગતિથી સમુદ્રપ્રતિ પ્રયાણ કરે છે, તેવી તેની ગતિ છે. એમાં નથી ઝાઝી વક્રતા કે તરંગનો ઝાઝો ઉચ્છ્વાસ! કોઈ વાર વેગ આવે પણ વળી પાછો નરમ પડી જાય—વેગ આવે ત્યારે સ્હેજ જોશ બતાવે, પણ ઘડી પછી કંઈ નહિ. એક સામાન્ય ગતિથી વહ્યો જાય તેવો આપણો પ્રેમ છે. જાણે એક પ્રકારનાં બંધનમાં વહેતો હોય તેના જેવો છે. આપૂર્ણ સ્વાધીનતાના યુગમાં એ દાસત્વની શૃંખલાને કોણ ચ્હાએ? તે શૃંખલામાં કોણ બંધાય કહે વારુ?"

"વાહ! વાહ! ખૂબ કહી! મને ખબર નહોતી કે, તારામાં આવી શક્તિ હશે? તારામાં પણ ખૂબ પાણી જણાય છે, હે!?"

નારાયણે હસી જવાબ આપ્યો:—"તારા જેટલી ભાષણ કરવાની શક્તિ મારામાં નહિ હોય! પણ એ એક બીજી વાત છે. આપણે ત્યાં આ તારો જે આધ્યાત્મિક પ્રેમ—તેની શોધ મને લાગે છે કે, ફક્ત સ્ત્રીઓને માટે જ તે હશે, નહિં વારુ? પુરુષની તો મરજીમાં આવે તે કરે, કેમ?"

"નહિ, નહિ, મારા મત પ્રમાણે તો સ્ત્રી પુરુષ બન્નેએ એક જ ઉચ્ચ આદર્શ પાળવો જોઇએ. સીતા જેમ આ વિષયમાં રમણીનું ઉચ્ચતમ આદર્શ છે; તેમ જ રામચંદ્ર પણ પુરુષનું ઉચ્ચતમ આદર્શ છે. પરંતુ ધૈર્ય અને સહિષ્ણુતામાં સ્ત્રી, પુરુષ કરતાં ચઢીઆતી છે; પુરુષ ઉતરતો છે. તેથી તે ઉચ્ચતમ આદર્શનું અનુસરણ નથી

કરી શકતો. રમણીનું ધૈર્ય અને સહિષ્ણુતા જેમ પુરુષને અનુકરણીય છે, તેમ પુરુષની નિર્બળતા સ્ત્રીને અનુકરણીય નથી. દેવતા મનુષ્યને આદર્શસ્થાને છે, માણસ દેવતાના આદર્શસ્થાને નથી."

"વારુ, હવે ફીલસુફી રહેવા દઈ, તારી પોતાની વાત કરની. તારી સ્ત્રીપ્રતિ તારો જે પ્રેમ તે તો તામસિક, નહિ વારુ?" નારાયણે પ્રશ્ન કર્યો.

"વારુ એવો જ માની લે, પછી?"

"તું કેવળ મૂર્ખ છે–અભાગી છે. એવું મન થાય છે કે, બે ચાર ઠોંસા લગાવી દઉં!" એટલું કહી નારાયણ ઉભો થયો અને ટોપી લેતાં બોલ્યો:–"વારુ તારા તે સદા પ્રફુલ્લિત ગુલાબને કોઈ તોડી ખીસ્સામાં મૂકે, અને તારાપર કાળું વાદળ છવાય તો તારી શી દશા થાય? હેં?"

"અત્યારે તે વિચાર કરવાની જરૂર નથી. તે વખતે જે થવાનું હોય તે થાય. ત્યારે મારો રાજસિક પ્રેમ, આધ્યાત્મિક પ્રેમમાં પલટાઈ જાય. પછી કંઈ રહે નહિ."

"તારું માથું આજે ઠેકાણે નથી. ચાલ બહાર જઇએ, અને કોલ્ડડ્રીંક પીએ. બરફ પણ જરા ઘસજે માથે, એટલે ઠંડું થશે તારું ભેજું!" એમ કહી બન્ને જણા બહાર ચાલી નીકળ્યા.



## પ્રકરણ ૩૨ મું
## નદીમાં પૂરનો જોશ

બીજે દિવસે સ્હાંજના મોડેથી મન્યુ મનોરલાલને ત્યાં ભણાવવા ગયો. તેમના ઘર આગળ આવતાં તેની છાતી જોરથી ધડકવા લાગી. સંધ્યાસમયનું અંધારું છાયું હતું. ઘર નિસ્તબ્ધ જેવું લાગતું હતું. કમ્પાઉન્ડ આગળ ટહલરામ ઘોડાને તોબરો ચઢાવી દાણા મૂકતો હતો. ઘોડો પાછલા પગથી જમીન ખોદતો ડોકું ઉંચું નીચું કરી ચંદી ચાવતો હતો. ઘરના આગળના કુંડામાં એક ગુલાબનું ખીલ ફૂલી નીચું નમી રહ્યું હતું. બારણા આગળ તેમની પાળેલી કુતરી 'ટાઇની' સુસ્ત પડી રહી હતી. મન્યુને જોતાં જ ટહલરામ બોલ્યો:–

"અહો માસ્ટરજી! શેઠ તો છોકરાને લઈ ફરવા ગયા છે."

ઉર્મિલા છે કે નહિ એમ પૂછવાનું મન્યુના હોઠપર આવ્યું, પણ તેમ ન પૂછતાં તે બોલ્યો કે:–"ઘરમાં બીજું કોઈ નથી?"

"નહિ, શેઠાણી છે ને."

મન્યુ ઘરમાં ગયો. અંધારામાં કંઈ તેને બરાબર સૂઝયું નહિ. અંધકારમાં કંઈ પડછાયા જેવું ભાસ્યું. જરા ધ્યાન દઈ જોતાં પડછાયો હાલતો માલમ પડ્યો. આ પડછાયો તો બીજું કંઈ નહોતું. પણ ડૉ. ચકરબતી હતા. ડૉ. ચકરબતીએ એમનો પુરાતન કાળો કોટ પરિધાન કર્યો હતો. કોણ જાણે એમના શરીરના રંગને મળતાપણું બતાવવાને માટે કે શાથી? તેઓ પોતાના શરીરના રંગની સમતાની રક્ષા કરવાને માટે કદાચ આ કોટ પહેરતા હશે. પરંતુ ઘણા ખેદની વાત એ હતી કે, તેમના મનનો મનોરથ બરાબર સિદ્ધ થતો નહોતો. આલપાકાના રંગની કાળાશ તો લગભગ ઉડી

ગઈ હતી અને જરા ડૉક્ટરે વપરાશમાં તેની પાસેથી જાડી ચાકરી લીધી હતી તેથી તે સ્હેજ પીળચટો પડી ગયો હતો. મન્યુ આછા અંધકારમાં આ ભીષણ મૂર્તિને જોઈ ચમકયો. એટલામાં અંધકારમાં એક અસ્ફુટ ધ્વનિ તેને કાને પડ્યો. અંધકારને બે ભાગમાં વિભક્ત કરી, મધ્ય ભાગમાં, બે શુભ્ર દાંતને બહાર કાઢી હાસ્યધ્વનિથી નિઃસ્તબ્ધ ઘરને મુખરિત કરી, તે ધ્વનિ મન્યુના કાને પડતાં જ ધીરો પડ્યો. રઘુવંશમાં દિલીપ રાજાની સાથે ગુહાવાસી સિંહનું સંભાષણ તેને સ્મરણમાં આવ્યું.

"અહો! માસ્તર! માણસને જોઈ આટલા ચમકયા કે?"

મન્યુએ જરા શરમાઈ જવાબ આપ્યોઃ–"ના, ના, ચમકવાનું શું હતું? પણ કેમ આજ બધાં અંધારામાં બેઠાં છો?" પછી ડૉકટરની સાથે શેક હેન્ડ (હસ્ત ધૂનન) કરી ડૉકટરે પૂછ્યું–"ખુશી તો ખરા ને? કયારે આવ્યા? ઘરનાં સહુ ખુશીમાં છે?"

મન્યુએ ખુરશી ઉપર બેસ્તાં જવાબ આપ્યોઃ–"હા, જી. ઈશ્વરની કૃપાથી સહુ ખુશી આનંદમાં છે. આપની પ્રકૃતિ કેમ છે? આપ તો અહીં જ હતા કે બહાર ગામ ગયા હતા?"

"બહાર ગામ કયાં જાય? મારી પોતાની તબીયત જ નાદુરસ્ત હતી ને. મને ઇન્ફલ્યુએન્ઝા થયો હતો. સમજ્યા કની. શરીર તદ્દન ખરાબ થઈ ગયું." એટલું કહી ડૉકટર પોતાના શરીરના સ્હામું જોવા લાગ્યો. નોકરે આવીને ટેબલપર લેમ્પ સળગાવી મૂકયો. ટેબલ લેમ્પના ઉજળા પ્રકાશથી મન્યુ ડૉકટરના શરીરમાં કંઈ કૃશતા જોઈ શકયો નહિ, તેથી તેણે કહ્યું. "ઇન્ફલ્યુએન્ઝાની કે તાવની કંઈ અસર શરીરપર જણાતી નથી. અગાધ સમુદ્રમાંથી એકાદ બે લોટા જળ જાય તોએ શું અને ન જાએ તોએ શું. સરખું જ બધું."

"તમારું હજી ચહડતું લોહી છે, એટલે તમને એ બધી વાતની ખબર ન પડે. તમારે આ સ્ફૂર્તિનો સમય છે–હમણાં તમને ન જણાય, પણ જરા લોહી ઓછું થાય અને વખત આવે ત્યારે ખબર પડે, સમજ્યા કની?"

એટલું કહી ડૉકટરે ટેબલપરથી દીવાસળીની પેટી લઈ ચીરુટ સળગાવી ધૂમાડાના ગોટા ઉરાડ્યા. આરતિના ધૂમાડાથી મહિષાસુરના મુખની શોભા પ્રમાણે ડૉકટરની મુખશોભા જણાઈ.

એટલામાં મનોરલાલ પોતાના છોકરાને લઇને ફરવા ગયા હતા ત્યાંથી પાછા ફર્યા. મન્યુને જોતાં જ તેની ખબર પૂછી. મન્યુએ નમસ્કાર કરી જવાબ આપ્યો. મનોરલાલે કહ્યું, "બેસો, હું કપડાં કાઢીને આવું છું!" તેઓ કપડાં કાઢીને આવ્યા. હમેશાની માફક તેમની પ્રાર્થના થઈ, ભજન ગવાયું. ઉપાસના પૂરી થયા પછી મનોરલાલે મન્યુના સ્હામું જોઈ કહ્યું:–"તમે આજ સહવારે આવ્યા, નહિ વારુ?"

મન્યુએ વિનીતપણે જવાબ આપ્યોઃ–"હા, જી. આજ સહવારે આવ્યો."

"તમારી બહાદૂરીની વાત વર્તમાન પત્રમાં વાંચી મને ઘણો આનંદ થયો. આપે એક અબળાની વ્હાર કરી, જે કર્તવ્યપરાયણતા દેખાડી, તે ખરેખર પ્રશંસનીય છે. મને તો એટલો આનંદ થયો કે, ન પૂછો વાત–તમે ગુજરાતીનું મ્હોં ઉજળું કર્યું છે. દરેક ગુજરાતી તમારા જેવી કર્તવ્યરસિકતા બતાવે તો દેશની ઉન્નતિ થાય!"

મન્યુએ નમ્રપણે જવાબ આપ્યો:—"મેં એવું શું કર્યું છે કે, આપ મારી એટલી બધી પ્રશંસા કરો છો. એવા સંજોગો વચ્ચે કોઈ પણ માણસે તેમ કર્યું હોત."

"ભલે તેમ કહો, પણ એ તો તમારો વિનય છે. બાકી તમે કર્યું તેવું કરી બતાવનાર ઘણા થોડા. બે મુક્કી ખાધી તોકે કપડાંપરની ધૂળ ખંખેરાઇ, એમાં શું થયું? ભલું હોય તો મુક્કી ખાઇને ચૂપ બેસી રહે અને તે વાતનો સાફ ઇનકાર કરે. ક્યાં એવા છે જે અપમાનનો બદલો લેવાની હિંમત કરનારા? પોતાના ઉપર જ આવી પડી હોય તો ચૂપ રહે તો પારકાની મદદે જવાની વાત જ ક્યાંથી હોય! પરંતુ તમે તો એક અસહાય રમણીના સન્માનની રક્ષા કરવાને માટે જાતે જોખમ ખેડ્યું—તમે પોતે જ વિપદ્ગ્રસ્ત થયા, એ બેશક આપનું કાર્ય ચિર સ્મરણીય છે."

આ સમયે ટહલરામ ચા લઇને આવ્યો. પ્રભાવતી તે પ્યાલામાં રેડતી મન્યુની તરફ જોઈ બોલી:—"કેમ માસ્તર, આપું કે એક પ્યાલો?"

"હુંઉઉ—વારુ—આપો," મન્યુએ કહ્યું.

ઉર્મિલાએ એક પ્યાલામાં રેડી ડૉકટરને આપ્યો. બીજા પ્યાલામાં રેડી વાર કરવા લાગી. તે જોઈ પ્રભાવતી બોલી:—"આપને કેમ વાર કરે છે?"

ઉર્મિલાએ ચાનો પ્યાલો મન્યુને આપ્યો. મન્યુ ચા પીવા લાગ્યો. ઉર્મિલાએ ચા પીધી નહિ.

ડૉકટરે ઘુંટડો ભરતાં પૂછ્યું:—"પછી તમારા કેસનું શું થયું?"

મનોરલાલે ચાનો પ્યાલો ટેબલપર મૂકી જવાબ આપ્યો:—"શું થવાનું હતું? તપાસ કરતાં રેલ્વેવાળા સત્તાધિકારીઓને ખબર પડી કે, ઇન્સ્પેકટરનો જ વાંક હતો—એટલે તેઓએ માંડવાળ કરી. તે ઇન્સ્પેકટરને બરતરફ કર્યો."

મન્યુ:—"પરંતુ આમ માંડવાળ થવાથી બે એક જણને નાસીપાસ થવું પડ્યું છે."

મનોરલાલ:—"એમ કેમ?"

મન્યુ—"એક તો પોલીસનો સિપાઈ, બીજો રેલ્વેનો જમાદાર."

મનોરલાલ:—"શી રીતે?"

મન્યુ:—"સિપાઇને હતી પૈસાની આશા, પણ તેમાં તો કંઈ તેનું વળે તેમ હતું નહીં. પ્હેલાં તો તેણે મીઠી મીઠી વાત કરી; પછી ન ચાલ્યું ત્યારે દમ ભરાવવા લાગ્યો; બીક બતાવવા માંડી."

ડૉકટર:—"સીપાઈનો એ તો ધારો છે—સમજ્યા કની?"

મન્યુ:—"પેલા જમાદાર સાહેબને એમ નાસીપાસ થવું પડ્યું કે, સાહેબને ખુશ કરવાની તક તેમના હાથમાંથી ગઈ—તેણે અને ઇન્સ્પેકટરે મળી રેલ્વેના સાહેબને ભંભેર્યું કે, આવા માણસની બરાબર ખબર લેવી જોઇએ. એમ આપ લોકના સ્હામા થાય તો પછી તમારું માન શું રહ્યું. કાલે હરતાં ફરતાં બધા લોક સામા થશે. માટે એને બરાબર બતાવી આપવું જોઇએ."

મનોરલાલ:—"અરે! પણ તેમ કરવામાં તેને શું લાભ?"

મન્યુ:—"ખાલી ખુશામત! એમ કરી ઉપરી લોકની મહેરબાની મેળવવી, બીજું શું? યુરોપીઅન લોકો સ્વભાવતઃ સારા હોય છે. પણ આપણા લોક જ તેમને બગાડે છે. 'ઘર ફૂટયે ઘર જાય' એ કંઈ ખોટું નથી."

મનોરલાલઃ—"એવા નીચ માણસો પણ હોય છે? છીઃ"

ડૉક્ટરઃ—"પણ આ તમારી બહાદુરી દેખાડતાં કદાચ જેલજાત્રા કરવાનો વખત આવત. વખત જોઈને વર્તવું. સમજ્યા કની?"

ઉર્મિલાઃ-"ડૉકટર સાહેબ! આવે પ્રસંગે વખત વિચારવા રહેત, તો શું થાત? એ કહેવું મુશ્કેલ નથી. દરેક મહત્ કાર્યમાં વિપદ્ તો હોયજ! તેથી શું ગુલાબની સ્પૃહા રાખનારે કાંટાથી બીહવું જોઇએ?"

મન્યુએ કમ્પિત સ્વરે કહ્યું:—"ડૉકટર સાહેબ! આવા કામને માટે જો જેલમાં જવું પડયું હોત તો તેમાં હું આંચકો ન ખાત અને મારા મનને કંઈ લાગત પણ નહિ. આવા કામને માટે જેલમાં જવાને હું ગૌરવ માનું છું! જ્યારે તે રેલ્વેના નોકરને ધુસ્સો માર્યો, ત્યારે મેં માત્ર કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને તેમ કર્યું હતું. તેના ફલાફલનો કે પરિણામનો વિચાર તે સમયે મારા મનમાં ન હતો."

મનોરલાલઃ—"બરાબર છે. પરિણામનો વિચાર કરવા જતાં આવા સમયે કાર્ય કરવાનો સમય રહેતો નથી. કદાચ વિચારવા રહ્યા હત તો તે માણસે કદાચ તે સ્ત્રીની આબરુ ઉપર હુમલો કર્યો હોત. તમે એવા સંજોગો વચ્ચે જે કર્યું છે તે બેશક ક્ષંતવ્ય નહિ, પરંતુ પ્રશંસાનીય છે." એટલું કહી તેમણે ઉર્મિલાને બોલાવી, અને હળવેથી તેના કાનમાં કંઈ કહ્યું. ઉર્મિલા ઝટ ઉઠી અને કબાટમાંથી એક ન્હાની સરખી લાલ પેટી લાવી, મનોરલાલના હાથમાં મૂકી. મનોરલાલે મન્યુને કહ્યું:-

"મન્યુકુમાર! તમારી કર્તવ્યરસિકતા અને મહત્વથી હું ઘણો ખુશી થયો છું, અને તેના પ્રીતિ ચિન્હરૂપે આ એક સામાન્ય વસ્તુ-એક વોચ-ઘડીઆળ-આપને બક્ષીસ આપું છું. આશા છે કે, તે ગ્રહણ કરી આનંદિત કરશો.

મનોરલાલે એટલા શબ્દો કહ્યા પછી ઉર્મિલાને તે પેટી ઉઘાડી વોચ કાઢી બતાવવા કહ્યું. ઉર્મિલાએ વોચ કાઢયું, સોનાનું ૬૦ કે ૭૦ રૂપીઆની કીંમતનું ઇંગ્લીશ મેકરનું ઘડીઆળ હતું. ઉર્મિલાએ મન્યુના હાથમાં મૂકયું.

મન્યુએ આદરપૂર્વક તે લીધું અને ગદ્ગદ્ કંઠે બોલ્યો;—

"આપનો સ્નેહ અને અનુગ્રહ આ જન્મારામાં કદી પણ ભૂલાય એમ નથી. મ્હેં એવું શું કર્યું છે કે, આ ભેટ હું ગ્રહણ કરું? મ્હેં એવું કંઈ કર્યું નથી. ગમે તેમ આપની કર્તવ્યપરાયણતા પ્રતિ મને ભક્તિ જ છે! અને મને આશા છે કે, આપના જેવા ઉચ્ચ સુશિક્ષિત માણસના સંગથી મારું ચરિત્ર અધિક ઉચ્ચ થશે. આપની આ અનુગ્રહની નિશાની મને સારા કામમાં પ્રેરવાને હંમેશ યાદ આપશે. આપના સ્નેહનિદર્શનનું આ ચિન્હ હું હમેશ યત્નપૂર્વક જાળવી રાખીશ.

ડૉકટર આ બધો પ્રકાર જોઈ આભો બન્યો હતો. તેણે એકવાર પ્રભાવતીની તરફ અને એકવાર મનોરલાલની તરફ નજર ફેંકી. પ્રભાવતીનો ચ્હેરો આનંદી જણાયો નહિ—કોઈએ તેના જોવાપર ધ્યાન આપ્યું નહિ. રુમાલ કાઢી પોતાનું મ્હો લુછવા લાગ્યો. થોડીવાર પછી મનોરલાલ બોલ્યાઃ-

"આ idea (વિચાર) મારા મનમાં તો આવ્યો જ નહોતો. આનું full credit (સોળે સોળ આના તારીફ) ઉર્મિલાને ઘટે છે. મેં લખ્યું હતું કે, મુકદ્દમાનું ખરચ હું

આપીશ, પણ કેસ તો બંધ પડ્યો, એ જાણી આનંદ થયો. ઉર્મિલાએ એ વિચાર જણાવ્યો કે 'કેસના ખરચને માટે જે પૈસા આપવાના હતા, તેને બદલે તેટલી કિંમતની એકાદ ચીજ લઈ બક્ષીસ આપીએ તો કેવું સારું? મને લાગ્યું કે, બરાબર સત્તર આના વાત-પછી હું એક આ ઘડીઆળ લઈ આવ્યો અને તમને આપવાને માટે રાખી મૂક્યું હતું. આજ તમને તે આપતાં મને અવર્ણનીય આનંદ થયો; મનને એક પ્રકારનો સંતોષ થયો. આ આપને ઉપયોગી થઈ પડશે."

મન્યુએ હસીને જવાબ આપ્યો:-"અવશ્ય પહેલાં મારી પાસે એક ઘડીઆળ હતી, મ્હોટી મા પાસેથી છ રૂપીઆ લઈ ખરીદી હતી, પણ છ મહિના થયાં તે પંચત્વ પામી છે! અને તેના પાંચ ભાગ ઘરના છોકરાઓએ વહેંચી લીધા છે. કોઇએ તૂટેલી કમાન, તો કોઇએ ચક્કર, તેમ એનાં હાડકાં પાંસળાં જૂદાં કરી નાંખ્યાં છે. કેટલોક સમય થયાં હોકાયંત્ર વગરના નાવિકની માફક આ વિદ્યાર્થી જીવનમાં સફર કરું છું. આપની કૃપાથી એ અડચણ દૂર થઈ. આપે બક્ષિસ આપવાની વસ્તુ ખરીદ કરવામાં ચતુરાઈ વાપરી છે. ખરેખર આપનો મ્હોટો આભાર માનું છું." એટલું કહ્યા પછી તે પોતાના વિદ્યાર્થીઓને લઈ ભણાવવા માટે બીજા ખંડમાં ગયો.

થોડીવાર પછી ઉર્મિલા ત્યાં આવી અને કહ્યું. "આજે ઘણા દિવસ પછી આપને જોઈ આનંદ થયો."

મન્યુએ શરમાતાં કહ્યું:-"તે તો બન્નેને. ઘર ગયા પછી પણ આપનું સ્મરણ વિશેષ થતું હતું. ત્યાં ગયા પછી આપનો ભાવ સારી રીતે સમજમાં આવ્યો."

"ખરેખર!"

"બેશક, તમારા પત્રથી ઘણો આનંદ થતો. આપના પત્રમાં આપની સાથે વાત-ચીત કરતાં જે મનોહારિત્વ જણાય છે, ને વિશેષ ફૂટી નીકળતું."

"શાનું એ બધું! હું તો સીધી સાદી માણસ છું. મારામાં કયા એવા ગુણ બળ્યા છે.?"

મન્યુએ આવેગથી કહ્યું:-"ગુલાબમાં સુવાસ વસે છે કે નહિ, તે ગુલાબ જાણી શકતું નથી; તમારામાં ઉજ્જવલતા છે કે નહિ, તેની તમને ખબર નથી તે તો બહારના માણસ જ જાણી શકે."

"તમે તો એક રસિક કવિ થઈ ગયા છો. હમણાનાં ઘેર જઈ આવ્યા તેનાં એ બધાં પરિણામ."

"કદાચ હોય, પણ વસ્તુની ખરી કીંમત તેના અભાવથી જ જાણી શકાય છે."

"એટલે? હું સમજી નહિ."

"સમજવાની જરૂર પણ નથી. ચાલો હવે હું જઇશ."

એટલું કહી તે ત્યાંથી ચાલી નીકળ્યો. ત્યાંથી બારોબાર પાછો પોતાના મિત્રને ત્યાં ગયો અને ત્યાં બનેલી બધી હકીકત કહી દેખાડી.

નારાયણે આ સર્વ સાંભળી કહ્યું. "ઠીક ભાઈ ઠીક. આ તો મને લાગે છે કે, તારા intellectual marriageની પહેરામણી! હવે લગ્ન કયારે થવાનાં?"

"હજુ તું અનાડી તે અનાડી જ રહ્યો." મન્યુએ હસીને જવાબ આપ્યો.

"હું તો કંઈ નથી. તું છે, અને કદાચ હઉં તો theory (તર્ક)માં પણ તું તો practical (કાર્યતઃ) અનાડી છે. આટલું કહ્યા છતાં ચેતનો નથી તો પરિણામ સારું નહિ આવે હોં. જો હું તને કહું છું કે સાવધાન રહે. તું આ તારા નાદમાં નાપાસ થઈશ. હું તો એ પ્રકારના પ્રેમને જ નવગજના નમસ્કાર કરું છું, તો તું આ તારા ત્રણ તરેહના પ્રેમને લઈ શું કરશે ?"

"ત્રણ તરેહનો નહિ, બે તરેહનો."

"બે તો છે, પણ ત્રીજી તરેહનો તેં કહ્યો હતો તે હવે પછી થવાનો. આ બધાને લઈ તું જરૂર નાપાસ થવાનો. both in examination and in life (ઉભયતઃ પરીક્ષામાં અને જીવનયાત્રામાં.)"

"થયાં, થયાં હવે! મારા ભણવામાં કોઈ પણ જાતનો આઘાત આવવા નહિ દઉં. તું શું એમ સમજે છે કે, વાત એટલી બધી વંઠી છે?"

"વંઠી નથી, પણ વંઠે છે! એને કંઈ વાર લાગવાની છે? વંઠશે. ચિહ્ન બધાં અત્યારથી સ્પષ્ટ જણાવા લાગ્યાં છે."

"તો જો કે હું પાસ થાઉં છું કે નહિ?"

---

## પ્રકરણ ૩૩ મું

## ઈજીપ્શીયન કોટન પ્લેન્ટેશન કમ્પની

બીજે દિવસે કહ્યા પ્રમાણે **વસંતરાય** બરાબર બપોરના ટીફીન વખતે પોતાની ઓફીસમાંથી બહાર નીકળ્યો અને **પરશરામ હઠામલ**ની ઓફીસમાં ગયો. ત્યાં જઈ તેના મેનેજરને મળી તેના એજંટ પાસે ગયો. **પરશરામ હઠામલ**ની કમ્પનીના એજન્ટનું નામ મી૦ **ઝવેરમલ** હતું. **ઝવેરમલ**ને સાથે લઈ તે મી૦ ભગવાનદાસને મળવા ગયો.

મી૦ **ભગવાનદાસ**ની ઓફીસ બેંક સ્ટ્રીટમાં હતી. '**મહેર મેન્શન**' નામના ભવ્ય દેવાવાળા મકાનના બે માળા આખા ભાડે રાખ્યા હતા, અને તેને જૂદા જૂદા ભાગમાં કમ્પાર્ટમેન્ટથી વહેંચી નાંખવામાં આવ્યા હતા. ત્રીજા માળપર પણ તેમ જ હતું. મ્હોટા હોલના બે ભાગ કીધા હતા. અડધા ભાગમાં બે પાર્ટીશન કર્યા હતા. એકમાં મી૦ **ભગવાનદાસ** કામ કરવાને બેસતા અને બીજો તેમનો ડ્રોઇંગ રુમ હતો. આ ડ્રોઇંગરૂમ ઘણો જ સુંદર શણગારેલો હતો. જેવો **વસંત ઝવેરમલ**ને લઇને આ મકાન આગળ ગયો કે, તરત જ મકાનની આસપાસ પાટીઆંની લાંબી હાર નજરે પડીઃ-

**"ધી આસામ કોલ માઇનીંગ એસોસીએશન**

**"ધી યુનાઇટેડ ઓઇલ મીલ્સ કમ્પની**

**ધી હારબીનજર એન્ડ કુ૦**

**ધી બોમ્બે ફાઇન આર્ટ વીવીંગ કમ્પની લીમીટેડ**

**ધી જર્મન એકસપોર્ટ એન્ડ ઇમ્પોર્ટ કમ્પની"**

વગેરે નામવાળાં પાટીઆં લાગેલાં હતાં. બીજા માળપર જૂદા જૂદા ભાગમાં કેટલાક કલાર્કો, કેશીયરો વગેરે કામ કરતા નજરે પડ્યા. કોઇના ટેબલપર જાડા ચોપ-

ડાની હાર, કેટલાકના ટેબલપર વાયરની નાની શેલ્ફપર કાગળના થોકડા, કોઈ લખતા, કોઈ હીસાબ કરતા, કોઈ પૂછપરછ કરવા આવનારને જવાબ આપતા નજરે પડ્યા. આટલી બધી કમ્પનીઓના કલાર્ક અને કામની ધાંધલ કેટલી હશે, તેની વાંચનારે જ કલ્પના કરી લેવી. આ સર્વ વટાવી વસંત અને ઝવેરમલ ત્રીજા માળપર ગયા. ત્યાં અંદરના રૂમમાં દાખલ થતાં પીતળના અક્ષરમાં "મી૦ ભગવાનદાસ" લખેલું માલમ પડ્યું. જતાં જ તેમનો કલાર્ક મી૦ ખંડેરાવ ગણપતરાવ પટપટેએ પૂછ્યું:--

"કેમ, આજ અહીં. કયાંથી આવ્યો?"

"શેઠને મળવાનું છે." વસંતરાયે જવાબ આપ્યો. મી૦ પટપટેએ હમાલને આંગળી કરી કે, ઝટ તેણે બારણું ઉઘાડી અંદર ટેબલની બાજુમાં પોતાના બેસવાના સ્થાનમાં દાખલ કર્યા. મી૦ પટપટેને વસંત ઓળખતો હતો. તેણે જૂદી જૂદી ઓફીસોમાં એક નાના કલાર્કથી તે કેશીયર સુધીનાં સર્વ કામો કર્યાં હતાં. મુંબઇમાં કોઈ નવી કમ્પની ઉભી થઈ કે, મી૦ પટપટે તે કમ્પનીમાં પોતાને મળેલાં સર્ટીફીકેટનો ગાંસડો અરજી સાથે મોકલવાનો જ. પછી ત્યાં નોકરી મળી તો હદ્દતોહદ્દ બે વર્ષ કામ કર્યું ન કર્યું અને લાગલી સવારી બીજી કોઈ કમ્પનીમાં આવી જ છે. આવો તેનો ક્રમ હતો. તમે પૂછો કે, એ સાહેબ એમ કાં કરતા હશે? તો તેનો જવાબ તે રાવ-સાહેબ નીચે પ્રમાણે જણાવતા. "અરે, સાલ્લા એજંટ ઝાલાતર કાય, મલા લાયરી દાખવીલ કાય? હે પટપટે નાય અશી લાયરી એકુન ઘેઇલ, કાય ખાયાલા મીલત. નાય કાય? તે સપાત ખાઉન કામ કરાયલા ભટકેલ અસા વાણી નાય!" કામમાં કુશળ, લપન છપનમાં હુશીઆર, ગુલાબી થાપ આપવામાં પહેલા નંબર, કોઈને સીસામાં ઉતારવાને તેમની જોડી નહિ. શેર દલાલો, વગેરે સાથે સારી મૈત્રી, તે અત્યારે મી૦ ભગવાનદાસના આધારસ્તંભ હતા. મી૦ પટપટેએ એક છોકરા સાથે અંદર સંદેશો મોકલ્યો કે, કોઈ મળવા માટે આવ્યું છે. 'આવવા દો'નો જવાબ લઈ છોકરો પાછો આવ્યો. તેઓ બન્ને જણા અંદર દાખલ થયા. દાખલ થતાં જ મી૦ ભગવાનદાસ ઉભા થયા. ઝવેરમલ અને વસંતરાયની સાથે હાથ મેળવી અંદરના રૂમમાં ગયા. ઝવેરમલ જરા વાર તો તે ઓરડામાં જોઈજ રહ્યો. તે વિચારમાં પડ્યો કે આ તે ઓફીસ રૂમ છે કે દીવાનખાનાનો શણગારેલો ઓરડો છે. તેઓ બન્ને જણા મુખમલના કોચ પર બેઠા. મી૦ ભગવાનદાસે વચ્ચેના ગોળ ટેબલપર પડેલી રકાબીની ચાંપ દબાવી. તે રકાબી પાસેનું બતક નીચું નમી ચાંચમાં શીગારેટ ભેરવી ઉભું રહ્યું. તેમણે શીગારેટ લઈ ઝવેરમલને આપી. પછી તેઓ વેપારની વાતચીત કરવા લાગ્યા. મી૦ ભગવાનદાસે કહ્યું:—

"જુઓ, મી૦ ઝવેરમલ! મેં એક કમ્પની ઉભી કરી છે. તેમાં સારો નફો થવાની આશા રાખું છું. તમે એ તો જાણતા હશો કે, હું આજકાલ ચાર કમ્પનીઓનો એજંટ છું. બીજી ચારમાં બોર્ડ ઓફ ડીરેકટર્સમાં મારું નામ છે. મારો એવો વિચાર છે કે, આપણી અહીંની મીલોને બરનું સારું રૂ મળતું નથી. એને માટે આપણે ઇજીપ્તપર આધાર રાખવો પડે છે, અને તે આપણને મોઘું પડે છે. હવે જો એ રૂ આપણે અહીં ઉગાડી શકીએ તો આપણે ઘણો ફાયદો મેળવી શકીએ. આ સંબંધમાં મારે અહીંના

વિલાયતથી તાજા આવેલા ખેતીવાડીના ખાસ અનુભવી મી૦ નર્થીંગવર્થેની સાથે વાતચીત થઈ છે. તેઓનો એવો અભિપ્રાય છે કે, આ રુ ઉગાડવાને માટે સિંધના સરહદનો મુલક ઘણો જ ઉપયોગી છે. ત્યાં ઇજીપ્શીયન રુ સારી રીતે ઉગી શકે તેમ છે. આની બાબતમાં તમારી પેઢી, ગાડફ્રેલની કમ્પની સાથે પેરવીમાં છે. હવે જો તમે આ સ્કીમમાં મને મદદ કરી શકો તો હું તમને સારું કમીશન આપીશ."

મી૦ ઝવેરમલ—"આપ શું કરવા માગો છો? તે ખુલાસાવાર સમજાવો."

"એ જ કે ત્યાં તમારી લાગવગ છે. ત્યાંના જમીનદારો સાથે તમારે પીછાન છે. તો ત્યાંની જમીન એ કામમાં ઉપયોગમાં આવે તેવી છે. એ જમીનનો ઘણો ભાગ બલુચીસ્તાનના ખાનના તાબામાં છે. અને તે ખાનના એજંટનુ કામ તમારી પેઢી કરે છે. માટે જો લાગવગથી તે જમીન અપાવી શકો તો ત્યાં રુ ઉગાડવાને માટે કમ્પની કાઢીએ. કયેમ એટલું તમારાથી થઈ શકશે?"

"હો એમાં શું છે? અમારે એ સંબંધમાં ગાડફ્રેલની કમ્પની સાથે વાતચીત થઈ હતી, પણ તેઓ એ કામ હમણાં હાથમાં લઇ શકે એમ નથી. પૂરતી જમીન વેચાતી મળશે નહિ તો અમુક વર્ષને પટે તો જરૂર મળશે!" ઝવેરમલે જવાબ આપ્યો.

મી૦ ભગવાનદાસે ઉત્સાહથી કહ્યું:—

"વારુ તો હું તમને સારુ કમીશન આપીશ. જાણે કે મારે એકંદર ૫,૦૦૦૦)ની થાપણથી કમ્પની કાઢવી છે. હું તમને લગભગ દશેક હજાર રૂપીઆ કમીશન આપીશ. અને વસંતરાય તમને પણ જો આ ચોકઠું બેસી જશે તો તમારી આ ખટપટને માટે એક હજાર રૂપીઆ આપીશ. બસ, કહો સાહેબ મારી ઓફર તો ઘણી જ વ્યાજબી છે, એમ આપ પણ કહેશો. માત્ર એટલું ધ્યાનમાં રાખજો કે આ કામ હાથમાંથી સટકે નહિ, અને જેમ બને તેમ જલદી થાય તો ઠીક."

"મારી પૂરી ખાત્રી છે કે આ કામ હું ઝટપટ પાર પાડીશ. હું આજને આજ અમારે ત્યાં કાગળ લખી મોકલું છું. અને સમજો કે એનો જવાબ આપણા લાભમાં જ પાછો ફર્યો. વળી આજ કાલ વેપારી વર્ગમાં આપની પ્રતિષ્ઠા પણ સારી છે, એટલે આપના નામની વાત સાંભળતાં જ તેઓ એ વાત સ્વીકારશે. માત્ર આપે જે આ કમીશનની વાત કરી તેની ચીઠ્ઠી લખી આપો." ઝવેરમલે જવાબ આપ્યો.

"ચીઠ્ઠી! બેશક લખી આપું. પણ જાણો છો કે મારા શબ્દની શી પ્રતિષ્ઠા છે? મારો બોલેલો બોલ તાંબાના પતરાપર લખેલો લેખ સમજી લ્યો. આપે સાંભળ્યું હશે કે હું ઘેર બેઠે વ્યાજ પોંચતા કરી આપું છું. કેટલી મારી ક્રેડીટ છે." એટલું બોલી ભગવાનદાસે ટેબલપરની ઘંટડી વગાડી.

"જી, આપના કહેવાપર વિશ્વાસ નથી એમ નથી પણ આ તો એક ધંધાની રીત છે." ઝવેરમલે ધીમેથી કહ્યું.

છોકરાને આવતાંની વાર મી૦ ખટપટને બોલાવવાને કહ્યું અને મી૦ ખટપટ અંદર પધાર્યા કે તેમને એક દશ હજારની અને બીજી હજારની, કામ પૂરું થયે કમીશન તરીકે આપવા, એવી નોટ લખવાનું કહ્યું, અને થોડીવાર પછી નોટપર મી૦ ભગવાન-

દાસે સહી કરી તેમને આપી. ત્યાર બાદ બન્ને જણા ત્યાંથી ઉઠયા અને પોતપોતાની ઓફીસમાં ગયા.

એકંદર રીતે આ બાબતથી મી૦ ભગવાનદાસને સંતોષ થયો. અને એએક અઠવાડીઆં પછી તેઓ પોતાની ઓફીસમાં બેઠા હતા, ત્યારે તેમને ઝવેરમલ તરફથી એક પત્ર મળ્યો. તે વાંચીને તેમના ચ્હેરાપર આનંદની રેખા પ્રસરી. તાબડતોબ મી૦ પટપટેને બોલાવી અમુક સૂચના આપી.

થોડા દિવસ પછી ધી ઇજીપ્શીયન કોટન પ્લેન્ટેશન કમ્પનીનું પ્રોસ્પેકટસ બહાર પડયું. જે દિવસે તે બહાર પડયું, તે દિવસે દલાલસ્ટ્રીટ અને શેર બજારમાં એ જ વાત ચર્ચાતી હતી. શું, પ્રોસ્પેકટસની છપાઈ! અંદરનું વર્ણન તડાક! માર! તે દિવસે વળી ન્યુઝપેપરમાં દોઢ માઇલ લાંબી જાહેર ખબર! એકંદર ભપકામાં કંઇ કમી નહોતું. ન્યુઝ પેપરવાળાઓમાં પણ કેટલાકે બણગાં ફુંકવામાં બાકી રાખ્યું નહોતું. તેઓએ છટાદાર ભાષામાં લખ્યું કે "આથી દેશને અને દેશના વેપારને મોટો ફાયદો થવાનો સંભવ છે." "દેશની આબાદાની ખેતીપર છે. તે અવશ્ય વધવાની." "મીલોની ચાલુ સ્થિતિમાં આવકારદાયક ફેરફાર થશે." "આ કમ્પનીનું કામ શહેરના જાણીતા અને બાહોશ આગેવાન મી૦ ભગવાનદાસ હરખચંદ નવલખીની કમ્પનીની દેખરેખ નીચે છે. એ જ તેની ફતેહની સાક્ષી છે." વિગેરે વિગેરે હતું. કેટલાક ન્યુઝ પેપરોમાં પ્રોસ્પેકટસ વહેંચવામાં આવ્યું હતું, જે નીચે પ્રમાણે હતું.

**ધી ઈજીપ્શીયન કોટન પ્લેન્ટેશન કમ્પની**

એકંદર થાપણ ૫,૦૦૦૦૦ લાખ રૂપીઆ જે ૧૦૦ રૂપીઆના શેરમાં વ્હેંચી નાંખવામાં આવી છે. અને ચાર હપતામાં વસુલ કરવાની છે.

**બોર્ડ ઓફ ડાયરેકટર્સ**

**સર થંડરબરી મનીમોંગર નોવેઈટ (પ્રેસીડેંટ)**
**મી૦ ઓલઓશ એમ્પટી હેડ (વ્હાઈસ પ્રેસીડેન્ટ)**
**મી૦ માંકણજી મચ્છરજી ડલ્લાવાળા**
**મી૦ પીરપટરાવ બાઉધરાઉ બોટબોલે**
**મી૦ નૌલાખચંદ ફુસવચંદ આગલાવે**
**મી૦ અસમાનઅલી ખુદાબખ્શ**

**એજન્ટસ એન્ડ એકસ ઓફીસીઓ**

**મી૦ ભગવાનદાસ હરખચંદ નવલખી કં૦**
**બેન્કર્સ—બીગબબલ બેન્કીંગ બ્યુરો**

ઓડીટર્સ

મી૦ **કવીકટ્રીક નો૦હેર એન્ડ કું૦**
ઓફીસ ૧૯૩, ગ્હેરમેન્સ, ફોર્ટ, **બોમ્બે**
નં૦ ટેલીફોન–૧૦૦૦

# પ્રકરણ ૩૪ મું

## અરુણનો ઉદય

મલબાર હીલ ઉપર રીજ રોડ ઉપરના 'બ્લુ વીલા'વાળા મી૦ **બી૦ વી૦ ભણશાળી** ઉર્ફે **શ્રી**જમોહનલાલ વાંચનારના સ્મરણમાં હશે. એમના એક નાના ભાઈ મી૦ **અરુણ** વિલાયતમાં પરીક્ષા આપવા ગયા હતા અને તેના સંબંધમાં ત્યાં વાતચીત થતી હતી તે યાદ આવે છે કે? આજ તે 'બ્લુ વીલા' આનંદોત્સવથી પરિપૂર્ણ છે. હમણાં જ મી૦ **અરુણ** ઉર્ફે **એ૦ ભણ**શાળી બારીસ્ટર થઈ વિલાયતથી પાછા ફર્યા છે. આજ તેમના અભ્યર્થનાર્થે એક પાર્ટી છે.

મી૦ ભણશાલી મુંબઈમાં જાણીતા માણસ છે. અહિંની સમાજમાં તેમને ઓળખાણ પીછાણ વિશેષ છે. તે સર્વને આમંત્રણ થયાં છે, જુઓ હજી તો સાંજના સાત થયા નથી, પણ ગાડીઓની પરંપરા ચાલી આવે છે, એમાં કેટલાક સ્વદેશી સાહેબો* પણ છે, મંદ શીતળ પવન ફરફર વહે છે, આકાશમાં એકાદ બે તારા ઉગ્યા છે, ચૌદશની રાત્રિ છે, 'બ્લુ વીલા'માં આજ રોશની ઝગઝગી રહી છે, તેનો પ્રકાશ કમ્પાઉન્ડની બહાર ઠેઠ રસ્તા ઉપર પ્રસરી રહ્યો છે. આજ તે બંગલાના દીવાનખાનાનાં પણ ભાગ્ય ઉઘડ્યાં છે. કાર્પેટથી બીછાવેલા હોલની સ્થિતિમાં ફેરફાર કર્યો છે. અતિથિની અભ્યર્થના માટે સુસજ્જિત કર્યો છે. ઇજીચેર્સ, સોફા વગેરે ઝાડી ઝુડીને સાફ કરવામાં આવ્યા છે. વચ્ચો વચ્ચ ટેબલ ઉપર એક ફુલનો તાજો બોકે, એક મુરદેશની સ્ત્રીના પુતળાના હાથમાં મૂકયો છે. આ સિવાય સિગાર, સિગારેટ અને એસન્સની વાસ હોલમાં પમરી રહી છે. વચ્ચો વચ્ચ ચેન્ડલીયરમાંથી ગ્યાસનો પ્રકાશ આખા હોલને ઝળઝળાટ કરી મૂકે છે. ભીંત ઉપરના સોનેરી ફ્રેમથી મઢેલા મોટા આરસા ઉપર તે પ્રકાશનું પરાવર્તન પામે છે; અને તે વિવિધ સુંદરીઓના સુંદર વસન, મૃદૂજ્જ્વલ વર્ણ ઉપર પડી દેહની લાવણ્ય છટાની શોભાને વધારે છે. યુવતીઓના કાનના એરીંગ, કંઠના હાર, હાથના બ્રેસલેટ, અધરના હાસ્ય, નેત્રના કટાક્ષ ઉપરથી પ્રતિફલિત થઈ કોઈ યુવકના ચક્ષુને ભેદી, તેના અંતરમાં પેશી, તેના પ્રાણને વ્યાકુળ કરે છે.

પાશ્ચાત્ય સમાજમાં, ઇવનીંગપાર્ટી, ગાર્ડનપાર્ટી, ડીનરપાર્ટી, એટહોમ વગેરે સામાજિક સંમેલનનો અધિષ્ઠાતા દેવ કંદર્પ છે. તેના પુરોહિત માગણે તો ગૃહિણી યુવક અને યુવતી યજમાન શરીરનો ઠાઠમાઠરૂપ સૌન્દર્ય—એ તો જાણે પૂજાનું પુષ્પચંદન ફુલ. ન હોય તો ચલાવી લેવાય. ફુલના અભાવે અનેક સમયે ચંદન ચર્ચિત બિલ્વદલદ્વારા દેવપૂજા થઈ શકે. આવે વખતે બેંક ચેક પણ પૂજાના ઉપકરણમાં આવી જાય છે. આ પ્રેમના બજારમાં હૃદય નામની એક જણસની આપ લે થાય છે. અહિં જેમ કેટલાંક ભાંગેલાં હૃદય સંધાય છે, તે જ પ્રમાણે કેટલાંક સંધાયલાં તુટી જાય

---

* સાહેબ શબ્દ ઘણો વ્યાપક છે. તેના ઘણા અર્થ થાય છે. સ્વદેશી સાહેબ પણ બે પ્રકારના છે. એક ગોવાનીઝ, નેટીવક્રીશ્ચયન વગેરે અને બીજા આપણા દેશીઓ જેઓ હેટ, કોટ પહેરી સજ્જ થાય છે તે.

છે પણ ખરાં. આ પાર્ટી ત્યાં સમાજના રીતરીવાજને ઉપયોગી છે, તેમાં કેટલાક ફાયદા પણ છે.

આપણા મી૦ ભણશાળીને આ પાર્ટી આપવાની ખાસ એવી કંઈ મતલબ નથી. તેમને છોકરાં છૈયાં પરણાવવાનાં નથી. વળી અરુણ પણ વિલાયતથી હમણાં જ પાછો ફર્યો છે, એટલે તેના માટે પણ કંઈ એવી ઉતાવળ નથી. હા! તેમની એક મતલબ છે તે એ કે અરુણને અહીંની સમાજમાં પરિચિત કરવો. આજ હેતુથી આજે આ પાર્ટી કરવામાં આવી છે.

આ જુઓ મીસીસ માલતીને પણ કાર્ડ આવ્યું છે. તે પોતાની છોકરી મીસ લીલીયનને લઇને આવી છે. મી૦ એન૦ કે૦ જોશીની ગૃહિણી શ્રીમતી આનંદીબાઈ ઉર્ફે આના પણ હાજર છે. તેને કાર્ડ મળતાં જ મનમાં એમ આવ્યું કે આજે લાગ ઠીક છે. કોઈ ઠેકાણે છોકરીનું ચોકઠું બેસી જશે. પણ દૈવે છોકરીને રંગરૂપ ઝાઝું આપવાને કંજુસાઈ કરી છે. નાક જે બીબામાં નાંખીને ઘડયું હશે તે બીબું પણ જરા ચીમટું હશે. ભવાં તો જાણે સમૂળગાં છે જ નહીં. પણ હરકત નહીં, પરણનારને માટે પાંચ હજારની બેન્ક નોટ મી૦ જોશીએ જૂદી કાઢી છે. કારણ કે વકીલાતમાં એ સાહેબને સારો તડાકો પડે છે. પણ આજકાલ ત્રણ વરસ થયાં કોઈ વિલાયત જઈ આવેલો યુવક સપડાતો નથી. મી૦ અરુણ જો કે હમણાં જ વિલાયતથી પાછો ફર્યો છે, અને બેરિસ્ટરીમાં કંઈ ઝાઝું કરી બતાવ્યું નથી; તો પણ તે અધિક આદરણીય છે. તેની પોતાની જમીનદારીનો આવક ભાગ લગભગ વરસ દહાડે વીશ હજાર સુધીનો છે. માટે મીસીસ આનાએ વિચાર કર્યો કે આ સુયોગ છોડવા જેવો નથી.

મીસીસ જોશીની માફક બીજી કેટલીક મીસીસો, મીસ્તરો વગેરે આવ્યાં છે. કેટલીક મીસો, જેમકે મીસ ક્રીસમીસ, મીસ હેના, મીસ વિલસુ વગેરે, તેમના વડીલો સાથે હાજર છે. એકાદ બે પારસી ગૃહસ્થ અને બાનુઓ પણ નજરે પડે છે. આ બંગલામાં આમંત્રણથી આવેલાં વૃદ્ધ, વૃદ્ધા, પ્રૌઢ, પ્રૌઢા, યુવક, યુવતી, બાલક, બાલિકા, ચક્રની માફક ભ્રમણ કરે છે. પ્રાકૃતિક નિર્વાચન* એ તો સ્વભાવનો અપરિહાર્ય ધર્મ છે. આ નિયમને વશ કેટલાક છૂટા છૂટા ભાગમાં વ્હેંચાઈ વાર્તાલાપ, ચા, ચરકા, આમોદ પ્રમોદ કરે છે.

પ્રૌઢાઓનું નેત્રીત્વ મીસીસ કમળાબાઇને હાથે છે. તે સ્વર્ગસ્થ મી૦ નવકુમાર પારખની વિધવા પત્ની છે. વય લગભગ પચાસની સમીપે આવ્યું છે. વાળ પણ હજી સુધી કાળા છે. શરીર શીર્ણ, ગાલ બેસી ગયા છે, આંખો ઉંડી પેસી ગઈ છે. તે આ બધું ઢાંકી દેવાને પોષાક ઘણી જ ટાપટીપથી પહેરે છે. જે મિજલસમાં આ બાનું સાહેબની હાજરી હોય ત્યાં બીજાને બોલવાનું ભાગ્યે જ મળે. માટે ગૃહિણી એમના પ્રતિ જરા વિરક્ત છે. અત્યારે તે મીસીસ માલતી આદિ સાથે વાતચીત કરે છે. એટલામાં ગૃહિણી મીસીસ ચંદ્રમુખી ભણશાલી આમતેમ સહુની અભ્યર્થના કરતી ફરે છે, તે ત્યાં આવી લાગી. મીસીસ કમળાબાઈ તેને જોઈ બોલી.

---

* Natural selection

"તું તો જાણે છે ને કે એમને માટે (પારેખને માટે) મેડીકલ કોલેજના પ્રિન્સીપાલે શું કહ્યું છે? સર્જરીમાં એમના જેવો કુશલ ડૉકટર કોઈ થયો નથી. વિલાયતમાં પણ એમના જેવા થોડા જ હોય છે. એમનાં વખાણ મેડીકલ પેપરોએ કયાં ઓછાં કર્યાં છે. તને તો આ બધી ખબર છેસ્તો." એટલું કહી તે ચંદ્રમુખીના સામું સ્નેહથી જોઈ રહી. તેણે ધીમેથી જવાબ આપ્યો.

"હાસ્તો, ખરી વાત છે. તેઓ ઘણીવાર અહીં આવી એ વાત કરતા."

મીસીસ પારેખ ઘણી ખુશી થઈ અને બોલી. "હા. પણ તેઓ શીખ્યા મારા બાપના હાથ નીચે. પછી ધીમે ધીમે ચઢતી થઈ અને એમણે જ વિલાયત એમ. ડી. થવા મોકલ્યા. પછી શી વાત! અહીં આવ્યા પછી એવી પ્રેકટીસ થઈ કે ન પૂછો વાત. મોટા રાજા મહારાજાઓના કેસ તેમની પાસે આવતા. ઠેઠ ગવર્નર સાથે પણ તેમને સારી પીછાન હતી. મોટા રાજાઓ એમને મુલાકાતને માટે બોલાવતા."

મીસીસ લલિતા કયારની બોલું બોલું કરી રહી હતી, પણ બિચારીનો વારો જ નહોતો આવતો. શું કરે? હવે તક મળતાં તેણે પૂછયું.

"તમારા બાપ રાવબહાદુર હતા નહીં વારુ?"

"ના, તેઓ રાવ બહાદુર ન હતા, પરંતુ ગવર્નરને કહી ઘણાને તેમણે રાવબહાદુરના ખીતાબ અપાવ્યા હતા."

લલિતા આ સાંભળી ચૂપ થઈ ગઈ. ત્યાંથી ઉઠી પોતાના પતિની પાસે જવા નીકળી. ચંદ્રમુખી તેની પાછળ ઉભી રાખવાને દોડી. મીસીસ કમળા ખડખડાટ હસી, અને સમાન વયની સ્ત્રીઓમાં નિષ્કંટક રાજ્ય ચલાવવા લાગી. આણી તરફ પુરુષ મહાલમાં ગૃહ સ્વામી મી૦ શ્રીજલાલ, કેટલાક મિત્રોની સાથે બેસી વાતચીત કરતા હતા. ત્યાં મીસીસ લલિતા આવી, તેના સ્વામીની બાજુમાં બેઠી. એટલામાં અહીં આપણા પૂર્વ પરિચિત મી૦ મનોરલાલ તેમનાં પત્ની પ્રભાવતી, ઉર્મિલા અને બે છોકરા પણ આવી પહોંચ્યા. મી૦ ભણશાળીએ તેમનો યોગ્ય આદર સત્કાર કર્યો. મી૦ મનોરલાલને જોઈ પ્રોફેસર મડગાંવકર બોલ્યા, "આપની સાથે અહીં મુલાકાત થઈ ઘણો આનંદ થયો. તમે જ 'ઇસ્ટ એન્ડ વેસ્ટ'માં (East and west) "The influence of Western culture on Eastern mind" નામનો પ્રબંધ લખ્યો છે નહીં વારુ? તે ઘણો ઉમદા છે."

મી૦ ભણશાલી—"એ તો શું છે. એથી બીજા ઘણા સારા એમણે લખ્યા છે. તેઓ ઘણા વિદ્વાન્ લેખક છે કે, તે તમને ખબર નથી શું?" I must congratulate Mr. Manorlal, on your masterly style and thoughtful writing ('હું આપને આપની ઉત્કૃષ્ટ રચનાશૈલી અને વિચારશીલ લેખને માટે અભિનંદન આપું છું.')

મી૦ મનોરલાલે શરમાઈ જવાબ આપ્યો.

"આપ મારા લેખને આદરથી વાંચો છો, એ ઘણી આનંદની વાત છે, પરંતુ મારા જણાવેલા મતની સાથે આપ સંમત થતા હશો કે નહીં તે ખબર નથી."

મી૦ એન૦ એન૦ ઠક્કરે, એક ચીરુટ સળગાવી ધૂમાડો ઉરાડતાં પૂછયું 'એમાં શું લખ્યું છે?"

પ્રો૦ મડગાંવકર–"એમનું એમ કહેવું છે કે Western culture પાશ્ચાત્ય સંસ્કાર એ બેશક ઉમદાવસ્તુ છે. પણ તેને આપણા જૂના Culture ની સાથે મેળવી Assimilate રગેરગમાં ઉતારવું જોઇએ. મને એ વાત યથાર્થ લાગે છે."

"તે કદી બને ખરું? New wine in an old bottle (જૂના શીશામાં નવું મદ્ય) એમાં બોટલ તો એમનો એમ રહે છે, તે ભાંગવો જોઇએ."

"તે ભાંગવાની શી જરૂર છે. આપણે જો Western culture (પાશ્ચાત્ય સંસ્કાર)ના Spirit (સાર) ને ગ્રહણ કરીએ અને Old foundation (જૂના પાયા)ને અનુકૂળ કરી લઇએ. તો પછી શું?"

"હા, પણ તે foundation તો જરા જીર્ણ થઈ ગયો છે. કશાથી પણ તે રહેવાનો નથી."

મનોરલાલે વચ્ચે આ વખતે કહ્યું:–"હું તે વાતનો સ્વીકાર કરતો નથી Foundation તો ઘણો પાકો છે. ઘણા કાળના પરિવર્તનના સ્રોતના જબર આઘાતમાં પણ તે હજુ સુધી એમને એમ અડગ ટકી રહ્યો છે. કાળના પ્રવાહમાં નાશ પામ્યો નથી, તેજ તેના પાકાપણાની સાબીતી છે. તે પોતાનું અસ્તિત્વ કાયમ રાખી સમયે સમયે સમયાનુકૂળ ભાવ ગ્રહણ કરે છે."

મી૦ ભણશાલીએ પૂછ્યું:–"પણ તેનું સ્વતંત્ર અસ્તિત્વ કાયમ રાખવાની જરૂર છે?"

"જરૂર છે. પૃથ્વીની દરેક જાતિમાં એક પ્રકારનું સ્વતંત્ર અસ્તિત્વ છે અને તે હોવું આવશ્યક છે. જેમ કે ફ્રેન્ચ જાતિ એ પણ મનુષ્ય છે અને ઇંગ્રેજો પણ મનુષ્ય છે. પરંતુ ફ્રેન્ચોનું ફ્રેન્ચત્વ ઇંગ્રેજોમાં નથી. આ હોવું જરૂરનું છે. બેશક કેટલાંક ખોટાં બંધનો જે તોડવા જેવાં છે તેની હું ના પાડતો નથી. પરંતુ સ્વાતંત્ર્યતો સૃષ્ટિવિકાસની એક સ્વતઃસિદ્ધ અવસ્થા છે. પૃથક્ પૃથક્ અસ્તિત્વના વિકાસનું નામ જ સૃષ્ટિ. હવે પૃથક્ અસ્તિત્વનો નાશ થઈ એકત્વ તરફ જવું એનું નામ પ્રલય."

મી૦ મડગાંવકર:–"બરાબર મારો પણ એ જ વિચાર છે–યુરોપમાંજ જુઓને, જૂદી જૂદી જાત પોતાનું અસ્તિત્વ કાયમ રાખવાને કેટલું મથે છે."

મી૦ ઠક્કર:–"તેમના સ્વતંત્ર અસ્તિત્વનો જૂદો જ અર્થ છે. તેઓનું કહેવું રાજનૈતિક સ્વવશતાને લઈને છે. તમે જે અર્થ કરો છો તેમાં નહિ."

મી૦ મડગાંવકર:–"કહોની કે યુરોપના લોક સમાજતઃ એક હોય રાજનૈતિક સ્વવશતાદ્વારા તેમના સ્વાતંત્ર્યની રક્ષા કરે છે. આપણે ત્યાં તેવું નથી. માટે જો આપણે વિજેતા જાતિની સાથે એક થઈ જઇએ તો આપણું અસ્તિત્વ નષ્ટ થઈ જાય એમાં શક શો?"

મી૦ ઠક્કર:–"ના, એમ નથી. આપણે જો તેમની સાથે એક થઈ જઇએ તો તેઓ આપણને પોતાનામાંના જ ગણશે એમાં સંદેહ શો છે?"

મી૦ મડગાંવકર:–"કદી નહિ. એવી સ્વપ્ને પણ આશા રાખતા ના. થોડા વખત પછી તેમ કરવા જતાં આપણી સ્થિતિ યુરેઝીયનોના જેવી થશે. તેમને જેટલા યુરોપીયનો પોતામાંના ગણે છે તેટલા પણ આપણને નહીં ગણે."

મી૦ મનોહરલાલ:–"વ્યાજબી છે. એ જ સમજાવવાનો મેં એ વિષયમાં પ્રયત્ન કર્યો છે. આ જ કારણને માટે આપણે આપણી સામાજિક સ્વતંત્રતાની રક્ષા કરવી આવશ્યક છે, અને સામાજિક સ્વતંત્રતાની રક્ષાદ્વારા ભવિષ્યમાં આપણો ઉત્કર્ષ થવાની આશા છે."

મી૦ ભણશાલી:–"તે ખરી વાત, પણ તેમ થવું સંભવિત નથી. Who can go against the current of time? (કાળના પ્રવાહથી પ્રતિકૂલ કોણ જઈ શકે?)"

મી૦ મનોહરલાલ:–"હું તે માન્ય કરતો નથી. મારું માનવું તેથી વિરુદ્ધ છે. મુસલમાન સભ્યતાનો પ્રવાહ જ્યારે આપણી સમાજ ઉપર વહેવા લાગ્યો, ત્યારે પણ તેમ થયું નથી. એ સ્રોતના અનેક પ્રતિકૂલ આઘાત સહન કરી હિંદુસમાજ સ્થિતિસ્થાપકતાના ગુણને લીધે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી શક્યો છે; તો અત્યારે તેમ થવું તદ્દન અસંભવિત નથી. ઇંગ્રેજી અમલમાં સામાજિક અત્યાચાર નથી. જો કે ધીમે ધીમે આ સ્રોતને પ્રતિરોધ કરવાને જે માનસિક બળ આવશ્યક છે, તે આપણે ધીમે ધીમે ગુમાવીએ છીએ–"

ઉર્મિલા મનપૂર્વક આ બધું સાંભળતી બેઠી હતી. એટલામાં ચંદ્રમુખી ત્યાં આવી બોલી:–"અહો ઉર્મિલા! તું અહીં બેઠી બેઠી આ બધું સાંભળે છે. ગાંડી! એ તર્કના સાગરને સીમા ક્યાં છે? ચાલ ઉઠ! મારી સાથે, હું તને બીજા બધાંની સાથે પરિચિત કરાવું."

એટલું કહી તેને, જ્યાં અન્ય યુવક યુવતીઓ એકઠાં થયાં હતાં, ત્યાં લઈ ગઈ.

મી૦ અરુણે બીજા આવેલાની સાથે પરિચિત થઈ, આ ઠેકાણે અધિષ્ઠાન કર્યું હતું. આ સ્થાનની અધિષ્ઠાત્રી મીસ ભારતી હતી. તે બી૦ એ૦ હતી. અને અહીંની એક હાઇસ્કુલમાં આસીસ્ટન્ટ શિક્ષક હતી. દેખાવમાં સુંદર હતી. ગાયન વાદનમાં કુશળ હતી; ભરવા ગુંથવામાં હોંશીઆર હતી; ચિત્ર અંકનમાં નિપુણ હતી; સુંદર કવિતા લખતી; વગેરે બીજા કેટલાક ગુણ હતા. તેથી આ યુવતીમંડળમાં પોતે બેસી દોર ચલાવતી હતી!

મી૦ અરુણની સાથે આજ પહેલી જ મુલાકાતમાં ઠીક ટપાટપી થઈ છે. મી૦ અરુણ કંઈ કમ માણસ નથી. દેખાવમાં સુંદર, ચ્હેરો ગૌર, તેના મ્હોઢાનો ઘાટ કંઇક પુરાતન ગ્રીક લોકોને મળતો હતો. વાક્ય વિન્યાસમાં, પટુ હતો, તેથી તેના મિત્રો તેને Apollo (એપોલો)ના નામથી બોલાવતા હતા. તે મીસ ભારતી, કીસમીસ આદિને પોતાની વાતોથી રીઝવતો હતો. તે કહેતો "કે એક દિવસે વિલાયતમાં ડચેસ ઑફ નાઇટીંગ્ટનને ત્યાં બૉલ હતો, ત્યાં મને પણ આમંત્રણ હતું. ત્યાં અર્લ ઑફ વ્હાઇટબેડની દીકરી લેડી મેરી ઇલિયટ સાથે હું નાચ્યો હતો અને એક ગુજરાતી ચીજ ગાઈ વગાડી બધાંને ખુશ કર્યાં હતાં. જ્યારે હું લૉર્ડ વ્હાઇટબેડના મોટા છોકરા સાથે હાઇડપાર્કમાં ફરવા જતો, ત્યારે બધા તાકીને મારી સામું જોઈ રહેતા, ઇત્યાદિ ઇત્યાદિ."

તેની આવી ડંફાસ ભરેલી વાત સાંભળી, મીસ ભારતીને લાગ્યું કે, ભાઈ મીઠું મરચું ભભરાવી ફેંકે જ જાય છે, માટે જરા ચૂપ તો કરવો જોઇએ. એવો વિચાર કરી તેણે પૂછ્યું:–"મી૦ ભણુશાળી! તમે વિલાયતમાં ઘણા પ્રતિષ્ઠિત માણસોને ત્યાં જતા આવતા હતા એ ખરું છે, પણ તમારી આ ડચેસ ઓફ નાઇટીંગ્ટન તે ખરેખરી અસલ કે નકલ?"

અરુણ જરા પણ ભોંઠો પડ્યા વગર ઠંડે પેટે બોલ્યો:–"ગમે તેમ સમજી લ્યો ને. આજ કાલ જુવોને અસલ કરતાં નકલ સારી લાગે છે. ખરા સોના કરતાં રોલ્ડ ગોલ્ડનો વધારે આદર છે. એટલું બોલી તેણે ભારતીની તરફ એક વ્યંગસૂચક દૃષ્ટિ-પાત કર્યો. એના આમ કરવાથી કેટલાકને હસવું આવ્યું. એટલામાં ચંદ્રમુખી ત્યાં આવી પહોંચી અને અરુણને સંબોધી બોલી.

"દીયરજી! તમે કયારે બધાં આવેલાને મળશો? અહીંને અહીં બેસી રહી વાતો જ કર્યા કરશો કે વારુ? આ અમારા મનોહરલાલની બહેન ઉર્મિલા, તે બિચારી કયારની પણે બેસી રહી હતી. તે હમણાં મેટ્રીકકલાસમાં છે. ઉર્મિલા! આ મારા દિયર અરુણ!"

અરુણે ઉભા થઈ ઉર્મિલાની સાથે શેકહેન્ડ કરી અને બોલ્યો. "By Jove, ભાભી કોણ જાણે અહીં શું એ એક જાતનું ચુમ્બક આકર્ષણ Magnatic attraction છે કે, અહીંથી ખસી શકતો નથી. I am simply charmed to the spot (હું અહીં શૃંખલાબદ્ધ પડી રહ્યો છું) તમે (ઉર્મિલા પ્રતિ) ત્યાં Wall Flower*ની માફક કેમ બેસી રહ્યાં હતાં? અહીં આવવામાં કોઈ પ્રકારનો ભય કે સંકોચ લાગતો હતો?"

એટલું બોલી વળી પાછું તેણે ભારતીના સામું જોયું. તે શરમાઈ. મીસીસ આના પોતાની કન્યા ત્યાં આવે એમ ઇચ્છતી હતી. તે બિચારી આમ તેમ આંટા મારતી હતી. ત્યાં આવવાની તેની હીંમત ચાલતી ન હતી. તેની આવી ભીરુતા જોઈ તેની માએ એક ભ્રુકૂટી તેની તરફ ફેંકી, પોતાનો તિરસ્કાર જણાવ્યો. તે આ વખતે ઉર્મિ-લાની સાથે ત્યાં આવી તેની સાથે પરિચિત થઈ બેઠી.

ભારતીની દુરાવસ્થા જોઈ અરુણને મનમાં અનુતાપ થયો અને બોલ્યો:–"મીસ ભારતી! એમ મુગાં બેસી રહો એ ન ચાલે. મેં સાંભળ્યું છે કે, આપ ગાવામાં ઘણાં કુશળ છો. હું આપનું ગાયન સાંભળવા ઇચ્છું છું."

મીસ ભારતી:–"મારો કંઠ આજે બેસી ગયેલો છે."

અરુણ:–"તો તમે વગાડો."

મીસ ભારતી:–"ના જી. તમે વિલાયતમાં શીખી આવેલા છો, તે તમે જ વગાડો, હું સાંભળીશ."

જરા હિંમત આવવાથી મીસીસ આના છોકરી બોલી:–"તમે ડચેસને ત્યાં વગાડી હતી, તે જ ચીજ વગાડોને!"

---

* અનાદૃત કુસુમ જે દિવાલ ઉપર ચોંટી રહેવાથી જ શોભા પામે છે.

**મીસ ભારતીઃ**–"જા, જા, તુંએ ગાંડી થઈ છે કે શું? તું જો ડચેસ નાઈટીંગ્ટન હોત કિંવા લેડી વ્હાઈટબેડ હોત તો, એ અરુણ બની વગાડત!

**અરુણ** આ ટચકાનું ઉત્તર ન આપતાં પાધરો પીયાના ઉપર જઈ બેઠો અને એક ગત વગાડવા માંડી. વારંવાર અનુરોધ કરવા છતાં મીસ ભારતીએ ગાવાની ના જ પાડી. છેવટે તેણે ઉર્મિલાને ગાવાને કહ્યું. તેના ગાલ ઉપર શેરડા પડ્યા. તે શરમાઈ ગઈ. તેણે કોઈ દહાડો આવી મોટી મીજલસમાં કદી પણ ગાયું ન હતું. તે થોડીવાર નીચું જોઈ રહી. ફરીથી તેને ગાવાનું સૂચવવામાં આવ્યું. છેવટે શિષ્ટાચારને વશ થઈ તેણે નીચે પ્રમાણે ગાવાનું શરુ કર્યું.

સુંદર હૃદિ રંજન તમે નંદન કુલહાર;
તગે અનંત નવ વસંત, અંતર આધાર. ૧
નીલ અમ્બર ચુમ્બનનત, ચરણે ધરણી મુગ્ધ નિયત;
અંચલ ધરી સંગીત શું ગુંજતી આ વાર. ૨
ઝગઝગે શાં ઇંદુ કિરણ, મગમગે શું પુષ્પગંધ;
અહો રસિક હૃદય ફુલનો વંદન ઉપહાર. ૩

આટલું ગાઈ ઉર્મિલા બંધ રહી. "નહિ, નહિ, આ તો ઘણી નાની ચીજ છે. બીજું કંઈ બોલો." એમ એક બે જણે માગણી કરી. છેવટે ના ન પડાયાથી તેણે એક બીજું ગાન નીચે પ્રમાણે ગાયું.

"સાંવરીઆસે નયના લગાય પસ્તાઈ (૨)
હયક્ હય સદ હયક્ સિતમગાર જફાગાર દિલબર,
દિલબરી તું કરે, ઔર નામ હય મેરા દિલબર,
લૂંટ લે જાયગા જાલિમ યહ મુઝે કયાથી ખબર,
દિલ જો પહેલુમાં દેખા તોહય ઇધર ન ઉધર.
સાંવરીઆ, નજરીઆં, કટરીયાં ... ...
સાંવરીઆસે નયના લગાય પસ્તાઈ (૨)"

ઉર્મિલાનો કંઠ મધુર હતો. ગાન ઠીક જામ્યું. ત્યાં સઘળા આવી ઝુકાવા લાગ્યા. ગાન પૂરું થતાં સર્વ જણ પ્રશંસા કરવા લાગ્યા. ખરેખર ચીજ પણ દિલકશ હતી. ભાવ ઉત્તમ હતા. કેમ પ્રશંસા ના કરે?

એટલામાં ઘંટ વાગ્યો, ડીનરની તૈયારી થઈ, **અરુણ** ઉર્મિલાને લઇને નીચે ગયો. મીસ **લીલા, વિલસુ, ભારતી** આદિ સુંદરીઓ વિષદગ્ધ કટાક્ષ ફેંકવા લાગી.

નીચે કમ્પાઉન્ડમાં પાછળ જૂદાં જૂદાં ટેબલો ગોઠવેલાં હતાં, તેના ઉપર સફેદ ચાદર પાથરી હતી અને કાચની રકાબીઓમાં ખાવાનો પદાર્થ હતો. કંઈ પૂરેપૂરું ડીનર ન હતું. મેવા, મીઠાઈ, ભજીયાં, સેવ, દાળ વગેરે હતું. આઇસક્રીમની પ્લેટો પણ તૈયાર હતી. તે સિવાય પીવાને માટે પણ સોડા, આઇસ-લેમન, રાસ્પબેરી, જીન્જરેઇલ, જીન્જરેડ, કોફી, ચ્હા વગેરે તૈયાર હતું. ઉપરથી સઘળાં જણ નીચે આવી યથાસ્થાને ગોઠવાવા લાગ્યાં. સ્ત્રીઓને માટે જૂદા ટેબલની જરૂર ન હતી. તેઓ પોતપોતાની મરજી અનુસાર ગોઠવાઈ ગયાં. યથેચ્છ ઉપહાર લઈ, ગૃહસ્વામી અને તેમનાં

પત્નીને ને અરુણને પ્રીતિસંભાષણથી શત ધન્યવાદ આપી, લગભગ અગીઆર વાગે મેળાવડો બરખાસ્ત થયો.

---

## પ્રકરણ ૩૫ મું

## પ્રવાહ ફંટાવા માંડ્યો

મી૦ ભણશાલીને ત્યાં ડીનર પાર્ટી હતી, તેને બીજે દિવસે મન્યુ સંધ્યાકાળે મનોહરલાલને ત્યાં ગયો. મન્યુની પરીક્ષાનો સમય પાસે આવ્યો છે. માત્ર બે મહિના જ બાકી છે. તે પરીક્ષાને માટે પ્રાણતોડ મહેનત કરે છે.* મનોહરલાલે પણ રોજ ભણાવવા આવવાનો નિષેધ કર્યો છે. અઠવાડીઆમાં બે ત્રણ વખત આવી જવાને સૂચવ્યું છે. પણ આ વાત મન્યુને ગળે ન ઉતરી. જેમ અફીણીને અમુક સમયે અફીણ જોઈએ જ જોઇએ, તેના વગર ચાલે નહીં, તેમ મન્યુને પણ સંધ્યાકાળે મનોહરલાલને ત્યાં જવું, એ એક પ્રકારનો નિશો થઈ પડ્યો છે. તેને ઉર્મિલાને જોયા વગર ચેન પડતું નથી. માટે મનોહરલાલનો ઉપદેશ તે તેને મન ધૂળ ઉપર લીંપણ થયો છે. પ્રકારય ભાવે મનોહરલાલની સાથે પ્રતિવાદ કરવાની તેનામાં હિંમત નથી, પણ રોજ જતાં મનોહરલાલ શું ધારશે? કંઈ કહેશે તો નહી? એમ તેના મનમાં જરા સંકોચ રહે છે.

આજે મન્યુએ વિચાર કર્યો કે, આજ સાંઝના અકસ્માત્ જવાથી ઉર્મિલાને ચોંકાવીશ. તેમ કરવાનું એક ખાસ કારણ હતું. ઉર્મિલા તેથી ખુશી થાય તેમ હતું. થોડા વખત ઉપર મન્યુના અનુરોધથી ઉર્મિલાએ શેલીના 'Sky lark'નું અનુકરણ કરી 'કોકિલ' નામે એક કવિતા લખી હતી. તે પ્રસિદ્ધિને માટે મન્યુને આપી હતી. મન્યુએ એક માસિકના તંત્રી ઉપર તે મોકલી આપી હતી. બે ત્રણ માસ સુધી તે છાપ્યા વગર ત્યાંને ત્યાં રહી. એક બે વખત જોયું, પણ માસિકમાં છાપેલી દીઠી નહીં. આખરે એક દિવસે તેણે તે માસિકની ઓફીસમાં જઈ ખબર કાઢી, તો માલમ પડ્યું કે, માઘ માસના અંકમાં તે છપાઈ છે. મન્યુએ તે અંક છુટક ખરીદ કર્યો. તેને અતોનાત આનંદ થયો. બારોબાર અંક લીધો કે તે બતાવીને આશ્ચર્યાનંદ પમાડવા માટે તે લઈ મનોહરલાલના ઘરની તરફ ચાલી નીકળ્યો.

ઘરમાં પ્રવેશ કરતાં બહાર એક બ્રુમ ઉભેલી નજરે પડી. મન્યુ તે જોઈ ગભરાયો. ગાડી તો ડૉ૦ ફ્રેનાન્ડીઝના જેવી હતી. તેને લાગ્યું કે, ઘરમાં કોઈ માંદું બાંદું છે કે શું? ઉર્મિલા તો માંદી નથીને? એમ મનમાં વિચાર કરતો તે અંદર ગયો. ઘરમાં જતાં જ તેની આ શંકા દૂર થઈ. અંદર જતાં માલમ પડ્યું કે, અંદર એક જણ ગાય છે, અને બીજું કોઈ વગાડે છે. જોતાં માલમ પડ્યું કે, એક તો ઉર્મિલા છે અને બીજું કોઈ કાળો પોશાક પહેરેલો એક યુવક છે. યુવક વગાડે છે અને ઉર્મિલા ગાય છે. આસ્તેથી તે ભણાવતો હતો, તે ઓરડીમાં જઈ બેઠો. તેણે ઉર્મિલાને જોઈ, પણ તે

---

* અમે કહેવાનું વિસરી ગયા છીએ કે, મન્યુ હમણાં એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરે છે. નલીનરામને હવે જમાઇને રૂપીઆ મોકલવા પડતા નથી, તેથી તે દશ રૂપીઆ અહુણાં મન્યુને મળે છે.

તેને જોઈ શકી નહીં. તેનું ધ્યાન ગાવામાં હતું. થોડીવાર પછી ગાયન બંધ પડ્યું. તે સુંદર યુવાન્ બોલ્યો કે:--

Brave-Bravo! By Jove Miss! you sing like a Nightingale. I have never heard such a sweet voice even in England-of course Miss Ellen Terry excepted.

(વાહ: વાહ!! તમે તો બુલબુલની માફક ગાઓ છો. એવો મીઠો સ્વર મેં ઈંગ્લાંડમાં પણ સાંભળ્યો નથી. અલબત મીસ એલનટરીને અપવાદ ગણવી જોઇએ.)

ઉર્મિલાએ શરમથી માથું નીચે કર્યું. જમીન સામું જોઈ કહેવા લાગી:-"તમે મારી ઘણી પ્રશંસા કરો છો. હું તેવા માનને યોગ્ય નથી. પણ શું કહ્યું એલનટરી! તે કોણ છે?"

"હા! તમને ખબર નથી! તે એક ઈંગ્લાંડની પ્રખ્યાત એક્ટ્રેસ છે. જો તમે પણ ગાવાનો અભ્યાસ રાખો તો દિન પ્રતિ દિન ઘણી જ કુશળતા મેળવશો."

"તમે પણ વગાડી સારું જાણો છો. તમારે મને પીયાનો વગાડતાં શીખવવું પડશે."

"અવશ્ય, ઘણી ખુશીથી શીખવાડીશ. એમાં શું છે? મને પણ પહેલાં સારું વગાડતાં નહોતું આવડતું. એક દહાડો લોર્ડ વ્હાઇટબેડને ઘેર વગાડવા બેઠો અને ત્યાં ફેસ્તો થયો! બધાં હસવા લાગ્યાં. લોર્ડ વ્હાઇટબેડની નાની છોકરી એમીલીએ હાથ પકડી મારી ભૂલ સુધારી. તે દિવસ પછી જે મહેનત કરવા માંડી કે બરાબર શીખ્યો ત્યારે જ મૂક્યું. હવે ગમે તેવી મોટી મીજલસમાં પણ વગાડતાં અચકાઉં નહીં. શરમ પણ આવે નહીં. તે દિવસે તમે જરા શરમાયાં. કંઈ નહીં, તમે થોડા સમયમાં શીખી શકશો."

એટલું કહી તે સુંદર યુવકે પોતાના હાથની આંગળી એવીરીતે લાંબી કરી કે તેના ઉપરની હીરાની વીંટી ઉપરની રશ્મિ ઉર્મિલાની આંખ ઉપર પડે.

મન્યુ બેઠો હતો ત્યાંથી આ બધું સાંભળતો હતો. વધારે વાર ત્યાં બેસી રહેવું અનુચિત જણાયું. તે ત્યાંથી ઉઠ્યો અને તેઓ બેઠાં હતાં ત્યાં આવ્યો. મન્યુને જોઇને તે યુવક તેના સામું કૌતુહલ દૃષ્ટિથી જોઈ રહ્યો.

મન્યુને જોઈ ઉર્મિલા ઉભી થઈ અને તેને ખુરશી ઉપર બેસવા કહ્યું અને અરુણના સામું જોઈ બોલી.

"મી૦ ભણશાળી! એઓ અમારા ટ્યુટર મી૦ મન્યુકુમાર" મન્યુને ઉદ્દેશીને કહ્યું. "એઓ મી૦ અરુણ, હમણાં જ બેરીસ્ટર થઈ પાછા ફર્યા છે તે."

મી૦ ભણશાળીએ પ્રસન્ન દૃષ્ટિથી મન્યુના સામું જોઈ શિરસંચાલન કર્યું; હાથ લાંબો કર્યો. મન્યુએ તેની સાથે કરમર્દન કરી પોતે પણ એક ખુરશી ઉપર બેઠો.

મન્યુના આવવાથી અરુણની વાક્ધારા બંધ પડી. ઉર્મિલા પણ ચૂપ બેઠી. શું બોલે? તેને તો આ ગમ્યું નહીં. ખેર! આખરે મન્યુએ જ બોલવાની પહેલ કરી. તેણે હસ્તાં હસ્તાં ઉર્મિલાને કહ્યું:-"આજ તો તમને એક આનંદદાયક વસ્તુ આપવા આવ્યો છું. લ્યો જુઓ." એમ કહી કવિતાવાળું પાનું ઉઘાડી માસિક તેના હાથમાં મૂક્યું.

ઉર્મિલાઃ–"પેલી કવિતા કે? ઘણે દહાડે ભાગ્ય ઉઘડ્યાં. ધન્યવાદ તેના તંત્રીને ને તમને પણ સાથે. આટલા માટે ફેરો ખાધો? તમારું વાંચવાનું મૂકી અહીં આવ્યા? એટલો શ્રમ લીધો શું કરવા? ઘણુંય એકાદ બે દિવસ પછી અપાત! ચાલો તમારો પણ આભાર!"

મન્યુ કંઈ બોલ્યો નહીં. શું બોલે? તે મનમાં કંઈ બીજો જ વિચાર કરતો હતો. "શું આટલા માટે જ ફક્ત આવ્યો!" આમ ઉર્મિલાની વાત પૂરી થઈ ન થઈ, એટલામાં તો મી૦ અરુણ હાથમાં રૂમાલ લઈ મોંઢાપર ફેરવતાં બોલ્યોઃ–"By Jove! તમે તો મને આશ્ચર્ય પમાડો છો. તમે સુમિષ્ટ ગાઓ છો એટલું જ નહી, પણ કવિતા રચો છો. ઓઃ ઓહ: જોઉં કવિતા કેવી છે? આપને વાંધો નથીને?"

"ના, ના, વાંધો શાનો, જોઈને હસશો." ઉર્મિલાએ હસીને જવાબ આપ્યો. "છે! હસવાનું શું છે એમાં! કવિતા સારી ન હોય તો માસિકમાં છાપે જ કેમ! શા વિષયપર લખી છે?"

ઉર્મિલાએ માસિક તેના હાથમાં મૂક્યું.

એટલામાં મન્યુ બોલ્યોઃ–"કવિતાનું નામ છે કોકિલ." શેલીના સ્કાઈ-લાર્કનું અનુકરણ કરી લખી છે, પરંતુ એમાં કેટલાક નવા ભાવ છે.

અરુણઃ–Skylark! Skylark–અહાહા! શું ઉદાત્ત કાવ્ય છે.

"Hail to thee, blithe spirit
Bird thou never wert,
That from heaven or near it
Pourest thy full heart
In profuse strains of
Unpremeditated art."

(અચિંતિત કલાના સુરની રેલછેલથી તારા હૃદયના ઉભરાને સંપૂર્ણ રીતે, આકાશમાંથી કે તેની પાસેના પ્રદેશમાંથી રેલાવનાર પક્ષી તને અભિનંદન છે, તું કદી પક્ષી હતું જ નહિ. આનંદ આત્મા! તને અભિનંદન છે.)

અરુણ શેલીની લીટીઓ બબડી ગયો.

મન્યુઃ–પણ એના કરતાં પણ કેટલાક વધારે સુંદરભાવ આ કવિતામાં છે. પક્ષી જેમ જેમ ઉંચું ગગનમાં ઉડે છે, તેમ તેમ કવિ પણ તેની સાથે કલ્પનાની પાંખ ઉપર ભાવ રાજ્યના ઉચ્ચ શિખરે આરોહણ કરે છે. આ કવિતાની કૃતિ વર્ડ્ઝવર્થના 'કોકિલ'ની સાથે તુલના કરી શકાય. વર્ડ્ઝવર્થ તેના સ્વરથી મુગ્ધ થઈ તેને An invisible thing, a voice or Mystery (એક અદૃશ્યવસ્તુ, સૂર કે રહસ્ય, કહે છે અને ત્યાં જ શાન્ત થાય છે. જ્યારે કવિવર શેલી માણસની અવસ્થાની સાથે તુલના કરી સિદ્ધાંત કરે છે કેઃ—

"Our sweetest songs are those
That tell of saddest thoughts.'

(સૌથી વિશેષ શોચ કરાવનારા વિચારોનું ગાન જેમાં કરેલું છે, એ આપણાં મીઠામાં મીઠાં ગાયનો છે.)

અરુણને જણાયું કે, મારે પણ કંઈ કહેવું જોઇએ. તેથી તે બોલ્યોઃ–"બરાબર છે, મને પોતાને શેલીની કવિતા અતિ પ્રિય લાગે છે. આપની સાથે વાર્તાવિનોદથી આનંદ થયો. આપ શું કરો છો?"

એટલામાં મનોહરલાલ આવ્યા. તેમની સાથે તે બે પુત્ર પણ અંદર આવ્યા. મન્યુએ ઉભા થઈ નમસ્કાર કર્યા.

મનોહરલાલ બોલ્યાઃ–"અહો માસ્તર! તમે ક્યારના આવ્યા છો? અહો! અરુણ! તમે પણ અહીં છો કે? વારુ આપ આ મન્યુકુમારને નહીં ઓળખતા હો. તેઓ એક સારા વિદ્વાન્ છે. તેમનું ચરિત્ર ઉન્નત છે. વાહ શું સારો સ્વભાવ છે. બેસોને માસ્તર, ઉભા કેમ રહ્યા." એટલું બોલી તેઓ પોતે પણ બેઠા.

અરુણઃ–"મી૦ મન્યુકુમાર સાથે શેલી અને વર્ડ્ઝવર્થ સંબંધી વાત થતી હતી. તેઓના વિચાર જાણી ઘણો આનંદ થયો. મારું એવું માનવું છે કે, એમના જેવા માણસોએ વિલાયત જવું એ ઉચિત છે. તેમ કર્યાથી અહીં મેળવેલી શિક્ષાને એક પ્રકારની સંપૂર્ણતા આવે છે.

ઉર્મિલા બોલી ઉઠીઃ–"અરે બાપરે! એ તો ઉચ્ચ જ્ઞાતિના હિંદુ છે. એમનાથી તે વિલાયત જવાય! એ બનેજ કેમ!"

મન્યુઃ–"વિલાયત જવાની ઇચ્છા હોય તો પણ તેથી શું? ત્યાં જવાને વિપુલ સાધન જોઈએ તેનો તો અભાવ. વળી તે સિવાય એ પણ છે કે, અહીં રહીને કયાં વિદ્યા નથી મેળવાતી? આ મુંબઇમાં અનેક વિદ્યાલયો છે! મોટી લાઈબ્રેરીઓ છે, સુશિક્ષિત લોક છે. વિલાયત ગયા વિના અહીં ઘણાય વિદ્વાન્ લોકો થઈ ગયા છે. તેલંગ, રાનડે, ભાઉદાજી, વિદ્યાસાગર એ બધા કયારે વિલાયત ગયા હતા?"

અરુણઃ–"There you are mistaken. (અહીં તમે ભૂલ ખાઓ છો.) આપણાથી મહાન્ વિદ્વાન્ થઈ શકવું, એ સંભવિત નથી. જો એ જ આપણા રાનડે, તેલંગ, વિદ્યાસાગર, કે ગોવર્ધનરામ વિલાયત ગયા હોત તો તેઓ જૂદી જ તેજસ્વીતા બતાવત. દુનિયાના મહાન્ પંડિતોમાં તેમની નામના થાત. અહાહા! ત્યાં શીખનારને કેવા પ્રકારની સગવડો છે! કેવી મોટી લેબોરેટરીઝ–પ્રયોગશાળાઓ છે! તેનો સ્વપ્નમાં પણ ખ્યાલ આવવો મુશ્કેલ છે. શિલ્પ અને વિજ્ઞાનની ત્યાં કેવી ઉન્નતિ થઈ છે? ત્યાં તેઓ સશરીરે વિદ્યમાન છે. દેવી સરસ્વતી જાણે ત્યાં સચેતન મૂર્તિમંત વિરાજે છે. અહીં તેમાંનું કંઈ જ નથી."

મનોહરલાલઃ–"બરાબર છે. તેની ના પડાય એમ નથી."

અરુણઃ–"આપણે અહીંની જ વાત લ્યો. તમે જુઓ, કોલેજમાં શેકસ્પિયર શીખતા હશો. પણ તે અહીંનું શીખવાનું Dull–lifeless (નીરસ–નિર્જીવ) છે. પણ ત્યાં જો તમે શેકસ્પિયર શીખો તો. અરે બાપરે! તમારી અક્કલ કહ્યું ન કરે! ત્યાં જો તમે કોઇ પ્રોફેસર પાસે શેકસ્પિયર શીખો તો તેની એકેક કેરેક્ટર તમારી નજર આગળ સચેતન ઉભી થાય! એક તો પ્રોફેસરો એ કેરેક્ટરને તમારી આંખ આગળ સાદૃશ્ય ઉભી કરે અને તે સિવાય ત્યાં અભિનય જોવાનો મળે તે તો જાદું. તમે અહીં કઈ કોલેજમાં અભ્યાસ કરો છો? અહીં શેકસ્પિયર કેવી રીતે શીખવે છે?"

મન્યુ:-"હું અહીં એલફીન્સટન કોલેજમાં અભ્યાસ કરું છું. અમને જે શેક્સ્પિયર શીખવે છે, તે તો ખુબ નોટસ લખાવે છે. બસ્સ. એટલું જ."

અરુણ:-"તો પછી ત્યાં શીખવે છે, તેની સાથે સરખામણી જ ન થાય."

મનોહરલાલ:-"તમે થીએટરની વાત કરી નહીં વારુ? તમે શું હેનરી ઈર્વીંગને અભિનય કરતાં જોયો છે?"

અરુણ:-"વાહ! કેમ નહીં. શું વિલાયતમાં મેં ત્રણ વરસ નકામાં ગુમાવ્યાં છે? હેનરી ઈર્વીંગને અભિનય કરતાં જોયો છે, એટલું જ નહીં પણ તેની સાથે વાતચીત પણ કરી છે. વળી તેને મેં પોતે અભિનય કરી બતાવ્યો છે."

ઉર્મિલા આ વાત સાંભળી પ્રસન્ન વદને અરુણના સામું જોઈ રહી.

મન્યુને આ વાત અરુચિકર લાગી. મનોહરલાલે પણ કુતૂહલતાથી પૂછયું-"એ શી રીતે?"

અરુણ:-"જાણે વાત એમ બની કે, અમારી કોલેજમાં એક Dramatic Club હતી. હજી પણ છે. એક દિવસે અર્લ ઓફ વોટરડાઉનને ઘેર અભિનય કરવાનું આમંત્રણ આવ્યું. ત્યાં ઘણા મોટા આદમીને આમંત્રણ હતાં. સર હેનરી ઇર્વીંગ પણ ત્યાં હાજર હતા."

મનોહરલાલ:-"ત્યાં તમે શું કંઈ નાટક ભજવ્યું હતું?"

અરુણ:-"હેમ્લેટ, અને "હેમ્લેટનો પાર્ટ પણ મેં જ ભજવ્યો હતો."

મનોહરલાલ અને ઉર્મિલા બોલી ઉઠયાં;-"પછી, પછી!"

"તે દિવસનો અભિનય ઘણો ઉત્તમ કરી બતાવ્યો. એટલું સારું થયું કે, મેં સ્વપ્ને પણ તેવી આશા રાખી ન હતી. જ્યારે મારો પાર્ટ પૂરો થયો ત્યારે તેમણે મને પાસે બોલાવ્યો અને બેસાડી એક બે વાત કહી."

મનોહરલાલ:-"શું કહું કહોની! તમે તો ઘણા પ્રવીણ જણાઓ છો."

અરુણ:-"તેમણે મારા એકાદ બે સામાન્ય દોષ જણાવ્યા. પછી કહ્યું કે, Mr. Bhansali! I hail you as one of us! Indeed you are bound to make an excellent actor if you would choose our profession. (મી૦ ભણશાલી! હું તમને અમારામાંના એક જણ તરીકે અભિનંદન કરું છું. જો તમે અમારો વ્યવસાય ગ્રહણ કરો તો ખરેખર એક ઉત્તમ અભિનેતા થાઓ)."

મનોહરલાલ:-"બેશક, શાબાશી ઘટે છે. આથી વધારે પ્રશંસા શી થઈ શકે?"

ઉર્મિલા:-"ઘણું જ વિસ્મયજનક. ખરેખર પણ મારું તો માનવું છે કે, એ તમારે માટે ગૌરવનો વિષય છે એટલું જ પણ નહીં પણ સમસ્ત ભારતવર્ષ પણ તેમાં ગૌરવ લઈ શકે! કેમ માસ્તર ખરું કે નહીં?"

માસ્તર બિચારો શું બોલે? તે તો હતો "ગુજરાતીનો ગૌરવ" અને આ ગૃહસ્થ જોતજોતામાં થઈ પડ્યો, સમસ્ત "ભારતવર્ષનો ગૌરવ!" માસ્તરે પરાણે હસી માથું ખજવાળતાં કહ્યું:-"શામાટે નહીં! શામાટે નહીં! તો શું સર હેનરી ઇર્વીંગે-"

તેનું વાકય પૂરું કરવા ન દેતાં અરુણ બોલી ઉઠયો-"તે ઘણો ઉદારચિત્ત મનુષ્ય છે, એમાં શક નહી. તેને મન પોતાનું એવું કંઈ જ નહીં. આપણે અહીં ભેદ છે.

તેમાંનું ત્યાં કશું નથી. ત્યાં તો સઘળા સમાન છે. વળી હેનરી ઇર્વીંગ ઘણો જ ગુણગ્રાહી—"

મનોહરલાલઃ–"તેમ ના હોય તો આવી નામના આખા જગતમાં થાય ખરી કે? છે? કદી નહીં. મહાન્ પુરુષો એવા જ હોય છે."

ઉર્મિલાઃ–"સભ્યસમાજમાં શું તેમનું માન!"

અરુણઃ–"મેં તેમનો ઘણો સારો Study (પર્યવેક્ષણ) કર્યો છે. કેટલાક દિવસ તો માત્ર તેમના અંગવિક્ષેપ, ભાવ વગેરે જોવાને માટે ખાસ જતો. બીજું કંઈ ખાસ કારણ ન હતું. માત્ર તેઓ શી રીતે કામ કરે છે. તેને જોવાને માટે થીએટરમાં જવું પડતું. તેઓ હેમ્લેટની આ ભૂમિકા ભજવતાં ભજવતાં—

"There is a soul of goodness in things, evil could we but obeservingly distil it out." એ એવા તો અંગવિક્ષેપ અને ભાવભંગિની સાથે બોલતો–એ "Soul" શબ્દ ઉપર એવું તો Emphasis (જોર) મૂકતો કે અહાઃ હજી સુધી એ બધું મારી આંખ આગળ તરે છે અને કાનમાં રણકારા મારે છે."

મન્યુ સેજ હસીને બોલ્યો–"તમારી ભૂલ તો નથી થતીને? એ બરાબર છે કે, એ હેમ્લેટની ઉક્તિ છે?"

અરુણે સેજ વિરક્તિ જણાવતાં કહ્યું:–"હેમ્લેટની જ–નહીં તો?"

મનોહરલાલ:–મન્યુકુમાર! કદાચ તમારી ભૂલ હશે. અરુણે જાતે હેમ્લેટની ભૂમિકા ભજવી છે ને."

અરુણ:–"હેમ્લેટ આખો મોઢે છે. તેમ ન હોય તો તેનો પાર્ટ મારાથી ભજવાય શી રીતે? માટે જ કહું છું ને કે શિલ્પ અને વિજ્ઞાન વિલાયતમાં જીવંત અવસ્થામાં છે. એક વાર ત્યાં ગયા વિના આ બધી વાતની લેશ પણ ખબર પડે નહીં. અહીં તો જે તમે જુઓ છો તે માત્ર ત્યાંની અસલ વસ્તુની છાયા છે. માત્ર તેનો પ્રતિધ્વનિ જ સાંભળવામાં આવે છે. મી૰ મન્યુકુમાર! તમે અમસ્તી જ પૈસા સંબંધી ચિંતા કરો છો. તમે જો સારી રીતે બી. એ. પાસ કરો તો તમને ગવર્નમેન્ટ સ્કોલરશીપ મળે, નહી તો અહીંની ટ્રાવેલીંગ સ્કોલરશીપ પણ મેળવી શકો. અને એમ અનાયાસે વિલાયત જઈ શકો. તમારા જેવા માણસે ત્યાં જવું, એ ઉચિત છે. તમારા જેવો જો કોઈ ત્યાં જઈ આવે તો દેશને લાભ થવાની આશા છે."

મન્યુ:–"આપ કહો છો તે ખરું છે. પણ મારામાં એટલી યોગ્યતા નથી. આપ મને અમસ્તા જ પંડિત ધારી લ્યો છો! હું તો માત્ર સામાન્ય વિદ્યાર્થી છું. બી. એ. પાસ થયો તો તે જ સદ્ભાગ્ય!"

મનોહરલાલ:–"શા માટે! જો તમે ધ્યાન દઈ અભ્યાસ કરો તો અવશ્ય સ્કોલરશીપ મેળવી શકો. અત્યાર સુધી તો તમે પ્રથમ શ્રેણીમાં જ અને વળી પ્રથમ આવો છો. બી. એ. ને માટે એટલા કેમ ગભરાઓ છો?"

અરુણ:–"આપણા દેશના વિદ્યાર્થીઓની શિક્ષા પણ Superficial (ઉપર ઉપરની) તેઓનું ધ્યાન માત્ર શબ્દ શિક્ષાપર. અસલ વસ્તુ જે Idea (ભાવ) તે તરફ ધ્યાન ઓછું છે. તે તેઓ ગ્રહણ કરતા જ નથી. વળી Curiosity (કૌતુહલ) જે

છે, તે સર્વ પ્રકારના જ્ઞાનને માટે સીડીનું પહેલું પગથિયું છે. તે તો આપણા વિદ્યાર્થીઓમાં મુદ્દલ મળે જ નહીં. આ જુઓને આપણા શહેરમાં વિકટોરિયા ગાર્ડન છે, મ્યુઝીયમ છે. તે જોવાને, જાણવાને અને ખાસ શીખવાના હેતુથી ત્યાં કેટલાક વિદ્યાર્થીઓ જાય છે. કેટલાકે તો મુદ્દલ જોઈ પણ નહીં હશે કે કયાં છે વિકટોરિયા ગાર્ડન! તો પછી ત્યાં જઈ મનનપૂર્વક લક્ષ કરવાની તો વાત જ શી? વિલાયતમાં સ્કુલ અને કોલેજમાં રજા પડી કે ત્યાંના છોકરાઓ એવે સ્થળે જાય, તેથી એ તેને કેટલું મળે. First hand knowledge. (જાતે જોઈ અનુભવેલા જ્ઞાન) તેથી તેઓની દૃષ્ટિશક્તિ પણ કેવી વધે છે. આ શિવાય વળી જ્યાં સુધી તેઓ સારી મુસાફરી ન કરે ત્યાં સુધી તેઓનો અભ્યાસ પણ અપૂર્ણ કહેવાય છે. તેઓ રજામાં કે કોલેજ છોડ્યા પછી ઈટલી, ફ્રાન્સ આદિ દેશમાં જઈ જૂદી જૂદી વસ્તુનું અવલોકન કરે, તેથી તેમની માનસિક દૃષ્ટિમર્યાદા કેટલી વિશાળ થાય છે! ત્યાં એક Art gallery (ચિત્રભવન) છે. ત્યાં વિદ્યાર્થીઓની શી ભીડ! આપણે ત્યાં દર વર્ષે ટાઉન હોલમાં ચિત્રોનું પ્રદર્શન ભરાય છે, ત્યાં કોણ જાય છે? અહીં કોઈ વિદ્યાર્થી ચિત્રના સારા ગુણ દોષ સમજી શકવાને પૂરતું જ્ઞાન ધરાવે છે? નહીં જ."

ઉર્મિલા:-"મોટાભાઈ! તમે એક દહાડો સાથે લઈ બધું બતાવવાનું કહ્યું હતું. વળી વિકટોરીયા ગાર્ડનમાં માંસાહારી ઝાડ બતાવવાને પણ કહ્યું હતું કે લઈ જઇશ. પણ--"

મનોહરલાલ:-"મને ફુરસદ જ કયાં મળે છે? વારુ, પણ અરુણ, તમે તો આ બધું ઘણું સારું સમજો છો. તમે જ એકવાર ઉર્મિલાને અને છોકરાંઓને લઈ જઈ દેખાડી આવો તો કેમ? હેં?"

અરુણ:-"Most gladly (ઘણી ખુશીથી) લઈ જઉં અને બતાવું. એકાદ છુટીનો દિવસ નક્કી કરો."

ઉર્મિલા:-"કાલે જ રજા છે."

અરુણ:-"વારુ! ત્યારે કાલે તમે તૈયાર રહેજો, એકાદ વાગ્યાને સુમારે હું ગાડી લઇને અહીં આવીશ."

ઉર્મિલા મન્યુની તરફ જોઈને બોલી:-"તમારી તો પરીક્ષા પાસે આવી લાગી છે,-નહી તો-"

મનોહરલાલ:-"ના, હમણાં એમને ત્યાં જવું એ યોગ્ય નથી. અહુણાં એમનો સમય અમૂલ્ય છે. એટલા સમયમાં તો એ કેટલું વાંચી નાંખે-માસ્તર! તમારે અહુણાં આવી બાબતમાં લક્ષ્ય પરોવવું નહી. ધ્યાન દઈ અભ્યાસ કરો. પછી ઘણો વખત મળશે, ત્યારે એ બધું જોવાશે-જુઓ અત્યારે પણ કેટલી રાત થઈ છે. જાઓ ઘેર જઇને વાંચો."

મન્યુ:-"હા જી, હું પણ એ જ કહેવાનો હતો. રજા લઉં છું."

એટલું કહી મન્યુ ત્યાંથી ઉઠયો. તેના મનમાં અનેક તર્ક ઉઠયા. તે શું જોવા આવ્યો હતો અને તેણે જોયું શું. તેના મનમાં એક પ્રકારની દુ:ખકર લાગણી ઉત્પન્ન થઈ. તે ગુરુતર આઘાતની વેદના અનુભવવા લાગ્યો. તેના મનમાં લાગ્યું કે, કોઈ તેના

હાથમાંથી એકાદ વસ્તુ છીનવી લે છે. તેના મનમાં શામાટે એમ થતું હશે તે, તે યથાર્થ રીતે સમજી શકયો નહીં. વિચારમાં ને વિચારમાં ઘેર આવ્યો. ચોપડી લઈ વાંચવા લાગ્યો. તેમાં પણ જોઈએ તેવું ચિત્ત પરોવી શકયો નહીં. આખરે બત્તી ગુલ કરી બીછાના ઉપર પડ્યો.



## પ્રકરણ ૩૬ મું

### દશા-વિપર્યય

આગલા પ્રકરણમાં લખેલી બીના બન્યા પછી ત્રીજે દહાડે સાંજના નિયમ પ્રમાણે **મનોહરલાલને** ત્યાં **મન્યુ** ભણાવવા ગયો. તે દિવસે **મન્યુએ** મનમાં પ્રતિજ્ઞા કરી હતી કે, દિવાનખાનામાં જઇશ નહી; બારોબાર ભણાવવા જઇને બેસીશ. દિવાનખાનામાં બેસીશ નહીં. જો ઉર્મિલાને વાત કરવી હશે તો તે ઘણી આવશે પોતાની મેળે ત્યાં. જો તે નહીં આવે તો ભણાવીને ચાલ્યો જઈશ. આ કરેલા નિશ્ચય પ્રમાણે તે એકદમ જ્યાં ભણાવવા બેસતો હતો ત્યાં જઇને બેઠો. તે વખતે ઉપાસના પૂરી થઈ હતી. **મનોહરલાલ ચકરબતી, પ્રભાવતી** અને ઉર્મિલા દિવાનખાનામાં બેસી વાતો કરતાં હતાં. થોડીવાર પછી બહાર ગાડીનો ખડખડાટ સંભળાયો અને **અરુણ** દિવાનખાનામાં આવીને બેઠો. થોડીવાર આડી અવળી વાતો પછી **મનોહરલાલ** કામનું નિમિત્ત કાઢી ઉપર ગયા. **પ્રભાવતી** પણ તેની પાછળ ઉઠી. **ચકરબતીએ** પણ વધારે વાર ન થોભતાં પોતે પોતાનો રસ્તો લીધો. **મન્યુને** લાગ્યું કે, સઘળા **અરુણને** અને ઉર્મિલાને વાતચિતનો પ્રસંગ આપવા ઉત્સુક છે. ઉર્મિલાના પોતાના મનનો ભાવ કેવો છે? તે પણ **અરુણની** સાથે વાતચિત કરવામાં અને એકાંતમાં ઘણી રાજી થાય છે. તે થોડીવાર **અરુણની** સાથે હાસ્યવિનોદ કરી પિયાનો વગાડવા બેઠી. **મન્યુ** છોકરાને લઈ ભણાવવા બેઠો છે, એ વાતની શું ઉર્મિલાને ખબર નથી? અવશ્ય છે. કેમ ખબર ન હોય? **મન્યુને** આવતો જોઈ **અમળ** અને **વિમળ** દિવાનખાનામાંથી ઉઠી ભણાવવાના ઘરમાં આવ્યા, એ ઉર્મિલાએ જોયું હતું, છતાં પહેલાંની માફક ઉર્મિલા ભણાવવાના ઘરમાં શામાટે આવી નહિ? આથી **મન્યુના** મનને માઠું લાગ્યું. તેના હૃદયમાં એક પ્રકારની શૂળ ભોકાઈ! તે એક કલાકમાં ભણાવીને ઘેર ગયો. ઉર્મિલાને તે દિવસે મળ્યો નહિ.

તેના મનનો આવો ભાવ ઝાઝો વખત ટકયો નહીં. તેનું અભિમાન થોડું ઘણું ગળી ગયું. ત્રણેક દિવસ પછી ભણાવવા જવાનો વખત થતાં તેણે વિચાર કર્યો કે, આજ ભણાવવા નહિ જાઉં. પરીક્ષા પાસે છે એટલે કોઈ પૂછશે પણ નહિ. આમ વિચાર કર્યો ખરો, પણ તેનાથી રહેવાયું નહિ. ત્યાં જવાની આકાંક્ષાને રોકી શકયો નહિ. તેને મનમાં લાગ્યું કે, આ હૃદયનો ગુરુ ભાર હવે સહન થાય તેમ નથી. આજ ભણાવવા જઈ જો પ્રસંગ મળશે તો એકાદ બે વાત ઉર્મિલાને કહી હૃદયનો થોડો ભાર ઓછો કરીશ. સારા ભાગ્યે તે દિવસે અચાનક તેવો પ્રસંગ બની આવ્યો. જેવો તે ભણાવવા ગયો, તેવો જ દિવાનખાનામાં દાખલ થયો, તો ઉર્મિલા એકલી બેઠેલી

નજરે પડી. કદાચ તે અરુણની માર્ગપ્રતીક્ષા કરતી બેઠી હશે, એમ તેને લાગ્યું. છોકરાઓ પોતાની ઓરડીમાં વાંચવા બેઠા હતા. તેણે દિવાનખાનામાં પ્રવેશ કર્યો ખરો, પણ ત્યાં ન બેસતાં એકદમ જઈ ભણાવવા બેસું, એમ તેને લાગ્યું. તેનું અભિમાન કોણ જાણે શાથી જાગૃત થયું, પણ જતાં ઉર્મિલાની નજર તેના પર પડી અને તે બોલી;–'કોણ માસ્તર કે? આવોને કેમ ચાલ્યા જાઓ છો?"

મન્યુ અનિચ્છાપૂર્વક ઉર્મિલાની પાસેની ખુરસીપર બેઠો અને બોલ્યો.–"ના. જી! હું તો જઇશ, પરીક્ષા ઘણી જ પાસે આવી છે, તે તો આપ જાણો છો જ."

"તેથી જ કે બે મીનીટ પણ અહીં બેસી બોલવાનો અવકાશ આપને નથી. ખરેખર જેઓ પરીક્ષાના સમયે આ પ્રમાણે ધ્યાન દઇને અભ્યાસ કરે, એ છોકરા સારા."

"એમ કેમ! તે દિવસે તમે જ કહ્યું હતું ને કે મારે કોઇ પણ બીજા વિષયમાં મન પરોવવું ઉચિત નથી. રાતદહાડો ભણવામાં જ મન રાખવું. હવે તો સ્કોલરશીપ મેળવવાનો વિચાર છે. તે દિવસથી હવે હું ચિત્ત દઇને વાંચવાના ઉદ્યોગમા લાગ્યો છું."

"ઘણી ખુશીની વાત! પણ જો સ્કોલરશિપ મળી, તો આપ વિલાયત જવાના ખરા કે?"

"તે ત્યારપછીની વાત છે. જોઇએ છીએ, શું થાય છે તે?"

"ના, ના, પણ તમે વિલાયત જવાના કે નહિ?"

"જઇશ એમાં શું? પહેલાં મને કંઈ આપત્તિજનક લાગતું હતું, પણ હવે તેમ ભાસતું નથી. હવે એ સંબંધમાં મારો સંકલ્પ સ્થિર થયો છે."

"ઘણી ખુશીની વાત. ખરેખર મોટા ભાઈ આ જાણી ઘણો જ આનંદ પામશે."

"વિલાયત જવાને હવે ઘણાં કારણ ઉપસ્થિત થયાં છે. એક તો એ કે, ત્યાં જઈ જ્ઞાન વિજ્ઞાન વિભૂષિત મૂર્તિમતિ સરસ્વતી દેવીનાં પ્રત્યક્ષ દર્શનનો લાભ લેવો. એ તો ઠીક, પણ તમે તે દિવસે વિક્ટોરીયા ગાર્ડનમાં જઈ શું નવું નવું જોઈ આવ્યાં, તે તો મને કહ્યુ નહિ? ત્યાં કેવો આનંદ થયો તે તો કહો."

ઉર્મિલાએ સલજ્જ હસીને જવાબ આપ્યો:–"ઘણો આમોદ પ્રમોદ થયો. ખરેખર જો તમો આવ્યા હત તો તમે જાણી શકત."

"હા, પણ તે ક્યાં છે મારા નસીબમાં! પરીક્ષા પાસે છે ને?"

"અરે હા! હવે સમજી કે શાથી તમે વારંવાર પરીક્ષાનું નામ લ્યો છો. તમારાથી આવવાનું ન બન્યું તેથી કંઇક ખોટું લાગ્યું છે મનમાં, નહિ વારુ?"

"છી: ના, ના, તેવું કંઈ નથી. હું આવ્યો હત તો કદાચ આપને હરકતરૂપ થઈ પડ્યો હોત."

"તમે–હરકતરૂપ થઈ પડ્યા હોત–શું કહો છો? આશ્ચર્ય!!"

મન્યુ કંઈ પણ જવાબ આપ્યા વગર ચૂપ જ બેસી રહ્યો. તે કંઈ ટોણો મારવા જતો હતો, પણ તેનાથી તેમ થઈ શકયું નહીં. તીવ્ર અભિમાનમાં તે ક્ષણભર ચૂપ રહ્યો ખરો, પણ તેનું મુખ મેઘાચ્છન્ન થયું. તેનાં ચક્ષુ નાચવા લાગ્યાં ને મહા મહેનતે આત્મસંવરણ કરી બોલ્યો:–"એમ નહીં–પણ આજકાલ તમારામાં એક પ્રકારનું પરિ-

વર્તન જોવામાં આવે છે, તેથી એમ કહ્યું. વચમાં ત્યાર પછી હું એકવાર ભણાવવા આવ્યો હતો. આપને ખબર છે કે એની?"

"મારામાં! મારામાં હું તો કંઈ પરિવર્તન જોઈ શકતી નથી. હું તો જે છું તેની તે જ છું. બાકી...હા. તે દિવસે તમે ભણાવવાને આવ્યા હતા. હું ગાવાના ને વગાડવાના કામમાં મશગુલ હતી તે, થોભાવી શકી નહી. પણ વાંક તો તમારો જ છે, કેમ મને બોલાવી નહીં કે ખબર પણ ન પૂછી?"

"જુઓને આજકાલ કની હું તો થયો છું Good boy (સારો છોકરો). ખબર છે ને કે, A good boy minds his lessons.* તે પછી આપના કામમાં વિક્ષેપ નાંખી નાહક સમય નષ્ટ કરવો, એ ઉચિત નથી."

"તમને નાહક ખોટું લાગ્યું જણાય છે."

"ના, ના, તેવું કંઈ જ નથી."

"આપ ત્યારે જરા વ્યંગમાં કેમ બોલો છો?"

"વ્યંગ તમને જણાય છે. મારું બોલવાનું કંઈ તેમ નથી."

"કદાચ તમે કહો છો તે પરિવર્તનનું પરીણામ હશે!"

"વારુ તો હું હવે રજા લઉં છું. જરા ભણાવી પછી ઘેર જઈશ."

"ઠીક."

એટલું કહી મન્યુ ભણાવવાને હમેશ બેસતો, તે ઓરડીમાં ગયો. એટલામાં અરુણ પણ આવી અંદર દાખલ થયો અને ઉર્મિલાની પાસે જઈ બેઠો. જાણે પૂર્ણિમાની રાતની પછી પ્રભાતમાં ક્ષીણજ્યોતિ પૂર્ણ ચંદ્ર પશ્ચિમ આકાશમાં જતો રહ્યો અને પૂર્વાકાશમાં તેની સામે રક્ત કિરણોનાં તેજની છટા પ્રસરાવતો અરુણ ઉદય થયો. આ પ્રમાણે દશા "વિપર્યય" હમેશાં થાય છે.

ઉર્મિલાની સાથે મળી વાતચીત કરી હૃદયનો ભાર હલકો કરવાના ઇરાદાથી મન્યુ આવ્યો હતો, પણ તેનું શું થયું? તેનું ફળ વિપરીત થયું. ઉર્મિલાની સાથે વાતચીત કરતાં તે પોતાના હૃદયનો કંઇક ભાવ સમજી શકયો. તેના હૃદયાકાશની આસપાસ જે આછાં વાદળાં હતાં, તે એકઠાં થવા લાગ્યાં અને નિબિડ કૃષ્ણ વર્ણ ધારણ કરી હમણાં વરસુ, હમણાં વરસુ, એમ દેખાવા લાગ્યાં. તે મહા મહેનતે ભણાવવામાં ચિત્ત દઈ શકયો. ભણાવીને ઘેર ગયો. જતાંની વાર બારણાં બંધ કરી સુઈ રહ્યો. અનેક વિચારના વમળમાં પડ્યો. તેના મનને કંઈ ગમ્યું નહીં. તેના હૃદયમાં શી વ્યથા થતી હતી? શાથી થતી હતી? તેનું અન્વેષણ કરી શકયો નહીં. તેનું હૈયું ખૂબ ભરાઈ આવ્યું. તે રોયો. રોઇ રોઇને ઉશીકું ભીજવી નાંખ્યું. એમ કરી તેણે પોતાના હૈયાનો ભાર ખાલી કર્યો. આથી તેનું દુ:ખ ઓછું થયું; પરંતુ તમે આને માટે હસતા ના. પ્રેમના પ્રસંગમાં ઘણીવાર રોઇને ઉશીકાં ભીનાં નથી કરવાં પડતાં? અને આ રોવામાં હૃદયનો ભાર શું હલકો થતો નથી? વળી રોવામાં પણ એક પ્રકારનું સુખ છે. પરંતુ આ બાબત અમારા કરતાં સહૃદય વાંચનારાઓ સારી રીતે સમજે છે.



* સારો છોકરો ભણવામાં ધ્યાન આપે છે.

## પ્રકરણ ૩૭ મું

### પાછું ઘર

આણી તરફ મન્યુ જેમ એક જણને માટે રોઈ રોઈ ઓસીકું ભીંજવતો હતો, તેમ બીજી તરફ ધનગૌરી પણ તેને માટે તેમ કરતી હતી. થોડા દિવસ ઉપર મન્યુએ ઘેર કાગળ લખ્યો હતો કે, આ વખતે પરીક્ષા પૂરી થયા પછી હું ઘેર આવીશ નહીં, અને અહીં રહીને જ અભ્યાસ આગળ વધારીશ. જો અવકાશ મળશે તો પરીક્ષાના પરિણામ જણાયા પછી કદાચ થોડા દિવસને માટે આવું તો આવું. ધનગૌરી બાપડી કયારે આવશે, એમ દહાડા ગણતી હતી. પરંતુ જ્યારે તેણે ઉપર પ્રમાણે વાત સાંભળી, ત્યારે જાણે તેના માથા ઉપર વજ્રઘાત થયો હોય એમ થયું. ગંગાએ તેને બરાબર સમજાવ્યું કે 'એમાં તો કંઈ ભેદ છે. પરીક્ષા પછી ઘેર આવવાને શો વાંધો હોય? શું ઘેર આવીને નથી વંચાતું? નક્કી એમને મુંબઈ કે ઉર્મિલાને છોડવાનું ગમતું નથી. ધનગૌરી આ વાત સાંભળી રડી. રોજ રોજ રાતે રડી રડીને પથારી ભીની કરતી. આખરે દેવની માનતા માની કે તે તેના સ્વામીની મતિ ફેરવે. છેવટે ગંગાના કહેવાથી અને આગ્રહથી તેણે મન્યુને એક કાગળ લખ્યો. ધનગૌરી ગંગા પાસે ભાગ્યું તુટ્યું લખતાં વાંચતાં શીખી હતી. તે વધારે નહીં તો છાપેલું પુસ્તક વાંચી શકતી, મન્યુનો કાગળ ઉકેલી શકતી અને પોતે અશુદ્ધ અક્ષરમાં તેને નાનો કાગળ લખી શકતી. તેણે જે પત્ર લખ્યો હતો, તેને સુધારીને લખીએ તો નીચે પ્રમાણે વંચાય,–

"તમે ઘેર આવવાના નથી, એ સાંભળી મારા મનમાં એવું થાય છે કે હું તે લખી જણાવી શકતી નથી. હું આજ કાલ કરતાં છ મહિનાથી રોજ દા'ડા ગણું છું. તમે આવા નિર્દય કેમ થયા, તે જાણી શકતી નથી. તમારે પગે પડી વિનતિ કરું છું કે, કૃપા કરી અહીં આવી એકવાર આ દાસીને દર્શન આપો. ઘેર આવીને થોડો સમય રહેવાથી તમારા ભણવામાં કંઈ હરકત નહીં આવે. મેં એવા તે શા અપરાધ કર્યા છે કે, તમે અહીં આવવાને રાજી નથી. મને અહીં તમારા વગર બીલકુલ ગમતું નથી. તમને ત્યાં કેમ ગમે છે તે સમજાતું નથી. ગમે તેમ કરી વ્હાલા! વેળાસર ઘેર આવો અને મને દર્શન આપો. એમ મને ટટળાવશો નહીં. મારી ભૂલ હોય તો માફ કરશો. હું તમારી દરરોજ રાહ જોઉં છું. તમને મારા સમ છે જો ઘેર ન આવો તો." આ કાગળ લખતાં લખતાં ધનગૌરી ઘણીવાર રોઈ, આંખમાંથી આંસુ સાર્યાં. આખરે આ શ્વાસ-સંતપ્ત અને અશ્રુસિક્ત કાગળ મન્યુના હાથમાં આવી પહોંચ્યો. પરંતુ આથી પણ મન્યુનું મન તરત પીગળ્યું નહિ.

ધનગૌરી તેના કાગળના ઉત્તરની રાહ ચાતકની માફક જોતી. દિવસ પર દિવસ જવા લાગ્યા, પણ કાગળનો જવાબ તેને મળ્યો નહીં. તેને લાગ્યું કે, કદાચ શરીર ઠીક નહીં હોય; અથવા તો પરીક્ષાને માટે બહુ જ વાંચવામાં ગુંથાયા હશે, માટે જ જવાબ નહિ લખાયો હોય. જોત જોતામાં પરીક્ષાના દિવસો પણ ચાલ્યા ગયા, તોએ પણ મન્યુ તરફથી કાગળનો જવાબ આવ્યો નહીં. આથી આખરે તે બિચારી હતાશ થઈ પડી.

આખરે તેણે માનેલી માનતાથી અથવા તો તેની કરુણ પ્રાર્થના ઈશ્વરને કાને પડી, તેથી કે બીજા અન્ય કારણથી, એક દિવસે સ્હવારે મુંબઇથી કાગળ આવ્યો. તેમાં લખ્યું હતું કે, 'મુંબઇથી નીકળી બીજે દિવસે બપોરે હું ઘેર આવીશ.' આ ખબર સાંભળી ધનગોરીનું મન પ્રફુલ્લ થયું. તેના હૃદયનો પૂર્ણ ચંદ્ર ઉદિત થયો. તે નિદાઘશુષ્ક વનલતા આશાવારિના સિંચનથી સંજીવિત થઈ, મલયહિલ્લોલથી ડોલવા લાગી. તેના મનનો આનંદ રેલાવા લાગ્યો.

પરંતુ તેના મનનો આ ભાવ વધારે વખત ટકયો નહીં. તેના હૃદયનો ચંદ્ર કોણ જાણે શાથી તે કાળા વાદળાથી ઘેરાયલો હતો. તેનામાં પહેલાંના જેવું તેજ નહોતું, હાસ્ય નહોતું. તે પૂર્ણિમાના ચંદ્રમાં સરલ વિમલ જ્યોત્સ્ના નથી—કંઈ નથી.

મન્યુ એક દિવસે બપોરે બેઠો બેઠો કેરી ખાતો હતો અને તેની ભાભી ગંગા તેને પૂછતી હતી કે;—"દિયરજી! તમને શું થયું છે? આ વખતે પરીક્ષા કેવીક આપી આવ્યા છો?"

મન્યુએ નીચું જોઈ જવાબ આપ્યો—"મને શું થયું છે! કંઈ નહીં હું તો સાજો તાજો છું. પરીક્ષામાં પણ સારું લખી આવ્યો છું."

"ત્યારે તમે આટલા બધા દિલગીર કેમ જણાઓ છો? હસતા નથી, બોલતા નથી. કયાં છે બળી પહેલાંના જેવી સ્ફૂર્તિ તમારામાં? આખો દહાડો જાણે ઉદાસ ને ઉદાસ, એ શું?"

"ભાભી! તમે કની હવે મોટાં કવિ થયાં છો. એ બધી તમારી કલ્પના, બીજું કંઈ નહીં. શેકસપિયર કહે છે કે, કવિ અને એવા બીજા કેટલાક જણ કલ્પનાના રાજ્યમાં વિચરણ કરે છે."

"એ બધું રહેવા દો, સમજ્યા? તમે ઘર આવ્યા છો, એ વિસરી જાઓ છો. તમે કોની સાથે વાત કરો છો! એ તો હું છું. સમજ્યા? તમારી ઉર્મિલા નથી કે તમારી વિદ્યાનો મર્મ સમજી શકે. હું કયારે એટલું ભણી છું?"

"મારી ઉર્મિલા! એ શી રીતે?"

"અરે ભૂલી તમારી વિદ્યાર્થણ ઉર્મિલા. તમે જેને ભણાવો છો તે. હવે તો બરાબર થયું કની?"

"તે હવે મારી વિદ્યાર્થણ નથી. મેં તેને ભણાવવાનું મૂકી દીધું છે."

"તમારી પોતાની મેળે કે?"

"લ્યો! પોતાની મેળે નહીં તો? હું તે મારું ભણાવવાનું કરું કે પારકાનું? મારે મારું પોતાનું સંભાળવું કે નહીં. છી:—કેવી માલ વગરની ખાટી."

"શું કહ્યું દીયરજી! આ હું વાત કહું તે કે?

"ધારો કે હું હા કહું તો—"

"વારુ ત્યારે આ મૂકી પડતી. સમજ્યા? માલવાળી વાત સાંભળજો બીજાં પાસેથી."

"વારુ ત્યારે હું પણ આ ઉઠયો."

"પણ લ્યો, આ પપૈયા ખાઓ, એટલે મોઢું મીઠું થશે.

"વારુ, લાવો. એ તો ઠીક છે, એનાથી ભુખ ઉઘડે છે."

"એ તો ઠીક." પણ તમારે હજી. ઘણી બાબતનો જવાબ આપવાનો છે." સમજ્યા? મેં તમને જે જે પૂછ્યું, તેનો હજી તમે જવાબ આપ્યો નથી.'

"ભાભી! એક પરીક્ષા તો આપીને આવ્યો અને હજી તમારી પાસે પરીક્ષા આપવાની બાકી છે નહીં વારુ?"

"ગમે તેમ સમજો. હું કંઈ તેમ કહેતી નથી."

"વારુ ભાભી! તમે એમ સમજો છો કે, હું દહાડે દહાડે નાનો થતો જાઉં છું નહીં વારુ? હવે મારે ઘેર આવી જેમ છોકરાં કુદાકુદ કરે છે, તેમ કુદાકુદ કરવાનો વખત છે. ખરું કની?"

"નારે ના. તમે તો હવે મોટા માણસના જેવા ગંભીર, ઠાવકા, તે કયાં હું નથી જોતી. પરીક્ષા આપી છે, પરમેશ્વર કરશે તો પાસ થશો અને વળી હાકીમગીરી મળવાની, એટલે પછી પૂછવું શું?"

મન્યુ કંઈ પણ જવાબ આપ્યા વગર ઉઠીને ચાલતો થયો. રાત્રે વાળુ કર્યા પછી "Mill on the Floss" લઇને વાંચવા બેઠો. વાંચતાં વાંચતાં અગીઆર વાગી ગયા, પણ તે ત્યાંનો ત્યાં બેસી વાંચવા જ લાગ્યો. સુવા જવાનું ભાન જ રહ્યું નહીં. આખરે તેની ભાભી તેની પાસે આવી જરા ધમકીના સ્વરમાં બોલી;–"વાહરે વાહ દિયરજી! આ શું બન્યું. અડધી રાત થઈ, તોપણ હાથમાંથી ચોપડી જ હેઠી મૂકતા નથી! આખો દહાડો વાંચ, વાંચ ને વાંચ-બીજું કંઈ નહીં-રાત્રે પણ એનું એ? એ શું?"

મન્યુએ સેવાઈ જઈ ધીમેથી જવાબ આપ્યો;–"કેટલી રાત ગઈ છે, તેની ખબર જ ન રહી. શું કરું ભાભી?"

"જાઓ સુઈ જાઓ, હવે રાત્રે વાંચવું કેવું? હમણાં જ પરીક્ષા ગઈ છે. જરા વિશ્રાંતિ લ્યો, આમોદ પ્રમોદ કરો. એમ રાત દહાડો મહેનત કરવાથી તો શરીર તવાઈ જાય, સમજ્યા?"

"હા, એટલા માટે જ આ પુસ્તક વાંચું છું. આ ચોપડી વાંચવાથી ઘણો આમોદ થાય છે."

"હં: ચોપડી વગર બીજી રીતે આનંદ નહીં થતો હોય. ખરું કની? માણસ સાથે હળીમળી બોલવા ચાલવાથી જેટલો આનંદ થાય, એટલો ચોપડીથી ન થાય, સમજ્યા?"

"હા પણ માણસની સાથે તેવું માણસ હોવું જોઇએને?"

"ઉર્મિલાના જેવું, કેમ?"

"જાઓ-જાઓ ભાભી! તમારે મોંએ બીજી વાત જ નહી. આખો દહાડો ને રાત એની એ જ વાત!"

"જાઓ ત્યારે સુઈ જાઓ ઝટ."

મન્યુ તરત જ ત્યાંથી ઉઠી સુવાને ગયો. ધનગૌરી તેના પહેલાં આવીને પથારી ઉપર પડી હતી. થોડીવાર પછી તેની આંખ મળી ગઈ હતી. પહેલ પહેલાં મન્યુ મુંબઇથી આવતો ત્યારે દીવા થતા થતામાં શયનગૃહમાં જઈ પડતો, જરાક પગલાંનો

અવાજ થાય તો ચોંકી ઉઠતો અને કેટલી આતુરતાથી તે **ધનગૌરી**ની રાહ જોતો; પણ હવે તે તેમ કરતો નથી. આનું કારણ શું? શું **ધન**ગૌરી તેના મનનો આ ભાવ જાણતી નથી? અવશ્ય તે જાણે છે. (આ વિષયમાં કેવળ **મન્યુ**ને જ દોષિત ગણવો, એ ઉચિત નથી, વાંચનાર, આ વાંચી હસતા ના.) ઉર્મિલા ઉપર તેને પ્રેમ ઉત્પન્ન થયો હતો. જે સમયે તેના મનમાં એવો પ્રેમભાવ હતો ત્યારે **મન્યુ**નું હૃદય પ્રીતિરસથી પૂર્ણ હતું. તેનો પ્રવાહ **ધન**ગૌરી તરફ રેલાતો હતો; તેને તે તેમ રેલાવા દેતો. વર્ષાઋતુમાં જ્યારે નદીમાં રેલ આવે છે, અથવા તો પાણીનો જોસ વધારે હોય છે, ત્યારે તેની જલધારા, નાળાં, નહેર વગેરેમાં વહેવા દે છે, તેમાં નદીને હરકત હોતી નથી. ત્યાર પછી તે પ્રવાહમાં જ્યારે પાણી ઉતરી જાય છે, ત્યારે, તેના પટમાં જ વહે છે. **મન્યુ**ની પણ આવી સ્થિતિ હતી.

**મન્યુ**એ તેના હૃદયની પ્રીતિધારાને તેના સ્વાભાવિક માર્ગમાં ન વહેવા દેતાં એક કૃત્રિમ નહેરમાં વહેવા દેવાને કૃત સંકલ્પ કર્યો હતો. આ માર્ગમાં એક જાતનો અવરોધ આવી પડવાથી તેનો સંકલ્પ દૃઢતર થયો હતો. તેના બધા પ્રયત્ન આ અવરોધનું અતિક્રમણ કરી આગળ વધવાને માટે હતા. તેના પ્રયત્નનું ફળ એ થયું કે, તેના હૃદયના પ્રવાહની વચ્ચોવચ્ચ એક કઠણ પ્રસ્તરમય બંધ ( Anicut ) ઉભો થયો. આથી કરીને તેના હૃદયનો વેગ સ્વાભાવિક પથે ન ઢળતાં કૃત્રિમ માર્ગે જવાને ઉચ્છ્વસિત થયો. આથી કરીને તે સ્વાભાવિક પથ વારિવિહીન વાલુકામય બન્યો. **ધન**ગૌરી પ્રતિ **મન્યુ**નું હૃદય શુષ્ક, નીરસ, સ્પંદશૂન્ય, આવેગશૂન્ય થયું. જો આ સમયે **મન્યુ ધન**ગૌરીના હૃદયના ઉચ્છ્વસિત, સુસ્નિગ્ધ પ્રેમપ્રવાહનું આકર્ષણ કરી શકયો હોત તો તે પોતાનું કલ્યાણ કરી શકત, તે પોતે બચી શકત, અને **ધન**ગૌરીને પણ બચાવી શકત: પણ **મન્યુ**ને પોતાના હૃદયની ગતિની ખબર ન હતી. બીજે દિવસે સવારે ઉઠી પોતાના કાર્યમાં લાગતાં જ **ધન**ગૌરીના મનમાં આવ્યું કે—સ્વામીના હૃદય ઉપર બીજાનું આકર્ષણ વધારે છે. તેને આશા રહી નહીં. **મન્યુ**ના મનમાં પણ એમ આવ્યું કે, તેની દુર્જય પ્રેમપિપાસા **ધન**ગૌરીથી પ્રશમિત થવાની નથી. જળની પિપાસા શું દૂધ પિવાથી કદાપિ મટે છે? નહીં જ—કદી નહીં.



## પ્રકરણ ૩૮ મું

### એક નમુનેદાર વ્યક્તિ

આકાશમાં કવચિત્ એવું બની આવે છે કે, એકાદ દેદીપ્યમન તારો અચાનક ફૂટી નીકળી તેના મનોહર તેજથી જોનારનું ધ્યાન ખેંચે છે. જોનારને તે કોઈ ગ્રહ સમાન ભાસે છે અને એવો ભાસ થાય છે કે, આ ગ્રહનું સતત તેજ એવું જ હશે ને એવું જ રહેશે; પણ વાસ્તવિક આમ હોતું નથી. તે થોડો સમય પોતાનો ચળકાટ બતાવી ક્યાંય લોપ થઈ જાય છે. જેવી રીતે તે કયાંથી ફૂટી નીકળે છે તે જણાતું નથી; તેવી જ રીતે તે એકાએક અલોપ થઈ જાય છે, તે પણ જણાતું નથી. થોડા સમય સુધી તેના ચળકાટનો ભાસ માત્ર મનમાં રમ્યા કરે છે. ઘણાં માણસોના સંબંધમાં

પણ આવું હોય છે. આપણા મી૦ ભગવાનદાસના સંબંધમાં પણ એમ જ હતું. વેપારી વર્ગમાંના ઘણા સાથે ખોટી કે ખરી તેમની શાખ હતી. તેમનો વેપાર બહોળો હતો. તેમને ઘેર ગાડીઘોડા મોટરો હતી વિગેરે વાત લોકોને ખબર હતી, પણ તેમણે ક્યાંથી એ બધા પૈસા પેદા કર્યા, તે કોઈ ભાગ્યે જ જાણતું હતું. ઘણાક કહેતા હતા કે, તેમણે રેઇસ–સરતમાં સારા પૈસા પેદા કર્યા હતા અને કરે છે. બીજાનું એવું માનવું હતું કે, દખણમાં ગોવા પાસે મેન્ગનીઝની ખાણમાં એમને સારો તડાકો પડ્યો હતો. કોઈ એમ પણ કહેતા હતા કે, થોડી પુંજીમાંથી વેપાર કરી એટલું ધન સંપાદન કર્યું હતું. એમ જૂદી જૂદી લોક વાયકા એમને માટે પ્રચલિત હતી. ગમે તેમ હો, પણ અત્યારે મુંબઈના પ્રતિષ્ઠિત વર્ગમાં તેમની ગણના થતી હતી. તેમના નામની પછી એકાદ બે અક્ષર લાગેલા હતા. તેઓ ત્યાંની સમાજો, કમીટીઓમાં મેમ્બર હતા. યુરોપિયન વર્ગમાં અને વિશેષતઃ સરકારી અમલદારી વર્ગમાં તેમનું વજન હતું અને તે લોકોને તેમને માટે ચાહ હતો. આનું કારણ એ હતું કે, તેઓ ઉદાર દીલના હતા–અને વખતો વખત આ લોકોને મુક્તહસ્તે મદદ કરતા. તેઓને ત્યાં મોટી પાર્ટીઓ થતી અને તેમાં પુષ્કળ ખર્ચ કરતા. ન્યુઝપેપરમાં પોતાની વાહવાહ કરાવવાને તેમને પણ સંતોષી રાખતા. આથી તેમની પાર્ટીના, તેમના ઉદાર અને સખી દીલનાં તથા તેમના બાહોશીભર્યાં કામનાં વખાણનાં બણગાં વારંવાર પ્રસિદ્ધ થતાં. કોઈ એકાદ સ્પષ્ટવક્તા પત્રમાં આના વિરૂદ્ધ લખાણ આવે તો દ્વેષથી લખાયલું છે, એમ લોકો માનતા અથવા એમ મનાવવા પ્રયત્નો થતા. આટલું છતાં તેઓ અંતઃકરણમાં સુખી ન હતા.

લોકોમાં તેમના વિષે ગમે તેવી વાયકા હો, પણ, અમને બરાબર ખબર છે કે, તેઓ પારકે પૈસે પરમાનંદ કરનારમાંના એક હતા. તેમણે નાનપણમાં સેંકડો ધંધામાં પોતાનો હાથ નાંખ્યો હતો, પણ યશસ્વી નિવડ્યા ન હતા. કોઈ ઠેકાણે તેમનો મેળ ખાતો નહીં. લખવા વાંચવાનું તેઓ સામાન્ય જાણતા હતા. તે શિવાય તેમને અંગ્રેજી ભાંગ્યું તૂટ્યું આવડતું. આથી અગાડી તેમની બુદ્ધિ વિદ્યાગ્રહણ કરવાને અશક્ત નીવડી હતી. વળી પૈસા કમાવાને માટે ઝાઝી વિદ્યાની જરૂર નથી, એમ તેમનું માનવું હતું. એમાં તો કુશાગ્ર બુદ્ધિ ખરચ કરવી પડે છે; અને તે તો તેમની પાસે કુબેરના નિધિ જેટલી હતી–યુક્તિ અને દાવપેચ જ રમવામાં તેઓ એક્કા હતા. તેમના મગજમાંથી મદારીના કોથળામાંથી જેમ જોઇતી વસ્તુ બહાર નીકળે, તેમ યુક્તિઓ સટોસટ નીકળતી. આ ઉપરાંત વાગ્દેવીએ તેમની જિહ્વાગ્રે વસતિસ્થાન કર્યું હતું, તેથી લોકોને અટંમ સટંમ સમજાવવાને, ગુલાબી થાપ આપવાને, તેઓ સમર્થ થયા હતા–વાતચીતમાં તેઓ પૂરી ગૃહસ્થાઈ બતાવતા અને વસ્તુતઃ તેઓ ઉદાર પણ હતા. નાનપણમાં અનેક ધંધા અજમાવ્યા પછી તેઓ એક શ્રીમંત વેપારીને ત્યાં નોકર રહ્યા. થોડા વખતમાં જ તેમણે તેમની પ્રીતિ સંપાદન કરી લીધી. આ વેપારીની મદ્રાસમાં પેઢી હતી ત્યાં તેમનું ઝાઝું રહેવું થતું. ભગવાનદાસને પણ આથી મદ્રાસ જવું પડચું હતું. થોડા અરસામાં બીમારી ભોગવી શેઠ મદ્રાસમાં જ મરણ પામ્યા. પાછળ કંઈ સંતાન બંતાન ન હોતું. સગાં હતાં પણ તે પડ્યાં દૂર. મી૦ ભગવાનદાસે માંદગી વખતે શેઠની સારી ચાકરી કરી, તેમની સ્ત્રીની મરજી પણ મેળવી લીધી હતી. શેઠાણી બીચા-

રીને દૈવની ખબર કે, બિચારો રાત દિવસ પોતાની ખાતર વૈતરું કરે છે. થોડા સમયમાં ભગવાનદાસે એવી જાળ પાથરી કે, બાઈ તેમની આંખે જ જોવા લાગી. ભગવાનદાસની સલાહથી દુકાન મુકાન ત્યાંથી કાઢી નાંખી. બીજા ગુમાસ્તા વગેરેને રજા અપાવી અને દુકાનમાં માલ હતો તે વેચી કરી તેના રોકડ પૈસા કરાવ્યા. બાઈ બીચારી ભોળી, તેને આના કારસ્તાનની શી ખબર? એ રોકડ રકમ બેંકમાં મૂકવાનું બહાનું કરી માગી લીધી અને તેની પહોંચનો એક છાપેલો કાગળ પણ લાવી આપ્યો, અને સાથે બાઇને જણાવ્યું કે, એ કાગળ કોઇને બતાવવો નહીં, નહીં તો, રકમ જોઈ સગાં વ્હાલાં લેવાને આવશે. માટે એને જાળવીને પેટીમાં રાખવી. આમ થોડો વખત વીત્યા પછી જાત્રાએ જવાનું ઠરાવ્યું. તે સમયે સાથે દાગીના રાખવા, એ જોખમ ભરેલું છે; એમ કહી તેની પણ યાદી કરી એક પેટીમાં બંધ કરી સીલ મારી પાછા આવીએ ત્યાં સુધી બેંકમાં જ રાખવાનું ઠરાવ્યું. આ વાત પણ તે બાઇને ગળે ઉતરી. યાદીનું કામ પણ તેને જ સોંપ્યું. કારણ કે તે ભણેલી ન હતી. દાગીના સર્વ એક પેટીમાં મૂકાવી, બાઈના હાથે જ સીલ કરાવી ભગવાનદાસ લઈ ગયા. પછી તેઓ જાત્રા કરવા નીકળ્યા. કાશી, વૃન્દાવન, મથુરા, પ્રયાગ કરી બદ્રીનારાયણ જવા નીકળ્યા. ત્યાં જઈ પાછા ફરતાં બાઇને બીમારી લાગુ થઈ. બદ્રીનારાયણનું પાણી લાગવાથી કે શાથી બહુ ઝાડા થવા લાગ્યા. હરદ્વાર આવી વૈદની દવા કરવા માંડી. પણ આથી તેનું શરીર વધારે ને વધારે નબળું થઈ ગયું. ઘેર પાછા ફરાય તેવી આશા રહી નહીં અને અંતે તે બાઈ હરદ્વારમાં જ પંચત્વને પામી. તેના પૈસાની વ્યવસ્થાને માટે કંઈ કહ્યું હોય તો તે પોતે જ જાણે. આખરે આ પૈસો સર્વ ભગવાનદાસના જ હાથમાં રહ્યો. દેશમાં પાછા ફર્યા પછી તે બાઇનાં સગાંએ પૂછપરછ કરી, પણ તેનો સંતોષકારક જવાબ ભગવાનદાસ આપે જ શા ના? એમ એ પૈસો લઈ મુંબઇમાં આવી પોતાનું નસીબ અજમાવવા આવ્યા હતા. થોડો પૈસો મેળવ્યો હતો પણ ખરો, અને થોડો ખોયો હતો પણ ખરો. પરંતુ થોડા સમયમાં તેઓ મુંબઇમાં નામના મેળવવા લાગ્યા. તેઓની પાસે જે દ્રવ્ય હતું, તેનાથી આઠ ગણી દશ ગણી તેઓ હીંમત કરતા. આપણે તેમને છેલ્લા "ધી ઈજીપ્શીયન કોટન પ્લેન્ટેશન કમ્પની" કાઢવાની તૈયારીમાં જોયા છે.

વસંત બીજે દિવસે બપોરના ઓફીસમાં ગયો. ત્યાર પહેલાં તેણે તેના મિત્રોને મળી પૂછી લીધું હતું અને આખરે એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે, ભગવાનદાસને ત્યાં રહેવામાં કાંઈ નુકસાન જેવું નથી. કારણ કે તેને તે જ પગારે ગાડફ્રેલની કંપનીમાં પાછી જગ્યા મળવાને કંઈ વાંધા જેવું ન હતું. જેવો તે ભગવાનદાસની ઓફીસમાં ગયો કે, તરત જ મી૦ પટપટે મળ્યા અને શેઠને વરદી અપાવી. વસંત અંદર દાખલ થયો. શેઠે વિનયપૂર્વક આવકાર આપી કહ્યું;–"કહો મી૦ વસંતરાય! તમે પછી શું નક્કી કર્યું?"

વસંતે નમ્રતાપૂર્વક જણાવ્યું;–"જી, આપની ઇચ્છાને અનુકૂળ થવામાં કંઈ વાંધા જેવું નથી. હું આપને ત્યાં રહેવાને રાજી છું."

"બેશક! તમે સારા નિર્ણય ઉપર આવ્યા છો અને મારી ખાત્રી છે કે, જેમ જેમ આ કામ આગળ વધતું જશે, તેમ તેમ તમને સારા ચાન્સીસ મળશે. અત્યારે તો મેં કહ્યું હતું, તે પ્રમાણે પગાર આપીશ."

"હા, જી, કંઈ વાંધો નહીં."

"બોલો ત્યારે તમે ક્યારથી અહીં આવશો?"

"આપ કહો ત્યારથી."

"વારુ ત્યારે આજથી જ હું તમને મારા નોકર ગણું છું, એટલે કે આજની તારીખથી તમારો પગાર ચાલુ."

"હાજી, ઠીક."

"જુઓ ત્યારે તમારું ટેબલ અને ખુરશી આ પાસેના રૂમમાં ગોઠવાવું છું. તમારું કામ હમણાં તો કંઈ જ નથી. મારા સેક્રેટરી તરીકે કામ કરવાનું. કાગળોના હું કહું, તે પ્રમાણે જવાબ લખવાના વગેરે પરચુરણ સેજસાજ કામ છે."

"જી, ગમે તે હશે તે કરવાને હું રાજી છું."

આટલી વાતચીત થઈ પછી ભગવાનદાસે ટેબલ ઉપરની ઘંટડી વગાડી. મી૦ પટપટે અંદર આવ્યા. શેઠ તેમને જોતાં જ બોલ્યા;—"મી૦ પટપટે, તમે તે દિવસે કામનો બોજો બહુ છે, એમ કહેતા હતા નહીં વારુ?"

મી૦ પટપટે;—"હાજી."

"જુઓ ત્યારે આજથી તમારા કામનો અડધો બોજો કાઢી નાંખું છું. આ માસ્તરની આજથી નીમણુંક કરી છે. મારું લખવા કરવાનું કામ અને આ આપણી નવી કંપનીના શેર બેર ભરાય, તેની થોડી વ્યવસ્થા આમને સોંપજો. કેમ ઠીક કની?"

"હાજી."

"વારુ તમે આજે શેર બજારમાં ગયા હતા?"

"હાજી."

"પીટીટનો શો ભાવ છે?"

"બે હજાર એકસો સિત્તેર."

"મોરારજીનો?"

"બત્રીસો."

"વારુ રૂના બજારનો દલાલ આવ્યો હતો?"

"હાજી. તેનો વિચાર છે કે, બજાર મંદીમાં આવશે. લાલદાસ જુમાણીવાળાએ ગાંસડીઓ વેચવા કાઢી છે! બીજાઓ પણ તેમ કરવા લાગ્યા છે."

"વારુ દલાલને કહેજો કે, સહાંજના મળી જાય."

"જી."

"ચાંદીનું કંઈ સાંભળ્યું?"

"ના, જી. ભાવમાં કંઈ વધુ ફેરફાર નથી."

"તો તો ઠીક, પણ મને લાગે છે કે, બજાર તેજી પકડશે. પેલી પાટો તો ખરીદી છે, બીજી દશ પાટો ખરીદવાનું કહી દેજો. ચંદુલાલે હમણાં ખરીદવા માંડી છે, અને જરૂર બજાર તેજ જવાનું."

"ઠીક, આજે આપણા શેરનું કેટલુંક વેચાણ થયું છે. વીસ હજારના તો પરચૂરણ તે દહાડે ભરાયા હતા. દલાલને કહ્યું હતું ને હાલ, તો ભાવ સારો બોલાય છે. આજે જાણે દશ હજારના શેર માલતીબાઇને ત્યાંથી ભરાવા આવ્યા હતા. મી૦ મનોહરલાલને ત્યાંથી પણ માણસ આવ્યું હતું. હું તે વખતે પાસે શેર બજારમાં હતો.

"ઠીક. એ તો ચાલશે કામ ધમધોકાર"

"જુઓ આ પાર્ટીશન છે, ત્યાં આગળ એમને (વસંતને) ટેબલ ખુરશી નંખાવી આપો, વળી તમારી પાસ બે દહાડા બેસાડી, આપણે ત્યાંના કામની માહીતી આપજો. જાતે હોંશિયાર છે. ગાડફેલ કંપનીમાં હતા, એટલે વધારે સૂચના કરવા જેવું નથી. માત્ર આપણે ત્યાંનો રુટાઇન એમની આંખ્ય તળે આવી જાય એટલે બસ્સ."

એટલી વાતચિત કર્યા પછી વસંત ઉઠીને મી૦ પટપટની સાથે બહાર આવી બેઠો. મી૦ પટપટએ સીપાઇને બોલાવી ટેબલ ખુરશી વગેરે જોઇતો સામાન તે પાર્ટીશનમાં મૂકી આવવા કહ્યું. ત્યાર પછી બન્ને જણા વાતો કરવા લાગ્યા. આડા અવળા વ્યાપાર સંબંધી ગપ્પાં માર્યા પછી બન્ને જણા ઉઠી ટીફીન લેવામાટે પાસેની હિંદુ હોટેલમાં ગયા. ત્યાં જરા ટીફીન લઈ પાછા આવ્યા. પટપટએ કેટલીક ચોપડીઓ કાઢી વસંતના મ્હોં આગળ મૂકી. કામ વહેંચી લીધું. તેને શું શું કરવાનું હતું, તેની સાધારણ સમજણ પાડી. વળી કહ્યું કે અમારે ત્યાં આ બધું શી રીતે થાય છે, તે મારી સાથે બેસીને જુઓ. વસંત તે દહાડે થોડા ચોપડા જોઈ વળ્યો. સ્હાંજે ત્યાંથી નીકળી બારોબાર ઘેર આવ્યો. જમી કરી પરવારીને રાતના મીસીસ માલતીને ત્યાં ગયો. ત્યાં જઈ તેની પોતાની નવી નોકરીના સમાચાર કહ્યા.



## પ્રકરણ ૩૯ મું
## પ્રેમમાં વિઘ્ન

મન્યુના મનમાં એમ આવ્યું હતું કે, રજાના દિવસો ઘેર જઈ ગાળી આવવાથી મન કંઇક શાંત થશે; પરંતુ દુર્ભાગ્ય કર્મે તેમ થયું નહીં. ગઈ ઉન્હાળાની રજામાં તે ઘેર ગયો હતો. તે સમયે તેનું મન ત્યાં સુપ્રસન્ન રહેતું હતું. વચ્ચે વચ્ચે તેને ઉર્મિલાનો પ્રીતિપૂર્ણ પત્ર મળતો, તેથી તેને ઘણો આનંદ થતો. આ વખતે પણ રજામાં ઘેર આવતી વખતે તે મનોહરલાલને ઘેર ગયો હતો, ત્યાં તેમની સાથે તેનો મેળાપ થયો, વાતચીત થઈ, પરંતુ ઉર્મિલા તેને જણાઈ નહી. ઉર્મિલા તે દિવસે અરુણની સાથે વિક્ટોરીયા ગાર્ડનમાં ફરવા ગઈ હતી. રજામાં ઘેર આવ્યા પછી એક મનીઓરડર અને કાગળ તેને મળ્યો. મનીઓરડર અને કાગળ મનોહરલાલે મોકલ્યો હતો. એક માસનો તેનો પગાર હતો. કાગળમાં તેની અને તેના કુટુંબની ખબર અંતર પૂછી હતી. મન્યુ મનમાં એમ ધારતો હતો કે, પરીક્ષામાં કેવું લખ્યું છે તે જાણવાને માટે ઉર્મિલા વ્યગ્ર હશે અને અવશ્ય તે કાગળ લખ્યા વિના નહીં રહે. આમ તેણે કેટલાક દહાડા કાગળની પ્રત્યાશામાં કાઢ્યા. એક બે એમ કરતાં દશેક દહાડા વીતી ગયા, પણ કાગળ આવ્યો નહીં. આથી તેના મનમાં એક પ્રકારનું અભિમાન થયું. કોના ઉપર

અભિમાન! હવે તે કંઈ પહેલાંની ઉર્મિલા છે? મન્યુને એ જાણવું જોઈતું હતું કે–"તે હિ નો દિવસા ગતાઃ" તે દિવસ વહી ગયા કે, ઉર્મિલા આતુરતાથી વ્યગ્રભાવે કાગળ લખે. જે દિવસે ઉર્મિલાનો કાગળ આવવાનો હોય, તે દિવસે ટપાલના સિપાઈની રાહ જુએ. જે દિવસે તેનો કાગળ મળે, તે દિવસના પ્રભાતને સુપ્રભાત જાણે, એ હવે નથી. તે દિવસો વહી ગયા છે ખરા, પણ મન્યુને એમ લાગતું નથી. ખેર! આખરે અભિમાનને કોરણે મૂકી તેણે એક પત્ર લખ્યો; તે આ પ્રમાણે;–

"જે દિવસે હું ઘેર જવાનો હતો, તે દિવસે આપને ત્યાં આવ્યો હતો. પણ આપ તો વિક્ટોરીયા ગાર્ડન અને મ્યુઝિયમ જોવા ગયાં હતાં. ત્યાં શું શું નવું જોયું? મારી પરીક્ષા પૂરી થઈ છે, તે તમારા મોટા ભાઇને મોંઢે સાંભળ્યું હશે. પરીક્ષા સારી રીતે આપી છે. હમણાં તો અહીં ઘર આગળ કેમે કર્યો વખત ખૂટતો નથી. જેમ તેમ દહાડા કાઢું છું."

આ પત્રનો ઉત્તર આવ્યો ખરો, પણ ઘણા વિલંબે અને ઉત્તર પણ જોઇએ તેવો પ્રીતિપ્રદ નહોતો. ઉર્મિલાનો જવાબ નીચે પ્રમાણે હતો;–

"આપ પરીક્ષામાં સંતોષકારક લખી આવ્યા છો, તે જાણી આનંદ થયો. આશા છે કે, તમારી મહેનત સફળ થશે; કદાચ પ્રથમ આવી સ્કોલરશીપ પણ મેળવશો. તમારી પ્રતિજ્ઞા પાળશો જ. તે દિવસે વિક્ટોરીયા ગાર્ડનમાં જઇને ઘણું જ જાણવા-લાયક, કૌતુહલોદ્દીપક નવાં તત્ત્વો શીખી આવી છું. મી૦ ભણશાલી ઉદ્ભિજ્જ વિદ્યામાં ઘણા નિપુણ છે, સુ પંડિત છે. તમે આવ્યા હત તો ઘણું જ ઉપયોગી જ્ઞાન મેળવત ને કેટલાંક તત્ત્વો જાણી શકત."

આ જવાબ વાંચી મન્યુના અંતરાત્માને આઘાત લાગ્યો. લખવાનો ભાવ (tone) ઉત્સાહને ઉત્તેજન આપે તેવો ન હતો. એમાં હૃદયનો આવેગ છાંટો માત્ર પણ ન હતો. ઉર્મિલા પહેલાં જે જે પત્રો લખતી, તેની છટા ઓર જ હતી. તેની ધારા અન્ય પ્રકારની હતી. તેનું આખું હૃદય તે પત્રોમાં સ્પષ્ટ રીતે વ્યક્ત થતું હતું; અક્ષરે અક્ષરે તે જણાઈ આવતું હતું. તે પત્રોમાં અરુણની પ્રશંસા નહોતી. અવશ્ય તેણે ઉર્મિલાને એક પ્રકારનો જાદુ કર્યો છે. તેણે તેને કંઈ ચેટક લગાડચું છે. "ઉદ્ભિજ્જવિદ્યામાં તે નિપુણ સુપંડિત?" ખરેખર આ બધી તેની ચતુરાઈ છે. તેનું પાંડિત્ય? શાનું પાંડિત્ય? કપાળનું? તે પ્રતારક છે. તેનું ખરે-ખરું ચરિત્ર ગુપ્ત રાખી ઉર્મિલાને છેતરે છે. તેના હૃદયરાજ્યમાં એક પ્રકારની દખલ નાંખવાની કોશીશ કરે છે. તેનું ખરેખરું પોકળ બહાર પાડવું જોઇએ. તેની સઘળી શક્તિ ઉઘાડી પાડવી જોઇએ–એમ મન્યુના મનમાં આવ્યું. તેના પ્રાણની સુહૃદ ઉર્મિલા–તેના જીવનના પ્રકાશરૂપ ઉર્મિલા–તેના સ્વપ્નરાજ્યની અધિષ્ઠાત્રી દેવી ઉર્મિલા–ઉર્મિલાને હૃદયનું રક્ત આપી ઉદ્ધાર કરવો જોઇએ. એક પળ પણ નકામી ગુમાવવી નહિ. આવો વિચાર કરી તરત જ તે ઉર્મિલાને નીચે પ્રમાણે પત્ર લખવા બેઠો; અને લખ્યો;–

"આપનો પત્ર મળ્યો, તેથી આનંદ થયો; કારણ કે તે મળવાની પણ મને આ વખતે આશા ન હતી. તમે ઉદ્ભિજ્જવિદ્યાનો અભ્યાસ શરૂ કર્યો છે, તે જાણી

ખુશી થાઉં છું. પરંતુ આપને આ વિષયને માટે જે શિક્ષાગુરુ મળ્યો છે, તેના ઉપર વિશેષ આસ્થા સ્થાપન કરવી ઉચિત નથી. તમે જાણો છો કે, હું માત્ર આપના હિતને જ ચાહું છું, માટે પ્રથમથી ચેતાવું છું. આશા છે કે આનો ઉલટો અર્થ કરશો નહીં. વિશેષ શું લખું? તમે સમજુ છો, એટલે વધારે લખતો નથી. મને વિક્ટોરીયા ગાર્ડનમાં સાથે જવાની ઇચ્છા નથી."

થોડા સમયથી મન્યુની રીતભાત જોઈ, ઉર્મિલાના મનમાં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો હતો. તેને લાગતું હતું કે, મન્યુ અરુણને ઇર્ષ્યાની નજરથી જુએ છે. મન્યુનો આવો ઉત્તર વાંચી તેના મનનો એ સંદેહ દૃઢતર થયો. તેણે એ પત્રનો આ પ્રમાણે જવાબ આપ્યો.

"તમારો પત્ર વાંચી ઘણી વિસ્મય પામી. એક નિર્દોષ ભદ્ર માણસ ઉપર વિનાકારણ કટાક્ષ શાથી કર્યા હશે, તે સમજાતું નથી. તમે મી૦ ભણશાલીના વિષે કશું પણ જાણતા નથી; છતાં તેની નિંદા કરવાને તત્પર થાઓ છો, એ ભારે અન્યાય છે. તમારા જેવા સુશિક્ષિત માણસને કેવળ અણછાજતું છે. તમે જો તેની ક્ષમા નહીં માગો તો મારી સાથે પત્રવ્યવહારની આશા રાખતા ના."

આ પત્ર વાંચી મન્યુની સઘળી આશા નાશ પામી. ઉર્મિલાની સાથે સખ્ય સ્થાપનાની દૂરની સંભાવના પણ તિરોહિત થઈ. મન્યુના મનમાં એક પ્રકારનું અભિમાન તો હતું જ, તેમાં વળી આ ઉમેરાયું, એટલે સાથે ક્રોધનો પણ સંચાર થયો. આ શું? તે ઉર્મિલાને તેના પોતાના હિતની ખાતર ચેતાવવા ગયો, તેનો બદલો આજ કે? એટલા માટે આટલી બધી અવગણના? ઠીક, શેલા પાઘડીનો સરપાવ! મી૦ અરુણની ક્ષમા માગવી? કયો અરુણ? તે જ કે જેને માટે વિલાયતમાં ફરિયાદ મંડાઈ હતી! આટલા માટે તેના ભાઈ શ્રીજમોહનલાલ કેટલા બધા ગુસ્સે થયા હતા! એણે પણ ઠીક પોતાની જમાવી! તેણે ઇંદ્રજાળથી બધાંને મુગ્ધ કર્યાં છે, કંઈ નહીં. તો પણ આનો પ્રતિકાર કરવો જોઇએ. આવાં કારણોને લીધે જ તે રજામાં ઝાઝું ઘેર ન રહેતાં એમ૦ એ૦ ને માટે જવું છે, એ નિમિત્ત કાઢી મુંબઈ આવ્યો. પહેલેથી જ ચોપડીઓ મેળવી અભ્યાસ શરુ કરવો જોઈએ; તેથી ઘેર રહેવું નકામું હતું!

મુંબઇ આવ્યા પછી નિશ્ચય કર્યો કે, એક વાર ઉર્મિલાને મળવું જરૂરનું છે. તેને મળ્યા પછી એકવાર બધી ખુલાસાપૂર્વક વાત કરવાથી તેના મનનો ભાર દૂર થશે અને તે પોતાની ભૂલ સારી રીતે સમજશે. પણ બીજી જ પળે તેના મનને લાગ્યું કે, પણ તે વાત માનશે શી રીતે? તેનાં બધાં પરાક્રમની પૂરેપૂરી હકીકત મને પણ ખબર નથી. માત્ર એકાદ બે વાત તેના ભાઇને મોંએ સાંભળી હતી, તે સિવાય બીજું કાંઈ જાણતું હોય તો તેની તેને ખબર ન હતી. એક માણસને હલકો પાડવાને માટે પ્રમાણ જોઇએ. પણ તે સંતોષજનક પ્રમાણનો તો અભાવ છે. કરવું શું? કહેવું શું? કદાચ કહેતાં જવાબ મળે કે 'તમે તેને કયારના ઓળખો છો? તમારા કરતાં મારા મોટા ભાઇને તેમને ત્યાં વિશેષ પરિચય છે. તમે સાંભળેલી વાત ઉપરથી કોઈને દોષિત ઠરાવવા માગો છો?" આનો જવાબ શો? કદાચ શ્રીજમોહનલાલને સાક્ષી માનીએ તો તે તેના ભાઈની વિરુદ્ધ એવું કહે જ કેમ! વળી અધુરામાં પૂરું તેની સાથે તો તુમુલ

વાક્યુદ્ધ થયું હતું. માટે એ આશા તો ફોગટ. ત્યારે કરવું શું? જો એમને એમ વાત કરું તો તેને લાગે કે, ઇર્ષ્યાને લીધે કહું છું. આવા વિચાર કર્યા પછી તેણે નિશ્ચય કર્યો કે, આ સંબંધી કંઈ વાત જ કરવી નહીં. જાણે જાણતા જ નથી એમ કરવું, પણ કદાચ તે પૂછે તો? તેને મળવું જ નહીં, એમ નિશ્ચય કર્યો.

આ નિશ્ચય શી રીતે ટકે! અભિમાન તે કયાં સુધી રહે? તેને મળવાને માટે તેનું મન વ્યાકુળ થયું. મુંબઇમાં રહેવા છતાં તેને મળાય નહીં, તેને જોવાય નહીં, તેની સાથે વાતચીત થાય નહીં, એટલું જ નહીં પણ કાગળ સુદ્ધાં ન લખાય, એ કેવી વાત? આ બધું તેને અંતે અસહ્ય થઈ પડયું. વાતચીત તો ઉંધી ગઈ, પણ તેને જોવી તો ખરી! ખેર! પાસેથી નહીં તો દૂરથી જોઈ હૃદયની પિપાસા શાંત પાડીશ, એમ તેના મનમાં થવા લાગ્યું. આવો વિચાર કરી એક દિવસે સંધ્યા કાળે મનોરલાલના ઘર તરફ ગયો. જતાં જતાં દીવાબત્તી થઈ ગઈ હતી, તેથી તે ત્યાં આગળ આંટા મારવા લાગ્યો. દિવસના ગયો હોત તો પકડાઈ જાત, ઘરમાં જવું પડત, પણ અત્યારે તેની તેને ધાસ્તી ન હતી. સંધ્યાકાળ પછી કંઈ કાર્ય નિમિત્ત ઉર્મિલા એકાદ બે વાર ઘરની બહાર આવતી. જો કદાચ તેમ થાય તો અષ્ટમીના ચંદ્રના ક્ષીણ પ્રકાશમાં અથવા તો રસ્તા ઉપરના ગ્યાસ લાઇટમાં તેનું મુખ જોઈ શકત! મુખનું દર્શન નહીં થાય તો કંઈ નહી, તેના અવયવ જણાશે, અને તે પણ નહી બને તો તેનો અવાજ તો કાને પડશે. આ આશામાં ને આશામાં મન્યુ ઘણીવાર સુધી ત્યાં આગળ ઉભો રહ્યો, પણ દુર્ભાગ્યવશાત્ ઉર્મિલા બહાર આવી જ નહીં ને તેનો કંઠસ્વર પણ સંભળાયો નહીં. છેવટે તેની ક્ષીણ આશાનું કિરણ પણ જતું રહ્યું. આમને આમ તે નવ વાગ્યા સુધી ઉભો રહ્યો. પછી છેવટે કંટાળીને ઘેર ગયો.

માણસની આશા આમ આટલામાં પરાભવ માની લેતી નથી. જો તેમ થતું હોત તો આપણું જીવન અસંભવ થઈ પડત. આજ નહીં તો કાલ તો થશે જ, એમ આશાએ તેના કાનમાં ફુંક મારી હતી. વળી ઘેર વિચારમાં ને વિચારમાં બેસી રહી વેદના શોષ્યાં કરતાં બે ઘડી ફરી આવવામાં ખોટું શું? ત્યાં આગળ જવામાં ક્ષતિ શી? એમ વિચાર કરી બીજે દિવસે પણ મન્યુ તે જ સમયે ઘેરથી બહાર નીકળ્યો. તે દિવસે ઝરમર વરસાદ વરસતો હતો. પણ એથી શું? છત્રી કયાં નથી? જો વરસાદ જોરથી પડશે તો સામેના ઘર આગળ કયાંય ઉભા રહીશું. આખરે તે ત્યાં આગળ આવી પહોંચ્યો. વરસાદ તો જોરથી આવવા લાગ્યો. તેનું શરીર પલળવા લાગ્યું. સામે બંગલો હતો, પણ કમ્પાન્ડથી ઘેરેલો, કયાં ઉભો રહે? ઘણીવાર સુધી પલળતો રસ્તા ઉપર ઉભો રહ્યો. જ્યારે ઘરથી અહીં સુધી ચાલીને આવ્યો ત્યારે થોડીવાર ઉભા રહેવામાં શું જાય? ઘેર તો શાંતિ નથી જ. અહીં ઉભા રહી ઘરને જોવાથી પણ કંઈ સુખ મળે છે. આમ ઉભો ઉભો તે મનોહરલાલના બંગલા તરફ અનિમેષ નયનથી જોવા લાગ્યો. કદાચ આ વર્ષાદમાં ઉર્મિલા બારી કે બારણું બંધ કરવા આવે તો અવશ્ય તેનું મુખદર્શન થશે. એમ ઉભો ઉભો વિચાર કરતાં મનોહરલાલના ઘર પ્રતિ પણ એક જાતનો પ્રીતિરોધ ઉત્પન્ન થયો. જે વસ્તુ જોવાથી મનને આનંદ થાય છે, તે ફરીફરી જોવાની ઇચ્છા થાય છે. તેના પ્રતિ સહજમાં

હૃદયનું આકર્ષણ થાય છે; પછી તે વસ્તુ ચાહ્ય તો ચેતન હો કે જડ હો. આમ મન્યુ ઘણીવાર સુધી ત્યાં ઉભો રહ્યો, પરંતુ પ્રથમ દિવસની માફક તેનો મનોરથ ફળીભૂત થયો નહીં. મન્યુ વિષમ ચિત્તે, ભિંજાયલે કપડે ઘેર ગયો અને સુઈ ગયો.

બીજે દિવસે પાછી સાંઝ પડી કે, તેના મનમાં વિચાર આવ્યો કે, "કાલે વરસાદને લીધે તે બહાર નીકળી નહીં હોય અથવા આ બે દિવસ તે અહીં હશે જ નહીં. આજ તો જરૂર હું તેને જોઈ શકીશ, અથવા તેનો કંઠસ્વર સાંભળી શકીશ. આજે કંઈ વરસાદ ન હતો, આકાશ સ્વચ્છ હતું. નીલ આકાશમાં દશમીનો ચંદ્ર ઉજ્જવલ સુધાશશિ રેડતો હતો. પ્રકૃતિએ પણ શાંત સુંદર રૂપ ધારણ કર્યું હતું. મન્યુ મનોહરલાલના ઘર આગળ આવ્યો કે, હારમોનિયમના સુર તેના કાને પડ્યા. જરા પાસે આવતાં સંગીતના સુર પણ સંભળાવા લાગ્યા. ઘણા દિવસ પછી ઉર્મિલાનો કંઠસ્વર સાંભળી ખુશી થયો. અહા! એવા પણ દિવસો હતા કે, ઉર્મિલા તેને ખુશ કરવાની ખાતર કોઈ કોઈ વખત સંગીતમાધુર્ય રેલાવતી; પણ, આજ તો તે સ્વર પાસે જઈ સાંભળવા અધિકાર નથી. પહેલાંના દિવસો તેના સ્મરણમાં આવ્યા. તેની સાથે જ તેના મનમાં એક પ્રકારની ગ્લાનિ ઉત્પન્ન થઈ. તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. થોડીવાર પછી તે ગાયનનો શબ્દ સંભળાતો બંધ થયો. મન્યુને ભાસ્યું કે, આજ તેનો ફેરો સાર્થક થયો. તેનાં ચક્ષુને તૃપ્તિ ન થઈ તો કંઈ નહીં, પણ તેના કર્ણથી તે ઘણે દહાડે ઉર્મિલાના કંઠની સ્વર સુધાનું પાન કરી શકયો. એટલામાં ત્યાં આગળ અરુણની ગાડી આવી અટકી. મન્યુએ ક્રોધથી પોતાનું મ્હોં ફેરવી, તે જાણે નહીં તેમ જરા આઘે ખસ્યો.

અરુણ ગાડીમાંથી ઉતરી અંદર ગયો. મન્યુ પાછો ફરી જ્યાં આગળ ઉભો હતો ત્યાં પાછો આવીને ઉભો. થોડીવાર પછી ઉર્મિલા પાછી ફરીથી ગાવા લાગી. તેની સાથે પીઆનાના સુર પણ સંભળાયા. તે સમજી શકયો નહીં કે, આ ઉપાસના સંગીત છે કે પ્રેમસંગીત। તો પણ આજ તેને એક પ્રકારનો આનંદ થયો. તે મન ભરીને સંગીતસુધાનું પાન કરવા લાગ્યો. તેના મનમાં એક પ્રકારનો વળી ખટકો થયો. શું આ પ્રેમગીત હશે? નહીં હોય। ગમે તેમ સ્વર તો ઉર્મિલાનો જ છે. આમ તે સુખમાં આનંદ મેળવવા લાગ્યો. પણ આ દુઃખમય સંસારમાં કોઈ પણ પ્રકારનું સુખ ઝાઝી વેળા ટકતું નથી.

મન્યુ આમ દરરોજ આંટા મારતો હતો, તે વાત ત્યાં આગળ ફરતા પહેરાવાળાના ધ્યાનમાં હતી. તે વિચાર કરતો હતો કે, આ માણુસ દરરોજ આ બંગલા આગળ શા માટે આંટા મારતો હશે, અને એક ટશેથી ત્યાંને ત્યાં જોયા કરતો હશે! નક્કી કંઇ કારણ હોવું જોઇએ. વળી બિચારાને આ રસ્તે કંઈ શિકાર પણ મળતો ન હતો. કારણ કે બદામ, પિસ્તાંવાળા કે ફ્રુટ વેચનાર ત્યાં બેસતા ન હોતા કે, તેને પઇની પ્રાપ્તિ થાય. ગાંજો પીવાને સીપાઈ દાદાને પૈસો પણ મળતો નહીં. તેમ કંઈ શિકાર પણ સાંપડતો નહીં. શું કરે? પગાર ટુંકો ને ખરચ વધારે. તેના મનમાં આવ્યું કે, લાવ્ય આ માણુસને પકડી જરા દમ આપું. એવો વિચાર કરી જેમ ભુખ્યો વાઘ પોતાના શિકાર ઉપર તલપે તેમ પાછળથી આવી ઝટ મન્યુનો હાથ પકડ્યો;

અને બોલ્યો;–"તુમ રોજ રોજ ઇહાં ખડા હોકર ક્યા દેખતા હય? તુમારા કુચ્છ બુરા મતલબ હય?"

મન્યુ એકદમ ચોંકી ઉઠયો કે, આ પકડ્યો કોણે? જેમ કોઈ ઉંઘમાંથી જાગી ઉઠે, સ્વપ્નમાંથી ચોંકી ઉઠે, કે એકદમ આસમાનથી નીચે પડે, તેના જેવી તેની સ્થિતિ થઈ. તે થોડીવારે હિંમત આણી બોલ્યો—"ક્યા હય? તુમ ક્યા બોલતા હય? હાથ છોડો!" એટલું કહી હાથ છોડાવવાને પ્રયત્ન કરવા લાગ્યો. લછમનસીંગ પણ જાય તેવો ન હતો.

તેણે વધારે જોરથી હાથ પકડી કહ્યું;–"હંમ કભી ન છોડે ગા. તુમ કાયકુ દેરીસે યહાં ખડા રહ્યા હય? ઔર કાયકુ ભીતર દેખતા હય! હં! ક્યા દેખતા હય? તુમ ચોરી કરેગા? હં:"

મન્યુ પણ જરા ગરમ થયો અને આવેશમાં કહ્યું;–"ક્યા હમ ચોર! જરા જબાં સમાલકે બોલો. હાથ છોડદો અમારા."

"છોડ દો? છોડ દો? ક્યા છોડ દો? હંમ કભી નહીં છોડેગા. હમ લેજાયગા ચોકી પર. તુમ જાનતા હયકે હમ કોન હય?"

ચોકીનું નામ સાંભળી મન્યુ જરા નરમ થયો. નાહક ચોકી ઉપર જવું પડશે? એટલું પણ ખોટું શા માટે જોઈએ? આમ રકઝક થતી હતી, એટલામાં બે ત્રણ જણ ત્યાં આવી પૂછવા લાગ્યા 'શું થયું છે? હેં! થયું છે શું?"

પહેરાવાળો એમાંથી એક જણને ઉદ્દેશી કહેવા લાગ્યો;–"અરે ભૈયા! દેખો યહ આદમી યહાં પર ખડા હોકર, તીન રોજસે ઇસ મકાનકી ભીતર દેખતા હય—યહાં પર કુચ્છ માલ બાલ રખ્ખા હય કે વો દેખતા હય! ઉનકા કુચ્છ ચોરીકા મતલબ હય યા કુચ્છ ઔર હય?"

સઘળા તેની તરફ જોઈ કહેવા લાગ્યા;–"કેમ ભાઈ તમારે શામાટે એમ કરવું પડે છે? તમે દેખાવ છો તો સજ્જન જેવા; તમારે એવું કરવું ન શોભે. તમારે રાતને પહોર ઉભા રહેવાનું કારણ શું?"

મન્યુ કાતર સ્વરે બોલ્યો;–"અરે તમેએ મારા સાહેબ એનું કહ્યું માનો છો તો—હું તો કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરું છું. આ રસ્તે જતો હતો અને અહીં ગાયન થતું હતું, તે જરા સાંભળવા ઉભો હતો. નહી તો શું ઝખ્ખ મારવાને ઉભા રહે?"

"નહી–કભી નહી–સબ ઝુઠ બાત હય. કલ તો ગાન નહી થા; ઓર પર્સોંભી નહીથા. કલ કાયકો ખડા રહા થા? ઔર પર્સોં કાયકુ ખડા થા? કલ તો યહાં બારીશ ગીરતી થી, ફિરભી તુમી ઉસે થા." પહેરેવાળાએ મરાઠાનું અટામણ લઈ કહ્યું. આનો શો જવાબ આપે! તે વિચારમાં પડ્યો અને તરત જ ઘણું જ ધીમેથી બોલ્યો.

"કલ ઔર પર્સોં હું અહીં ઉભો રહી, એક માણસ એ ઘરમાંથી આવવાનું હતું, તેની રાહ જોતો હતો. વો ઘરકા સઘળા માણુસ મને જાણે છે."

ટોળું તો વધારે એકઠું થયું હતું. તેમાંથી એક તાત્યો આ બધું સાંભળતો હતો, તે બોલ્યો:—

"મગ ઇથે ઉભા રાહુન કશાલા ગાણું ઐકત હોંતે? આંત જાયાલા કાય પાંચાઇત પડલી હોતી? જર હ્યા ઘરાંતલી મંડળી ઓળખીચી આહે, તર ઉભા રાહણ્યાચી જરૂર કાય?"

આ સાંભળી મન્યુ ચૂપ ઉભો રહ્યો. પહેરાવાળો બોલ્યો.—

"અચ્છા ચલો તો ફીર વો મકાનમેં હંમ દરિયાફત્ કર લેગા કે સબ તુમકો પિછાનતા હય યા નહિ!"

મન્યુ જરા ગભરાયા જેવો થઈ ગયો. આવી સ્થિતિમાં મનોહરલાલને ત્યાં ગયા વગર તેનો છુટકો ન હતો. ત્યાં જવાની વાત સાંભળતાં જ તેના માથા પર વજ્રાઘાત થયો. તેનું મ્હોં વિવર્ણું થયું. તેનું માથું ફરવા લાગ્યું. તેનું આખું શરીર એક જાતનો કમ્પ અનુભવવા લાગ્યું. જો તેના પગ તળે ઘરતી માગ આપત તો તે જરૂર તેમાં સમાઈ જાત—તેની આવી અવસ્થા જોઈ પહેરાવાળાને વધારે શક પેદા થયો. ટોળામાંથી એક જણ બોલ્યું:—

"લે જાઓ એને છોડતા નાઃ ત્યાં જવાથી ખબર પડશે."

મન્યુ અને પહેરાવાળા સામે ઘરતરફ વળ્યા. ટોળું વિખરાવા લાગ્યું. મન્યુની પણ માઠી દશા. આમ કિનારે વાઘ અને જળમાં જાય તો મગર, એના જેવું થયું. પણ શું કરે? આસ્તે આસ્તે પહેરાવાળાની જોડે ચાલવા લાગ્યો. જે ઘેર જતાં તેના મનમાં રમણીય કલ્પનાથી નવાં નવાં સુખનાં ચિત્ર આંકતો, ત્યાં આજ બંધીની માફક જવું પડે છે. આહાહા! શી અદૃષ્ટની ઘોર તરફ વિડમ્બના! હોય, આ તો એક પ્રકારના પ્રેમનું વા રૂપતૃષ્ણાનું પરિણામ છે. પણ લાચાર આટલું છતાં કોઈ તેને બોયકોટ કરી શકતુ નથી. પહેરાવાળાએ થોડે છેટે આવી મન્યુને ધીમેથી કહ્યું:—

"શેઠ! હમકો બખશીશ દો. હમ તુમકો છોડ દેગા. એક રૂપિઆ દે દો."

આ વાત સાંભળી મન્યુના મનમાં આગના ભભૂકા ઉઠયા. તે ગુસ્સામાં બોલ્યો;— "હું એક અર્ધી પણ નહી આપું." એટલું બોલ્યો, પણ બીજી જ પળે તેનો ગુસ્સો શાંત પડી ગયો. તેણે ખીસ્સામાં હાથ નાંખ્યો તો જણાયું કે પાકીટ ઘેર વીસરી ગયો હતો. જાકીટના ખીસ્સામાં હાથ નાંખ્યો તો માત્ર એક જ આનો નીકળ્યો. આ જોઈ પહેરાવાળો બોલ્યો;—"એ નહી ચલેગા—તુમ ચલો—ચલો."

મન્યુ અને પહેરાવાળો મનોહરલાલના વરંડા આગળ આવ્યા. ઉર્મિલા અને અરુણ બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. છોકરાં તેઓના ઓરડામાં અભ્યાસ કરતાં હશે. મનોહરલાલ વગેરે કોઈ ન હતું. પહેરાવાળાને જોતાં જ ઉર્મિલા બોલી ઉઠી:—"કેમ, અહીં શું કામ છે?"

અરુણ મન્યુને જોતાં બોલ્યો;—"Hollo Manyukumar! what is the matter? Come in, please.*

ઉર્મિલા મન્યુને પહેરાવાળાની સાથે જોઈ અસ્તવ્યસ્ત થઈ બોલી;—"તમે કયાંથી—આની સાથે? શું થયું છે?"

---

* કોણ મન્યુકુમાર! છે શું? આવો આવો.

પહેરાવાળાએ જવાબ આપ્યો;-"માઇજી! યહ આદમી રોજ ખડા હોકર આપ લોકકા મકાન ઉપર દેખતા હય. ઇનકા કુચ્છ બુરા મતલબ હય યા નહી? આપ લોગ ઉનકુ પહિચાનતા હય?"

ઉર્મિલા આનો જવાબ આપે ત્યાર પહેલાં જ અરુણ બોલી ઉઠયો;-"તુમ છોડ દો ઉસ્કો. હમ અચ્છી તરહ જાનતા હય યહ શેઠકો. ઉનકા કુચ્છ ખરાબ મતલબ નહી હય."

"બહુત અચ્છા. સલામ સાહેબ" કરી પહેરાવાળો ચાલ્યો ગયો.

પહેરાવાળાના ગયા પછી મન્યુ થોડીવાર ત્યાં બેસી વાતચીત કરી ઇધર ઉધર ગપ્પાં માર્યાં. આ શાથી થયું, તે કોઇએ તેને પૂછ્યું નહી. કારણ કે તેમ કરવું, એ રીતભાતથી વિરુદ્ધ હતું. આખરે વાતોમાં સમય તો ઘણો વીતી ગયો. મન્યુ રજા લઈ ઉઠયો.

અરુણ પણ બોલ્યો કે, "હું પણ જઇશ." એમ બન્ને જણા ત્યાંથી નીકળી ઘર આગળથી છૂટા પડ્યા.



## પ્રકરણ ૪૦ મું

## પ્રેમોન્માદ

ગયા પ્રકરણમાં વર્ણવેલી બીનાને આશરે આઠેક દિવસ થઈ ગયા છે. બપોરના મન્યુ લોજમાં પોતાની ઓરડીમાં સુઈ રહ્યો છે. તેનું શરીર દુર્બળ થઈ ગયું છે. લગારેક મહેનત કરતાં તેને શ્વાસ ચ્હડી આવે છે અને માથે ફેર ચડી આવે છે. તેનો મિત્ર અમૃત તેની શુશ્રુષા કરે છે. તે મેડીકલ કોલેજમાં અભ્યાસ કરતો હતો, પણ આજ તે કોલેજમાં ગયો નથી. અચાનક કંઈ કામ આવવાથી તે બહાર ચાલી નીકળ્યો છે. મન્યુની તબીયત કેટલાક દિવસથી લથડતી ચાલે છે. તેને તાવ આવે છે. ડૉ૦ ફરનાન્ડીઝની સારવાર નીચે છે. તેની માંદગીના સમાચાર તેણે ઘેર મોકલ્યા નથી. કારણ કે તેમ કરવાથી તેને બળે બળે ઘેર જવું પડત.

આજ સાધારણ તબીયત ઠીક હતી. ઓરડીમાં કોઈ માણસ ન હતું. એકલા સુતા સુતા શું કરવું? કેમે કર્યો વખત જતો નથી. સુઈ રહેવાથી તેને કંટાળો આવવા લાગ્યો. વાંચવા કરવાનું કે બીજી રીતનો માનસિક શ્રમ કરવાની ડોકટરની મનાઈ હતી. કંઈ ન કરવું, એ પણ ગમતું નથી. કોણ જાણે તેના મનમાં શું આવ્યું કે, એકદમ તેણે પોતાની ટૂંક ઉઘાડી તેમાંથી જૂના કાગળોનું એક બંડલ કાઢયું. તેને પથારીની પાસે મૂકી એક પછી એક વાંચવા લાગ્યો. એ કહેવું જોઇએ કે, એ ઉર્મિલાના કાગળો હતા. જેમ કૃપણ માણસ પોતાના ધનને મહેનતે સાચવી રાખે છે, તેમ તેણે તે કાગળો ઘણા યત્નથી સાચવી રાખ્યા હતા. કોઈની આંખ તેના ઉપર ન પડે, કોઈ વાંચે નહી, માટે તેણે બાંધીને સાચવી રાખ્યા હતા. તે બંડલને આને લીધે ભાગ્યે જ બહાર કાઢતો. આજ તેણે આ કાગળો કાઢયા હતા. તે લક્ષપૂર્વક તેને વાંચતો અને વળી ઘડીમાં આમ તેમ જોતો. શાથી જોતો હતો! શું અહીં કોઇનો ભય છે? શું

અહીં કોઈનો ત્રાસ છે? અહીં તો તે પહેરાવાળો નથી કે કોઇના ઘરમાં તાકી તાકીને જોવાને માટે પકડે! ના પણ ભય છે કે, રખેને પોતાની હૃદયમાં રાખેલી પ્રિય વસ્તુ કોઈ જોઈ જાય કે જાણી જાય? આ ભયની કલ્પનામાં પણ એક પ્રકારનું માધુર્ય છે. પોતાની પ્રિય વસ્તુ વિષે એકાંતમાં વિચાર કરવામાં એક તરેહની રમણીયતા છે. પણ ખબરદાર! મન્યુ, જો, આ બહાર જીનામાં કોઇના બુટનો અવાજ સંભળાય છે. હા! પણ મન્યુનું ધ્યાન કાગળમાં છે. તેને ખબર નથી કે સીડી ચઢી જીનામાં કોઈ આવ્યું છે. આવનાર ઝટ લઇને મન્યુની ઓરડીના બારણાંને ધક્કો માર્યો. બારણાં ઉઘડી ગયાં. હાય કેવી ભૂલ. મન્યુએ ઓરડીને અંદરથી સાંકળ પણ મારી નથી. શું કરે? ઝટ લઇને કાગળ ટ્રંકમાં સેરવવા લાગ્યો.

આવનારે કહ્યું;–"શું કરે છે? હા ભાઈ હા હું નહી વાંચું. પણ સંતાડે છે શું? મેં સાંભળ્યું કે, તને તાવ આવે છે અને શરીર ઘણું નરમ રહે છે!"

મન્યુએ ટ્રંકનું ઢાંકણું બંધ કરી જરા ગભરાયલા જેવે ચ્હેરે કહ્યું. "હા, એ ખરી વાત, પણ તું અત્યારે ક્યાંથી?"

"હું અહીં જરા કામે જતો હતો, એટલામાં અમૃત મળ્યો. તેણે મને તારી ખબર કહી. તું ઘેરથી વ્હેલો શા માટે આવતો રહ્યો? તને પણ અહીં આવ્યા વગર ચેન પડતું નથી ને? વિરહવેદના શી રીતે સહન થાય? ગમે તેમ પણ તારા એ બધાની તને માફી છે. તેં પરીક્ષાનું રીઝલ્ટ (પરિણામ) તો જાણ્યું ને?"

મન્યુ ઉત્સુક થઈ બેઠો થઈ બોલ્યો;–"ના ભાઈ ના; મને તો કંઈ ખબર નથી. મારું શું થયું, તે કહે તો ખરો? હેં."

"આજે બપોરે બહાર પડયું, તું તો ફર્સ્ટ કલાસમાં ફર્સ્ટ આવ્યો છે. તને ઇનામ પણ મળ્યું છે."

મન્યુ આતુરતામાં ને આવેશમાં ઉભો થયો અને હર્ષથી બોલ્યો;

"હેં! શું ખરી વાત! જા, જા મશ્કરી કરે છે?! ખરું કહેની! આજે જો બહાર પડયું હોય તો ચાલ જોઈ આવીએ?"

"તારું શરીર સારું નથી. તું સુઈ રહે. જોને આ પરિણામનો કાગળ પણ સાથે લાવ્યો છું." એમ કહી ગજવામાંથી કાગળ કાઢયો અને મન્યુના હાથમાં મૂકયો.

"ખરેખર! હું ફર્સ્ટ આવ્યો છું. મને સ્વપ્ને પણ એવી આશા ન હતી."

"તારું આ પરિણામ જોઈ ખરેખર મને આનંદ થાય છે. તારી મહેનત સફળ થઈ."

"પણ મને એવી આશા ન હતી."

હવે તું ચ્હાય તે પ્રકારનો પ્રેમ કર સમજ્યો? ત્રણ, ચાર, પાંચ. Physical, Intellectual, Moral, Chemical, Mathemetical. &c, &c.

"હા, ભાઈ તારે કહેવું હોય તે કહે; પણ તું જાણે છે કે, હું ત્યાં હવે જતો નથી ને બીજો જ કોઈ જાય છે."

"હશે તેથી શું? તેનો તો હશે તારો પેલો Physical love, તેને તારા Intellectual love ની સાથે શી લેવા દેવા છે! તેનું Sphere (ક્ષેત્ર) જૂદું. કેમ એમાં કંઈ ખોટું છે?"

"હા, ભાઈ હા, પણ Intellectual love કંઈ શૂન્યની સાથે તો ન થાયને?"

"કાગળ પત્રથી પણ ચાલે. માટે જ હું આજ એ બધા કાગળો વાંચતો હતો. વારુ–વારુ પણ એ વળી ઇદં તૃતીયમ્ કોણ છે?"

"તેનું નામ અરુણ ભણશાલી–વિલાયત જઈ પાસ થઈ આવેલા બેરીસ્ટર છે."

"અરે હા! સમજ્યો. પેલા મી૦ ભણશાલીના ભાઈ જ કની! તે દિવસે વિલાયતમાં કરેલી બહાદૂરીનાં યશોગાન ગાતા હતા. આપણે ગયા, તે દહાડે એ જ કે બીજા?"

"હા, હા, એ જ. ઠીક બધી વાત તારા ધ્યાનમાં છે. પણ એવો તો સફાઇદાર માણસ છે કે, બોલવામાં એના જેવો બીજો નહીં હોય–શું મનોહરલાલ તેનાં વખાણ કરે છે. કેવો વિદ્વાન–સુપંડિત–સુશીલ–વિનયી."

"મનોહરલાલ બિચારા સાદા ને સીધા માણસ છે. તે આ દુનિયાનાં કપટજાળ સમજતા નથી. તેમને તેમની નોકરી, ભક્તિ, સદાચાર, વાંચવું, લખવું, એ સિવાય કંઈ માહિતી નથી. પણ ઉર્મિલા એને માટે શું ધારે છે?"

"અરે તે તો તેને એક Demi-god (અવતાર) જાણે છે. રોજ રોજ સાંજે તે ત્યાં જાય છે. ઉર્મિલા તેની પાસે પિયાનો શીખે છે. શનિ, રવિવારે વિકટોરિયા ગાર્ડન નહીં તો પાલવા ખરું ને ખરું જ."

"અને તું આ બધું જોઈ 'હા હતોસ્મિ' કરી માથું ખંજવાળતો બેસી રહે છે. નહીં વારુ?"

"મેં એની બધી હકીકત ઉર્મિલાને કહી. તેને સાવચેત રહેવા જણાવ્યું. તો તેનું પરિણામ ઉલટું આવ્યું. તે મારા ઉપર નાખુશ થઈ. હું જાણે તેના બુરામાં રાજી ન હોઉં તેવું તેને લાગ્યું. મારા કહેવા ઉપર બીલકુલ વિશ્વાસ આવ્યો નહીં. મેં પણ ત્યાં જવાનું છોડયું છે. પણ મેં પ્રતિજ્ઞા કરી છે કે, તેનાં પૂર્વનાં આચરણ ખુલ્લાં પાડીશ અને તેની મોહજાળ તોડી તે બાલિકાનો ઉદ્ધાર કરીશ."

"ખરેખર તું બહુ જ Chivalric જણાય છે; તારો પ્રયત્ન ઘણો પ્રશંસનીય છે. પણ જોજે સંભાળજે! એમ કરવા જતાં આબરુની નુકશાનીના દાવામાં ન આવી પડે? તારું કહેવું અક્ષરે અક્ષર ખરું છે, પણ તેને માટે પ્રમાણ શું?"

"એટલા જ માટે આટલા દિવસ બોલ્યો નથી. પણ હવે તેમ કરવા હરકત નથી. આ વખતે ટ્રાવેલીંગ સ્કોલરશીપ લઈ વિલાયત જઇશ. ત્યાં જઈ જેટલાં પ્રમાણ મળશે, તેટલાં એકઠાં કરીશ અને તે ત્યાંથી બારોબાર મનોહરલાલ અને ઉર્મિલા ઉપર મોકલાવીશ."

"હં: એટલે સુધી તને લાગી આવ્યું છે. ઠીક ભાઈ ઠીક."

"મેં પહેલેથી જ એ સંકલ્પ કર્યો છે. હવે હું પાછો હઠનાર નથી."

"પણ તું તેમ કરીશ ત્યાર પહેલાં જ એ બે જણ પરણી જશે તો–"

"ના–તેમ નહીં થાય. મનોહરલાલ તેને બી. એ. થયા વિના પરણાવવાના નથી. એ એમણે જ મને કહ્યું છે."

"પણ એમ કરવામાં તને શો લાભ? વળી તારા ઘરનાં તને વિલાયત જવા દેશે કે? તારા ઘરનાં બધાં માણસો સાથે તારે વિચ્છેદ થશે, તેનું કેમ?"

"ત્યારે જ તું કહે છે તેમ Chivalric થવાશેને? ઠીક પણ હું એટલા જ માટે જઉં છું એમ નથી. મારે પણ એક બીજી ઇચ્છા છે. સિવિલ સર્વિસ, બ્યારીસ્ટર કે બીજી કોઈ પરીક્ષાને માટે જવા વિચાર છે."

"એ બધું તો ઠીક; પણ હું નથી ધારતો કે, તારા ઘરનાં તને જવા દે."

"નહીં જવા દે એમ કેમ બને! હું તેમની મરજી વિરુદ્ધ જવાનો. મેં જે સંકલ્પ કર્યો છે, તે કદી પણ પાછો ફેરવનાર નથી. બ્રહ્મા આવે તો પણ હું મારા નિશ્ચયથી ડગનાર નથી. સમજ્યો?"

"વારુ પણ બિચારી તારી સ્ત્રીનું શું થશે. તે સરલ હૃદયા-પ્રેમ મૂર્ત્તિની શી દશા થશે? તું ઉર્મિલાનો ઉદ્ધાર કરવા જતાં તારા પોતાના સુખને તિલાંજલિ આપી દઇશ, એમ લાગે છે."

"કદી નહીં. વિલાયત જઈ આવ્યા પછી તે મારી સાથે રહેશે."

"તેમ કદી થવાનું નથી. તે માનશે જ નહીં અને મને પણ વિશ્વાસ નથી કે તું એમ કરીશ. તું કદાચ તે બિચારીનો ભવ બાળીશ. આ બધી વાત મને તો કંઈ ઠીક જણાતી નથી. વળી ઉર્મિલા કોને વરશે, એની ખાત્રી શી?" મને તેવા પ્રકારની સ્વપ્ને પણ આશા નથી. Love for the sake of love પ્રેમની ખાતર જ પ્રેમ-સમજ્યો?"

"Fiddlestick." (ધૂળને માટે ધૂળ)

"ત્યારે તને મારા વિલાયત જવામાં દોષ દેખાય છે? તું જ કહેની. જો સ્કોલર-શીપ મળે તો ત્યાં શા માટે ન જવું! ત્યાં જઈ કોઈ એકાદ સારી પરીક્ષા પાસ કરી આવવાથી શું લાભ નથી?"

"વિલાયત જવામાં દોષ છે, એમ મારું માનવું નથી. પરંતુ પ્રથમ તારે તારા ગુરુજનોની સંમતિ લેવી જોઇએ. જેમણે તને મોટો કર્યો છે, નાનપણથી લાડ લડાવ્યાં છે, જેઓ હમેશાં તારું મંગળ ઇચ્છે છે, જેઓએ તારા ઉપર સુખની સર્વ આશા બાંધી છે, જેઓનું જીવનકારણ તું છે, એ સર્વને નિરાશ કરવાં; તેમને તેમના આત્માને કલેશ આપવો, એ મને રુચિકર નથી. એથી કંઈ લાભ નથી."

મન્યુ પોતાના વડીલ વર્ગ વિષે ઉલ્લેખ સાંભળી નિરાશ જેવો થયો. ક્ષણવાર દિગ્મૂઢ જેવો બેસી રહ્યો. પણ તરત જ બીજી ક્ષણે બોલ્યો;-"તેઓના મન ઉપર અવિદ્યારૂપી ધૂળનું થર બાઝેલું છે. તેઓ અશિક્ષિત છે. ઉચ્ચ શિક્ષાની કદર તેઓ કરી શકે તેમ નથી. વિલાયત જવાથી જે લાભ થવાના છે, તે સમજી શકે એમ નથી. તેથી મારે શું કરવું? તેથી મારે મારું નુકસાન કરી લેવું?"

"તું અંગ્રેજી ભણ્યો-બી. એ. પાસ થયો, એટલે મહાપંડિત અને તેઓ મૂર્ખ અશિક્ષિત!! છી: છી: તું વિલાયત જવાથી ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકીશ, એ ખરી વાત છે; પણ પ્રાપ્ત કરીશ જ, એમ નિશ્ચયાત્મક છે? તેમના તારા પ્રતિ ઉપકાર છે એનું કેમ? તેમનું ઋણ શી રીતે ફેડીશ! તેમના પ્રતિ જે ગુરુતર ઋણ છે, તે પૈસાથી જ વળે તેમ નથી!"

"વારુ. હું આ સંબંધમાં વિચાર કરીશ–પછી જે નિશ્ચય ઉપર આવીશ તે જણાવીશ. પરંતુ મારી વર્તમાન સ્થિતિ જોતાં હું શું કરીશ, તેની મને સૂઝ પડતી નથી. ભવિષ્યનો વિચાર અહુણાં કરી શકતો નથી. મારું કોઈ પણ કામ અઘટિત લાગે, બોલવા ચાલવામાં અવિનય લાગે તો અવશ્ય મને માફ કરજે. મારી વર્તમાન દશા જોઈ તને શું સહાનુભૂતિ નથી થતી?"

"ના, જરાએ નહીં. મેં તને કેટલીવાર ચેતવ્યો હતો, પણ તેં તે વાત ધ્યાનમાં લીધી નહીં. તેં હાથે કરીને એ ઉપાસન વ્હોરી લીધું. તે વખતે કહ્યું માન્યું હોત તો આમ આવો વખત ન આવત. દેખવું એ નહીં ને દાઝવું એ નહીં!

"તું ખોટો મારો દોષ કાઢે છે. આ જો કાગળ વાંચ." એમ કહી કાગળ નારાયણના હાથમાં મૂક્યો.

તે હાથમાં લઈ ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો.*

"તમે તે દિવસે કહેતા હતા કે, હું વસ્તુને ચક્ષુથી જોતી નથી પણ મનથી જોઉં છું. તમારી એ વાતનું સત્ય આજે હું યથાર્થ રીતે અનુભવું છું. કહો જોઇએ શી રીતે? તે તમે સમજી શકશો નહીં. તમારે હાર કબુલ કરવી પડશે. સાંભળો ત્યારે, આજ હું આ કાગળ મારી મેડીમાં બેસી લખું છું. નિર્મળ ધવલ ચંદ્રનો પ્રકાશ પડે છે. આજ કાલ જ્યોત્સ્ના એટલી, ઉજ્જવલ, મનોરમ શાને લીધે લાગે છે? થોડાક દિવસ ઉપર અહીં બેસી એનું એ જ સુનીલ આકાશ, ઉજ્જવલ તારા, કૌમુદીપ્લાવિત પૃથ્વી જોતી હતી. તે દિવસે એની મનોરમ શોભા જોઈ શકી નહીં. તેનું કારણ એ જ કે, તે દિવસે ચક્ષુથી જ જોતી હતી, મનથી નહીં.

"તમારો કાગળ આવતાં વિલંબ લાગવાથી મારા મનમાં અનેક આશંકા ઉઠી હતી; પરંતુ એક નાનો પત્ર મળવાથી આજ આશ્વાસન મળ્યું છે. તમે અહીં હતા, તેના કરતાં ઘેર ગયા પછી બીજા પ્રકારના માણસ થઈ ગયા છો.

"વળી તમે તે દિવસે કહેતા હતા કે, મનનો વિકાસ શિક્ષાની અપેક્ષા રાખે છે; હું કહું છું કે તે શિક્ષાની અપેક્ષા રાખે છે એટલું જ નહીં; પણ કેટલેક અંશે સમયની અપેક્ષા પણ રાખે છે. કુમુદ દિવસના ખીલી નીકળતું નથી, પણ રાતના ખીલી નીકળે છે. કમળ દિવસે જ વિકસિત થાય છે; રાતના વિલીન થઈ જાય છે. રજનીગંધમાં દિવસે વાસ હોતી નથી, રાત્રે ક્યાંથી આવે છે? મારું એમ માનવું છે કે, માણસની હૃદયકલિકા પણ તે જ પ્રમાણે કાળ વિશેષે આપોઆપ નવાં નવાં ભાવરૂપ દળમાં ભળે છે. તે સમયના પહેલાં ગમે તેટલી શિક્ષાથી પૂર્ણ વિકસતી નથી." ઇત્યાદિ. કાગળ વાંચી રહ્યા પછી નારાયણ બોલ્યો;–"ઉર્મિલાને તારા પ્રતિ પ્રેમ ઉત્પન્ન થયો છે, એવું આ કાગળ ઉપરથી તો જણાતું નથી. આવી ઘનિષ્ટતા અનેક કારણોને લીધે જન્મ પામે છે. જેમકે Friendship (સખ્ય) શ્રદ્ધા, ઉચ્ચ આદર્શમાં અનુરક્તિ રાખે છે તેમ. તું શું એમ ધારે છે કે, ઉર્મિલા વિવાહ નહિ કરે અને તારી સાથે Romantic love (નાટકીય

---

* આ કાગળ ઉર્મિલાએ મન્નુ ઉપર લખ્યો હતો, જ્યારે તે પહેલાં ઉનાળાની રજામાં ઘેર ગયો હતો ત્યારે.

અદ્ભૂત-પ્રેમ ) માં જીવન વ્યતીત કરશે? તારો પ્રેમ શું Selfish (સ્વાર્થ પરાયણ) છે?"

"ના, હું એવી આશા જરા પણ રાખતો નથી. હું તેને ચ્હાઉં છું, એ વાત તેને કાને ફફડવા સુદ્ધાં દીધી નથી કે જાણવા સુદ્ધાં દીધી નથી. તે દિવસે તને આધ્યાત્મિક પ્રેમની વાત કહી હતી, તે જ મારું લક્ષ્ય છે. પરંતુ મારા જેવા દુર્બળ ચિત્તના માણસને સાધનાની આવશ્યકતા છે. હું તે સાધના કરવા જતાં યોગભ્રષ્ટ યોગીની માફક લક્ષ્ય ભ્રષ્ટ થયો છું. યુદ્ધ જય કરવા જતાં જાતે જ પરાજય પામ્યો છું. ભાઈ, તારા જેવાની મારા પ્રતિ સહાનુભૂતિ ના હોય તો નહીં, પણ તારે દયાની નજરથી મને જોવો જોઈએ. હું તારી કૃપાને પાત્ર તો છું જ."

આટલું બોલતાં બોલતાં મન્યુની આંખમાં આંસુ આવ્યાં. પણ આંસુ લોહી નાંખી બોલ્યો;–"હું હજી છેક નિરાશ નથી થતો. હજી પણ મને આશા છે કે, હું જય મેળવીશ; આત્મજયી થઇશ. મને તું સ્વાર્થી ધારી લેઇશ મા. જો કે પ્રેમનું પ્રતિદાન મેળવવાનો અધિકાર મારામાં નહીં હોય, તો પણ આત્મત્યાગ કરવા યથેષ્ટ અધિકાર છે. ઉર્મિલાને હું તેની વિપદ્‌માંથી મુક્ત કરીશ, તેનો ઉદ્ધાર કરવા વિલાયત જઇશ, ગમે ત્યાં જઇશ, એવો મેં દૃઢ સંકલ્પ કર્યો છે."

"તને એક પ્રકારની ઘેલછા લાગી છે, બીજું કંઈ નથી."

"ઘેલછા શાની? કોઈ પણ મહત્ ઉદ્દેશ્યને માટે જીવન સમર્પણ કરવું, એને ગાંડાઈ શા માટે કહો છો? I must live a life of ideas, I hate a life of facts. (હું આદર્શગત જીવન ગાળવા ચાહું છું; સંસારગત જીવનને ધિક્કારું છું.)

"એમ જ જોઈએ, તું તો એક Genius (પ્રતિભાશાળી વ્યક્તિ) છે ને એક પ્રકારથી Originality (પ્રતિભા) જોઇએ જ. ખેર, હું આજે જ તારે ઘેર કાગળ લખું છું કે આવીને તને લઈ જાય."

"હું કદી પણ જઇશ નહીં. ડો. ફરનાન્ડીઝ મારી દવા કરે છે, એટલે હમણાં જવું શકય નથી; મુંબઈ છોડાય તેમ નથી."

"શામાટે? મનોહરલાલને ત્યાં તો પ્રવેશનો નિષેધ છે, તો પછી અહીં શા માટે રહે છે?"

"શામાટે? તે હું પણ જાણતો નથી. તું પણ સારી રીતે જાણતો નથી. કોણ જાણે શાથી? મુંબઇનો વાયુ, મુંબઈનું આકાશ, મુંબઈનો પ્રકાશ, મુંબઇનું પાણી, ઉત્તમ લાગે છે!"

"તો વિલાયત શી રીતે જઇશ?"

"કઠોર કર્તવ્યના અનુરોધને લીધે."

"રહેવા દે તારી ઉદ્ધતાઈ. ચાલ હું તો જાઉં છું. તારું માથું ફરી ગયું લાગે છે. સુઈ જા. ડોકટરે બહુ માનસીક શ્રમની મના કરી છે. કદાચ માથું દુખી આવશે, વિશ્રાંતિ લે જરાવાર."

એટલું કહી નારાયણ ત્યાંથી ચાલી નીકળ્યો. મન્યુ બીછાના ઉપર પડી સુઈ રહ્યો અને બબડ્યો કે;–

"હજારો ખ્વાયસેં એસી કે હર ખ્વાયસમેં દમ નીકલે,
બહુત નીકલે મેરે અરમાં લેકીન ફીરભી કમ નીકલે;
મહોબતમેં નહી હય ફર્ક જીને ઓર મરનેકા,
ઉસીકો દેખકર જીતે હય, જીસ કાફિરપે દમ નીકલે."

—:o:—

## પ્રકરણ ૪૧ મું
## વિલાયત જવાની તૈયારી

સમયને વીતતાં વાર લાગતી નથી. જોત જોતામાં કેટલાક દિવસો ચાલ્યા ગયા. એવામાં એક દિવસે આણંદ કાગળ મળ્યો કે "મોટા ભાઈ બી. એ. માં પહેલે નંબરે પાસ થયા છે અને વિલાયત જવાના છે!" આ કાગળ મળતાં ઘરનાં માણસોની સ્થિતિ ઘણી જ અચંબાકારક થઈ પડી. ઘરમાં રડારડ અને બુમ કકળાણ થઈ રહ્યું. મોટી મા, મન્યુની મા, કાકી વગેરેના રૂદનસ્વરથી તે ગામ કંપિત થઈ ઉઠ્યું. મોટી માએ બાધા આખડીઓ રાખવા માંડી, દેવને પાલવ પસારવા માંડ્યા, નાકે લીંટા તાણ્યા કે 'હે દીનાનાથ! હે હજારી માતા! મારા મન્યુને સદ્બુદ્ધિ આપો કે, તે વિલાયત ન જાય! ઓ મા! આને આ શી બુદ્ધિ સૂઝી! અરે રે! પહેલાં કંઈ આવો ન હતો. બાપ! મુંબઈ જઇને બગડી ગયો. અરે રે! તને આવું શું સૂઝ્યું! તને નાનપણથી ભણાવી ગણાવી મોટો કર્યો, તે શું આટલા માટે? અરે, તારી કેટલી આશા તારા બાપને હતી? હાય! હાય! એ હોત તો તું આમ કરત! એ નથી તેમાંને? નાત જાત સગાં વહાલાં બધું કોરાણે મૂકી વટલાઈ જવા આવ્યો! અરે હત ભાગ્ય! આ શું થવા બેઠું છે. તેં છેક જ હદ છોડી દીકરા! અરે રે! તારા ઉપર કેવી આશા હતી. તું અમારૂં મ્હોં ઉજળું કરીશ. હે ભગવન્! આ શું સાંભળ્યું! અરેરે! પિંડપાણીની આશા પણ ધૂળ મળી. મારે શું કામ જીવવું પડે છે. હે ભગવન્! આ શું થશે બાપ? નાત જાતમાં શું કહેવાશે? પ્રભુ મને લઇલે હવે તો. અરે, બા આ બિચારી વહુનું શું થશે. હે ગોરધનનાથ! હે મહારાજ! હવે તો આ કષ્ટ નથી સ્હેવાતું બાપ! ઉગાર મારા નાથ! ઓ મારી મા, એને સારી મતિ આપ. પાધરો ઘેર આવે એટલે થયું. હે હજારી મા! એની મતિ ફેરવજે. હું શેર ઘીનો દીવો પૂરીશ." ઈત્યાદિ, ઇત્યાદિ.

મન્યુની મા પણ એ જ પ્રકારે વિલાપ કરતી હતી. ધનગૌરી ઘરના એક ઓરડાના ખૂણામાં જઈ આંસુ સારતી હતી!

રાંયજી આ બધી ખબર સાંભળી મોટા વિમાસણમાં પડ્યા. ગમે એમ કરી એને પાછો વાળવો, એમ તેમને લાગ્યું. તેઓને લાગ્યું કે, અહીંથી કાગળ લખી બોલાવે નહીં આવે. માટે છેવટે એવો નિશ્ચય કર્યો કે, ઘરનાં સહુ માણસોએ મુંબઈ જઈ તેને પાછો તેડી લાવવો. ઘરનાં બધાં જવા નીકળ્યાં. સાથે જીવરામ શાસ્ત્રીને પણ લીધા, કે કદાચ તેમના ઉપદેશની અસરથી તે પાછો ફરે.

આમ સઘળાંએ મુંબઈ જવાનો નિશ્ચય કીધો. એટલાં બધાં માણસોએ ઉતરવું ક્યાં? નલિનની ઓળખાણનો એક ભાટિયો હતો, તેને પોતાનો માળો હતો. તેમાં

સોય પડતી જગાની ગોઠવણ થાય તેમ હતું. સઘળી મંડળીએ ત્યાં જઈ ઉતારો લીધો. ભાટિયાને રજવાડામાં કંઈ કામ હતું, તે નલિને કરી આપ્યું હતું તેથી તે બિચારાને આ પાડ ફેડવાનો અવસર હતો. જોઇતી જોગવાઈ તેણે કરી આપી. આવ્યા પછી મન્યુને સમાચાર મોકલાવ્યા. તે ત્યાં આવીને હાજર થયો. વડીલ વર્ગને પગે પડ્યો.

આવતાંની વાર મોટી માને પગે પડયો કે, માથે હાથ ફેરવી આશિષ દઈ ખોળા પાસે બેસાડી, આંખમાં વહેતે આંસુએ માએ કહ્યું;–"આ શું બેટા? અમે સાંભળી છે એ ખરી વાત! ઘેર બિપીનનો કાગળ આવ્યો તેમાં લખ્યું છે તે ખરું? અરેરે! આ શું મતિ સૂઝી તને! આપણે હિંદુ–તેમાં વળી નાગર–આપણાથી તે વિલાયત જવાય! અમને બધાંને ત્યજી દેવા માગે છે. જોઉં છું જોઇએ તું કેવો જાય છે તે?"

મન્યુ આ સાંભળી ગળગળો બની ગયો. તેનું પાષાણ જેવું હૃદય પણ પીગળી વહેવા જેવું થઈ ગયું. તેની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેનું ભાન જાણે જતું રહ્યું હોય તેમ લાગ્યું. પ્રિય જનના હૃદયને આઘાત કરવાથી તેને વેદના થવા લાગી. તે થોડીવાર આંસુ સારતો નીચે જોઈ રહ્યો, પછી બોલ્યો;–"મોટી મા! તમે ઉતાવળાં ન થાઓ. હું તમને બધાંને છોડીને ચાલ્યો જાઉં એમ બને ખરું?"

"તારા બોલવા ઉપર વિશ્વાસ નથી. તું જે ન કરે તે ઓછું. તું તો હવે નાસ્તિક જેવો થયો છે. બેટા! તું હવે ઘણું ભણ્યો, એટલું બસ્સ છે. નહીં તો અહીં ભણાય તેટલું ભણો. આટલામાં એ તને મામલતદારી મળશે સમજ્યો? આપણાથી તે સાત સમુદ્ર ઓળંગી શી રીતે જવાય! અરે બાપ, ત્યાં ગયેલું કોઈ પાછું સમું સાધરું આવે ખરું કે?"

"ના, મોટી મા તમને ખબર નથી. અહીં રહીને ભણવાથી ભારે ચાકરી મળે નહીં. એટલામાટે ફક્ત ત્રણ વરસ ત્યાં જવું પડે, તેમાં કંઈ ફીકર જેવું નથી. એ કંઈ રાક્ષસનો દેશ નથી કે ત્યાં જઇએ તો ખાઈ જાય. ત્યાં આપણે અહીં આવે છે એ સાહેબ લોકો રહે છે. અહીં મુંબઇમાં કેટલાં માણસો ત્યાં જઈ આવ્યાં છે."

"હા, બેટા! તે ખરું, પણ નાતજાતની પંચાત જોને. આપણે અહીં એની કેટલી બધી ભાંજગડ કરવી પડે છે. આપણે ભારે ચાકરીનું કામ નથી. અહીં બેઠાં જે મઠ બાજરીનો રોટલો ઈશ્વર આપે તે સારું. આપણે લાખ જોઇતા નથી ને લખેશરી થવું નથી. ત્યાં જઇને વટલાઈ આવવું. ત્યાં જાય તે નર્યા સાહેબના જેવા થઈ આવે. તેમને અડીએ તો એ આપણે ન્હાવું પડે. આપણે ત્યાં શું કામ જઇએ?"

એટલામાં જીવરામ શાસ્ત્રી હાથમાં તમાકુ અને ચુનો મસળતા મસળતા ત્યાં આવી પહોંચ્યા. તમાકુ હોઠ પહોળો કરી મોંમાં નાંખી તેઓ બોલ્યા;–"માજીએ યથાર્થ કહ્યું છે. જેઓ વિલાયત ગમન કરે, તેઓ યથાર્થ હિંદુ રહે નહીં. તેમનું હિંદુત્વ નષ્ટ પામે, એમાં સંશય નથી. પ્રથમતઃ સમુદ્રગમન, દ્વિતીયતઃ અભક્ષ્ય ભોજન, તૃતીયતઃ મલેચ્છ–સહવાસ અને મલેચ્છાચાર ગ્રહણઃ ચતુર્થતઃ હિંદુ આચાર વર્જન, ઇત્યાદિ કારણોને લીધે વિલાયત જવું ઇષ્ટ નથી અને શાસ્ત્રની આજ્ઞા પણ નથી." એટલું કહી પીકદાનીમાં એક પીચકારી મારી.

મોટી મા આ સાંભળી બોલ્યાં;-"કહે હવે તારે કંઈ કહેવું છે? બોલ આનો શો ઉત્તર છે? તું અમારાં બધાંનો ઉપરી થઇને જઇશ! તારા વગર અમારાથી રહેવાય! જો જવું હોય તો તું અમને બધાંને પહેલાં પહોંચતાં કર! અરેરે! તારા બાપને મરવું શું? હરિ! હરિ!"

એટલું કહી છેડાવતી આંખો લો'વા લાગ્યાં. મન્યુ કંઈ પણ બોલ્યો નહીં. ગુપચુપ નીચું જોઈ રહ્યો. આંખમાંથી દડદડ આંસુ જમીન ઉપર પડવા લાગ્યાં.

શાસ્ત્રીએ ચમ્ચીમાંથી પાન કાઢયું. સાથળ ઉપર લોહી ચુનો ચોપડી, કાથો મૂકી, બીડી વાળી મોંમાં મૂકી. પછી સોપારી કાતરતાં બોલ્યા;-"મન્યુ! તું બુદ્ધિમાન્ છે, વિદ્વાન્ છે, સુશીલ છે, વિનયી છે, તને વધારે કહેવું નિષ્પ્રયોજન છે. તને કહું છું તે મન દઈ સાંભળ. જો પૂર્વ જન્મમાં અનેક પુણ્યવાન્ કર્મો કર્યાથી આ પરમ પવિત્ર હિંદુ કુળમાં, તેમાં પણ ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ પામ્યો છે. જે દેશને ભગવાને સ્વયં રામચંદ્ર, શ્રીકૃષ્ણ વગેરે અવતારરૂપે પુનઃ પુનઃ જન્મ લઈ પવિત્ર કર્યો છે; તે દેશનું તું સંતાન છે. તારા પૂર્વ પુરુષોની તપસ્યાને બળે તું મનુષ્ય જન્મ પામ્યો છે. તારું દેહ, મન, આત્મા એ તપના પ્રભાવે સ્વભાવતઃ પરિશુદ્ધ, ધર્મ અને બ્રહ્માભિમૂખ થયાં છે. ઈશ્વરની કૃપાથી તારામાં ક્ષેત્ર પ્રસ્તુત છે. આ ક્ષેત્રમાં બ્રહ્મવિદ્યારૂપ સાવિત્રી દેવી સહજમાં સમુદ્ભાસિત થઈ બ્રાહ્મદાન કરશે. ભાઈ! એ આનંદની આગળ જગતના બીજા આનંદ તુચ્છ છે. અકિંચિત્ કર છે. કેવળ તે જ ખરો આનંદ છે-અમૃત છે-સાર છે. બાકીનું બધું મિથ્યા છે. બ્રાહ્મણકુળમાં જન્મ ગ્રહણ કરવાથી સાધનનો અધિકાર તને મળ્યો છે. જગતમાં અન્ય કોઈ જાતિને એ અધિકાર નથી. એ અધિકાર પ્રાપ્ત કરવાને માટે તેમને બહુ જન્મ સુધી ભારે તપસ્યા આદરવી પડે. ભાઈ મન્યુ! આ ઉત્તમ અધિકારને તારે વિફળ ફેંકી દીવો જોઇએ નહીં. ભગવાન્ ગીતામાં કહે છે કે, "स्वधर्मे निधनं श्रेयःपरधर्मो भयावहः" સ્વધર્મમાં મૃત્યુ થાય તો પણ તે શ્રેયસ્કર છે, પારકો ધર્મ ગ્રહણ કરવો ઉચિત નથી. તે ભયાવહ છે. વળી વિચાર કરી જો! વિદ્યાઉપાર્જન, અર્થ-ઉપાર્જન, ખ્યાતિ-પ્રતિપત્તિ લાભ-એજ કેવળ મનુષ્ય જીવનનો સાર ઉદ્દેશ્ય નથી. એમ કરવામાં કેટલા મનુષ્યજન્મ ગયા છે, તેનું પ્રમાણ નથી. અર્થ, કામ, મોક્ષ એ પ્રાપ્ત કરવામાં પરમ પુરુષાર્થ છે. દેશમાં રહીને જ વિદ્યાધર્મ, ઉપાર્જન કર, તે કયાં અહીં થઈ શકે એમ નથી? અર્થ મેળવો, વિષય ભોગ કરો, એમાં કંઈ વાંધો નથી-પણ સાથે સાથે ધર્મના માર્ગ ઉપર ચાલી મોક્ષ લાભનો ઉપાય કર! શું અલ્પ, અકિંચિત્કર સુખને માટે તું ધર્મત્યાગી, સમાજ ત્યાગી થઇશ? નહીં જ."

મન્યુએ ધીરેથી પ્રત્યુત્તર આપ્યો;-"શાસ્ત્રીજી! તમે મારા ગુરુજન છો. મારા સ્વર્ગીય પિતાને પણ પૂજ્ય હતા. આપની સાથે તર્કમાં ઉતરવા કે વાદવિવાદ કરવા મારી ઇચ્છા નથી. આપ કહો છો તે સત્ય છે, એમ સ્વીકાર કરું; છતાં પણ આ સર્વ વિષયમાં હું અજ્ઞાન છું, મને શિક્ષાનો લાભ મળ્યો નથી. પણ હું એટલું જોઈ શકું છું કે, માણસ માત્ર પોતપોતાની અવસ્થામાં ઉન્નતિને માટે યથાસાધ્ય પ્રયત્ન કરી શકે છે. મારું એમ માનવું છે કે, વિલાયત જવાથી જેટલી ઉન્નતિ હું કરી શકીશ, તેટલી અહીં

રહીને કદાપિ કરી શકીશ નહીં. એટલા માટે વિલાયત જવાને માટે હું સ્થિરપ્રતિજ્ઞ થયો છું; એટલું જ નહીં, પણ બહુ મૂલ્ય આપીને ત્યાં જવાની ટીકીટ સુદ્ધાં વેચાતી લઈ લીધી છે. હું પ્રવૃત્તિનો દાસ છું: પ્રવૃત્તિનું દમન કરવાને અસમર્થ છું: હું અધમ છું: આપ મને ક્ષમા કરો."

શાસ્ત્રીજી ઘણા દુઃખી થયા. તેઓ ગુસ્સામાં બોલ્યા;–"તું કુલાંગાર છું. તારા પિતા વિચક્ષણ વ્યક્તિ હતા; તારી પ્રકૃતિ તે યથાર્થ જાણતા હોવા જોઇએ. મરણ-શય્યા ઉપર તેમણે તને ત્રણ પ્રતિજ્ઞાઓ કરાવી છે–તે સ્મરણમાં છે?"

મન્યુ થોડીવાર માટીના પૂતળાની માફક મૌન બેસી રહ્યો. પછી થોડી વારે બોલ્યો;–"હું જો વિલાયત જઈ કદાચ સીવીલીયન કે બેરીસ્ટર થઇને આવીશ તો અધિક દ્રવ્ય ઉપાર્જન કરી શકીશ. તેથી તો મને વિશેષ લાભ થશે. તેનાથી હું અમારે ત્યાં પ્રચલિત દેવસેવા, અતિથિસેવા વગેરે પુણ્ય કામો વધારે સારી રીતે ચલાવીશ. એમાં કંઈ વાંધો નહીં આવે. એથી કરીને સ્વર્ગીય પિતૃદેવ તૃપ્ત થશે."

શાસ્ત્રીજીએ આવેશમાં આવી કહ્યું;–"કદિ નહીં–કદિ નહીં–તેમ થાય જ નહીં. તારા સ્વેચ્છાચાર ગ્રહણ કરવાથી પિતૃવર્ગને જે ગુરુતર આઘાત લાગશે, તે લાખો રૂપીઆ દેવસેવાદિ પુણ્યકાર્યમાં ખર્ચવાથી મટશે નહીં. આનો ઉપાય જ નથી. કારણ કે વિલાયતગમન વિષે સંકલ્પ સ્થિર કર્યો છે એટલું જ નહીં પણ બહુ પૈસા ખરચી ટીકીટ સુદ્ધાં લીધી છે; તો પછી યુક્તિ કે તર્ક કરવામાં ફળ નથી. નારાયણ હરિ! તુહી સમર્થઃ હરિ સમર્થ." એટલું કહી શાસ્ત્રી ત્યાંથી ઉઠીને ચાલ્યા ગયા. મોટી મા તો તેમના પહેલાં જ ત્યાંથી ઉઠી જતાં રહ્યાં હતાં. તેમના મનમાં હતું કે, શાસ્ત્રીના કહેવાને મન્યુ ગણકારશે. તેમનો બોલ પાછો નહીં ઠેલે: પરંતુ જ્યારે સાંભળ્યું કે, મન્યુનો નિશ્ચય ફરે તેમ નથી, ત્યારે સઘળાં પાછાં રડવા લાગ્યાં.

તે ચિરદુઃખિની ધનગૌરીએ શું કર્યું? મન્યુ પણ રાત્રે ત્યાં જ સુઈ રહ્યો હતો. રાત્રે ધનગૌરી ત્યાં જઈ તેના પગ આગળ પડી, રોતી રોતી બોલી;–"આપને પગે પડુ છું. પણ કહો, શા માટે તમે મને છોડીને જતા રહો છો? હું જાણું છું કે, મારામાં ગુણ નથી. હું આપને સુખી કરી શકતી નથી. તમે કહો તે કરું? તમે મારું સર્વસ્વ છો, મને શા માટે આમ ઠેલી મૂકો છો?"

મન્યુએ તેને ઉઠાડી, કક્ષે બેસાડી હાથ ફેરવતો બોલ્યો;–"હું તને છોડી દઇશ? શા માટે એમ કરું? જો ઘેલી! હું તો ફક્ત ત્રણ વરસને માટે જ જાઉં છું. ત્યાંથી આવીને પાછો તને સુખી કરીશ. તારા–"

"ના, ના તેમ નહીં. મને તમે ત્યજી દેવાના. નહીં તો શા માટે વિલાયત જાઓ છો? હમણાં જ હું તમને ગમતી નથી, તો પછી તમને હું શી રીતે ગમીશ? વળી આ બધાં ઘરનાંને છોડી શી રીતે હું તમારી સાથે રહું?"

"ત્યારે શું તું મને ચ્હાતી નથી?"

"ચ્હાઉં છું કે નહીં, તે શી રીતે દેખાડું? જો હૃદય ચીરી બતાવાતું હોત તો અવશ્ય તેમ કરત; પણ તેમ થઈ શકતું નથી. જુઓ જેમ જળ વિના માછલી રહી શકતી નથી, જન્મારો તે જળમાં જ કાઢે છે, એમ આપણાં કુટુંબ વગર હું રહી

શકતી નથી. હું નાનેથી મોટી અહીં થઈ; તેમ એમનાથી વિખૂટાં પડવું, મને ઝેર જેવું લાગે છે; એમને છોડી એકલાં રહેવું શી રીતે બને? મોટી મા, સાસુજી, કાકીજી બધાં મારે સગાં મા જેવાં છે. તમારી બહેન પ્રમાણે મને વ્હાય છે. એટલું જ નહીં, પણ ઘરની દરેક જણસ કોણ જાણે શાથી મને વ્હાલી લાગે છે. ઘરનાં ઢોર ઢાંખર સુદ્ધાંપર હેત ઉપજે છે. એ બધાંને છોડી એકલી શી રીતે સુખી થઉં?"

આ સાંભળતાં સાંભળતાં મન્યુની આંખમાં આંસુ આવ્યાં. તે તેનાં આંસુ લ્હોઈ બોલી;–"જો એમ જાણતી હોત કે તમે મારાથી સુખી જ થશો તો આ બધાંને કદાચ છોડત, પણ તેમ થઈ શકે તેવું નથી. તમારા સુખને માટે ચ્હાય તે કરત, વન-વાસ કરત, કહો તે કરત, પણ હું નિર્ભાગી છું. આપને સુખ આપવા જેટલું દેવે દૈવત આપ્યું નથી."

મન્યુ કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના નીચું જોઈ રહ્યો. આમ થોડીવાર રહ્યા પછી બોલ્યો;–"હું જાણું છું કે, તારું હૃદય પ્રેમથી પરિપૂર્ણ છે–તું આદર્શ હિંદુ પત્ની છેઃ પણ હું જ દુર્ભાગી છું. મારાથી પ્રવૃત્તિનું દમન થઈ શકતું નથી. તેથી તારા જેવા રત્નને મેળવવા છતાં હું સુખી થઈ શકતો નથી."

કોણ જાણે કયાંથી ધનગૌરીમાં જુસ્સો આવ્યો. તેનાં આંખમાંનાં આંસુ કયાં જતાં રહ્યાં? તેજસ્વી આંખથી તે બોલી;–"શામાટે સુખી નહીં થાઓ? કહો તમે બોલો–શું કરું? આ જીવ જોઇતો હોય, તો તે કાઢી આપું. કહો–કહો–મને આજ્ઞા આપો? આ જીંદગી શું વિસાતમાં છે? એનું શું મૂલ્ય છે? ચાર દહાડા પછી પણ જવાની જ છે. જો મારા મરવાથી ઉર્મિલાને પરણી શકતા હો તો આ પળે પ્રાણ કાઢી આપું! તમારા સુખની આડે આવવું મને પસંદ નથી. કહો–"

મન્યુ ખરેખર વહેતાં આંસુ સાથે બોલ્યો;–'ઘેલી! તું ખરેખર સ્વર્ગની દેવી છે. ઉર્મિલાની સાથે મારે પરણવાનો કદી પણ વિચાર નથી. હું તારાથી કંઈ છુપા-વતો નથી. એ ખરી વાત છે કે, હું તેને ચ્હાતો હતો અને હજી પણ ચ્હાઉં છું; પરંતુ તેને મળવાની મારી આકાંક્ષા નથી. આ દુનિયામાં મને કશાથી સુખ નથી. કોણ જાણે મારા સ્વભાવમાં શું છે, તે હું પોતે જાણી શકતો નથી. તારા જેવા સોનાના કમળને પગતળે છુંદી, આકાશકુસુમ મેળવવા દોડું છું. મને મારા પોતાના હિતા-હિતનું જ્ઞાન નથી. મને માફ કર–માફ કર."

"હું તમને માફ કરું. હરિ! હરિ! એ શું હું અપરાધિની છું, અવગુણની ખાણ છું, મારામાં શું ગુણ છે? મારામાં જો ગુણ હોત તો હું તમને સુખી કરત! મારામાં ગુણ નથી, ત્યારે જ હું તમને દુઃખનું કારણ થઈ પડી છું. અરે! તમારું દુઃખ નિવારણ કરવાની શક્તિ પણ મારામાં નથી! ઓ નાથ! હું તમને માફ કરું? હું હજાર વાર આપની માફી ચ્હાઉં છું. અરેરે! હું અભાગી છું. પરણીને તમને એક દિવસને માટે પણ સુખી કરી શકી નહીં. જો તેમ કરવાની શક્તિ હોત તો તમારી આ દશા ન હોત; એ મારા મનને ઘણું લાગે છે. શું કરું. જાઓ–વિલાયત જાઓ–જ્યાં આપને પાલવે ત્યાં જાઓ. જો વિલાયત જઈ આવ્યા પછી ઉર્મિલાના સ્નેહથી સુખી થાઓ તેમ હોય તો તેમ કરજો. જો વિલાયત જઈ આવ્યા પછી તેને પરણી શકતા

દો, તો વ્હાલા! તેમ કરજો. હું તમારા સુખના માર્ગમાં કાંટો થઇશ નહીં. આજ આ તમારાં છેલ્લાં દર્શન કરી લઉં છું. વ્હાલા! મને એકવાર ઝાંખી કરવા દો. હું હમેશને માટે વિદાય લઉં છું. તમે આવશો ત્યારે હું હઇશ નહીં. હે ઈશ્વર! મને ભવોભવ આજ સ્વામી આપજે. હું તમને સ્વામી ઇચ્છું છું. ઈશ્વર મને આવતા જન્મમાં તમને સુખી કરવાનું સામર્થ્ય આપે. હે નાથ–"

એટલું કહી ધનગૌરી વિદ્યુલ્લતાની માફક ત્યાંથી ચાલી ગઈ. મન્યુ અર્ધ જાગૃત કે અર્ધ નિદ્રિત, જાણે મહાન્ કેફમાં હોય તેમ આંસુ પાડતો ત્યાં બેસી રહ્યો. આખી રાત તેણે રોવામાં જ કાઢી. તેના વિલક્ષણ મનની વિચિત્ર ગતિ તે પોતે જાણતો ન હતો.

બીજે દિવસે સવારે નલીનરાય નિરાશ થઈ ઘરનાં બધાં માણસને લઈ પાછા વિદાય થયા. મન્યુ વિલાયત જવાની તૈયારી કરવા લાગ્યો. પરચુટણ સામાન લેવા કરવામાં ગુંથાયો. સુટ શીવડાવવા, બેગ ખરીદવી, ટીકીટ લેવી વગેરે કામમાં તેના મિત્રો મદદ કરતા હતા. મન્યુનું ચિત્ત ઘણું જ ઉદાસ હતું. તેના કેટલાક દોસ્તોએ મળી ચ્હા પાણીનો મેળાવડો કર્યો. કોલેજના પરિચિત અને અપરિચિત યુવકો પણ મળવા આવ્યા. બીજા આદમીમાં જેને પીછાન હતું, તેમણે પણ તેને માટે બનતું કર્યું. વિલાયત જવાના પહેલે દિવસે મનોહરલાલને ત્યાં મળવા ગયો. તેમણે તેનો આદરસત્કાર કર્યો. જવાની વાત સાંભળી ઘણા ખુશી થયા અને આશા દર્શાવી કે નિશ્ચય તે ત્યાંની પરીક્ષામાં પણ વિજયવંત નિવડશે. ઉર્મિલા પણ ત્યાં આવી અને તેણે પણ પોતાના તરફથી આનંદદર્શક વાકયો કહ્યાં; પણ મન્યુને તેમાં હૃદયશૂન્યતા જેવું લાગ્યું–અંતરની લાગણી વગરનાં જણાયાં.

બીજે દિવસે મન્યુ સ્ટીમર 'કેલીડોનિયા'માં વિદાય થયો. ઓળખીતા અને કેટલાક સ્નેહીઓ તેને વળાવવા આવ્યા હતા; કેટલાક હાર તોરા લાવ્યા હતા. સ્ટીમરમાં બેઠા પછી કેટલાક વિચારો તેના હૃદયને વલોવવા લાગ્યા. વૃદ્ધ માતા સમાન કાકી, મા, ભાઈ, બ્હેન, સગાં સ્નેહીને છોડી જાઉં છું. શા માટે? પરીક્ષાને માટે? ના, હૃદયપિપાસા શાંત કરવાનાં સાધન શોધવાને માટે? શા માટે, તે તે સમજ્યો નહીં. એક પ્રકારની દિલગીરીનું વાદળ તેના મન ઉપર છવાયું. તેની સ્રીના શબ્દો સ્મરણમાં આવ્યા. વગર વિચારે સમુદ્રમાં કુદકો માર્યો, એમ તેને લાગ્યું. પણ હવે શું! ન જવાનું પણ મન થયું. જતાં જતાં પણ ગ્લાનિ જણાવા લાગી! શું કરવું? કંઈ જ નહીં. આ લાગણી ઝાઝો સમય રહી નહીં. સ્ટીમર આગળ વધવા લાગી, તેમ તેનું મન આ વિષયને વિસારે પાડવું ગયું.

---

## પ્રકરણ ૪૨ મું

## એકાંત ગોષ્ટિ

ઘરનાં માણસો મુંબઇથી ઘેર ગયા પછી ગંગા એક દિવસે ધનગૌરીને પૂછતી હતી કે;–"દીયરજી તને શું કહીને ગયા છે? તું તેમને રોકી પણ શકી નહીં કે? તારું એટલું પણ નિપજ્યું નહીં? તું વહુ શાની?"

ધનગૌરીએ જવાબ આપ્યો;–"કોઇની કહેલી વાત માની નહીં તો પછી હું કહું, તે તેમને ગળે ઉતરે ખરું કે? હું તે શા હિસાબમાં બા? એટલું કહેતાં કહેતાં ધનગૌરીની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. પણ તે આત્મસંયમન કરી બેઠી.

ગંગાએ કહ્યું;–"પણ તને કહ્યું શું તે કહે ને!"

"હું કંઈ હમેશને માટે વિલાયત જતો નથી. ફક્ત ત્રણ વર્ષને માટે જાઉં છું. આવ્યા પછી કંઈ તને છોડી દઇશ નહીં." મેં કહ્યું કે "તમે તો ત્યાં જશો, એટલે સાહેબ લોક થઇને આવશો. પછી અમારું શું કામ તમારે? તમને હું ગમીશ નહીં. તમે મારાથી ખુશી નહીં થાઓ. હું જ તમારી પાસે નહીં આવું ને;"

"કેમ, એમ વારુ. શું તેમના વગર રહી શકીશ? તું ગાંડી છે ગાંડી–તું બોલે છે તેનું ભાન છે કે?"

"હા, પણ ભાભી! હું ત્યાં સુધી જીવતી રહીશ તો ને?"

"હેં! શું છે જે મરીશ? શા દુ:ખેઃ"

"શા સુખ ઉપર જીવતી રહીશ?"

"જા, જા, બળ્યું એવી વાત કરતાં હઇશું કે? કંઈ નહીં ને મરવાની વાત! એવી વાત ના કરીએ. ત્રણ વરસ જતાં તે વાર શી? વિલાયતથી આવશે કની તો તારે માટે ગાંડા ગાંડા થઈ જશે. સમજી?"

"પણ અત્યારે તો ગાંડા થાય છે કોઈ એક બીજા જણ માટે. ઉર્મિલાની વાત કરતાં કરતાં તેમની આંખમાં આંસુ આવ્યાં. તેને માટે તો તે જોઇએ તો અગ્નિમાં પ્રવેશ કરે, સમુદ્રમાં કુદકો મારે, તેને માટે જ વિલાયત ગયા. ભલે જાય. તેમને જેમ સુખ થાય તેમ કરે. મારે પણ તેમાં ને તેમાં જ સુખ છે. પણ તેમના સુખના માર્ગમાં હું શૂળ જેવી થઈ પડી છું; માટે જ ઈશ્વર મોત મોકલે તો સારું."

ગંગાનું હૈયું ભરાઈ આવ્યું. તે વ્યથિત ચિત્તે બોલી;–"જા, જા, બળ્યું એવી વાત તે કરતાં હઇશું? જો બહેન! એવું ગાંડપણ ન કરીએ. એટલું બધું અભિમાન સારું નહીં. તું નથી જાણતી કે, આત્મહત્યા કરવી એ મહા પાપ છે. કેટલા કાળ સુધી નરક ભોગવવું પડે, અને સાત અવતાર સુધી આત્મહત્યા કરવી પડે એ વળી જૂદું. સમજી?"

"એમાં વળી અભિમાનની ક્યાં વાત છે? મારે તો અભિમાન પણ નથી ને અભિમાન પણ નથી. જો એવું જ હોત તો ઝેર પી લેત, પણ બહેન, એવું કશુંય નથી. એમનો પ્રેમ છે કે નહીં, તે તો જૂદી વાત; ગમે તેમ તે મારા પતિ છે, એટલે હું તેમને ચાહી સંતોષ માની બેસી રહત! બળ્યું એટલેથી જ સુખ માનત. તમે જેમ મારા જેઠની સ્મૃતિ હૃદયમાં ધારણ કરી, તેમનું સ્મરણ કરી દહાડા કાઢો છો, તેમ કદાચ હું પણ કરી શકત. આ સંસારમાં ચાહની વસ્તુઓની ખોટ નથી, પણ આ તો મારા જીવવાથી એમને સુખ નથી, તો પછી મરવામાં ખોટું શું? જો મને મોત લઈ લે તો પછી તેઓ ઉર્મિલાની સાથે પરણી સુખી થાય: તો પછી શામાટે મરવું નહિ? જો આ દેહ જતાં એમનું ભલું થતું હોય તો, ભાભી! બળ્યું મરવાનું બતાવો. તો તેમ કરી સુખી થઉં અને કરું."

ધનગૌરીની આવી વાત સાંભળી ગંગા મનમાં શિહરી ઉઠી અને વિસ્મય પામી કે, આ તે પહેલાંની ધનગૌરી કે બીજી ? જેને બોલવાના પણ પૂરા હોશ નહોતા, જેના મ્હોપરથી માંખ ઉડતી નહિ, તે જ આ ધનગૌરી ! આ સંસારોદ્યાનના એક ખૂણામાં ન્હાના ઝાડની ડાળીની માફક ક્યાં સંતાઈ રહેતી, તે જણાતી નહિ, તે જ આ ધનગૌરી? તે જાતે જ હીજરાયલી જેવી, ફીકી સરખી ભોળીનામાં આટલી દ્રઢતા ને તેજ જોઈ ગંગા આશ્ચર્ય પામી. તેના સામું ટકટક જોઈ રહી. તેની આંખમાં આંસુ નથી, કંઈ નથી. આંખો સ્થિર છે, શુષ્ક છે. જાણે હમણાં અગ્નિ ઝરશે, એમ જણાય છે.

ગંગા આ બધું જોઈ હબકી અને બોલી;—"આજ શું થઈ આવ્યું છે વારુ! હેં! આજ જાણે ધાણી ફૂટતી હોય તેમ ચપચપ બોલો છો શાથી? હેં ભાભી! આટલા દહાડા તો જાણે મોઢું સીવી લીધું હોય તેમ હતું અને આજ આ બધું ક્યાંથી શીખ્યાં?"

"શિખવાડે કોણ? એમાં શું શિખવાનું હતું જે? મનમાં જે આવ્યું તે તમને કહ્યું."

"પણ આજ દહાડા સુધી તો કંઈ પણ બોલતાં ન હતાં કે ચાલતાં પણ ન હતાં. આજ આ ગતકડાં ક્યાંથી કાઢવા માંડ્યાં? હજી આટલી વયમાં મરવાની વાત! ગાંડી થઈ છે ગાંડી! ત્રણ વરસમાં તો શું એ નવું જૂનું થઈ જાય, ઘેલી! કેમ જાણ્યું જે આ ત્રણ વરસમાં એમના વિચાર નહીં બદલાય? આજ કંઈ તારું માથું ચકરાયું લાગે છે. જરા સુઈ રહે અને આરામ લે. જો બહેન! ગમે તેવા દુઃખના દહાડા આવે તો પણ આશા છોડીએ નહીં. ઈશ્વર ઉપર ભરોસો રાખીએ. તે સહુ રુડાં વાનાં કરશે. બહેન! જોને શાસ્ત્રની વાતો આપણે સાંભળીએ છીએ, તેમાં શું કહ્યું છે? આશા, ધૈર્ય, સહિષ્ણુતા એને આપણા જીવનનું અવલંબન રાખવું જોઈએ. રામાયણ અને મહાભારતમાં સીતા, શકુન્તલા, દમયંતીની કથા તો સાંભળી છેને? એમને શાં શાં દુઃખ સહન કરવાં પડ્યાં હતાં. પણ અંતે સારું થયું. તો આપણે પણ ધીરજ રાખવી જોઈએ."

"સાંભળી ઉસ્તો, પણ તેથી શું? એ દેવલોક! આપણે ગમે તેવાં તોએ માણસ. એમની ને આપણી સરખામણી શી? તેમના જેવું ધૈર્ય હું ક્યાંથી લાવું? વળી ભાભી! મારી હકીકત જૂદી તરેહની છે. હું જીવતી રહીશ તો એમને સુખ નથી. સંતોષ નથી; તો પછી ધીરજ રાખવાથી બળ્યું શું ફાયદો? ખરેખર ભાભી! મોત આવે તો એના જેવું કંઈએ નહીં

"હેં ધનગૌરી! આજ તને શું થયું છે? કંઈ ભાંગ પીધી હોય તેના જેવું શું કરે છે? મોત-મોત-મોત-એ તે શું? જાણે એમ કરવાથી જ સુખી થઈશ? હજી તો નાની છું. કાલ સવારે શું થશે ને શું નહીં, એની કોને ખબર છે? હજી આવવા દે એમને. જો એમનો જો બીજો જ વિચાર હત તો તેઓ વિલાયતથી પાછા આવવાનું શા માટે કહે? મરવું હોય તો એમના આવ્યા પછી એમ કરજે. સમજી ઘેલી."

"ભાભી! તમારે જાણે ઠીક છે. મારે કની તો તમારા જેવું પણ નથી. તમારે તો તમારા સ્વામીના સ્નેહની સ્મૃતિ છે. તમે તેના રટનમાં જ દિવસ કાઢો છો; પણ હું અભાગિણીને તો તે પણ નથી."

"એમ કેમ ! તું તો તેમને ચ્હાએ છે ને? લે એ કંઈ થોડું છે? આપણે માટે એ બસ છે, બહેન ! તું એમનું સ્મરણ કરવાની વાંછના કર, એથી વધારે શું જોઇએ? જો આ સંસારમાં કની ઘણાં કામ કરવાનાં છે. વળી તું જાણે છે કે સુખદુઃખ પૂર્વ જન્મનાં આપણાં કર્મ પ્રમાણે મળે છે. જો આપણા કર્મમાં દુઃખ લખેલું હોય તો આ જન્મમાં એવાં કામ કરવાં કે, આવતા જન્મમાં સુખ થાય. ઇશ્વરે મનુષ્યદેહ આપ્યો છે તે શું નકામો છે? કામ, અહો ઘણુંય કરવાનાં છે. એમાં જ ચિત્ત પરોવ્યું, એટલે બધુંય વિસારે પડશે. દેવસેવા, અતિથિસેવા, આપણાં ઘરનાંની સેવા ચાકરી, વ્રત નિયમ, વગેરે કેટલાં પુણ્યનાં કામો કરવાનાં છે. એ કરવામાં બધું વિસારે પડશે."

ધનગૌરી થોડીવાર ચૂપ રહી. પછી બોલી;–"ભાભી ! તમે કહો છો તે ખરી વાત છે. એમ કરવાથી કદાચ મન બીજે માર્ગે વળે ખરું; પણ બળ્યું મારું મન તો ઘણું પોચું છે. મને કશીય ગમ પડતી નથી. આખો દહાડો મન બળ બળ થયાં કરે છે અને મનનેજ એમ લાગે છે કે, હવે ઝાઝા દહાડા શરીર ટકવાનું નથી."

"છીઃ તું તો ગાંડી થઈ છે ગાંડી. આજ કંઈ તારું ઠેકાણું નથી. આટલું કહ્યું તોએ બુદ્ધિમાં નથી. આખો દહાડો એની એ વાત! એમ વિચાર કર્યા કરીએ તો, વિચારમાં ને વિચારમાં ગાંડા થવાય."

"ભાભી! તમે બરાબર કહો છો. સીતા તથા શકુંતલાને પણ કેવાં દુઃખ સહન કરવાં પડ્યાં હતાં. કેવી કઠોર તપસ્યા કરવી પડી હતી! પણ બહેન, મારાથી તો કંઈ તેમાંનું બને નહીં. જ્યાં સુધી બનશે ત્યાં સુધી તમે કહો છો તેમ કરીશ. પણ ભાભી! ખરેખરું કહું છું કે, તમે ન હોય તો મારાથી આટલું પણ રહેવાય નહીં. આ ભર્યા ભાદર્યા ઘરમાં જેના આગળ અંતરની વરાળ કાઢું, એવું કોઈ નથી. છે તો ઘણાંયે છે, પણ કામનાં શાં? પેલા અવતારનો સંબંધ છે. હશે, નહીં તો આટલો બધો પ્રેમ શાથી થાય ! ઓ મોટી બહેન ! ખરેખર તમે મારે સગી બહેન જેવાં છો. ભાભી તમે જે કરો છો, તેવું સગી બહેન પણ ન કરે. આ જન્મમાં તો તમારા ઉપકાર ભૂલાય એમ નથી. ઓ બહેન–" એટલું કહેતાં કહેતાં ધનગૌરીની આંખમાં આંસુ આવ્યાં.

ગંગા પણ રડવા લાગી. આમ ઘણીવાર સુધી દિગ્મૂઢ જેવાં બન્ને જણાં ત્યાં બેસી રહ્યાં.

થોડીવાર પછી ગંગા છેડાવતી આંસુ લોહીને બોલી;–"ચાલ બહેન! આપણે કામે લાગીએ. જો કેટલી બધીવાર થઈ છે."

આ સાંભળી ધનગૌરી ઉઠી. બન્ને જણાં નીચે આવી કામમાં ગુંથાયાં.



## પ્રકરણ ૪૩ મું

## લતા કરમાવા લાગી

ધનગૌરીએ હવે ઘરકામનો ઘણો બોજો પોતાને માથે લેવા માંડ્યો. ઘરમાં રસોઇનું કામ આજ દિવસ સુધી બીજું કોઈ કરતું; માત્ર અડચણ હોય ત્યારે જ ધનગૌરી રાંધવા પેસતી. પણ હવે તે વ્યવસ્થા બદલી નાંખી. તે કહેવા લાગી કે, "ભાભીજી! તમે તો દરરોજ રાંધતાં આવ્યાં છો, ને રાંધો છો, પણ હવે મને રસોડામાં પેસવા દ્યો. જુઓ હવે તમે થોડા વખત માટે રસોઈ કરવી મૂકી દો. તમારું શરીર પણ આજ કાલ ઠીક રહેતું નથી."

રાયજીની વહુએ જવાબ આપ્યો કે;–"શરીર તો સારું નરસું ચાલ્યા કરે; માટે કંઈ કામ કર્યા વગર ચાલે? ભલે તમારે રાંધવાની મરજી હોય તો તેમ કરજો. તમારી હોંશ પૂરી કરો થયું?"

ઘરનાં માણસોના મનમાં આવ્યું કે, તેનું મન કામકાજમાં પરોવાથી બીજી વાત ભૂલી જશે. ચિત્તને શાંતિ વળશે, તેનું દુઃખ વિસારે પડશે. એમ ધનગૌરીએ રાંધવાનું કામ પોતાને માથે લીધું; એટલું જ નહીં પણ ધીમે ધીમે આખા કામનો ઢસરડો તે કરવા લાગી.

તે દરરોજ સહવારના નાઈ ધોઈ રાંધવા પેસતી. રાંધવાનું પૂરું કરી ઘરનાં માણસોને જમાડી કરી લગભગ બે વાગે તે જમતી. કોઈ કોઈ વાર અતિથિ પરોણા આવે તો ફરીવાર રાંધવા ના'તી અને તેમને રસોઇ કરી જમાડતી. જો બીજું કોઈ તેને રાંધવાની ના કહે અથવા તેના કામમાં માથું મારે તો તે ઘણો અસંતોષ બતાવતી. છેવટે ઘરનાં તેને તે કામ કરવા દેતાં. આમ રાંધવા કરવામાં કોઈ કોઈ વખત ચાર વાગી જતા, ત્યારે તે ભોજન કરતી. રાત્રે કદાચ વાળુ કરે અને ન પણ કરે. આમ તેનાથી બને તેટલો આત્મસંયમ તે કરવા લાગી. આટલું જ નહીં પણ ગંગાએ જે વ્રત નિયમ વગેરે ગણાવ્યાં હતાં, તે કરવાનો પણ તેણે આરંભ કર્યો હતો. ચંપાષષ્ઠી, ચતુર્દશી, જન્માષ્ટમી, અનંતચતુર્દશી, મહાષ્ટમી, વામનદ્વાદશી, કાત્યાયની, શિવરાત્રિ, અશોકાષ્ટમી, સીતા નવમી, સાવીત્રી ચતુર્દશી વગેરે વ્રત કરવા માંડ્યાં હતાં. આ સિવાય વળી એકાદશી કરવાનું પણ શરુ કર્યું હતું. પણ મોટી માએ તેને તે કરવાની ના પાડી અને કહ્યું કે, "બેટા! હજી ઘણા દહાડા છે કરવાના. એમ અત્યારથી ઉપવાસ કરીએ તો શરીર ઘસાઈ જાય અને શક્તિ ન રહે મા! મોટાં થાઓ ત્યારે કરજો બેટા!" આમ પ્રત્યક્ષ નિષેધની વિરુદ્ધ જવા તેનામાં શક્તિ ન હતી! જો ઘરનાં બીજાં માણસ ના કહે તો તે સાંભળતી નહીં.

આ વખતે એમ થયું કે, નલીનની બહેન બે વરસની નાની છોડી મૂકીને કોલેરાથી મરણ પામી. તેના સાસરામાં કોઇ સ્ત્રી ન હોતી કે છોકરીને ઉછેરવાનું કામ ઉપાડી લે. આખરે તે છોકરીને તેને મોસાળ મોકલી આપી અને તેનો બાપ બીજીવાર લગ્ન કરવાના કામમાં પડ્યો. આ છોકરીને ઉછેરવાનું કામ ધનગૌરીએ માથે ઉપાડી લીધું. તેને તો કામ કામ ને કામ જોઇતું હતું. જો કામ કરવાનું મળી આવે તો છોડે શું કામ! વળી આ તો તેને ગમતું કામ હતું; તેના સ્નેહાસક્ત હૃદયને રુચે એવું કામ હતું;

એટલે પૂછવું શું? તે છોકરીને ઘણા લાડથી ઉછેરવા લાગી. છોકરી પણ થોડા વખતમાં એની સાથે એવી હળી ગઈ કે, રાત દહાડો ધનગૌરીને જ દેખે. તેને છોડી ન જાય, તેથી તે તેને પાસે બેસાડી રાંધે.

પણ નસીબનો અજબ ખેલ છે. કોણ જાણે તેણે શાંએ પાપ કર્યાં હશે કે, વિધાતાએ તેના નસીબમાં સુખ મૂકેલું જ નહીં. તે જેને ચ્હાય તે વિધાતા તેના હાથમાંથી છીનવી લે. થોડા સમય પછી આ છોકરી રોગના પંજામાં સપડાઈ. ગામમાં શિતળા દેવી પધાર્યાં. એક પછી એક છોકરાંને તેમની માના ખોળામાંથી લઈ, શિતળા દેવી તેમના શીતળ અંકમાં સુવાડવા લાગ્યાં. દેવીનું નામ લેવાય નહીં. વળી રોષે ભરાય, માટે દવા પણ થાય નહીં. કમ ભાગ્યે એ બે વરસની, મા વગરની છોકરીને શિતળા દેવીએ વિસારે મૂકી નહીં. બહુ જોરમાં પધાર્યાં. ત્રણ દિવસમાં આખું શરીર જાણે ધાણી ફૂટી હોય તેમ દાણાથી ભરાઈ ગયું. ઘરનાં માણસો ફીકરમાં પડ્યાં. રખે શિતળા દેવીને કુડું પડે! મૂળમાં ચેપીરોગ; સ્પર્શ ઝાઝો થવો જોઇએ નહીં. વળી કોઈનો પડછાયો પણ પડવો જોઈએ નહીં. એક જુદા ઓરડામાં જ્યાં અવર જવર ઓછો હતો, ત્યાં બિછાનું રાખી છોકરીની ચાકરી કરવાનો નિશ્ચય કર્યો. મોટી માએ કહ્યું; "બેટા, તું રહેવા દે, અમે ઘણાં કરનાર છીએ. અમને ઘરડાંને કંઈ નહીં. સમજી બેટા!"

ધનગૌરીએ કહ્યું;–"મોટી મા! તમારી પાસે જરા પણ રહેશે નહીં. આખો દહાડો રો રો કરશે. માટે મને એની પાસે રહેવા દો. હું મરી જઇશ, પણ કીકીને નહી છોડું."

મોટી માએ કહ્યું;–"બેટા લક્ષ્મી! રહેવા દે મા. કદાચ ચેપબેપ લાગે તો આ સોનાનું શરીર ખરાબ થઈ જાય! બેટા! અમે ઘણાં કરનાર છીએ, બાપુ! બીજું કામ કરો."

ધનગૌરી મનમાં બોલી કે;–હે શિતળા મા! આ છોડીને બિચારીને મટાડો અને મને લઈ લ્યો!" પછી પ્રકાશ્ય ભાવે બોલી;–"મોટી મા! તમે એની ચિંતા કરતાં ના. મનેકની કંઈ નહીં થાય! મેં નાનપણમાં બળીઆ કઢાવ્યા છે. કહે છે કે, બળીઆ કઢાવે તેને ચેપ લાગે નહીં. મને કંઇએ થવાનું નથી; કંઇએ ધા પડવાના નથી."

એમ કહી તેણે કોઇનું કહ્યું ન માનતાં, તે માવગરની છોકરીની બરદાસ કરવા લાગી. ઘણાંય ઓસડ વેસડ કર્યાં, પણ ફાયદો થયો નહીં. ઘણીય બાધા આખડી રાખી, પણ કંઈ વળ્યું નહીં. સાત દહાડા સુધી છોકરી એમને એમ રહી, આઠમે દહાડે તેને શિતળા દેવી ઉપાડી ગઈ. ધનગૌરીને ઘણું લાગી આવ્યું. તે રાત દહાડો રોવા લાગી. તેને મન જાણે પોતાનું જ બાળક મરી ગયું હોય તેમ લાગ્યું. બે દિવસ સુધી ખાધું નહીં. ધનગૌરીની પ્રાર્થના શિતળાદેવીએ સાંભળી નહીં. ખેર! ગમે તેમ તેનું શરીર ઘણું ઘસાતું ગયું. ક્રમાગત પરિશ્રમ, કઠોર સંયમ અને આત્મનિગ્રહથી તેના શરીરની ગૌર કાન્તિ વધારે ફીકી પડતી ગઈ. શરીર લોહી વગરનું થતું ગયું. તેના ચિત્તની સ્વર્ગીય જ્યોતિ રક્ત માંસનાં સમૂહનો ભેદ કરી વિકીર્ણ થવા લાગી. શક્તિ ઓછી થતી ગઈ. તેનો ઉજ્જ્વલ દેહ વધારે ઉજ્જ્વલ થતો ગયો. ઘરનાં માણસો

ખરી વસ્તુ સ્થિતિથી અણવાકેફ હતાં. તે બિચારાં શું જાણે? મોટી મા કહેતાં કે, "બેટા! તું તો અન્નપૂર્ણા છે. મા! તું આ કુટુંબની આબરુ જાળવીશ? આપણા રીત રિવાજને હેઠે નહીં પડવા દે. વહુ કની મારે લક્ષ્મી છે!" તે બિચારી વૃદ્ધાને ઓછી ખબર હતી કે, વહુ મૃત્યુને માર્ગે મુસાફરી કરી રહી છે. દુર્દૈવ કે તે જોઈ શકી નહીં.

સંસારમાં સુખ સર્વ કાળને માટે ટકતું નથી. નિયતિનું ચક્ર હમેશાં ફર્યા કરે છે. દશી વીસી ચાલ્યાં જ કરે છે. આજે સુખ; કાલે દુઃખ. કાલે દુઃખ, આજે સુખ. વળી દુઃખ આવી પડે છે ત્યારે સામટું જ આવી પડે છે. માણસના નસીબરૂપ આકાશમાં ચારે તરફથી વાદળાં ઘેરાઈ આવે છે.

થોડા દિવસ પછી મોટી માને તાવ આવવા માંડ્યો. અડધુ પડધુ ચાલ્યું ત્યાં સુધી તેની દરકાર કરી નહીં. હિંદુ અબળાઓ જાતે સહનશીલ હોય છે. તેઓ પોતાના દુઃખની દરકાર કરતી નથી. પારકાના દુઃખથી તેમનું અંતઃકરણ ચિરાઈ જાય છે. તેઓ પોતાના દેહને પારકાની સેવા કરવામાં વ્યતીત કરવો, એ સાર્થક માને છે. વૃદ્ધ માણસોમાં આ ભાવ વધારે નજરે પડે છે. માંદાં થતાં બિછાના વશ થાય ત્યાં સુધી દવા લેવાની ના પાડે છે. કોણ જાણે એવી શાંતિ તેમનામાં કયાંથી આવે છે? મોટી માના સંબંધમાં પણ તેમ જ હતું. તેઓ કહેતાં કે, "હું હવે વૃદ્ધ થઈ છું; મારે જીવવાની લોલુપતા શી? સઘળાંને સુખી જોઈ આંખ મીચાય એટલે થયું. હવે જીવીને શું કરવું છે?" વગેરે. મંદવાડ છતાં ન્હાવું ધોવું, પૂજા પાત્રી, આહાર વ્યવહાર હમેશ પ્રમાણે ચાલતો. એમાં કોઇનું કહ્યું માનતાં નહિ; એટલે તાવ જાય શાનો? આખરે ડોશી ખૂબ પટકાયાં. ગામના વૈદ્યની દવા શરુ કરી. તેણે 'જયમંગલ રસ,' 'સર્વ જ્વર હર લોહ,' 'મૃત્યુંજયરસ,' 'લક્ષ્મી વિલાસ વટિકા,' 'મહાજ્વરાંકુશ' વગેરે ઘણું ઘણું કર્યું, પણ કશાથી તાવ અટકયો નહિ. થોડા દહાડા પછી ડોકટરને બોલાવી શરીર દેખાડયું. પણ ડોકટરની દવા પ્રાણ જતાં ડોશી લે નહિ. તે કહે કે, "હવે કેટલા કાળ માટે દેહ વટલાવું?" કોઇનું કંઈ ચાલ્યું નહિ. આખરે અમદાવાદથી એક સારો વૈદ્ય બોલાવ્યો. તેણે આવી દવા આપી. પણ તેથી ઝાઝો ફાયદો થયો નહિ. આમ જેટલી બને તેટલી સેવા, સુશ્રૂષા કરી, પણ કંઈ ફળ વળ્યું નહિ. આમ મહિનો અધવારતાં તે પુણ્યવતી ગૃહિણી સ્વર્ગે સિધાવ્યાં. મન્યુના પરદેશગમનની વાત તેમના મનમાં શૂળ પ્રમાણે ઠેઠ સુધી રહી. ધનગૌરીએ રાત દિવસ ચાકરી કરી હતી. ડોશીને આથી સંતોષ થયો હતો.

ડોશીના મરણથી ઘરમાં એક પ્રકારની ન્યૂનતા પડી. લોક કહેવા લાગ્યા કે, રાયજીના ઘરનો સ્તંભ તુટી પડયો. રાયજીના કુટુમ્બની જે વ્યવહારદક્ષતા અત્યાર સુધી જણાતી હતી, તે ડોશીને લીધે જ હતી. યથાસમયે શ્રાદ્ધાદિક કાર્ય પૂરું થયું. ઋણાનુંબંધને લઇને સંસાર છે; ઋણ તો પાછું વધ્યું. કેમ કરવું? સંસારમાં રહી સંસારનાં કાર્ય કર્યા વગર ચાલે ખરું? મન્યુ તો વિલાયત જઈ વસ્યો હતો, નલિનનું ભણવાનું ખર્ચ મહા મુસીબતે ચલાવવું પડતું હતું.

ડોશીના જવાથી ઘર ખાલી ખંમ લાગતું હતું. ભાવીની ગતિ મનુષ્યચક્ષુને અધીન નથી. તે કોઇનાથી કળી શકાતી પણ નથી. દેશમાં મલેરિયાનું જોર શરૂ

થયું. ઘેર ઘેર માણસો મેલેરિયાથી પીડાવા લાગ્યાં. ધનગૌરી પણ આ તાપથી સપડાઈ. પહેલ પહેલાં કવીનાઇનના સેવનથી તાપ જરા નરમ પડ્યો; પણ સ્નાનાહારનું અનિયમિતપણું, વ્રતનિયમના ઉપવાસ, સંસારના પરિશ્રમ, મનની ચિંતા, ઇત્યાદિ કારણોને લીધે ફરી તાવ શરુ થયો. ડૉકટરે આવીને દવા આપવાની ચાલુ કરી, પણ પીએ કોણ? ઘરના માણસની આંખ આડી થાય તો ન પીએ; નહિ તો પીએ. વ્યવસ્થાસર દવા લીધા વગર તાવ પાછો હઠે શાનો? અને વ્યવસ્થા પ્રમાણે દવા લેવાનું તો નામ નહિ. કામનો બોજો ચાલુ, પથ્યાપથ્યનો વિચાર નહિ. ઘરમાં મોટું કોઈ કહેનાર મળે નહિ. મોટી મા હતાં તે બિચારાં દેવલોક સિધાવ્યાં; મન્યુની મા બિચારી એક ખૂણામાં બેઠી બેઠી પોતાનું રોદણું રોયા કરે. તેને વહુના હાલની શી ખબર! જેમાં તેમાં ખબર રાખનારી બિચારી ગંગા! પણ તે કંઈ કારણસર પોતાને પિયર ગયેલી. વહુ ઘરના કામમાં ગુંથાયલી. બીજા પોતપોતાના કામમાં મશગુલ. આવામાં ધનગૌરીને કોણ પરાણે ઓષડ ખવરાવે, કે તેની બરદાશ કરે! આસ્તે આસ્તે તે મૃત્યુના માર્ગપર સરવા લાગી.

ધનગૌરીને દરરોજ રાતના તાવ આવે; વળી સ્હવારના ઉતરી જાય. તાવ ઉતરી જાય, એટલે કામકાજમાં લાગે. એમ શરીર છેક ઘસાવા લાગ્યું. તાવમાંથી બરોળ થઈ, અને એમાંથી કોણ જાણે શાથી લીવર વધ્યું કે શું તેના પેટમાં વ્યાધિ થઈ આવ્યો. તેના શરીરની હેમકાન્તિ મલિન અને શુષ્ક થતી ગઈ. આખરે ઉઠવાની પણ શક્તિ રહી નહિ. આ વખતે સઘળાંની આંખો ઉઘડી. ગંગા પણ આ વખતે પિયરથી પાછી ફરી. ધનગૌરીની આવી સ્થિતિ જોઈ તેને ઘણું લાગી આવ્યું. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

તે રોતાં રોતાં બોલી;–"છેવટે મનનું ધાર્યું કર્યું ખરુંકની? હેં! આખરે શરીર નષ્ટ કરી નાંખ્યું? શું એમ કરે વ્હેલો અંત આવે! ગાંડી! આવું કરવું ઘટે?"

ધનગૌરીએ શાંત ચિત્તે જવાબ આપ્યો:–"બહેન! માણસનું ધાર્યું શું થાય છે? થવાનું તો ઇશ્વરનું ધાર્યું; પણ જો જો તમે કંઈ આડું તેડું કરતાં હો."

"આડું તેડું શું! દવા ખાધા વગર હવે ચાલે એમ છે? જુઓ, હજી વખત છે. હમણાં હમણાં દવા કરીશું તો ટીકી લાગશે. આમ કરવું કંઈ સારું બળ્યું? હજી ન્હાનાં છો. તમારે તે મરવું શું? આ બધા કોણે વિચાર સૂઝાડ્યા? આખી દુનિયાને પોતાનો જીવ વહાલો છે. તમને શું તમારો પોતાનો જીવ વહાલો નથી?"

ધનગૌરીએ નિસાસો નાંખી કહ્યું;–"ના–બહેન–ના–મારે તો મમતા બમતા કંઈ નથી. ક્યારનીએ મમતા બમતા જતી રહી છે. જો મરવાથી સુખ થતું હોય, તો મરવામાં વાંધો શો? બીજાંને પણ મરવાથી સુખ થતું હોય તો મરણથી બીજું વધારે સારું શું? બહેન મોત છે ક્યાં?"

"બળ્યું બહેન! તારી જક સદા કાળ આવીને આવી જ રહેવાની કે? જે વાત પકડી, તે પકડી. કોઈ કાળે મૂકવાનાં જ નહિ. એ શું મારી મા! હોય, સુખ દુઃખ કોને નથી? હું તો જાણતી હતી કે, તમે બધું ભૂલી ગયાં હશો. વાહ! વાહ! આ તે શું! તમે જાણો છો કે, હું ડહાપણ કરું છું; બળ્યું આ તે ડહાપણ કહેવાય?

તમને કોઈ કાળે મરવા દેવાની નથી, સમજ્યાં. કાલથી ડોકટરની દવા બરાબર પીવી પડશે. હું: વળી તમારે પિયર પણ ખબર મોકલાવું છું. તમારાં મા આવીને લઈ જશે. અમદાવાદ સારા વૈદ ડોકટરો તો ખરા. ત્યાં તમારી સારી બરદાસ થશે. સમજ્યાં?"

જેમ તેમ કરી ધનગૌરી બોલી;–"ઓ બહેન! ગમે તેટલા સમાચાર મોકલાવો, પણ હું અહિંથી ખસવાની નથી. મને અહિં ગોઠે છે એવું મારા બાપને ત્યાં નહિ ગોઠે. કોણ જાણે કેમ, મારું મન કહે છે કે, હું આ મંદવાડમાંથી ઉઠીશ નહિ. મને તો મારી મેડીમાં ગમે છે. અહાહા! કેટલા દિવસો અહિં સુખમાં કાઢયા? નહિ– મને અહિંથી કંઈ બીજે ન લઈ જાઓ. જુઓ! જુઓ! કેટલી મોડી રાત સૂધી અહિં બેસી તેમની રાહ જોતી; તથા એકલી પડી પડી તેમની માર્ગ પ્રતીક્ષા કરતી; કોઈ વાર ઉંઘી જવાનો ઢોંગ કરી પડી રહેતી. મને અહીંથી જવું કેમ ગમે? ઓ બહેન! હું મરીશ તો આ પલંગડીપર મરીશ. મને અહીંથી કંઈ ખસેડતાં ના."

એટલું બોલતાં બોલતાં ધનગૌરીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. એ જોઈ ગંગાનું હૈયું પણ ભરાઈ આવ્યું. તે પણ રોવા લાગી.

થોડીવાર પછી ધનગૌરી પોતાની આંખો લોહી બોલી;–"બળ્યું બહેન! આમ શું કરો છો? મારા સમ છાનાં ન રહો તો. જુઓ, તમે રડો છો તો મને વધારે દુ:ખ થાય છે–છાનાં રહોને. આમ શું કરતાં હશો–જુઓ મને કંઈ નથી. હું તો કાલ સવારે સારી થઈ જઇશ!"

ગંગા દીર્ઘ નિ:શ્વાસ નાંખી બોલી;–"ના, ના, બહેન, એટલા માટે નથી રોતી. પણ આ શો ઈશ્વરનો ખેલ! તારો કાચો સંસાર. અત્યારથી તે તને આવો રોગ શો? અત્યારે તો સુખમાં મહાલવાનું હોય. પણ શું કરીએ. કયાં છે તારૂં પ્હેલાંનું નૂર! નરી હાડપિંજર થઈ ગઈ ત્યાં સૂધી શરીરની સંભાળ લીધી નહીં. ગાંડી! આ શું સૂઝ્યું. બળ્યું, તારી દશા મારાથી નથી જોવાતી. મને કઇનું કંઈ થઈ જાય છે. ઓ બહેન! કયાંથી આપણે એકઠાં થવું? કયાંથી આટલી પ્રીતિ બંધાવી, અરરર,–હે પ્રભુ!"

એટલું કહી આંખમાં ઝળઝળિયાં સાથે ગંગા ત્યાંથી ઉઠી ચાલી ગઈ. તેનાથી ત્યાં વધારે બેસાયું નહીં. તેના આવવા પછી ધનગૌરીની વધારે માવજત થવા માંડી. અમદાવાદથી ડોકટરને બોલાવવામાં આવ્યો. તેનું રીતિમત ઔષધ શરૂ થયું. આઠે દહાડે ડોકટરને જોવા આવવાનો બંદોબસ્ત થયો. સર્વ કાંઇ શકય હતું તે થવા માંડયું. વધારે શું થાય.

આટલું છતાં ધનગૌરીની પ્રકૃતિમાં ઝાઝો ફેરફાર થયો જણાયો નહીં. પાંચ દહાડા સારા જાય તો વળી પાછો દરદ ઉથલો મારે. કંઈ દવાની જોઇએ તેવી અસર થઈ નહીં.

આખરે તેના માબાપને અમદાવાદમાં સમાચાર મોકલાવવામાં આવ્યા. તેઓ આવી તેની સ્થિતિ જોઈ ગયાં. માએ પોતાથી બનતો બંદોબસ્ત કર્યો. ડોકટરની દવા બદલી વૈદની કરી. વૈદથી હકીમની બદલી. એમ ચાર પાંચ ડોકટરો બદલ્યા. છેવટે બે ચાર ડોકટરો એકઠા કરી તેમની સલાહ લીધી; અને તેમની સૂચના પ્રમાણે

ઔષધનો સર્વ બંદોબસ્ત કર્યો. દેવની બાધા આખડીઓ રાખી. ધનગૌરીની માંદગી લંબાણે પડી. પણ દેખીતો ફેર જોવામાં આવ્યો નહીં.

---

## પ્રકરણ ૪૪ મું
## હોલવાઈ જતો દીવો

"છી: તમે જાઓ, હું નહીં બોલું તો, હેં! શું કહ્યું?–તમે કાલ મુંબઈ જશો–શા માટે? હા–સમજી–ઉર્મિલા, નહીં વારુ? હેં! કેમ બોલતા નથી? હસો છો–નહીં હસો? હા, હા, હા–ઉર્મિલા ચોરૂંછે–તેણેજ તમારૂં હૃદય ચોરી લીધું–સાહેબ–આ શું! સાહેબનો વેષ–મને અડતાના–હેં ચાલ્યા કે? નહીં ઉભા રહો. જોઉં જો–આ સાહેબ કોણ? ક્યાંથી આવ્યા? જતા ના–જતા ના–ઉભા રહો–મને એકવાર જોવા દો––"

આ શું? વિકારગ્રસ્ત રોગી માણસનું ભાંગ્યું તૂટ્યું બોલવું.

ધનગૌરીને અતિશય તાવ ચઢ્યો છે. તેને શુદ્ધિ નથી. તે જેમ આવે તેમ લવરી કરે છે. તાવની અસર મગજ ઉપર થઈ છે. તે બેભાનમાં જેમ આવે તેમ બકે છે. ગંગા તેની બાજુમાં બેસી આંખમાંથી આંસુ સારે છે–ધનગૌરીની મા એક બાજુએ બેઠી બેઠી રડે છે. ડાકટરે હવે તેની આશા છોડી દીધી છે. બે એક દિવસથી વધારે નહીં કાઢે, એવો ડાકટરોનો અભિપ્રાય છે. ઘરનાં સઘળાં માણસોનાં મન ઉદાસ છે. કોઇને કંઈ ગમતું નથી. ઘરમાંની નાની વહુ બધાંને પ્રિય થઈ પડી હતી, તે આજ મૃત્યુપથારી ઉપર છે. તાવ ૧૦૬ ડીગ્રી છે. નાડ ઘણી મંદ ચાલે છે. તાવ ઉતરે છે ત્યારે શાંત ચિત્તે વાતચિત કરે છે. નહીં તો કેફમાં હોય તેમ આ બાજુથી પેલી બાજુ તરફડિયાં મારે છે. કાલું ઘેલું અડધું શુદ્ધિમાં, અડધું બેભાનમાં લવે છે.

આસ્તે આસ્તે સંધ્યાનો વખત વ્યતીત થઈ ગયો. ઉજ્જવલ આકાશમાં એકાદ બે તારા ફૂટી નીકળ્યા, શાંત મૃદુ સમિરની ઝોક વહેવા લાગી. ક્રમે ક્રમે ધનગૌરીનો તાવ પણ ઓછો થયો. તેનો લવ લવારો બંધ થયો. તે શાંત થઈ શુદ્ધિમાં આવી. શાથી આમ થયું? કોણ જાણે કવિ કહે છે તેમ–

"ભડકતા હય ચેરાગે સુબ્હ જબ ખામોશ હોતા હય."

કદાચ દીવો બુઝાવાની તૈયારીમાં હોય છે, ત્યારે છેલ્લો જોરથી તેજનો ભડકો નાંખે છે, તેમ તો નહીં હોય? વા મોટા તોફાનની પહેલાં એક જાતની શાંતિ જણાય છે, તે તો નહીં હોય? કોને ખબર! ધનગૌરીએ "બા, જરા પાણી" કહી તેની માને પાણી લેવા મોકલી. પછી તે ગંગાની સાથે ઘણી જ ધીમેથી વાત કરવા લાગી. તેની મા પાણી લઇને આવી તેને કહ્યું;–"બા હવે મને ઠીક છે. તું જા, આરામ લે."

મા સમજી કે તેને ગંગા સાથે વાત કરવી છે. તેની મા બોલી;–"બહેન! મારે હવે શો આરામ લેવો છે? તને મટે એટલે આરામ જ છે. મેં શાં પાપ કર્યાં હશે કે, મારે આ જોવું પડે છે? કોણ જાણે શુંયે કપાળમાં લખ્યું હશે?" એટલું કહેતી, દીર્ઘ નિઃશ્વાસ નાંખતી, છેડાવતી આંખો લુછતી તે ત્યાંથી ઉઠી.

ધનગૌરી ગંગાના સામું જોઈ ક્ષીણ સ્વરે બોલી;–"બહેન! મને જરા ઠીક લાગે છે. પણ મટશે નહીં. હું હવે જવાની–તમે રડતાં ના, આમ જુઓ, જરા વાત તો કરો."

ગંગાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તે આત્મસંવરણ કરી બોલી;–"હજી શું વહી ગયું છે? મટવાનું હોય તો હજીએ મટે. માણસ મરવા સૂતેલાં બેઠાં થાય છે. હજી કંઈ ભય નથી બહેન! તું એમ મન શું કામ બાળે છે?"

"ના, બહેન ના. મરવાનો ભય શો? પણ એક વાત દિલમાં રહી જાય છે. ઓ બહેન! જો એકવાર તે મળે, પણ કયાં છે–નસીબ ફૂટેલું છે ને? આંખો મીચી તેમનું ધ્યાન ધરું છું. તેમની મૂર્તિ પળે પળે સ્મરણમાં આવે છે. તે સુંદર મુખ વિસારે નથી પડતું. બળ્યું મેં મૂર્ખીએ કંઈ કર્યું નહીં. જો મરતાં મરતાં એક વાર ઝાંખી થાય તો–"

"બળ્યું બહેન! એમ શું કરતી હઇશ. થોડા દિવસમાં એ પાછા ફરશે, ત્યારે નિરખજે પેટ ભરીને." ગંગા નીચું જોઈ આંસુ સારતી બોલી.

"કયાં છે એ સુખ મારા કપાળમાં? મને લાગે છે કે, હું ઝાઝું જીવવાની નથી. આ ચાલી, આજ કે કાલ બહેન, પણ પેલો એમનો ફોટોગ્રાફ છે તે લાવોને જરા, અહિ અંધારામાંથી તે જોવાતો નથી."

ગંગા તરત જ ત્યાંથી ઉઠી, સામે મન્યુએ મુંબઇમાં પડાવેલો કેબીનેટ સાઇઝનો ફોટો હતો, તે ત્યાંથી લઈ આવી. ધનગૌરીએ તે લેવાને હાથ લાંબો કર્યો. પણ અશક્તિને લીધે તે તેમ કરી શકી નહીં. ગંગાએ ફોટો તેના હાથમાં મૂકયો.

"બહેન, આ આટલો ભાર પણ મારા હાથમાં રહેતો નથી. તમે તેને લઇને મારા સામું જરા ધરોને."

ગંગાએ તે પ્રમાણે કર્યું. ધનગૌરી ટગરટગર તે છબીની સામું જોઈ રહી. થોડી વાર પછી બોલી;–"બહેન, જુઓને આ મારી છાતી કેવી ધડકે છે. કોણ જાણે કંઈ થાય છે! છબીને મારી છાતી ઉપર રાખો."

ગંગાએ છબીને છાતી ઉપર મૂકી. ધનગૌરી બોલી;–"બહેન એમ છાતી ઉપર મૂકો છો તો જણાતી નથી. તમે છાતી ઉપર રાખી ઉંચી કરો એટલે જણાય. હેં ભાભી! એમને તાર કરે તો આવે ખરા કે?"

ગંગાએ તે છબી છાતી ઉપર જણાય તેમ ઉંચી ધરી. તે એક નજરથી જોવા લાગી. તે શું જોતી હશે! શું તે વિચાર કરતી હશે! હા. કદાચ હોય! શા વિચાર? તે તેના મનમાં કહેતી હશે કે;–

"કાગા નયન નિકાલદું, (જો) પિયા પાસ લે જાય;
પહેલે દર્શ દિખાય કે, પીછે લીજો ખાય."

કોણ જાણે દુઃખ–આપત્તિમાં એવું શું અનિવાર્ય છે કે, માણસની તેજસ્વીતાને નષ્ટ કરે છે. બલભલાનું અભિમાન ગાળી નાંખે છે. વજ્ર જેવાં હૃદયને કુસુમવત્ કરી નાંખે છે. બાળકના જેવી સરળતા આણે છે. ધનગૌરી છબી સામું જોઈ રહી, પણ કંઇ તેની નજરે પડયું નહીં. તે કહેવા લાગી;–"બહેન જરા પાસે લાવ–હજી પાસે–હજી વધારે. હાય! હાય! આ શું થયું, મને કેમ દેખાતું નથી? મને લાગે છે કે, મારી આંખો ગઈ. અંધકાર–બહેન કયાં છો–ઓ ભાભી–"

"બહેન! જો આ હું તારી પાસે બેઠી છું."

"છબી મારી છાતી ઉપર રાખોને. હવે મારાથી નથી દેખાતું."

ગંગાએ છબી છાતી ઉપર રાખી. ધનગૌરીનો અવાજ ક્ષીણ હતો, તે ક્ષીણતર થતો ગયો. તે અસ્પષ્ટ સ્વરે બોલી;—"છ–બી–રા–ખ–ી–ન–હ–ઈ–ને?"

"જો, જો, બહેન આ રાખી."

"ના, બા, મને નથી જણાતી. એ બહેન હવે મારાથી નથી બોલાતું. એમને કહેજો...તે વિવાહ કરે......એની......મારાથી બોલાતું નથી."

એટલું બોલી ચૂપ પડી રહી. આંખો બેબાકળી જેવી હતી. શ્વાસ જોરથી ચાલતો હતો. નાડી ધીમી પડી ગઈ હતી. એમ ઘણી વાર સુધી તે ત્યાં બિછાના ઉપર પડી રહી. ગંગા બિચારી રોતી રોતી પાસે બેસી રહી. એમ કેટલી વાર સુધી તે ત્યાં બેસી રહી. થોડીવાર પછી ધનગૌરીને શરીરે હાથ ફેરવ્યો તો એકદમ ટાઢું શીતળ જણાયું. એ જોતાંની વાર ગંગા ચીસ પાડી રડવા લાગી: ગંગાની ચીસ સાંભળી, ધનગૌરીની મા, તેની સાસુ ધાઈ આવ્યાં. સઘળાં આર્તનાદ કરવા લાગ્યાં. તેમના આવવાની સાથે ધનગૌરી બેબાકળી નજરે અતિ સ્પષ્ટ સ્વરે "ર–હે...ર–હે–વા–દો..."

એટલું બોલતાં બોલતાં તેનો પ્રાણ નીકળી ગયો. જલસિક્ત દૃષ્ટિહીન ચક્ષુ, બેશુદ્ધ અવસ્થામાં સર્વના સામું તે જોઈ રહી. આંખમાંથી બે આંસુનાં ટપકાં પડ્યાં ન પડ્યાં. હોઠ સેજ હાલતા જણાયા—જાણે કંઈ કહેવા ઇચ્છતી હોયની—એટલામાં મૃત્યુની કરાળ છાયા તેના કમળપત્ર જેવા ચ્હેરા ઉપર છવાઈ ગઈ. તે નીલ પદ્મ તુલ્ય નયન-યુગલ હમેશને માટે બિલાઈ ગયાં. આ પ્રમાણે તે મૃદુ, કોમલ, સ્નિગ્ધ શ્યામલ લતા સંસારના કરસ્પર્શથી હમેશને માટે તૂટી પડી. તેને નીચે નાંખવાને માટે તૈયારી કરવા લાગ્યા.

કિન્તુ આ જુઓ. તેના ગુલાબ સમાન ઓષ્ઠમાંથી એક પ્રકારની આ અપૂર્વ સ્વર્ગીય હાસ્યરેખા જણાય છે. જાણે નિબિડ મેઘાચ્છન્ન સરોવરના કૃષ્ણ જળમાં કુમુદ ફુલ ખીલ્યું હોય તેમ ભાસે છે.

ધનગૌરી! વિશુદ્ધ આર્યા! પ્રેમ મૂર્તિ! પતિપ્રાણા સાધ્વી! જા સુખમાં જઈ વાસો વસ. દિવ્યજ્યોતિમાં જઈ મળ-તને મરણમાં જ સુખ ભાસ્યું હતું, મરણમાં જ તને પુનર્જીવનની પ્રાપ્તિ છે. તું કયા ત્રિદિવ વાસિની દેવપૂજાનું મંદાર કુસુમ હતું? તું શું મંદાકિની ધારામાંથી ભૂલી પડી, આ પાપપૂર્ણ પૃથ્વી ઉપર આવી ચડી હતી! વિમળ કુસુમ! જા ફરીથી ત્રિદિવ ધામે જઈ વાસો વસ. આ મર્ત્યભૂમિ તારા વસવાટને માટે યોગ્ય નથી. તારી દેવદુર્લભ વિમળ વાસથી દેવલોકને મોહિત કર.



## પ્રકરણ ૪૫ મું

### ડોકટરી સલાહ કુકટ

ડા૦ ચકરબતી તો વાંચનારના સ્મરણમાં હશે. એક દિવસ ડો૦ જી. ચકરબતી પોતાના દવાખાનામાં બેઠા બેઠા માંખો મારતા હતા, બગાસાં ખાતા હતા, અને વચ્ચે વચ્ચે ઉંડા તર્ક વમળમાં ડૂબકી મારતા હતા; અને કોઈ દર્દી આવે તો ઠીક, એમ

વિચાર કરતા હતા. તેઓ ઘણા ઉદાસ હતા. કારણ કે, આ વખતે મેલેરિયા બેલેરિયા પણ ચાલતો ન હતો. શું કરે?

અત્રે ડૉ૦ જી. ચકરબતીનો વિશેષ પરિચય આપવો આવશ્યક છે—એ તો આપણે આગળ ઉપર એમ વિચાર જાણી શકયા છીએ કે, તેમના બાપ બંગાળી હતા, અને તેઓ મુંબઈ ઇલાકાની એક સ્કુલમાં હેડ માસ્તર હતા. ડૉ. ચકરબતી આજ ઇલાકામાં ઉછરવાથી ગુજરાતી સારી રીતે બોલી શકતા હતા. જ્યારે તેઓ પહેલ વહેલા મેડીકલ કોલેજમાંથી એલ. એમ. એન્ડ એસ. ની છાપ લઈ બહાર નીકળ્યા ત્યારે તેમને એક નોકરી મળી હતી. ત્યાર પછી તેઓ આસિસ્ટન્ટ સર્જન નિમાયા અને સુપર્ન્યુમરરી ડયુટી (Supernumerary Duty) પર થોડો વખત રહ્યા. અહિં તેમને ઝાઝો વખત ન રહેવું પડયું. તેમની બદલી થઈ, અને એક જિલ્લામાં સ્વતંત્ર હોસ્પિટલમાં તેઓ ગોઠવાયા. જાતે ઘણા રસિક, પ્રેમી અને સ્ત્રી આદરમાનવાળા, સૌંદર્યના ઉપાસક હતા. સ્ત્રી જાતિ તરફ તેમને અપૂર્વ આકર્ષણ હતું; અને સારું લે'ણું હતું. વિધાતાએ બાયરન અને શેલીના લોહીનું ટીપું તેમની નસમાં મૂકયું હતું. તેમની વહી જતી રસિકતાને લીધે તેઓ ઘણીવાર કઠણ અવસ્થામાં આવી પડતા હતા. પણ લાચાર! શું કરે? સ્વભાવનું ઔષધ મેટરીઆ મેડીકામાં નથી, નહિ તો એકાદ દવાનું સેવન કરત. જે દવાખાનામાં તેઓ ડોકટર હતા, ત્યાં કેટલીક નર્સો હતી. કામને અંગે તેમની સાથે રોજ પરિચય પડ્યો. આ નર્સોમાં એક શિરીન પસ્તાકિયા નામની નર્સ હતી. ડોકટરની તેના ઉપર ખાસ મમતા હતી. કારણ કે રસશાસ્ત્રમાં તે નિપુણ હતી. ડોકટરનો એની સાથે ઘણો ઘનિષ્ઠ સંબંધ થયો. નિંદાખોર લોકો યદ્વા તદ્વા બકવા લાગ્યા. ગપગેઝેટમાં ફાવે તેવી ગપ્પો ઉડવા લાગી. નિંદાખોર લોકોને બીજું કામ શું?

આખરે આ વાત ઠેઠ ઉપરી સુધી પહોંચી અને તપાસમાં એમ જણાઈ આવ્યું કે, લોકોના કહેવામાં કંઈ સત્ય હતું. મિસ પસ્તાકિયાને કુમારી અવસ્થામાં માતા થવાનો સંભવ હતો. ખરી વાત કે ખોટી વાત; ગમે તેમ ડોકટરની ગામમાં ઘણી જ નાલેસી થઈ. નોકરી તેમને છોડવા નહોતી માગતી, પણ તેમને નોકરીથી છૂટા છેડા લેવા પડ્યા. શું કરે લાચાર! તેઓ નસીબને માનતા હતા અને કહેતા હતા કેઃ—

"બર્કકી રફતાર હય, તકદીરકી રફતારમેં;
મય જાતા હું રેલમે, યહ પોંચતી હય તારમેં."

ખયર! અધુરામાં પૂરું આ વખતે તેમનાં પત્ની પણ મરણ પામ્યાં. પત્નીવિયોગથી અને ચાકરીના વિયોગથી ડોકટર ઘણા દુઃખી થયા.

આમ હૃદયશૂન્ય અને ગૃહશૂન્ય ડોકટરના હાથ પગ પણ શૂન્ય થવા લાગ્યા. શું કરે! આખરે મુંબઇમાં આવી અડ્ડો જમાવ્યો. પણ ત્યાં કંઈ પહેલ વહેલાં વળ્યું નહિ. કારણ કે ચાર પૈસા બચાવવા, એ ડોકટર ભણ્યા જ ન હોતા. એમનું તો કહેવું હતું કેઃ—-

"દિલકી ખુશીકી ખાતિર, ચખ માલ ડાલ ધનકો;
ગર મર્દ હય તું આશિક, કોડી ન રખ્ખ કફનકો."

મુંબઈ આવી એક ન્હાનો મેડીકલ હોલ સ્થાપવાની ગોઠવણના વિચારમાં હતા, પણ અર્થનો અભાવ, લોકોમાં કદર કરવાની શક્તિ બિલકુલ નહિ, વળી વૈદ્ય ડૉકટરોનો એટલો બધો સુકાળ કે કુતરાને મારવા ઢેકાળો હાથમાં લેતાં ડૉકટર હાથમાં આવે! લાચાર માણસ બિચારો શું કરે? આખરે વગસગથી કે પોતાના નિઃસ્વાર્થીપણાથી ભાયખલામાં એક ફ્રી ચેરીટેબલ ડીસ્પેન્સરીમાં (ધર્માદા દવાખાના) માં ડૉકટર નિમાયા. ધર્માદા અને ગરીબ લોકોનું દવાખાનું એટલે પરોપકારી વૃત્તિને વશ થઈ ડૉકટરે ઝાઝા પગારની માગણી કરી ન્હોતી, માત્ર સાઠેક રૂપીઆ મળતા હતા. સાથે ખાનગી દવાખાનું કાઢવાની છૂટ હતી. આમ અડુક ડડુક ઠેકાણે પડ્યા હતા. પરાણે પોતાનું ભાડાનું અને નોકર ચાકરનું ખર્ચ ફૂટી કહાડતા. માત્ર હજી સુધી તેમની પાસે કંઈ જીવ થયો ન હતો. વસ્તુસ્થિતિ આવી હોવાને લીધે જો કોઈ રોગી ડૉકટરના હાથમાં સપડાય તો ડૉકટર તેને છોડતા નહિ; છોડવા ઇચ્છતા નહિ; કારણ કે રોગી ઉપર તેમની વિશેષ મમતા રહેતી. રોગીને તેમના સ્નેહાલિંગનમાંથી છૂટવાને ઘણા દ્રવ્યરૂપી રુધિરનો વ્યય કરવો પડતો. આથી કરીને ડૉકટરને leech (પાણીમાંની જળો) કહેતા. ઉપર કહ્યું કે ડૉકટર રોગીના સંબંધમાં વિચાર કરતા બેઠા હતા, એટલે કંઈ રોગીને આરામ શી રીતે થાય, તે મનમાં વિચાર કરતા હશે, એમ કોઈ અનુમાન કરે, પણ તેમ ન હોતું. રોગીની બાબતમાં તેઓ એવા પ્રકારની ફિકરમાં કદી પણ પડતા નહિ. માત્ર ખીસ્સાં તર કરવાના ખ્યાલ જ તેમના મગજની ફાઉન્ડરીમાંથી બહાર પડતા. ઘણીવાર આમ તેમ વિચાર કરી જોયો. કંઈ વળ્યું નહિ; શાનું વળે? મુંબઇમાં વૈદ્યોનું બજાર ઘણું તેજ. કોઈ વૈદ્ય-રાજ, તો કોઈ રાજ-વૈદ્ય. કોઈ વૈદ્ય-શાસ્ત્રી, તો કોઈ શાસ્ત્રી-વૈદ્ય! જ્યાં જોઇએ ત્યાં ડગલે ને પગલે ઢગલાના ઢગલા ડૉકટર કહેતા કે દેશી વૈદ્યોને બોયકોટ કરવા જોઇએ. પણ કોઈ માનતું નહિ. આમ કંટાળીને આખરે ત્રણેક વાગે પથારીમાં પડ્યા અને નિદ્રાને વશ થયા ન થયા, એટલામાં કોઇએ આવી બૂમ મારી. ડૉકટરના ઘાટીએ બારણું ઉઘાડી પૂછ્યું.

"કાય આહે?" આવનારે જવાબ આપ્યો;—"ડૉકટરકો બુલાતા હય."

ઘાટીએ કહ્યું;—"આતાં જ નિજલે. કાય જરૂરી ચા કામ આહેકા!"

"બોલો કે મનોહરલાલ કે વ્હાંસે બુલાનેકો આદમી આયા હય;" મનોહરલાલના કોચમેને જવાબ આપ્યો.

ઘાટીએ ઉપર જઈ વર્દી આપી. ડૉકટરને ઉઠવું પડ્યું, એ મહા દુઃખ થયું. કારણ કે તેઓ સમજ્યા કે, કોઈ ફોગટીઉં સલાહ લેવા આવ્યું હશે. કારણ કે થોડા વખતથી જ્યારે દર્દીઓનો દુકાળ પડવા લાગ્યો ત્યારે તેમણે વૈદ્યકીય સલાહ ફોગટ આપવાનું જાહેર કર્યું હતું. આથી કેટલાક દવા ન લેવી હોય તેઓ પૂછવા આવતા અને નાહક માથું ફોડતા. વળી આમાંથી કોઈ શિકાર પણ ડૉકટરને સાંપડતો; કારણ કે તેઓ અટ્ટમ સટ્ટમ સમજાવી દવા પધરાવતા.

જ્યારે ઘાટીએ જણાવ્યું કે, મનોહરલાલને ત્યાંથી માણસ બોલાવવા આવ્યું છે, ત્યારે તરત બેઠા થયા અને તે માણસને ગાડી લઈ આવવા કહ્યું. પોતે પોશાકમાં

સજ્જ થઈ મોંઢામાં ચીરુટ સળગાવી, બહાર નીકળ્યા. ગાડી આવી કે, તેમાં બેસી તે ભૈયાની સાથે મનોહરલાલને ઘેર ગયા.

નોકર ડોકટરને પ્રભાવતીના ઓરડામાં લઈ ગયો. પ્રભાવતી પલંગ ઉપર સુતી હતી. વિલાયલા કમળના જેવું તેનું મુખ હતું. તે વારંવાર પાસાં બદલતી અને ઉઃ ઉઃ કરી નિઃશ્વાસ નાંખતી હતી. ડોકટરને જોઈ બોલી;—"ઉઃ ઉઃ ડોકટર! આજે બહુ દરદ થાય છે. જાણે જીવ નીકળી જશે. ઉઃ—ઉઃ આજે વળી પાછો ફીટ આવ્યો હતો!"

પાસે ખુરશી ઉપર ગોઠવાઈ ડોકટરે જવાબ આપ્યોઃ—"આજે એકાએક એમ કેમ થઈ આવ્યું? હમણાં તો તબીઅત સારી રહેતી હતીને? કાંઈ ચિંતા નહીં; સમજ્યાં કની, હમણાં શરીર તપાસી દવા આપું છું."

ડોકટરે ખીસ્સામાંથી બીનોરલ (તપાસવાની ભૂંગળી) કાઢી છાતીએ મૂકી શ્વાસ લેવાનું કહ્યું. ઉંધા સુવાડી વાંસો પણ ભૂંગળી મૂકી તપાસી જોયો. પછી નાડ હાથમાં ઝાલી, બીજા હાથમાં ઘડીઆળ લીધું. આમ થોડીવાર પછી પ્રભાવતીના મોં સામું જોઈ કહ્યું;—"સમજ્યાં કની, નાડી તો ઠીક ચાલે છે—કંઈ નબળી નથી. પહેલાં આવું દરદ થઈ આવતું; નહીં વારુ? કંઈ ચિંતા કરવા જેવું નથી. લ્યો હું દવા લખી આપું, સમજ્યાં કનીઃ એના આઠ ભાગ છે તે ત્રણ ત્રણ કલાકે પીજો. સમજ્યાં કની." એટલું કહી ખીસ્સામાંથી પોકેટ બુક કાઢી પ્રીસ્ક્રીપશન લખી નોકરને આપ્યું અને કેમ્પ કમ્પનીમાં દવા લેવા મોકલ્યો.

"તમને કની જરા સારા પુષ્ટિકારક ખોરાકની જરૂર છે, સમજ્યાં કની? જો Nourishment (પુષ્ટિકર આહાર) સારું હોય, જરા ચિત્ત પ્રફુલ્લ રહેતું હોય તો કંઈ વ્યાધિ નથી. વળી સારો દહાડો અને રાત ઘરમાં ને ઘરમાં બેસી રહેવું હાનિકારક છે. સહવાર સાંજ ફરવા જતાં રહો અને જેમ બને તેમ દિલ આનંદમાં રાખો. સમજ્યાં કની? હું મનોહરલાલને કહીશ કે, તેઓ ફરવા લઈ જાય! સમજ્યાં કની અને જરા બને તો, તમે એકસ્ટ્રેટ ઓફ ચીકન લ્યો, સમજ્યાં કની."

આ સાંભળી પ્રભાવતીનો મુખચંદ્રમા મેઘાવૃત થઈ ગયો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી કહ્યુંઃ—"અરે! તેમને કહેવાથી શું થશે? તેમને કયાં એ બધું કરવાની ફુરસદ છે? આ જુઓની દેવલાલી જવાનો વિચાર કર્યા કરતા હતા, પણ એમાંનું કશું થયું નહીં. કંઈ નહીં, એમને ઘરની એટલી બધી દરકાર નથી."

એટલું કહેતાં કહેતાં પ્રભાવતીની આંખમાંથી આંસુ નીસરી પડ્યાં. તેને એમ લાગતું હતું કે, સ્વામી મારી બરાબર દરકાર કરતા નથી, તેથી જ મારું શરીર ખરાબ રહે છે. વળી તેના મનમાં એમ પણ હતું કે, સ્વામીનો મારા ઉપર જેવો જોઇએ તેવો ચાહ નથી.

"તે તો તમે ઘણા દિવસથી કહ્યાં કરો છો, પણ એમ શાથી થાય છે? પૈસા ખરચવામાં તો મનોહરલાલ પાછું જુએ એમ નથી. એવી બાબતોમાં ઉદાર છે. સમજ્યાં કની. તો પછી એમ કેમ?" ડોકટરે પૂછ્યું.

"પણ તે મારી વખતે નહીં. બીજાને માટે પૈસો ખરચ થાય—ફાવે તેટલો."

"છી: એ સારું નહીં. તમારે ત્યારે આ બાબતમાં વિશેષ કાળજી રાખવી. સમજ્યાં કની. એમને આવી બાબતોમાં ચેતવણી આપવી."

"મારું કહ્યું થતું હોય તો ને. મારો તતુડીનો અવાજ સાંભળે કોણ? આ જુઓને, તે દહાડે અંત્યજ ઉદ્ધારક સમાજને બસો રૂપીઆ આપ્યા; મને પૂછ્યું સુદ્ધાં નહીં. એવો ખર્ચ. ખાળે દાટા ને બારણાં ઉઘાડાં."

"બસ્સેં રૂપીઆ એ તો ઘણા થયા. એકી વખતે એટલી રકમ કાઢીને આપવી, એ સમજ્યાં કની, જરા વધારે પડતું." એમ બોલતાં બોલતાં ડોકટરે રુમાલ કાઢી મોઢું લોહ્યું.

"અરે એવો તો કેટલો ખર્ચ છે નકામો. તે દહાડે સાઠ રૂપીઆનું ઘડીઆળ લઈ માસ્તરને ભેટ આપ્યું. એની શી જરૂર હતી, કહો વારુ?"

"એ બધું એવું જ. વધારે પડતું. તેમનું કેટલુંક કામ જોઈ મને તો હસવું આવે છે. એવું તે શું મોટું કાર્ય કર્યું હતું માસ્તરે? તમે બધાંએ તેને વોટર્લુનો યુદ્ધવિજયી વેલીંગ્ટન કે મહાભારતનો અર્જુન બનાવી દીધો. એને વળી ઘડીઆળનું પ્રાઈઝ શાનું? હીઃ હીઃ હીઃ"

"એ તો કંઈ પૂછવાની વાત જ નથી. પૈસા એમને એમ નકામા વપરાયે જ જાય છે. મને તો કોઈ બાબતની ન પૂછ કે પરછ. છે ને તે સલાહકાર. બધા અનર્થનું મૂળ જ એ છોકરી છે. એ જેમ કળ ફેરવે તેમ થાય. આ બધાં કારસ્તાન એનાં. હશે થવાનું હશે તે થશે, આપણે શું. આપણું ધાર્યું થાય છે એવું?" એટલું કહેતાં કહેતાં તેની આંખમાંથી આંસુ પડ્યાં

ડોકટરે દયા ખાઇને કહ્યું;-"આપણે શું? એમ કેમ ચાલે? તમારે તમારું જોવું જોઈએ. એવો નકામો ખર્ચ વધવા શું કામ દો છો? સમજ્યાં કની. તમારે બે છોકરા છે. ઘરસંસાર પડ્યો અને ઈશ્વર કરશે તો બીજા થશે. વળી ઉર્મિલાનો વિવાહ-ભાર હજી માથે છે. એની ચિંતા ખરી કની? સમજ્યાં કની. તમારે આ બાબતમાં બે શબ્દ કહેવા. મેં સાંભળ્યું છે કે, આ ઘર તો તમારે નામે છે, નહીં વારુ?"

"હા. આ બંગલો મારા નામ ઉપર છે તેથી શું?"

"મહિને મહિને થોડા રૂપીઆ આપે છે ને?"

"જુજ-નહીં જેવા."

"તો બીજો આધાર?"

"આધારમાં આધાર વિમો. એક દશ હજારનો વિમો ઉતરાવ્યો છે."

"એટલું પણ ઠીક છે."

"હા; પણ એમાં શું વળ્યું. આ છોડીને પરણાવવાની. એમાં કેટલા રૂપીઆ ખર્ચ થવાના. છોકરાને ભણાવવાના. વળી વિલાયત ભણવા મોકલીએ તો કેટલું ખર્ચ થાય? કહો એ દશ હજારમાંથી શું રહે?"

"ખરી વાત છે. બીજી એટલી રકમનો વિમો એમણે ઉતરાવવો જોઇએ."

"પણ માને કોણ?"

"જુઓ, તમે તેમને સમજાવો. આવી બાબત મોંઢે ન આણવી, એ તો સમજ્યાં કની કે, દુઃખે પેટ ને ફૂટે કપાળ, એના જેવું શું કરો છો? મહિને મહિને રૂપીઆ ભરવા પડશે, એટલે ઉર્મિલા જે પૈસા વેડફે છે તે બંધ થશે અને એ પૈસા આમાં ભરાશે, તે જણાશે પણ નહીં."

એટલામાં નોકર ઓષધ લઈ આવ્યો. ડૉકટરે એક ભાગ મેઝર ગ્લાસમાં લઈ પીવા આપ્યો.

તેણે દવા પી મોં કટાણું કર્યું અને કહ્યું;–"છીઃ કડવી કડવી ઝેર જેવી. આ તો ન પીવાય?"

"નારંગી છે કે નહીં, જરા ચીરી ખાઈ લ્યો ને, મોં સાફ થઈ જશે. દવા ત્રણ ત્રણ કલાકે બરાબર પીજો. હું સહવારે આવીશ."

એટલું કહી હેટ માથે મૂકી, મોંમાં ચીરૂટ સળગાવી, લાકડી હાથમાં લઈ ડૉકટરે ત્યાંથી પ્રસ્થાન કર્યું.



## પ્રકરણ ૪૬ મું

## એક દુઃખદ બનાવ

મન્યુ તો વિલાયત ચાલી ગયો; આણી તરફ મનોહરલાલને ત્યાં કોર્ટશિપ શરુ થઈ. આ કોર્ટશિપ પ્રભાવતીને રૂચતી નહિ. તેનાં ઘણાં કારણો હતાં. એક તો પહેલાંથી જ ઉર્મિલા ઉપર તેને અભાવ હતો અને વળી અધુરામાં પૂરું અરૂણ જેવો રૂપવાન્, ગુણવાન્ અને ધનવાન્ યુવક તેનાથી આકૃષ્ટ થયો. તે તેનાથી જોવાતું નહીં. જોવાય કેમ કરીને? તે ઝેરનું પુતળું હતી.

એક દિવસે પ્રભાવતી માથાના દરદની પીડાથી આઃ–ઉઃ કરતી બિછાના ઉપર પડી હતી. ઉર્મિલા બે એક વાગે કોલેજમાંથી આવી. તે ઓરડીમાં દાખલ થઈ. પ્રભાવતીની આવી અવસ્થા જોઈ તેણે પૂછ્યું;–"ભાભી! બહુ વેદના થાય છે? લવંડર માથે લગાડું. કહેતાં હો તો કોલનવૉટરનું પોતું માથે મૂકું?"

પ્રભાવતીએ રોષમાં ને રોષમાં જવાબ આપ્યો;–"ના, તમારે કંઈ ડૉકટરી કરવાનું કામ નથી. આજ વહેલી વહેલી કયાંથી? આમ તે મારી મા ભણાય! ભણવું હોય તેનાં લક્ષણ જ જૂદાં હોય. હમણાં પિયાનો શિખવાનો વખત છે?"

"શું કહું ભાભી? તમે વાત વાતમાં મ્હેણાં ન મારો. શું તમે એમ જાણો છો કે, હું નિશાળેથી વહેલી ચાલી આવી? આવું બોલવું વ્યાજબી નથી. શું તમને એકલાંને જ દરદ થાય છે? બીજાને કોઈ દહાડો કંઈ નહીં થતું હોય?"

"શું થયું છે તમને. સારી રીતે ખાઓ છો, પીઓ છો! મારી સાથે માથાફોડ ન કરો! તમારે જઇને જે કરવું હોય તે કરો. ઉઃ મારું તો માથું તટી પડે છે."

"માટે જ પૂછું છું કે લવંડર લાવું?"

"મારે તો નથી જોઇતું તમારું લવંડર ફવંડર. જાઓ તમે તમારે ફરવા. આજ નથી વેઠાતું કંઈ મારાથી."

એટલું બોલી એક સુગંધીદાર રૂમાલ કાઢી મોં ઉપર ફેરવવા લાગી.

ઉર્મિલા કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પોતાની ઓરડીમાં જઈ, ચોપડીઓ ટેબલ ઉપર મૂકી, પથારી ઉપર પડી. તે મનમાં સમજી કે, શનિવારે અરુણ સાથે ફરવા જાઉં છું, તેના ઉપર આ બધો કટાક્ષ છે.

લગભગ પાંચ સાડા પાંચે મનોહરલાલ ઘેર આવ્યા. પ્રભાવતીને શય્યાશાયિની જોઈ તેની પાસે જઈ પૂછ્યું;–"આજ આમ સુઈ કેમ રહી છે? ઉઠી કેમ નથી. ઉઠ."

એટલું કહી ખુરશી પલંગ પાસે ખસેડી તેની ઉપર બેઠા.

પ્રભાવતીએ મહા મહેનતે આંખ ઉઘાડી મૃદુસ્વરે–અત્યંત મૃદુસ્વરે જવાબ આપ્યો;–"જાઓ, એમ સતાવો ના? એક જણને ગયે વાર ન થઈ, એટલામાં બીજાની સતાવણી! મા, એ દુઃખ કેમ ખમાય!"

"હંઃ જે આવે તે તને દુઃખી કરવા આવે છે, નહીં વારુ? આજ સુધી હું જાણતો હતો કે, માત્ર હું એકલો જ તને દુઃખી કરું છું, પણ આજે જ સાંભળ્યું આ તો."

"રહેવા દો તમારી રસિકતા. જાણે કંઈ ઘરમાં થાય છે તે જાણતા જ નથી. કોલેજમાંથી વહેલી વહેલી ઘેર આવી. મેં સાધારણ પૂછ્યું, તો એકની દશ વાત સંભળાવીને છણકો કરી ચાલી ગઈ. તમારે લીધે હું આટલું સહન કરું છું. બીજું કોઈ તો ન વેઠી લે એવું"

"અંઃ ઉર્મિલાની વાત કરે છે? તે વહેલી શાની આવી? આજ તો શનિવાર છેને? એમાં નાસી આવી શાની? શું આજે ગઈ નહોતી કે કંઈ કામ હતું?"

"હશે, તે મને શાના પૂછો છો? જે આવ્યું તેને પૂછો. તમે જાણે જાણતા જ નથી કે કેમ વહેલી આવી?"

"તું અરુણને ઉદ્દેશી કહે છે? તેને માટે કંઈ વહેલા આવવાનું ખાસ કારણ નથી. કારણ કે બે વાગે કોલેજ બંધ થાય છે અને વળી આજ સવારે તો અરુણ આવ્યો હતો અને રોજ સંધ્યાકાળે આવે છે!"

"છીઃ તમને બધું ફોડીને કહેવું જોઇએ. તમારે જાણવું હોય તો બધું જાણો. કોઈ તમને આંખમાં આંગળી ઘાલી થોડું બતાવવા આવે? તમારે જાણવાની દરકાર હોય તો જાણો. તમે મને વધારે બોલાવતા ના. ઉઃ આજ મારું માથું બહુ ફરે છે. તમારા મનમાં શું છે તે તમે જાણો, પણ મને લાગે છે કે, આ નાદમાં પડી ઉર્મિલા સારું શિખશે નહીં. અરર! માથું જાણે તૂટી પડશે. આઃ–"

મનોહરલાલે સ્થિર ભાવે કહ્યું;–"તને જેમાં ને તેમાં છેબકાં શોધવાં, એ જ સૂઝે છે. મને તો કંઈ ખોટું જણાતું નથી. અરુણ સદ્‌ગુણી અને સારો માણસ છે. એનામાં વાંધા જેવું કશુંય નથી. ભણવાનું તો સમજ્યા. તેને કંઈ કમાવા જવું નથી. બી. એ. અને એમ. એ. કંઈ પૈસાને માટે નથી થવાનું. વિદ્યા એ માણસની મનશક્તિનો વિકાસ કરે છે. વિદ્યાથી વિનયી, સુશીલ, અને કાર્યદક્ષ થવાય છે. વિદ્યાથી અનેક બીજા લાભ થાય છે. સારું શું? નરસું શું? તે સમજાય છે. હા, મારો વિચાર હતો કે, ઉર્મિલાને બી. એ સુધી ભણાવવી. પણ સંજોગોને લઈ તેમ ન થઈ શક્યું તો

હાનિ શી? જાણે છે કે આપણી સમાજમાં છોકરીને પરણાવવાને કેટલી મુસીબત પડે છે? કેટલી પહેરામણી આપવી પડે છે? અને છતાં સદ્‌પાત્રનો ઘણીવાર અભાવ હોય છે. ઉર્મિલાના નામ ઉપર જે ત્રણ હજાર રૂપીઆ રાખ્યા છે તે જ. જે કંઈ તેનું તે જ કહી શકાય. જો સુભાગ્યે અરુણ સાથે તેનો પ્રેમ બંધાય અને લગ્નની ગાંઠથી જોડાય તો તે ખુશી થવા જેવું છે. ઉર્મિલા અને અરુણને પ્રેમ થતો જોઈ તારા મનમાં જેલસી-Jealousy-ઇર્ષ્યા-તો નથી થતી ને?"

જેમ બળતામાં ઘી હોમાવાથી અગ્નિ પ્રદીપ્ત થઈ ઉઠે, તે પ્રમાણે મનોહરલાલના શબ્દથી પ્રભાવતીની સ્થિતિ થઈ. તે કોપ પ્રકાશ કરી બોલી;-"જાઓ, જાઓ, મને નાહક બાળો નહીં. તમારી મરજીમાં આવે તેમ કરો. હું કયાં આડે આવું છું. મેં સેજ વાત કરી. ઉઃ ઉઃ અહઃ"

મનોહરલાલ કોટ પાટલુન ઉતારી ઉર્મિલાની ઓરડીમાં ગયા. તે ત્યાં બિછાના ઉપર પડી હતી. તેને સુઈ રહેવાનું કારણ પૂછ્યું. તેની આંખ રાતી સુઝેલી હોય તેવી જણાઈ. તે ઘણી રડી હોય એમ લાગ્યું. તેનું માથું ગરમ હતું. મનોહરલાલને લાગ્યું કે, ખરેખર તેને ખોટું લાગ્યું હશે. પ્રભાવતીનાં હૃદય ચીરાઈ જાય એવા વાક્‌બાણથી જ તે રડી હશે. ઉર્મિલાની સાથે મનોહરલાલને શી વાતચીત થઈ, તે ખબર નથી. સંધ્યા કાળે કોઇને ત્યાં આમંત્રણ છે, એવું નિમિત્ત કરી મનોહરલાલ બહાર ચાલી ગયા. મોડી રાત્રે પાછા ફર્યા. પાછા ઘેર આવીને પ્રભાવતી સાથે બોલવું ચાલવું થયું નહીં.

બીજે દિવસે સહવારના ઉઠી ચા પીને બારોબાર કામ ઉપર ચાલી ગયા. આગલે દિવસે પ્રભાવતીનું માથું દુઃખતું હતું, તે એકાદ દિવસમાં તો મટે નહીં. બીજે દિવસે તેનો અસર રહેવી જોઇએ. વળી વધારામાં મનોહરલાલે રાતે ઘેર આવી તેની સાથે વાત સુદ્ધાં પણ કરી નહીં. આથી તે રોષથી ધુંગરાઈ હતી, તેથી મનોહરલાલ ચા પીને બહાર ગયા, ત્યાં સુધી પથારીમાં જ પડી રહી. લગભગ આડ સાડા આઠ વાગે પથારી ઉપરથી ઉઠી. દાતણ પાણી કરી, માત્ર એક પ્યાલો ચા, એક જરા માખણ અને પાઉંનો ટુકડો અને ફકત પા ડઝન ક્રીમ કેક ખાવા બેઠી. ઉર્મિલાને પણ રાતે કંઇક તાવ આવ્યો હતો. તેનું પણ ઉઠવાનું મોડું થયું હતું.

આ સમયે તેમનો કોચમેન ટહલરામ બેબાકળો હાંફળો ફાંફળો, ગભરાયલે ચહેરે ચીત્કાર કરી બુમ મારી ઉઠયો કે, "અરે બાપરે-સત્યાનાશ હો ગયા-ઓ પરભુ, કહી રોવા લાગ્યો. તેની બુમરાણ સાંભળી ઉર્મિલા એમની એમ ચાહ પીવા બેઠી હતી ત્યાંથી દોડી આવી. તેના હાથમાંનું અડધું બિસ્કીટ જમીન ઉપર પડી ગયું. ઉર્મિલા હાંફતી હાંફતી નીચે આવી. તે ટહલરામ પાસે આવી ઉભી. ટહલરામ અડધી હિંદી અને અડધી ગુજરાતીમાં કહેવા લાગ્યો. "માઇજી! સત્યાનાશ હો ગયા. બાબુની ગાડી એક ટરામ કે સાથ ધક્કા ખાઇને તુટ ગઈ. ઘોડા બારે જખ્મી હોકર ત્યાં મર ગયા. બાબુ સાહેબ ભી આસ્પીટાલ રાખીને આવ્યો છું."

આ ખબર સાંભળતાં જ ઉર્મિલા આક્રંદ કરવા લાગી.

"ઓ મોટા ભાઈ-હાય! હાય! કયાં ગયાં? આ શું થયું? રે ભગવાન્-વગેરે બોલતી રોવા લાગી. ક્ષણવાર એમ રોયા પછી સેજ શુદ્ધિમાં આવી. કમ્પાઉન્ડની

બહાર નીકળી, ભાડુતી ગાડી કરી એકદમ ગોકળદાસ તેજપાળ હોસ્પીટલ તરફ ચાલી ગઈ.

આણી તરફ પ્રભાવતીએ ફરીથી એકવાર બધી હકીકત કહી જવા ટહલરામને કહ્યું. ટહલરામ બધી હકીકત ફરીથી કહી ગયો. એકવાર ફરીથી આયનામાં મોઢું જોઈ વાળ ઠીક કરી, બે છોકરાને લઈ બહાર નીકળી. ટહલરામને ગાડી ભાડે કરી લાવવા કહ્યું અને પછી ડૉક્ટરને બોલાવી હોસ્પીટલમાં આવવા કહ્યું અને પોતે છોકરાંને લઈ હોસ્પીટલમાં ગઈ.

ટહલરામ ડૉક્ટરને બોલાવવા ગયો અને આણી તરફ પ્રભાવતી અમળ અને વિમળને લઈ હોસ્પીટલમાં ગઈ.

ત્યાં જે દેખાવ તેની નજરે પડ્યો, તે જોઈ તેનો શોકાવેગ રોકાય તેમ ન હતું. મનોહરલાલના માથાને સખ્ત ઈજા થઈ હતી. તેમની ગાડી ટ્રામ સાથે અથડાતાં જ ભાંગી ગઈ. તેઓ તેમાંથી નીચે પડી ગયા અને તેમનું માથું ટ્રામની સાથે જોરથી અફળાયું. માથાની ખોપરી ઉપર મોટો ઘા પડયો અને બેશુદ્ધ થઈ ગયા. ભોગ જોગે ટહલરામને ઝાઝી ઇજા થઈ નહોતી. ગાડીના પાછલા ભાગમાં હોવાથી તે એકદમ નીચે કૂદી પડ્યો હતો. તેમ કરવા જતાં તેને સેજ સાજ ઇજા થઈ હતી. તો પણ તે ભાડાની વિક્ટોરિયા કરી મનોહરલાલને હોસ્પીટલમાં મૂકી આવ્યો. જ્યારે ઉર્મિલા હોસ્પીટલમાં દાખલ થઈ ત્યારે મનોહરલાલ હજુ સુધી બેશુદ્ધ અવસ્થામાં હતા. માથા ઉપર રૂ મૂકી પાટો બાંધેલો હતો. ડૉક્ટરોએ પોતાનું બનતું કર્યું હતું અને કરતા હતા.

થોડીવાર પછી પ્રભાવતી ને ડૉક્ટર ચક્રબતી ત્યાં આવી પહોંચ્યાં. મનોહરલાલની દશા જોઈ, રૂમાલ ગજવામાંથી કાઢી મોં ઉપર ફેરવતી, શોકથી બોલી;–"ડૉક્ટર! હાય! હાય! શું થશે હવે."

ચક્રબતી:–"એમાં શું છે? જો કે આઘાત તો સજ્જડ લાગ્યો છે. પણ–"

ઉર્મિલા;–"હે ડૉક્ટર! મોટા ભાઇને મટશે કે નહીં? જરા જુઓને. એમને બોલાવી તો જુઓ–હા જરા શુદ્ધિમાં આવે એમ કરોને?"

ચક્રબતી:–"તમે એમ હિંમત ન હારી જાઓ. સમજ્યા કની? હજુ આશા છે."

એટલામાં હોસ્પીટલનો સરજન ફરીથી ત્યાં આવી પહોંચ્યો. રોગીની અવસ્થા જોઈ બોલ્યો;–"No hope, he will expire in half-an-hour." (કંઈ આશા જેવું નથી. અરધા કલાકમાં તેઓ જીવ છોડી દેશે.)

આ વાત સાંભળી ઉર્મિલા અને અમળ, વિમળ મર્મ ભેદી સ્વરે આક્રંદ કરવા લાગ્યાં. પ્રભાવતી પણ પડતાં પડતાં બચી ગઈ. સારું થયું કે, પાસે ખુરશી હતી, તેની ઉપર તે બેસી ગઈ અને "હવે શું થશે! અરેરે! હવે શું થશે" એમ કહી આક્રંદ કરવા લાગી.

જોત જોતામાં મનોહરલાલની નાડી ક્ષીણ થતી ગઈ. નિ:શ્વાસ બંધ થઈ ગયો અને અજ્ઞાન અવસ્થામાં તેમનો પ્રાણ, દેહને છોડી ચાલ્યો ગયો.

પ્રભાવતી, ઉર્મિલા, અમળ અને વિમળ ડોકટરની સાથે ઘેર પાછાં ફર્યાં અને તે દેહની સદ્ગતિ કરવાનો વિચાર ડોકટર અને બીજા સાથે કરવા લાગ્યાં.

ઉર્મિલા પોતાની ઓરડીમાં જઈ મોં મૂકી રડવા લાગી; "ઓ મોટા ભાઈ! આ શું સુઝ્યું! અરેરે! તમે અમને મૂકીને ગયા રે બાપ! હાય! હાય! અમારું શું થશે? અરેરે! જતાં જતાં કંઈ કહી પણ ન ગયા. ઓ દેવ! અમે શાં પાપ કર્યાં હશે? હાય! હાય! હું અભાગિણી છું રે બાપ! ઓ ભાઈ! તમારી સાથે બોલાયું પણ નહીં! હરિ! હરિ! અરેરે! તમારા વગર કેમ રહેવાશે? ઓ મોટા ભાઈ! હવે કોણ મને આશ્વાસન આપશે? હવે કોણ મારી ખબર લેશે? બોલો, ઓ મોટા ભાઈ, અમને આમ દુ:ખના દરિયામાં શા માટે ડેલી મૂક્યાં? હે પ્રભુ! અમે તારો શો અપરાધ કર્યો છે કે, તું અમારા ઉપર રુઠયો? ઓ ભાઈ! મોટા ભાઈ!"

ઉર્મિલાએ એ પ્રમાણે આખો દહાડો વિલાપ કરવામાં જ કાઢયો. કોઈએ તેની દરકાર કરી નહીં કે તે શું કરે છે. કોઈએ પાણી સરખું પીવાનું કહ્યુ નહીં.

મનોહરલાલના મૃત્યુના સમાચાર વીજળી વેગે શહેરમાં પ્રસરી ગયા. સઘળા જાણીતા લોકોએ તેમના અંત્યેષ્ટિ સંસ્કારમાં હાજરી આપી. મનોહરલાલનું ઉન્નત ચરિત્ર, ઉદાર હૃદય, વિદ્વત્તા, તેમની સખાવત, પ્રકૃત સાધુતાને લીધે તેઓ સર્વ જન પ્રિય હતા. તેમના અચાનક અને દુ:ખદાયક મરણથી તેમના મિત્રો અને પરિચિત વર્ગમાં ભારે શોકની લાગણી ફેલાઈ હતી. પ્રાર્થના સમાજના તેઓ એક સ્થંભ હતા. ખરેખર સુધરેલા વિચારવાળામાં તેમના જેવો માણસ મળી આવવો મુશ્કેલ હતો. નવું એટલું જ સારું, જૂનું એટલું ખોટું; આપણું એટલું જ ઇષ્ટ, અને પરકીય એટલું ત્યાજ્ય, એવો દુરાગ્રહ તેમને નહોતો. ધર્મ મતને લીધે વા મતફેરને માટે તેઓ કોઈનું અપમાન કરતા નહીં. આથી તેઓ જૂના વિચારના, તેમ જ નવા મતના સઘળાને પ્રિય થઈ પડ્યા હતા. વળી તેઓ દેશના ઉદયની દરેક પ્રવૃત્તિમાં ભાગ લેતા. અનેકને આશ્રય આપતા, અનેકને ઉત્સાહ પ્રેરતા, ઘણાને મદદ કરતા. આથી તેમના છેવટના થતા સંસ્કારમાં ઘણા માણસોએ ભાગ લીધો હતો. તેમના શબને કીર્તન કરતાં કરતાં સોનાપુરમાં લઈ જવામાં આવ્યું. અહીં આવ્યા પછી મી૦ ભાંડેએ પ્રાર્થના કરી અને મી૦ નાદરશાહે અવસાન ક્રિયાનુસાર તેમના ગુણનાં કીર્તન ગાયાં. આ પુણ્યમય મહાત્મા આ પાપમય સંસારથી વિદાય લઈ ચાલ્યા ગયા. ન્યુઝ પેપરોમાં તેમનાં વખાણ અને મૃત્યુની નોંધ આવવા લાગી.

---

## પ્રકરણ ૪૭ મું

## ઘરબાર હવે મારું, નથી કંઈ કામ તારું

મી૦ મનોહરલાલના મૃત્યુના દુ:ખદ બનાવ પછી તેમના ઓળખીતા, બંધુ વર્ગ વગેરે દિલાસો આપવાને આવવા લાગ્યા. જેઓ થોડા પરિચિત હતા અથવા મુંબઇમાં નહોતા, વા આવી શકાય તેમ ન હતું, તેમના તરફથી દિલાસાપત્ર આવવા લાગ્યા. આ સર્વનો જવાબ વાળવાનું કામ બે એક નિકટનાં માણસો અને ઘરનાં માણસોને માથે હતું. રડવા કૂટવાનું તો હતું જ નહીં; પણ આ ધર્તીંગ જબરું હતું. ડોકટર

ચકરબતી પ્રભાવતીનું સાંત્વન કરવા, દિવસમાં ત્રણ વાર હાજરી આપતા. તેઓ બન્ને મળી અનેક વિષયનો પરમાર્શ કરતાં. ઘરની બીજી વ્યવસ્થા પણ કરવાની હતી; કારણ કે ઘરના મુખ્ય માણસના જવાથી અનેક ઉપાધિ આવી પડે છે. ઘરસૂત્ર વ્યવસ્થિત ચલાવવું, પૈસાટકાનો બંદોબસ્ત કરવો, લેણું દેણું હોય તો તે સંભાળી લેવું વગેરે અનેક ચિંતા હોય છે.

ઉર્મિલા-નિરાધાર ઉર્મિલાનું હવે કોઈ હતું નહીં. તે ઘરની બહાર ભાગ્યે જ નીકળતી. પ્રભાવતી તે ગમગીન બનાવ પછી ભાગ્યે જ તેની સાથે બોલતી ચાલતી. એક દિવસ ઉર્મિલા તેની પોતાની ઓરડીમાંથી બહાર નીકળતી હતી, તેવામાં ડોકટર ચકરબતીને મોટે સ્વરથી નીચે પ્રમાણે બોલતાં સાંભળ્યા.

"વાઃ એમાં શું! જે કહેવાનું હોય તે ઉચિત છે, તો પછી તે જણાવવામાં દોષ શો? સમજ્યાં કની. છાશ લેવા જવી અને દોણી સંતાડવી, એ કેમ પાલવે? જો તમારાથી ના કહેવાય તેમ હોય તો હું કહું એમાં શું."

"ત્યારે તમે જ કહેજો ની! પણ વધારે લંબાવતા ના. આજને આજ જ કરી નાંખ્યો નિકાલ. એ કયાં સુધી એમ પાલવે? એમ કરવામાં આળસ રાખીએ તો દહાડાના દહાડા વીતી જાય."

ઉર્મિલા એ પ્રમાણે થતી વાત સાંભળી પાછી ફરી, પોતાની ઓરડીમાં આવી બેઠી. તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. તેના મનમાં એક પ્રકારનો ભય પેદા થયો. શાથી થયો, તે તે સમજી શકી નહીં. તેનું અંતઃકરણ નરમ મીણ જેવું થઈ ગયું. તે વિચારસમુદ્રમાં ઝોકાવા લાગી. તેનું મન પરસ્પર વિરોધી વિચારમાં અથડાવા લાગ્યું. તેને પોતાની ઓરડીમાં ગયાને દશ મિનિટ થઈ હશે, એટલામાં ડોકટર ચકરબતી અંદર આવ્યા. ઉર્મિલા તેને જોઈ વધારે ભય પામી.

ડોકટર ચકરબતી એક ખુરશીપર ગોઠવાયા અને પછી મંગળાચરણ શરૂ કર્યું;-"ઉર્મિલા! હું કંઈ કહેવા આવ્યો છું. તમારાં ભાભી તમને કંઈ કહેવા માંગે છે, પણ તેઓ તેમ કરી શકતાં નથી. જરા સંકોચ થાય છે. સમજ્યાંકની. માટે મને કહેવા કહ્યું છે. જો જો કંઈ ખોટું લગાડતાં નહીં."

ઉર્મિલા આત્મસંવરણ કરી બોલી;-"ના, ના, કંઈ નહીં. જે કહેવું હોય તે ખુશીથી કહો."

ડોકટરે માથા ઉપરનું ટોપું ઉતારી પાસેની ટીપોય ઉપર મૂકયું અને જમણા હાથની તર્જનીથી માથું ખંજવાળવા લાગ્યા. "જોની જાણે આ બંગલો તો એમણે-એટલે કે તમારા ભાઇએ પોતાના લગ્ન વખતે તમારા ભાભીના નામ ઉપર કરી દીધો છે."

ઉર્મિલાઃ-"તે તો હું જાણું છું."

ચકરબતીઃ-"અને રોકડમાં કંઈ છે નહીં, માત્ર લાઇફ ઈન્સ્યુરન્સનાં જે કંઈ નાણાં આવે તે જ. તે પણ મારી સલાહથી વધારેનો પાછો ઉતરાવ્યો, એ સદ્‌ભાગ્ય. બાકી કંઈ નહોત! ઠીક હવે પણ એ તો જાણે બધું તમારી ભાભીનું, સમજ્યાં કની?"

"હા, બરાબર છે. ખરી-વાત-એમાં ખોટું શું? હા, તે હું સારી રીતે જાણું છું. તેમની મમતા, એ જ મારો આધાર હતો. તેમના જવાની સાથે મારું બધું ગયું છે. મારું કોઈ નથી-કંઈ નથી."

એટલું કહેતાં કહેતાં ઉર્મિલાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

"હવે રડે શું થવાનું? એમાં કંઈ આપણો ઇલાજ ચાલે એમ થોડું છે? હવે તમે મોટાં થયાં. તમારે બીજાના ઉપર ભારરૂપ થઈ પડવું સારું નહીં. સમજ્યાંકની; ઘરમાં રોકડનું નામ નહીં. જે કંઈછે તે માત્ર વિમાના પૈસા. તે પણ એકદમ અત્યારે ને અત્યારે મળવાના નહીં; અને વળી મળે તો એકદમ ખર્ચી નખાય નહીં. કારણ તે તો માત્ર ભવિષ્યનો આધાર છે. એની ઉપર બધો આધાર, સમજ્યાંકની."

"હા, તે જાણું છું."

"જાણે શું વળે? છોકરાંને ભણાવવા કરવાનું એમાંથી; છોડીનાં લગ્ન કરવાનાં, તે પણ એમાંથી; ખર્ચ નભાવવાનું તે પણ એમાંથી; ત્યારે હવે તમે શું કરશો? તમારાં ભાભી આ બંગલો ભાડે આપી બીજા નાના મકાનમાં રહેવા જવાનું ધારે છે, સમજ્યાંકની."

ઉર્મિલાએ દીર્ઘ નિઃશ્વાસ નાંખી જવાબ આપ્યો;–"તેમને પોતાને જે યોગ્ય લાગે તે કરે, એમાં મને કંઈ વાંધો નથી. હું પારકાને બોજારૂપ થવા માગતી નથી. ઈશ્વર સર્વનું રક્ષણ કરે છે, તે મારું પણ કરશે–મને પણ મદદ કરશે."

"બરાબર છે:–તમે બુદ્ધિમતી છો–સર્વ સમજી શકો છો. ઈશ્વર તો કરશે ત્યારે કરશે–અત્યારે નહીં–પણ આગળ ઉપર, માટે તમારે પ્રયત્ન કરવો જોઇએ. સમજ્યા કની? તમે જાણો છો કે;–"God helps those, who help themselves." (જેઓ પોતાને માટે ઉદ્યમશીલ થાય છે, ઈશ્વર તેમને જ મદદ કરે છે.)

"અવશ્ય જાણું છું અને એ પણ જાણતી હતી કે, મારે મારી પોતાની સગવડ કરી લેવી પડશે. મારે પોતાને જ મારો માર્ગ શોધી લેવો પડશે. પણ તે આજકાલમાં, એ જ માત્ર ખબર ન હતી. તે હમણાં જાણ્યું અને અત્યારથી જ તે કરવા માંડીશ."

"હા, તે ખરી વાત, પણ આજકાલ કરી નાંખવું જોઇએ. હમણાં જ ખરચની તાણાતાણી પડે છે. સમજ્યાં કેની. ઘરનો ભાડુત પણ શોધી રાખ્યો છે. આવતા સોમવારથી તે રહેવા આવશે; કારણ કે એને ગરજ છે. આપણે રાહ જોઇએ તો તે ખસી જાય. એ તો બધું ઠીક–પણ–જુઓની–તમે જો લગ્ન કરી નાંખો તો કોઈ યુવક તમારી સાથે જોડાવાને ભાગ્યશાળી માને; ઘણા આદરથી તમને ગ્રહણ કરે."

ઉર્મિલા વિવાહની વાતથી ગુસ્સે થઈ બોલી;–"લગ્ન કરવાં કે ન કરવાં અને ક્યારે કરવાં, ને કોની સાથે કરવાં, એ હું સારી રીતે સમજું છું. તેમાં તમારી સલાહની જરૂર જોતી નથી. જેને તમારી સલાહની જરૂર હોય તેને આપો."

એટલું બોલતાં બોલતાં તેનું મુખ લાલચોળ થઈ ગયું.

ખુરશી ઉપરથી ઉભા થતાં ચકરમતી બોલ્યા;–"એમાં ગુસ્સે શું કામ થાઓ છો? મેં કંઈ ખોટું કહ્યું નથી. બંધુભાવે મને જે લાગ્યું તે કહ્યું. તમને સદુપદેશ આપ્યો. માત્ર જે કરવું હોય તે જલદી કરી નાંખજો. જ્યાં ત્યાં દહાડા રહ્યા સાત."

ડોકટરના જવા બાદ ઉર્મિલા મ્હોં મોકળું મૂકી રડવા લાગી. "હાય! હાય! હું જે ધારતી હતી તે જ થયું. મારી આ શંકા ખરી પડી. એ મોટા ભાઈ! એ વ્હાલા

ભાઈ! તમે ક્યાં છો? તમે કેમ રીસાઈ ગયા રે બાપ! હાય! આ દુનિયામાં મારું કોઈ નથી. મારી કોઇને દયા નથી. ઓ પ્રભુ હાય! હાય! મારે ઘરની બહાર નીકળવું પડશે. હું ભીખારણી થઇશ. હે પ્રભુ! હું ક્યાં જઇશ. હું ક્યાં જઈ પડીશ. રે બાપ! ઓ મોટા ભાઈ! તમે કેટલું વ્હાલ કરતા હતા? હાય! હાય! તમે મારી કેટલી સંભાળ રાખતા હતા? તમે ક્યાં ગયા? જુઓ. જુઓ. જરા જુઓ–આ તમારી બ્હેનના શા હાલ થાય છે. તમે સ્વર્ગમાંથી જુઓ. જ્યાં હો ત્યાંથી જુઓ. હાય! ઝાડોમાં પણ દયા છે કે પારકાને ફળ આપે છે, પાણી નિર્મળ છે તે જ બીજાની તરસ છીપાવે છે. પણ હાય! માણસમાં દયા નથી! હે નાથ! મને રસ્તો સુઝાડ. હવે આધાર માત્ર તારી કરુણાનો છે. હે હરિ! તારાં ચરણમાં શરણ આપ."

આમ રોવામાં તે દિવસ તેણે વ્યતીત કર્યો. બીજે દિવસે પ્રભાવતી દહલરામને લઈ બીજું ઘર રાખવાનું હતું, તે જોવા ગઈ હતી. ઉર્મિલા બહારની ઓરડી આગળ બેસી કંઈ વાંચતી હતી. એટલામાં એક બોગામ આવી. બારણા આગળ ઊભી અને તેમાંથી મી૦ અરુણ ભાનુશાલી બહાર નીકળ્યા અને પગથીઆં ચઢી ઘરમાં દાખલ થયા. તેને આવતો જોઈ ઉર્મિલા ઉભી થઈ. તેના મનમાં કંઈ કંઈ થવા લાગ્યું. ઉર્મિલાને જોઈ મી૦ અરુણ બોલ્યો:–"Hollo! You look pale (તમે ફીક્કાં પડી ગયાં લાગો છો.) તમે બહુ નરમ જણાઓ છો."

ઉર્મિલાએ જવાબ આપ્યો;–"તે તો જણાઈ આવે છે. હોય જ કની. સદ્‌ભાગ્ય મારાં કે આટલે દિવસે તમે દેખા દીધી. મારું તો સુખ બધું ધૂળમાં મળ્યું."

"હા, તે મેં જાણ્યું. શું કરું? હું અહિં હતો નહીં. સુરતનો એક મુકદ્દમો હતો, તેથી મારે ત્યાં જવું પડ્યું હતું. મેં કાલે જ આવીને ખબર સાંભળી: Oh, Such a sudden death, too sudden! (એવું દુઃખદ મૃત્યુ–એકાએક.) તમારા મોટાભાઈ ઘણા જ ધાર્મિક માણસ હતા. તેમના જેવા માણસ મળવા મુશ્કેલ. A saintlike man–one in a million. (ઋષિ સમાન માણસ–દશ લાખમાં એક.) તેમના મરણથી અહિંના જ નહીં, પણ બહાર ગામના લોક પણ દુઃખી થયા છે."

"કેવળ સમાજના જ નહીં પણ બધા. જૂના વિચારના તેમ જ નવા વિચારના."

એટલું કહેતાં કહેતાં ઉર્મિલાની આંખોમાં આંસુ આવ્યાં. તે રુમાલથી આંસુ લ્હોવા લાગી. અરુણના મનમાં આવ્યું કે; "Oh! A beauty in tears is simply fascinating." (સુંદરી રોતી હોય–તેની આંખમાં આંસુ હોય તો તે ચિત્તાકર્ષક લાગે છે.) પણ મનનો ભાવ મનમાં રોકી બોલ્યો;–"ખરેખર! તેમના જેવા પુણ્યવાનનું મૃત્યુ સાંભળી કોને રડવું ન આવે? સઘળાને લાગે; પણ તમે આમ રોઈ રોઇને શરીર ખરાબ કરશો. તમારે એમ ન કરવું જોઇએ."

"હા, જાણું છું? પણ તેમ થઈ શકતું નથી ને."

"શું કરીએ, એ આપણા હાથમાં નથી. મનને વાળવું જોઇએ. જેનો ઉપાય નહીં તેનું શું કરવું? વ્હેલાં મોડાં સહુને મૃત્યુવશ થયા વગર છુટકો નથી."

"એ તો ઠીક છે. પણ મારી દશાની તમને ખબર નથી. તમે જાણો તો ખબર પડે. આ તો માત્ર આરંભ છે. શું થશે? હરિ! હરિ! તે પૂરું થવાનું નથી. ભીખારી

કરતાં પણ મારી માઠી હાલત છે. આ ઉડતા પક્ષીને પણ સુવા પૂરતો માળો છે. હે પ્રભુ! તેં મારે માટે એટલું પણ ન રાખ્યું?"

"What can you mean?" "તમારા એમ કહેવાનું તાત્પર્ય શું!"

"મોટા ભાઇના અચાનક મરણથી મારી માઠી અને કઢંગી સ્થિતિ થઈ છે. તેઓ એકદમ મરી ગયા, તેથી વીલબીલ કંઈ કર્યું નથી. માત્ર વિમો ઉતરાવ્યો હતો, તેના વિસ હજાર રૂપીઆ છે. તે તો ભાભીના અને આ ઘર પણ તેમના જ નામ ઉપર પહેલાનું છે. તે હવે ભાડે આપે છે અને મારે મારું પોતાનું ફોડી લેવાનું એસ્તો. હા! મોટાભાઈ! તમારા જવાથી હું કેવી નિરાધાર થઈ ગઈ છું.'

"હેં! એટલે સુધી વાત આવી છે. તે પોતે એમ કરે છે?"

"તે પોતે અને એક મંત્રી પણ છે. આ સાત દહાડામાં તો ઘર ખાલી કરવાનું છે."

"Oh! what a heartless woman, (કેવી હૃદયહીન સ્ત્રી.) તેનામાં દયાના નામનો છાંટો પણ નથી?"

"હશે તે બીજાને માટે."

"But if she is so heartless, the world is not so." (જો તે એવી દયાહીન છે તો દુનિયા તે પ્રમાણે નથી.)

અરુણનું ઉપર પ્રમાણે બોલવું સાંભળી ઉર્મિલાએ તેની સામી નજર કરી તરત ભૂમિ તરફ ફેરવી. અરુણ તેના જવાબમાં બોલ્યો કે:—"જુઓ, ઘણા દિવસથી મારા મનમાં એક વાત કહેવાનો તમને વિચાર હતો. કહું કે ન કહું, બોલવાનો વિચાર કરું; પણ વાત મોંએ આવેલી પાછી ફરે. તમે મને કેવા ભાવથી જોતાં હશો, તે ખબર નથી; પણ પહેલી જ વાર તમે જ્યારે મારી દૃષ્ટિએ પડ્યાં, ત્યારથી જ હું તમને પ્રેમભાવથી જોતો આવ્યો છું. હું તમારા પ્રેમનેપાત્ર કદાચ નહીં હોઉં અને નથી—વાસ્તવિક રીતે નથી, એમ ધારી આજ સુધી તમારે મોંયે વાત કરી નથી. કદાચ એમ કરવા જતાં તમને ખોટું લાગે, તેટલામાટે મનનો ભાવ મનમાં જ દબાવી રાખ્યો હતો. આજ મારાથી બોલાયા વગર રહેવાતું નથી. જો તમને મારે માટે પ્રેમની લાગણી હોય તો તમને મારા ઘરનો અધિકાર સોંપી, હું ચરિતાર્થ થઇશ. મારા ગૃહમાં લઈ જવાને જો હા પાડશો તો મારું સદ્ભાગ્ય માનીશ. તમારો શો વિચાર છે?"

આ વાત સાંભળી ઉર્મિલા એકદમ બોલી નહીં. તે માત્ર નીચું જ જોઈ રહી. તેના શરીરનું સઘળું લોહી મોં ઉપર ફરી વળ્યું. ચૂપચાપ થોડીવાર બેસી રહી. તેની છાતી ધડકવા લાગી. થોડીવાર પછી અરુણના ઉપર બે ચક્ષુ ન્યસ્ત કર્યાં, તેના ઓષ્ઠ વિભક્ત થયા; તેનામાં સેજ હાસ્યની રેખા જણાઈ વીજળીની છટા માફક રમતી અંતર્હિત થઈ ગઈ. તેના મોંમાંથી કંઈ અક્ષર બહાર નીકળ્યા નહીં. માત્ર "હું જો તમે હું:" એટલું કહેતાં કહેતાં તેનાં ચક્ષુ નીચે ઢળ્યાં.

અરુણ તેના મનનો ભાવ સમજી ગયો. તેની પાસે જઈ બાહુપાશમાં બાંધી તેના કમ્પાયમાન ઓષ્ઠાધર પાસેથી ઉપયુક્ત પ્રત્યુત્તર લઈ લીધો. પછી બોલ્યા

ચાલ્યા વિના પાછો ખુરશી ઉપર જઈ બેઠો. થોડીવાર બન્ને મુગાં જ બેસી રહ્યાં. એક બીજાને શું કહેવું, તે સૂઝ્યું નહીં.

થોડીવાર એમ શૂંઢમૂઢ બેસી રહ્યા પછી અરુણ બોલ્યો;–"ત્યારે હવે હું રજા લઈશ."

"કાલે આવશો ને? ઉર્મિલાએ પૂછ્યું."

"હા."

એટલે અરુણ ભણશાલી ત્યાંથી ચાલી નીકળ્યો. ઘણા દુ:ખના દિવસ પછી આજે ઉર્મિલાની ઘણા વખતની આશાલતા કુસુમિત થઈ. પરંતુ આજનો દિવસ તે સુખનો હતો કે દુ:ખનો, તે કહેવું શકય નથી. તે ભવિષ્યના અંધકારમાં દેખાય તેમ નથી. ભવિષ્યનું જ્ઞાન માણસને આપ્યું નથી, તેથી દિલગીર છીએ.

---

## પ્રકરણ ૪૮ મું

## વિલાયત પહોંચ્યો

લંડન તા...............

પ્રિય હૃદય!

આખરે અહીં આવી પહોંચ્યો છું. સ્ટીમર ઉપર બેસતાં વિયોગથી તથા આપ્ત વર્ગનાં મન દુ:ખી કરવાથી, તથા તેમની ઈચ્છા વિરુદ્ધ જવાથી એક પ્રકારની ખિન્ન લાગણી અનુભવતો હતો; તે થોડા સમય પછી બદલાઈ ગઈ. જગતની રચના જ એવી છે. પરિવર્તન એ સૃષ્ટિનો નિયમ છે. અવિક્રિય સ્થિતિ તો કેવળ પરમાત્માની જ છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવા મનુષ્યનો પ્રયાસ છે. આ જગતમાં શું બદ[illegible]ુ નથી? બાળક બદલાઈને યુવાન્ થાય છે, યુવાન્ મટીને પુખ્ત મનુષ્ય થાય છે. બીમાંથી અંકુર, અંકુર બદલાઈ છોડ. છોડનું પરિવર્તન ઝાડમાં પરિણીત થાય છે. વસ્તુસ્થિતિ જ આમ છે. તો મારા મનની લાગણી બદલાય, એમાં નવાઈ નથી. એમાં દોષ દેવા જેવું નથી. હું લંડન આવી પહોંચ્યો ત્યાં સુધીનો ટુંક હેવાલ લખ્યો છે. અહીં શું થાય છે, તે હવે પછી લખીશ.

સ્ટીમરમાં જોઈતો આરામ સાધારણ રીતે ઠીક હતો, હવા અનુકૂળ હતી; દરિયો શાંત હતો. સ્ટીમર ઉપર આપણા દેશીમાં અમે પંદરેક જણા હતા. ચારેક હિંદુ, બે એક મુસલમાન, છ એક પારસી અને બાકી મુલતાની કે સીંધીઓ હતા. એમાંનો એક માલ્ટા (Malta), એક જીબ્રાલ્ટર (Gibralter) અને એક ટ્યુનીસ (Tunis) જવાનો હતો. સીંધીઓ વેપારને માટે ગમે ત્યાં જઈ શકે છે. અમેરિકા, યુરોપ, આફ્રિકા, જાપાન આદિ ઠેકાણે જાય છે. તેમ કરવાથી તેઓ જ્ઞાતિભ્રષ્ટ થતા નથી. તેઓ જાતના વણિક હોય છે. પણ એમનામાં અભક્ષ્ય ને મદિરાપાનને માટે પ્રતિબંધ નથી. તેઓની સાથે એક રસોઈઓ પણ હતો. રેલ્વે અને સ્ટીમરની મુસાફરીમાં એક તફાવત છે. રેલ્વેમાં બે ચાર કે દશબાર કલાક સુધી સાથે મુસાફરી કરીએ છીએ, એટલામાં માણસો બદલાય છે. અહીં ઝાઝો સમય સાથે રહેવું પડે છે, એટલે સર્વમાં એક પ્રકા-

રનો ભાઇચારો બંધાય છે. વખત કેમ પસાર કરવો, એની ચિંતા રહેતી નથી. કોઈ વાર પાનાં ચીપીએ છીએ. એથી કંટાળીએ છીએ તો હાર્મોનીયમ પણ એક જણ પાસે હતું એટલે તે ચાલતું. એથી કંટાળતાં તો પુસ્તક તો છે જ. વળી જાત જાતનું જાણવાનું મળે છે. અમારી સાથે સ્ટીમરમાં કેટલાક બોયર છે.

બોયર હિંદુસ્તાનમાં કેદી થઈ આવેલા, તેમાંના બે ચાર અહીં ઘણો સમય રહી પાછા ફરે છે. એમાંનો એક જણ અંગ્રેજી સારું જાણે છે. તેણે અંગ્રેજીમાં બોયર ઇતિહાસ સંબંધી પુસ્તક લખ્યું છે. તે ડીવેટ, બોથા વગેરે વીરોની વાત કરતો હતો. ડીવેટનો અભ્યાસ માત્ર પાંચમા ધોરણ સુધીનો, તે જાતે ખેડુત. કોઇના સ્વપ્નમાં પણ નહીં હોય કે તેનું નામ પૃથ્વીના આ છેડેથી પેલે છેડે સુધી ગવાશે.

અમે એડન સુધી આવી પહોંચ્યા ત્યાં સુધી ઘણાને દરિયો લાગ્યો હતો. એને (Sea-sickness) કહે છે. એથી જીવ ફરે અને ઉલટી થાય છે. આથી એક પ્રકારની રમુજ સ્ટીમરમાં થઈ હતી. એ પણ એક અચ્છો ફાર્સ છે. અંગ્રેજો દેવને માને છે કે નહીં, તે કોણ જાણે? પણ એમનામાં એક એટીકેટ દેવતા પૂજાય છે. એમની પૂજનરીતિમાં ફેરફાર થાય તો ભયંકર આપત્તિ આવી પડે છે. અમારી સાથેના મી૦ ......એકવાર બધાની સાથે ટેબલ ઉપર જમવા બિરાજ્યા. તેમને દરિયો સખ્ત લાગેલો. એક કોળીઓ મોંમાં મૂકતાં જ प्रथम ग्रासे मक्षिकापातः જેવું થયું અને ઓ...ક થઈ ગયું. પણ એટલામાં તો શું થયું. ગજબ! સિતમ!! કહેર!!! બાઇરીઓને મૂર્છા આવી. કેટલાક ઉભા થઈ ગયા. પેલા માસ્તરને ઇશારાથી બહાર મોકલ્યા. જો સ્ત્રીઓને મૂર્છા (Faint) ન આવે તો તેમના નાજુકપણાંમાં ખામી કહેવાય. પરાણે જોરજુલમથી મૂર્છા લાવવી જ જોઇએ. મરદો ઉભા થઈ ગયા અને બધા ચાલી ગયા. ટેબલ સાફ કરવામાં આવ્યું. આ પણ ફેશન છે. અહીં જોઇતી ચીજ બને ત્યાં સુધી મંગાય નહીં. તે છરી કાંટા મૂકવાની રીત ઉપરથી સમજવી જોઇએ. જેમકે આપણે કઢી જોઇતી હોય તો ચમચો ચત્તો અને કાંટો ઉંધો મૂકવો; અથવા ભાત જોઈતો હોય તો કાંટો ચત્તો અને ચમચો ઉંધો. પેલા અમારા સદ્‌ગૃહસ્થને કઢી જોઇતી હશે, પણ કાંટો મૂક્યો ચત્તો. બોયે લાવીને ભાતનો ઢગલો કર્યો. આ ભાઈના મીજાજની શી વાત.

એડનમાં કંઇક ગરમી પડે છે. એડનને રાતા સમુદ્રની ફાટક કહે છે. જેમ જેમ સમુદ્ર ઉતરે જાય છે, તેમ તેમ ઠંડક જણાય છે. શરીર ઠીક રહે છે. કોઈ કોઈ વાર રાત્રે (Upper-deck) ઉપર બેસી સમુદ્રની શોભા રળીઆમણી લાગે છે. ચંદ્રમા ઉગે છે, ત્યારે અતિ મનોહર લાગે છે. એડન છોડ્યા પછી સુવેઝની નહેરમાંથી પસાર થવું પડે છે. આ નહેર ૮૭ માઇલ લાંબી છે. કોઈ કોઈ જગ્યાએ તે એટલી સાંકડી છે કે, બે સ્ટીમર ભાગ્યે જ સાથે પસાર થાય. બન્ને બાજુએ મરુભૂમિ ધુધુ કરે છે. વચ્ચે વચ્ચે વૃક્ષલતા શોભિત સ્ટેશન છે. આ સ્ટેશન ઉપર કોઇક વાર આગબોટ થોભે છે. નહેરના પ્રારંભે સુવેઝ બંદર અને અંતે સૈયદ બંદર છે. આ નહેર એક વિસ્મયાવહ બનાવ છે. આ નહેર ખોદવાનો પહેલો વિચાર મહાન્ વીર કેસરી નેપોલીયન બોનાપાર્ટને ઉદ્‌ભવ્યો હતો. પણ તેના ઇજીન્યરે ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્રની સપાટીમાં તેર ફીટનું અંતર છે એવું કહેવામાં ભૂલ કરી; તેથી તે

વિચાર બંધ પડ્યો. ઇ. સ. ૧૮૪૭માં ઇંગ્લાંડ, ફ્રાન્સ અને ઓસ્ટ્રિયાએ એક કમીશન નીમ્યું. સપાટી બન્ને સમુદ્ર વચ્ચે સરખી જણાઈ. ફર્દીનાન્દ દલાસેપ નામના બાહોશ ફ્રેન્ચ ઇજનેરે નહેર ખોદવા પરવાનગી માગી અને ૧૭ મી નવેમ્બર ૧૮૬૯માં તે પૂરી થઈ.

પોર્ટ સૈયદથી ત્રણ દિવસ સુધી માત્ર જળરાશિ સિવાય કંઈ જણાયું નહીં, ત્રીજે દિવસે સિસીલીનો બેટ દેખાવા લાગ્યો. સિસીલીનો એટના નામનો જ્વાળામુખી પર્વત ઘણો ભયંકર દેખાવમાં માલમ પડે છે. અબ્બર ચુમ્બિત શિખર ઉપરથી અવિરત દીસ ધૂમ્ર ઉંચે જતો જણાયો. જવાનું છે ત્યાં સુધીની ટીકીટ છે. ત્યાંથી નેપલ્સ આવી પહોંચ્યા. નેપલ્સને ત્યાંની ભાષામાં નાપોલી (Napoli) કહેછે. ઇંગ્રેજ બહાદરે તેના નામનો વિકૃત કરી નેપલ્સ કર્યું છે. દૂરથી ઘણું મનોરમ દેખાય છે. નેપલ્સથી રોમ ચાર કલાકનો રસ્તો છે. રાત્રે નવ વાગે રોમ પહોંચાયું. રાત્રે શું કરીશ, એની ધાસ્તી હતી. ગાડી ખુબ જોરથી ચાલે છે. વિસુવિયસ જ્વાળામુખી પાસે છે. તેની પાછળ અને તળેટીમાં વસ્તી છે. કેટલીકવાર જ્વાળામુખી ફાટવાથી આ ગામ ભસ્મસાત થઈ ગયાં છે. છતાં ભય નથી. પહાડની નિકટ સુંદર ગામ છે. સઘળો દેશ વાડી સમાન ભાસે છે. બહાર પ્રકૃતિની લીલા જણાય છે અને અંદર પણ પ્રકૃતિની શોભા છે. આ ડબ્બામાં એક યુવક અને યુવતી છે. યુવક કંઈ સ્હેજ સ્થિર અને ગંભીર જણાય છે. પણ નારી ચંચળ છે. આ યુગલ મૂર્તિના હાવભાવ જોઈ હું દંગ થઈ ગયો. યુવક વચ્ચે વચ્ચે રૂમાલથી રમણીનું મ્હોં લુએ છે; કારણ કે કોયલાની રજ ઊડે છે. કોઈ કોઈવાર દારૂ કાઢી બન્ને જણાં પીએ છે અને ચુમ્બાચાટી કરે છે. ગાડીમાં ભદ્ર લોક છે પણ કંઇ બોલતા નથી. એ તો જાણે સચરાચર થતું આવ્યું છે. આ સ્ત્રીને વિષે પૂછતાં જણાયું કે, તે વારાંગના નહીં પણ કુલાંગના છે. કોઇની સાથે ભાગી જતી જણાય છે. આમ અંતઃપ્રકૃતિ અને બાહ્ય પ્રકૃતિ વચ્ચે મારું મન હિંદોળાની સ્થિતિ અનુભવતું હતું. એટલામાં બે ઇટાલીયન અંદર દાખલ થયા. તેઓ મામા ભાણેજ છે. ભાણેજને અંગ્રેજી સારું આવડે છે. મામાને સ્હેજ સ્હાજ. મામો એક યોધો છે. તેની પાસે એક લાકડી છે. એ લાકડીમાં તેણે જે જે યુદ્ધ જોયાં છે, તે ખોદાવ્યાં છે. મારી સાથે તેમની વાતચીતનો આરંભ થયો.

મને ઇટલી સંબંધી કંઇક જ્ઞાન છે. તેનો ઇતિહાસ, શિલ્પકળા, રાજનીતિ વગેરે સંબંધી માહિતી છે. પેલીકોએ (Pelico) દેશને માટે શું શું સહન કર્યું હતું? કારાવાસ ભોગવ્યો હતો; પેતરાકા લેવાને શું રચ્યો હતો. તે એક હિંદુને મ્હોંએ સાંભળી તેઓ આશ્ચર્ય પામ્યા. ઇટલીને હું ચ્હાઉં છું. મેઝીનીનું તે લીલા સ્થળ છે. ત્યાંની ભાષા યુરોપની ભાષાઓમાં સુમિષ્ટ છે. ત્યાંના લોક સૌજન્ય ગુણથી મંડિત છે. શિલ્પ અને ચિત્રની તે ધાત્રી છે. ઇટલી વિષે મ્હારું કથન સાંભળી તેઓ ખુશી થયા. એક સારી હોટેલમાં ઉતારો કરી આપ્યો. મ્હને જોવા જેવું બતાવ્યું. એકાદ બે બનાવ વિસ્મયાવહ લાગ્યા. તે લખું છું. ત્યાંનાં સ્થળ વર્ણન તો ઘણે ઠેકાણે વાંચ્યાં હશે જ.

તું કદાચ આ બિના ઉપર વિશ્વાસ કરીશ નહીં. પણ મિત્ર! હું ખરું જ લખું છું. નજરે જોયેલી વાત છે. ભ્રમ નથી, કે કલ્પના નથી. એક વાર પેલા બે સ્નેહીઓ સાથે રાત્રે ખેલ જોવા જવાનો હતો. જતાં જતાં રસ્તામાં એક જાહેર

ખબર જેવું જોયું. મ્હેં મારા ઇટાલિયન મિત્રને પૂછ્યું, એ શું છે? તેઓએ જણાવ્યું કે, "જોવું છે?" મેં કહ્યુ કે "હા" અમે ટીકીટ લઈ અંદર દાખલ થયા. થોડીવાર બેઠા. પછી પડદો ઉઘડ્યો. તું કહે કે અમે શું જોયું હશે? હજારો ખુબસુરત પરીઓ. જેવી બ્રહ્માએ ઘડીને આ દુનિયામાં મોકલી હશે, તેવી અવસ્થામાં નાચતી હતી. પણ આ શું પાંચ મીનીટ ન થઈ એટલામાં અદૃશ્ય! ખેલ ખતમ! આ શું એટલામાં ત્રણ પૌન્ડ ગુમ! શાબાશ. વાહ ઈટલી વાહ. મ્હેં ઇટાલીયનને પૂછ્યું કે આ શું? તેના કહેવાથી જાણ્યું કે પાંચ સ્ત્રીઓ નાગી નાચતી હતી. કાચની ગોઠવણને લીધે હજારો દેખાતી હતી. આ જોવાના ત્રણ જણના ૭૫ રૂપીઆ ફી અને તે એક પલકારામાં ગુમ. બીજો ખેલ જોવો હોય તો બીજા પંદર રૂપીઆ. મેં કહ્યું તૌબા! તૌબા! જોયું ભાઈ! જોઇને ધરાયા.

એક દિવસ સાંજના હું ફરવા જતો હતો એટલામાં એક ખુબસુરત લઠ્ઠ સ્ત્રીએ મને બોલાવ્યો; અને ઘણા વિનયપૂર્વક કહ્યું; "સદ્‌ગૃહસ્થ! મારા ઉપર હિંદુસ્તાનથી એક કાગળ આવ્યો છે. ઓરીએન્ટલ ભાષામાં છે, તે જરા મારી સાથે આવશો અને વાંચી આપશો તો મ્હોટો ઉપકાર થશે." મ્હેં કહ્યું 'હિંદુસ્તાનમાં તો ઘણી ભાષા બોલાય છે. બધી મને આવડતી નથી. તે સ્ત્રીએ જણાવ્યું કે;—"તમે આવી જરા જોઈ જાઓ કે તમે વાંચવા શક્તિમાન્ છોકે નહીં,' તો તમારો મ્હોટો આભાર! હું કદિ પણ આપનો આભાર વિસરીશ નહીં." લાચાર તે સ્ત્રીની વિનવણી સાંભળી હું તેની બાત માન્ય રાખવા કબુલ થયો. હું તેની સાથે ચાલ્યો. પહેલાં તો ઘણી ગલી ગુંચીઓમાંથી પસાર થવું પડ્યું. વાંકી ચુંકી ભૂલ ભૂલામણીવાળી ગલીઓમાંથી પસાર થયા પછી એક મોટું ઘર આવ્યું. તેની અંદર અમે એક માળ ચઢ્યાં. તેની અંદર પણ પાછલા ભાગના કેટલાક ઓરડા વટાવી લઈ ગઈ. મને ત્યાં બેસવા કહ્યું. કોણ જાણે શાથી મારા મનમાં ભયનો સંચાર થયો. મને લાગ્યું કે, અહીં મને મારી નાંખે તો મારો બેલી કોણ? તે સ્ત્રી થોડીવારમાં દારૂની બાટલી અને ગ્લાસ લઈ આવી; ટેબલ ઉપર મૂક્યાં. મને સ્વસ્થ બેસવા કહ્યું. મારું તો આખું શરીર થરથર કાંપતું હતું. મેં કહ્યું કે, "કાગળ લાવો, મારે જલદી જવું છે." તેણે કહ્યું કે, બેસોની હું હમણાં જ લાવું છું. હું વિચારમાં પડયો કે છટકવું શી રીતે? તેણે કહ્યું કે "કપડાં કાઢો!" મ્હેં પ્રત્યુત્તર આપ્યો કે, મારે જરા લઘુ શંકા કરવા જવું છે, માટે અહીં કંઈ જગા બતાવશો. તે ઘરના પાછલા ભાગ તરફ લઈ ગઈ. એક ઓરડી બતાવી ચાલી ગઈ. મ્હેં આસપાસ જોયું. બારીની પાસે નીચે જરૂખો હતો અને તેની અડોઅડ સીડી હતી. બારીમાંથી કૂદી ઝરૂખામાં ત્યાંથી સીડી ઉપરથી નીચે ઉતર્યો. બીજા આદમીનું ઘર હતું. તેમાંથી દોડતો દોડતો નાઠો. શું કરું? આદમીઓ બુમ મારવા લાગ્યા. રસ્તામાં મને પકડી પાડયો. એમાં એક જણને મ્હેં મારી હકીકત જણાવી, એટલે મને જવા દીધો. ધનભાગ્ય મારાં, નહીં તો ચોર ઠરાવી મૂકત. હું લાગલો જ ટ્રામમાં બેસી હોટલમાં ગયો. બનેલી હકીકત મેં પેલા ઇટાલીયનને જણાવી. તેણે કહ્યું કે એવી કેટલીક બદમાસ સ્ત્રીઓ અહીં ફરે છે. માણસોને ગમે તે નિમિત્તે ફસાવે છે. દારૂ પાઇને કે કેફ આપીને પૈસા લઈ લે છે. ઘડીઆળ અછોડા કાઢી લે

છે. તમે સારું થયું કે ભાગી આવ્યા, નહીં તો તમારા ખીસ્સામાંથી આ ઘડીઆળ અછોડો ગુમ થાત અને પૈસાનું પાણી થઈ જાત. તમે ભાગ્યશાળી તે ભાગી આવ્યા. ઠીક. આ પણ નવા જમાનાની નવાઈ!! આ સુધરેલી રીતની ચોરી કરવાની સુધરેલી હીકમત! આ એક નહીં પણ આવી હજાર યુક્તિઓ કરી ભલા માણસોને ફસાવવામાં આવે છે. આ સ્ત્રીઓ સાથે મદદગાર પુરુષ પણ હોય છે.

પ્રિય ભાઈ! હું હવે લંડન આવી પહોંચ્યો છું. અહીં કયાં ઉતર્યો છું, કેમ છે, તે હવે પછી લખીશ. મુંબઇના સમાચાર લખતો રહેજે. આપણા સ્નેહી વર્ગને ખાસ કરી વસંત વગેરેને સ્નેહસ્મરણ જણાવજે. એ જ આ અફાટ વિશ્વસમાન શહેરમાં ઘણું જોવા જેવું છે. અહીંના અનેક પ્રકાર નિર નિરાળા છે. શું કહું, શું લખું!

પ્રિય હૃદય! તમારો સ્નેહ સાંભરી આવે છે. અહીં ગમે કે નહીં? ગમવાનું ઘણું છે, પણ હાફિઝ કહે છે તેમ;—

"લતા મંડપ મુસલ્લના કહો કયાં સ્વર્ગમાં લાવું."

તે બિચારા કવિરાજને સ્વર્ગમાં પણ તેનો માંડવો ન હોય તો તે તેને ગમતું ન હતું તો પછી અહીંની શી વાત! વિસ્તારથી હવે પછી. કાગળ થોમસ કુકની કેરમાં કરવાથી મળશે. એ જ.

લી૦ તારો જ મન્યુ



## પ્રકરણ ૪૯ મું

### હૃદયવ્યથા

શનિવારનો દિવસ હતો. વસંત પોતાનું કામ આટોપી બહાર નીકળ્યો. શનિવારના દિવસે કોટની ઓફીસો બે વાગે બંધ થાય છે. જેઓ અંગ્રેજી ઢબને અનુસરી કામ કરતા નથી, વા કેટલીક વર્તમાન પત્રોની ઓફીસો, જેમને રવિવારે પત્ર કાઢવું જ જોઇએ, તેઓ આ નિયમને અનુસરતા નથી. મી૦ ભગવાનદાસની ઓફીસ અંગ્રેજી ઢબને અનુસરી કામ કરતી હતી, વસંત ઓફીસમાંથી બહાર પડી થોડે છેટે ગયો, એટલે તેનો એક ઓળખીતો નજરે પડયો; તેને જોઈ વસંત બોલ્યો;—"અહો મી૦ ઠાકોરલાલ કેમ છો! શીદ ચાલ્યા!"

"આ ઘર તરફસ્તો, બીજે કયાં?" ઠાકોરલાલે જવાબ આપ્યો.

"હં: તમે તો હજી કીલીક નીકસનમાં છો ને?"

"હા."

"કેમ કંઇ પ્રોમોશન મળ્યું કે નહીં?"

"અરે શાનું પ્રોમોશન! હું તો રજા ઉપર ઘણો વખત હતો ને?"

"કેમ?"

"મારી બૈરી ગુજરી ગઇ, તેથી ફરી લગ્નનો બંદોબસ્ત કરવા."

"એમ કે? બહુ ખોટું થયું. મેં કાલે જ સાંભળ્યું કે, તમારા પેલા મિત્ર ભાઇલાલ પણ ગુજરી ગયા."

"હા."

"તેઓ ઘણા ભલા માણસ હતા. શું કરીએ લાચાર! બિચારા યુવાન વયમાં આશાભર્યા મરણ પામ્યા! રામ! રામ! બહુ ખોટું થયું. વારુ સાહેબજી ત્યારે."

"હા સાહેબજી."

"એટલી વાતચીત કરી વસંત આગળ ચાલ્યો અને ચર્ચગેટ સ્ટ્રીટના નાકાસુધી આવી પહોંચ્યો. એટલામાં નારાયણ તેને મળ્યો. નારાયણ વસંતને જોઈ બોલ્યો;"–

"લે. હું તારી તરફ જ આવતો હતો. એટલામાં તું અહીં જ મળી ગયો."

"કેમ કંઈ ખાસ કામ હતું કે સ્હેજ?"

"અરે નહીંરે સ્હેજ. તું મળ્યો ન હતો તેથી એમ થયું કે, ચાલ મળી આવું.'

"કેમ કંઈ બહાર કામે જવું છે?" વસંતે કહ્યું.

"ના, ના, હમણાંતો નથી જવું, હજી વાર છે. સાંજના મોડેથી જવું છે."

"ત્યારે ચાલ ફરવા આવશે ને?"

"ક્યાં!"

"દરિયા ઉપર."

"હા, ચાલો."

બન્ને જણ બેક બે ઉપર ગયા. ત્યાં જઈ એક બાંક ઉપર નિરાંતે બેઠા. ત્યાં અવરજવરમાંનું કોઈ નહતું. તેથી બન્ને જણા વાતો કરવા લાગ્યા. નારાયણે કહ્યું;–

"આ મન્યુનો કાગળ આવ્યો છે." એમ કહી તે કાગળ તેના હાથમાં મૂકયો. વસંત કાગળ લઈ વાંચવા લાગ્યો. વાંચી રહ્યા પછી તે તેના હાથમાં પાછો મૂકી બોલ્યો;–

"લંડન પહોંચી ગયા આખર ત્યારે?"

"હા."

"ઠીક રસ્તામાં ઈટલીની મોજ લીધી."

"શું કરે?"

"હવે લંડનમાં શું કરે છે તે જોવાનું."

"શું કરે છે એટલે?"

"અરે ત્યાં તેને ઈટલી જેવું લાગે છે કે કેમ?"

"ઠીક સમજ્યો; વારુ તારી ઓફીસમાં કેમ ચાલે છે?"

"ઠીકાઠીક એવું જ."

"બરાબર નહીં. એમ જ કની?"

"એ બધું સમજી લેને! ખર્ચ ઘણો છે. કામ અનેક હાથમાં લે છે."

"આમાંથી ફાયદો થશે કે આમાંથી, તે જણાતું નથી. આનું આમાં. આમાંનું પેલામાં એમ ચાલે છે."

"એમ ક્યાં સૂધી ચાલશે? મોટર બોટર વેચવી ન પડે?"

"એવું હમણાં તો કંઈ નથી. આગળ ઉપરની તો કોઇને થોડી ખબર છે?"

"તો આવો લખલૂટ ખરચ શું કામ રાખે છે?"

"લ્યો, એ મુંબઇના આગેવાન નથી શું? તેઓ જો જો કે થોડા વખતમાં કારપોરેશનના મેમ્બર નિમાશે. જે. પી. તો જાણે છે જ."

"મ્હેં સાંભળ્યું છે કે તેઓ ઘોડાની સરતમાં જાય છે."

"હા પણ સંભળાય છે કે ત્યાં તેઓ કમાય છે."

"કમાય છે તેમ ગુમાવે છે તો.?"

"તો શું વળી જાય એટલા?"

"બીજું શું? જીંદગીની મોજમજા કંઈ અમસ્તી ભોગવાય છે? મને આવતા શનિવારે રેઈસ (સરત) માં હાજર રહેવા કહ્યું છે."

"ઠીક, વારુ પણ "ઈજીપ્શીયન કોટન પ્લેન્ટેશન'નું શું થયું?"

"ચાલે છે. હજી ભાંજગડ. હજી કંઈ નક્કી થયું નથી. પણ શેઠે મને એક વાત પૂછી છે."

"શી."

"યુનાઈટેડ ઓઈલ મીલ્સ"માં આ વખતે ખોટ ગઈ છે. તે બહાર જણાવવા માગતા નથી. કારણ કે શેરનો ભાવ ઘટી જાય. માટે એ ખોટ પૂરવાને "ઇજીપ્શીયન કોટન પ્લેન્ટેશનનાં, ભરાયલાં નાણાંમાંથી થોડાં આ કામમાં લગાડવા માગે છે."

"હેં શું કહે છે. એમ કેમ થાય!"

"હજી વિચાર જ છે. માત્ર આ વાત તું કોઇને કહેતો ના. જો જો ઘણી ખાનગી છે હોં."

"વારુ નહીં કહું. પણ આ તો ઘણું ખોટું."

"અરે હા. તે તો જાણે છે રે. પણ તે બીજામાંથી પેદા કરી લેશે. સમજ્યોને!" અને તે પણ ક્યાં છે હજી નક્કી? આ તો માત્ર સ્હેજ વાત પૂછી મને. વારુ ત્યારે હવે તારે ઘર તરફ આવવું છે કે અહીં બેસી રહેવું છે?"

"હું તો બેસીશ જરાવાર! કેમ તારે ઉતાવળ છે?"

"હા, પણ કાલે રવિવાર છે. મળજે તો ખરો."

"હા જરા માટે એક ઠેકાણે જવું છે. વારુ ત્યારે હું રજા લઇશ."

"વારુ."

એટલું કહી વસંત ત્યાંથી ચાલી નીકળ્યો. ટ્રામમાં બેસી ગીરગામની ટીકીટ લીધી. મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો. તેણે પોતાની સ્થિતિનું અવલોકન કરી જોયું. મનમાં અડસટ્ટો કાઢ્યો. હમણાં તો સારી સ્થિતિ છે. આગળ જતાં વધવાની આશા છે. સારા સારામાં ઓળખાણ છે. વેપારની પણ સમજ પડવા લાગી છે અને ભવિષ્યમાં મ્હોટા વેપારી થવાની આશા છે. પણ આ બધા મનોરમ ચિત્રોમાં એક ન્યૂનતા જણાઈ. તેનું હૃદય ઉછાળો મારી બહાર નીકળી કંઈ વસ્તુને ઇચ્છતું હોય તેમ ભાસ્યું. જેમ વસંતઋતુ પોતપોતાનો પ્રભાવ યથા સમયે બતાવે, તેમ યુવા પણ પોતાની અસર દાખવે છે. મનમાં અમુક લાગણીનો વિકાસ થાય છે. તે જોરથી સ્ફુરી આવે છે. મનને કશામાં શાંતિ વળતી નથી. મન અનેક તર્ક વિતર્કમાં પડે છે. જાગૃત અવસ્થામાં સ્વપ્નની સ્થિતિ અનુભવે છે. અનેક મનોરમ ચિત્ર ભવિષ્યપટ ઉપર આંકે છે. મનુષ્યના હૃદયને કંઈ તૃપ્તિ થતી નથી. પ્રેમ પ્રેમ ને પ્રેમ. પ્રેમને માટે વલખાં મારે છે. વસંતની સ્થિતિ લગભગ આવી હતી. તેનું મન અનેક પ્રકારની સહાનુભૂતિ–

અનુકમ્પા ઇચ્છતું હતું. આવા વિચાર મનમાં કરતો હતો, એટલામાં ટ્રામ ગીરગામ આગળ આવી પહોંચી. ટ્રામમાંથી ઉતરી તે મીસીસ માલતીના ઘરમાં ગયો.

મીસીસ માલતી કંઈ કામ માટે કે ફરવા ગઈ હતી. લીલા એકલી સોફા ઉપર બેસી, ટીપાય ઉપર લેમ્પ રાખી, એક નોવેલ વાંચતી હતી. વસંતના પગરવથી જાગૃત થઈ તે બોલી;–"અહો! આવો, આવો! તમે તો ઘણે દહાડે ભૂલા પડ્યા."

"ઘણે દહાડે કેમ?" વસંતે પૂછ્યું.

"હમણાંના ક્યાં પહેલાં જેવા આવો છો?"

"જરા ઓફીસમાં કામ વધારે છે."

"સાંજના પણ કામ હશે નહીં વારુ?"

"ના, ના."

"ત્યારે?"

વસંત ચૂપ રહ્યો. શું કહેવું તે સૂઝ્યું નહીં. તેણે પૂછ્યું;–"આ શું વાંચો છો?"

"નવલ કથા. બીજું શું?"

"કેમ પેલો તમારો નિબંધ પૂરો થયો કે?"

"હા. હવે ફરીથી સુધારવાની તૈયારી ચાલે છે. પણ તમે કેમ અહીં આવતા નથી? હેં!"

"શું આવું? મન ઉદ્વિગ્ન રહે છે. કંઈ ગમતું નથી."

"એમ કેમ? કામનો બોજો વધારે કે તબીઅત નરમ રહે છે?"

"ના, ના, એવું તો કંઈ નથી સેજ."

વસંત આજ કંઈ વાત કરવાના ઉદ્દેશથી આવ્યો હતો, પણ વાતને શી રીતે છેડવી? વાતના પ્રવાહને અમુક દિશામાં ફેરવવો, તે તેને ફાવતું નહતું. તેનું મ્હોં સીવી લીધું હોય તેમ લાગતું હતું. તેના હોઠ ઉપર વાત આવતી અને કહેવાતી નહીં. તે ક્ષણભર લીલાના સામું જોઈ રહ્યો. તેના જોવામાં અમુક પ્રકારનો ભાવ હતો. માનની લાગણી તેના ચહેરાપર લખી હોય, તેમ જણાતી હતી. લીલા તેનો હૃદયગત ભાવ સમજી ગઈ. તેણે એક તીરછી નજર તેના ઉપર ફેંકી અને ઝટ પાછી ફેરવી દીધી. વસંત અને તે બન્ને થોડીવાર મૂગાં જ બેસી રહ્યાં. એક બીજાની આંખ મનના ભાવ સમજવા લાગી. બેમાંથી કોઇની બોલવાની હિંમત થઇ નહીં. આખરે વસંતે કંઈ બોલવું જ જોઇએ એમ ધારી, તેના હાથમાંની ચોપડી માગી. તેમ કરતાં એક બીજાના હાથ સ્પર્શ્યા. વસંતના શરીરમાં એક જાતનો કમ્પારો થયો. તે બોલ્યો;–"આ કયું પુસ્તક છે? કોની લખેલી નવલકથા છે?"

"ઝોલાની."

"તમને ફ્રેન્ચ નવલકથા અંગ્રેજી કરતાં પસંદ આવે છે નહીં વારુ?"

"હા, ફ્રેન્ચ અને રશ્યન નવલકથાઓ ઉત્તમ હોય છે. તેમાં બનાવ આબેહુબ જેવા બને તેવા જ. તેઓ ઉપયોગિતાની ખાતર રસની ક્ષતિ કરતા નથી. તેઓ મનુષ્ય હૃદયના જૂદા જૂદા ભાવોના સચિત્ર, જીવંત બનાવો તરી આવે એમ વર્ણવે છે. મનુ-

ષ્યના અંતઃકરણમાં ડૂબકી મારી છેક તળીએ જઈ, તેનું અન્વેષણ કરી સંસાર ચિત્ર એવું સરસ રીતે રજુ કરે છે કે, અંગ્રેજી નવલકથામાં એવું ભાગ્યે જ જોવામાં આવે."

"પણ ફ્રેન્ચ નવલકથાનું (Moral tone) નૈતિક વલણ સારું કહેવાતું નથી."

"એ કંઈ ખાસ કારણ નથી. નાહક મનુષ્યની અમુક લાગણી દુઃખાય માટે ન કહેવું. અમુક બનાવ નઠારા અને અમુક સારા, એવું એમાં નથી. લેખક અને ચિત્રકાર સરખા છે. કોઈ હબસીનું ચિત્ર ચિતરતાં તેને ગોરો બનાવવો, અને સારો ચિતરવો, એમાં કળાવિધાન નથી. એ તો આબેહુબ જેમ છે તેમ ચિતરવામાં જ મજા છે."

"ઠીક. વખત થવા આવ્યો, હવે હું રજા લઇશ."

"બેસોને જવાય છે. જઇને શું કરશો?"

"કેમ અહીં કેદ કરવા વિચાર છે?"

"તમને અહીં કેદ જેવું લાગે છે? એમ હોય તો ભલે—"

"નહીંજી, નહીં. હું તો મજાકમાં કહું છું. તમારી સાથે વાતચિતમાં એવો સમય જાય છે કે જણાતો નથી."

"એમ! ત્યારે હું પોતાને ભાગ્યશાળી માનું છું."

"તમે માનશો? ખરું કહું. ખોટું લગાડતાં ના! તમે એક પ્રકારનો જાદુ કર્યો છે."

"વળી એવું બોલ્યા કે?"

"નહીં, નહીં. ખરી વાત કહું છું. મને અહીં આવવામાં એક પ્રકારનો વિલક્ષણ આનંદ થાય છે. ઓરીસ છુટી કે આ ઘર યાદ આવે છે. અહીંનું સઘળું જ મનોરમ લાગે છે. તમે ખુશામત સમજતાં ના, પણ મીસ લીલા! તમે મારા અંતઃકરણનો ભાવ સમજો છો. જો તે ખુલ્લું કરી બતાવાતા હોત તો. ઓ:"

લીલા ચૂપ જ રહી. નીચું જોઈ રહી.

"હું શું કહું. જો તમને સેજ અનુકમ્પા હોય, જો તમે આટલી પ્રવી[redacted]તા મેળવ્યા પછી બીજાનાં અંતઃકરણ જાણવાની શક્તિ ધરાવતાં હો–તો."

"હું જાણું છું,–"

"પણ શું. રાત અને દિવસ તમારી જ મૂર્તિ સ્મરણમાં રમ્યાં કરે છે. તમને લઇને ભવિષ્ય મનોરમ જણાય છે. જો તમારા મનમાં મારે માટે કંઈ લાગણી હોય તો–"

"હું સમજું છું. પણ માનો માત્ર વાંધો છે. તેને એવો માણસ તેના જમાઈ માટે જોઇએ છીએ કે, તે આ દુનિયામાં કંઈ હોય."

"કંઈ હોય એટલે?"

"એટલે કે, કંઇ વેપારમાં, સમાજમાં અગર બીજી કોઈ રીતે આગળ પડતો હોય, જેનું નામ વર્તમાન પત્રોમાં આવતું હોય, જેનો યશ ગવાતો હોય, એટલે કે તે ટુંકામાં ઐહિક નિર્વાણ ઇચ્છે છે. પણ–"

"આ: નિર્વાણ સમજવામાંજ ભૂલ છે. કોઈ એકને તો કોઇ બીજાને. એ નિર્વાણ માટે કેટલા ઝઘડા. વળી તમે જે કહો છો તે વસ્તુ નથી. વસ્તુ પ્રાપ્ત કરવાનાં સાધનો જ છે. સાધનમાં બધું આવી જતું નથી. સાધનો એ અંતિમ હેતુ નથી. મોક્ષ કહો કે નિર્વાણ કહો. એ વસ્તુ શું છે તે લક્ષ્યમાં ન આવે ત્યાં સુધી બધાં ફાંફાં છે."

આમ તેઓ વાતચિત કરતાં હતાં, એટલામાં મીસીસ માલતી ત્યાં આવી પહોંચી. વસંતને વાતો કરતાં જોઇને બોલી;—

"શું નિર્વાણની વાતો કરો છો? નિર્વાણ તો બુદ્ધ ધર્મના લોકોને માટે છે."

"બીજાને માટે કેમ નહીં?" વસંતે પૂછ્યું.

"બીજા ધર્મમાં નિર્વાણ ક્યાં છે?"

"એક રીતે નહીં, બીજી રીતે ખરું કની."

"હશે. નિર્વાણ તો બિચારા મનોહરલાલ પામ્યા. મેં સાંભળ્યું કે, એમનાં ઘરનાંએ બંગલો વેચવા કાઢયો છે. એ ખરી વાત કે?"

"વેચવા કાઢવાની તો ખબર નથી, પણ કંઇ ભાડે આપવાનો છેએમ સાંભળ્યું હતું."

"મેં સાંભળ્યું કે, ઉર્મિલાનાં લગ્ન મી૦ અરુણ સાથે થવાનાં છે; હજી એટલામાં લગ્ન?"

"મને કંઈ એ બાબતની ખબર નથી."

"હા, હા, હું ઉર્મિલાને મળી હતી. તે બિચારી બહુ રડતી હતી. અને કેટલી બધી દુઃખની વાત કહી." લીલા વચ્ચે બોલી ઉઠી.

"ગમે તેમ પણ બિચારા મનોહરલાલ ઘણા સજ્જન માણસ હતા. ઘણું ખોટું થયું. બિચારા એમને એમ મરી ગયા." માલતીબાઈ બોલ્યાં.

"શું કરીએ મરવું જીવવું થોડું આપણા હાથમાં છે? એ તો બનવા કાળ તે બને."

એમ આડી અવળી વાતો કરી વસંત રાત્રે ઘેર ગયો. જમી કરી સુઇ ગયો. સુતો ખરો પણ ઉંઘ ઝટ આવી નહીં. થોડીવારે પાછો દીવો કરી વાંચવા બેઠો. વાંચવામાં પણ ઝાઝું લક્ષ ચોંટયું નહીં. ફરીથી દીવો હોલવી પથારી ઉપર પડ્યો. પડ્યો પડ્યો વિચાર કરવા લાગ્યો. શાના વિચાર? એ જ. લીલા સાથે જે વાતચિત થઈ, તે જ વિચારો તેના મનમાં ઘોળાતા હતા. તેનું બોલવું, તેના ભાવ, તેના આચારવિચાર, સઘળું તેના મનમાં રમતું હતું. જે વસ્તુનો આપણે સ્નેહની નજરથી જોઇએ છીએ તેનું દરેક કામ, ઝીણું હોય છતાં મનોરમ લાગે છે. વસંતને પણ તેમ જ હતું.

—✻✻✻✻✻—

## પ્રકરણ ૫૦ મું
## નવો ઘરસંસાર

અરુણની સાથે ઉર્મિલાનું લગ્ન થઈ ગયું. મી૦ અરુણ હવે મહાલક્ષ્મી ઉપર એક બંગલામાં રહે છે. પ્રભાવતીએ પોતાનો બંગલો ભાડે આપ્યો છે; અને બીજા મકાનમાં રહેવા ગઈ છે. પણ ત્યાં એકલી શું કરે? સારો જન્મારો એકલા રહી ગુમાવ્યો; હવે એકલા રહેવાનું કેમ પસંદ આવે? જીવને ચેન કેમ પડે? તેના કુમળા કાળજાને ધીરજ કોણ આપે? ઘરસંસારનો ભાર એકલી શી રીતે ઉઠાવે? એ ખરી વાત છે કે તેને બે છોકરા છે પણ તેથી શું? ગમે તેટલા તોએ તે નાના. વળી પ્રભાવતી કંઈ વૃદ્ધ નથી. જો કે જુવાનીનો કાળ વીતી ગયે ઘણો લાંબો સમય થયો છે, એ ખરી વાત, પણ તેનું શરીર સશક્ત છે; એમાં કંઈ ના નહીં. ડૉ૦ ચક્રવર્તી યથાવિધિ તેમના સંગી થયા. દેશમાં એક વિધવાવિવાહ થયો. સુધારક પત્રોમાં લખાણ

થયાં. આર્ટિકલો ઉભરાવા લાગી. દેશમાં ઉદયના ચિહ્નની નિશાનીઓ જણાઈ—વગેરે વગેરે. ડૉ૦ ચકરબતીનો ઘણા દિવસે મનોરથ સિદ્ધ થયો. હવે તેઓ રોગીઓને પ્રીસ્ક્રીપશન લખી દવાને માટે કેમ્પ ટ્રેચરમાં મોકલતા નથી. ઘરમાં જ દવાખાનું ઉઘાડ્યું છે. નીચલા ભાગમાં શીશીઓથી ભરેલાં કબાટ ગોઠવાયાં છે. અને રસ્તા ઉપરથી નજર પડે એમ ઘરની બન્ને બાજુએ એક તરફ લાલ અને બીજી તરફ લીલી સુરાઈઓ નજરે પડે છે અને રાત્રે તેવા જ રંગનો પ્રકાશ જણાય છે. પણ આ તો "Danger singnal" (વિપદ્‌સૂચક નિશાની) છે, રોગીઓ સંભાળો!

મીસ ઉર્મિલા હવે મીસીસ અરુણ ભણશાલી થઈ છે. ચાલો, આપણે જોઈએ તેના નવા ઘરસંસારમાં, તે કેવી રીતે જીવન ગાળે છે? તેના ઘરમાં બધી તરેહનું સુખ છે. પૈસાનો અભાવ નથી; અન્ન વસ્ત્રનો અભાવ નથી. ગાડી છે, ઘોડા છે, ચાકર નોકર છે, પ્રભાવતી એકલી હતી તેથી ડૉ૦ ચકરબતીને સ્વામીસ્થાને બેસાર્યા; પણ હાય! આ શી વિધિની વિડંબના! ઉર્મિલા અરુણને સુખદુઃખનો સાથી કરી એકલી થવા કેમ ઇચ્છે છે? આ સંસારમાં નિયતિની લીલા સમજવી ઘણી મુશ્કેલ છે. મી૦ અરુણ તાજો સાજો પાસ થયેલો બેરીસ્ટર છે. લોકોમાં આગળ પડતા થવું, સારા બેરીસ્ટર તરીકે પંકાવું; અને પોતાના ધંધામાં સારી કમાણી પણ કરવી, એ તેની ઇચ્છા છે. આખો દહાડો અને રાત કામ, કામ ને કામ, સુતાં કામ, બેસતાં કામ, કામ સિવાય કંઈ વાત નહીં. સવારમાં ઉઠી ચા પી પોતાની ઓફીસમાં જાય છે. ઉર્મિલા બિચારી ગુંથવા ભરવામાં રોકાયલી રહે છે. શું કરે? જમી પરવારી અરુણ ભણશાળી હાઈકોર્ટમાં જાય છે. આખો દિવસ ઉર્મિલાને એમનાં એમ બેસી રહેવું પડે છે. વાંચવાની વ્યર્થ ચેષ્ટા કરે છે, અથવા તો નોવેલ વાંચવામાં સમય વ્યતીત કરે છે. શું કરે? એમ મન દુભાવવું ચાલે નહીં. સ્વામીને દહાડો રાત સાથે રાખે તો સંસાર ચલાવાય શી રીતે? એ વાત તો તે સારી રીતે સમજે છે. પણ સંધ્યાકાળ પછી પણ સ્વામીનાં દર્શનથી વંચિત કેમ રહેવું પડે છે? જે સ્વામીની સાથે દરરોજ સાંજના શેલી—સેકસ્પિયરના કાવ્યોનું સુધાપાન કરીશ; શિલ્પવિજ્ઞાનની ચર્ચા કરીશ; સપ્તમ સુરથી પ્રેમ સંગીત ગાઈ પ્રાણવિમોહિત કરીશ; તેનું શું? એ બધું હવે કોની સાથે કરવું? તેણે કેટલાં મનોરમ ચિત્રો આંક્યાં હતાં, પણ વાળુકામાં ચિત્રેલી રેખા માફક તે આસ્તે આસ્તે ભુસાવા માંડ્યાં. મી૦ અરુણ કહે છે કે, સાંઝના કલબમાં જાઉં છું. કેટલાકોએ મળી કોર્ટમાં એક કલબ કાઢી છે. ત્યાં આમોદ આલ્હાદ થાય છે. ગાયન વાદન હોય છે, સામાજિક અને રાજનૈતિક ચર્ચા વારંવાર થાય છે. સ્ત્રીઓની ઉન્નતિના સવાલ હાથ ધરવામાં આવે છે. સાહિત્યના વિષયો ઉપર નવો પ્રકાશ નાંખવાના પ્રયત્ન સ્ફુરે છે. આ બધામાં ખોટું શું? વિલાયતમાં એવી અનેક રાજનૈતિક, સામાજિક કલબો છે. અરુણ જ્યારે વિલાયતમાં રહેતો હતો ત્યારે એવી એકાદ કલબમાં જતો હતો. ચિરસંચિત અભ્યાસને વશ હવે તેને તેમ કર્યા વગર ચાલતું નથી. વારુ હમેશનો અભ્યાસ તેને બળજોરીથી કલબમાં ઘસડી જાય છે, એમાં ક્ષતિ શી? કંઈ નહીં. પણ હા. અરુણ ત્યાંથી રાતના દશ વાગ્યા વગર પાછો ફરતો નથી. વળી જ્યારે તે પાછો ફરે છે ત્યારે તેનું મ્હોં વાસ મારે છે.

ભલેને વાસ મારે-તેથી શું? મદિરાપાન કરવું, એમાં દોષ શો? એમાં કંઈ પ્રાણહાનિ થોડી છે? એથી શરીરની સુસ્તી ઉડી જાય છે ને સ્ફૂર્તિ આવે છે. વળી જો દોષ જ હોય તો કેટલાક સભ્ય માણસોમાં એનો ઉઠાવ થાય જ કેમ? વળી બીજું કંઈ કારણ ખબર છે! અરુણ જ્યારે વિલાયતવાસી હતા ત્યારે તેમને ઘણા સારા માણસોને ત્યાંથી નિમંત્રણ આવતાં હતાં. આ આમંત્રણ નિમંત્રણ પાળ્યા વગર છુટકો ન હતો. ત્યાં તેને જરૂર "સ્વાસ્થ્યપાન" કરવું જોઇએ. એમ ન કરે તો ચાલે નહીં. ત્યાં એ સુસભ્ય સમાજમાં મદ્યપાન ન કરે તો એટીકેટમાં ખામી આવે; અને કોઈ ગામડીઉં ઢોર કે રેંચુ સમજે. આમ આસ્તે આસ્તે પીવાનો અભ્યાસ પડ્યો. લાચાર! શું કરે? હવે જો એકદમ મૂકી દે તો શરીર સારું રહેતું નથી. દારુ પીવો, એમાં દોષ નથી. ફક્ત દારુ પીને ગાંડા બનવું એમાં દોષ છે. ઉર્મિલાએ આ બધી દલીલ તેની સાંભળી હતી. સાંભળીને તે માનતી હતી. પણ હમણાં હમણાં તેનો આ વિશ્વાસ ઉઠી ગયો હતો. તે વિદ્રોહી થઈ હતી.

વધારે નહીં, રાત્રે નવ, નવ દસનો અમલ થયો હતો. ઉર્મિલા એક ન્યુઝપેપર વાંચતી બેઠી હતી. ના, વાંચતી નહતી. ઉદ્વિગ્ન ચિત્તથી માત્ર તે ઉઘાડીને બેઠી હતી. અરુણની માર્ગપ્રતીક્ષા કરતી હતી. હમણાં આવશે, હમણાં આવશે એમ કરતાં દોઢેક કલાક વીતી ગયો. એટલામાં "હા...હાહા...હા"નો વિકટ હાસ્ય ધ્વનિ તેને સંભળાયો. તેની સાથે એક ગાયનનું અડધું ચરણ સંભળાયું કે;-

"Dance my Mary, Kiss me sweet." બીજે પળે લોળતો લોળતો-ડોલતો અરુણ અંદર દાખલ થયો. અરુણ ઉર્મિલાના સામું જોઈ હીહી કરી હસવા લાગ્યો અને ફરીફરીને એનું એ ચરણ ગાવા લાગ્યો. વળી હાથ ઉંચા નીચા કરી નાચવા લાગ્યો અને વળી ગાવા લાગ્યો. વળી ખમચાઈ તેના સામું જોઈ કહેવા લાગ્યો;-

"Who are you? Oh my love-my sweetest, my loveliest-my Mary Smith! Are you Miss Smith! Kiss me Miss."

એટલું કહી વળી નાચવા લાગ્યો. ડોલવા લાગ્યો-લ્હેરીયાં ખાવા લાગ્યો. વળી ગાવા લાગ્યો;-

Mary fairest sweetest dearest
Will you tell me darling this
Oh my Mary, do you love me
Let your Answer be a Kiss.

"હું મેરી! મેરી સ્મીથ! કયસી હો! મેરી-મે-રી...અમારી હું-મે-રી ઓ: ઓ: વેલ" વગેરે બડબડવા લાગ્યો.

ઉર્મિલા-ઘણીવાર સુધી સ્થંભિત થઈ બેસી રહી. પછી તેની આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. આખરે આંસુ લ્હોતી ઉઠી. અરુણને ઝાલી બીછાના ઉપર સુવાડ્યો. પોતે વાળુબાળુ કર્યું નહીં અને દરવાજા તથા બારણાં બંધ કરી સુઈ ગઈ. સુતાં સુતાં પથારી ઉપર પડી પડી વિચાર કરવા લાગી.

"આ જ પરિણામ! આ જ મારા લગ્નનું ફળ! હાય! હાય! રસ્તામાં ઝોળી લઈ ભીખ માગવા વારો કેમ ન આવ્યો? હે ઈશ્વર! મારા નસીબમાં શું આવું જ સુખ લખેલું છે?"

બીજે દિવસે સવારના અરુણ પથારી ઉપરથી ઉઠ્યો. રાતનો નિશો ઉતરી ગયો હતો. ગઈ કાલે રાત્રે શું કર્યું હતું, તેની ઝાંખી અસર તેના મનમાં હતી. તે ઝંખવાણો પડી ગયો. આખરે ડાહ્યાડમરા જેવો બની ઉર્મિલાની માફી માગી. વાર-વાર માફી માગી. ફરીથી એવું બનતા સુધી ન કરવાના સોગન લીધા. ઉર્મિલાને શું માફ કરવું હતું. તેને ક્યાં તેના ઉપર દ્વેષ હતો! ખરેખર આ મેરી સ્મીથે અરુણના અંતઃકરણમાં જબરો ડાઘ બેસાડ્યો હતો.

અરુણ યથા સમયે જમી ઓફીસમાં ગયો. ઉર્મિલાએ તે દિવસ અનેક ચિંતા અને તર્કમાં કાઢ્યો. ગઈ રાતની બીના મનમાં આવી, તેના મર્મસ્થળમાં તીવ્ર વેદના કરવા લાગી. તે વિચાર કરવા લાગી કે, આ મેરી સ્મીથ કોણ હશે? તે વિલાયતમાં અરુણની પ્રણયપાત્રી તો નહીં હોય! કદાચ હોય પણ ખરી. હા, પણ એના સમાચાર કોણ આપે? અરે હા, તેના મનમાં આવ્યું કે મી. મન્યુકુમાર તો વિલાયતમાં છે ને. તેને જો કદાચ કાગળ લખું તો તે કદાચ ખબર કાઢી સમાચાર આપે ખરા! આ ખબર જાણવાને તે વ્યાકુળ થઈ. કાગળ લખવાનો વિચાર કર્યો. વળી મનમાં આવ્યું કે એવી સેંકડો નહીં પણ હજારો મેરી સ્મીથ હશે. તેની શી ખબર મળે? શી રીતે શોધ કાઢે? અનેક વિચાર કરી, આખરે તેણે તેના ભાઈ અમળને ચીઠ્ઠી લખી, મન્યુના ઠેકાણાની તપાસ કરવા કહ્યું. બીજે દિવસે અમળનો જવાબ આવ્યો કે "મન્યુનું ઠેકાણું મને ખબર નથી, પણ તેમના ભાઈ કોલેજમાં અભ્યાસ કરે છે. તેમને પૂછાવી મંગાવી લખી મોકલીશ."

તે રાતના બનાવથી અરુણ ઘણો શરમાઈ ગયો હતો. તે ઉર્મિલાના સામું ઝાઝું જોતો નહીં; કે વધારે બોલવાનું સાહસ કરતો નહીં. માત્ર કામ જેટલી જ વાત કરતો. આટલું છતાં થોડા દિવસ સુધી ઉર્મિલાનું મુખ મેઘાચ્છન્ન રહ્યું. આસ્તે આસ્તે એ ભાવ ઘટી ગયો. ક્યાં સુધી રોષ રહે? સ્વામી ઉપર ગુસ્સો ક્યાં સુધી ટકે? હવે તે પહેલાંની માફક હસવા બોલવા લાગી. અરુણે પણ પ્રતિજ્ઞા લીધી કે, મદ્યને સ્પર્શ સુદ્ધાં કરીશ નહીં. કેટલાક દિવસ સુધી તે ક્લબમાં ગયો નહીં. એ ઘણી સારી વાત.

પણ આ ક્યાં સુધી નભે, ઘણા દિવસનો અભ્યાસ સ્હેજમાં છૂટે શી રીતે? અરુણ જે આટલાં વરસો સુધી "સ્વાસ્થ્ય પાન" કરતો આવેલો, તેને તેના વગર હવે કેમ ચાલે? લાંબા સમયની દોસ્તી એમ સ્હેજમાં છોડી દેવાય થોડી. "પ્રીત કરીએ ન ડરીએ સલુણા?" એમ પ્રીત કરવામાં ડરવું શું! વળી તેના દોસ્તદારો કહેતા કે;—

"પિયંગે મય બનાહીર કીસ્કી હમકા સાકીયા ચોરી;
ખુદાકી જબ નહી ચોરી તો ફિર બંદેકી કયા ચોરી."

એ પણ ખરું. વળી એ ત્યાગ કરવામાં એક પ્રકારનું મનોબળ જોઇએ, તે અરુણમાં કયાં છે? એક દિવસ પાછો અરુણ મદિરાપાન કરી ડોલતો ડોલતો ઘેર આવ્યો. વળી પાછું પેલું ગીત ગાવા લાગ્યો અને નાચવા લાગ્યો. ઉર્મિલાની શંકા હવે દૃઢીભૂત થઈ. મન્યુનું ઠેકાણું મળ્યું હતું. પણ કાગળ લખવા તેનો વિચાર ન હતો. તેણે પોતે જ તેને અરુણની વાત કરવા જતાં અપમાન કર્યું હતું. હવે શી રીતે કાગળ લખવો? વળી સ્વામીના ઉપર સંદેહ લાવવો અને તે વાત બીજાને જણાવવી, પૂછી મંગાવવી, એ તેને ઇષ્ટ લાગ્યું નહીં. તેના હૃદયની સારી વૃત્તિને ગમ્યું નહીં. ત્યારે હવે કરવું શું? શી રીતે ખબર મેળવવી. એમ અનેક તર્કવિતર્ક કરી ઉપલો બનાવ બન્યો, તેને બીજે દિવસે તે અરુણના મોટા ભાઇને ઘેર ગઈ. તેની સ્ત્રી ચંદ્રમુખી તેને વ્હાલી હતી. ઉર્મિલાએ તેને સઘળી વાત કરી, તેની સલાહ પૂછી. તેણે જવાબ આપ્યો કે;-"જવા દે ને એ વાત. એમાં કંઈ માલ નથી. એ ખબર કાઢવાને અમે થોડી માથાકૂટ કરી છે. કંઈ વળ્યું નહીં. એમ કરવા જતાં માઠું પરિણામ આવ્યું. ઘરમાં બોલાચાલી થઈ અને અમારા દિયરજી મહાલક્ષ્મી રહેવા ગયા. એમ ન હત, અને એમનાં લક્ષણ સારાં હોત તો તું અમારી સાથે ન રહેત! શું કરીએ બહેન! એ તો થતું આવ્યું છે."

ઉર્મિલાએ સજળ નેત્રે પૂછ્યું;-"હેં ભાભી! આનો શો ઉપાય કરવો? બળ્યું આ અત્યાચાર રોજને રોજ કેમ સહન થાય! હવે તો હદ થઈ ગઈ છે."

"હમેશાં એમને સાથે રાખતી જા. સંધ્યાકાળ પછી એમને શામાટે બહાર જવા દે છે? તું અહીં આવી એટલે એમને મજા. ગયા હશે ફરવા પેલીની સાથે. તું શું કામ એમને વ્હીલા છોડે છે?"

અરે આ વળી ઇદં તૃતીયમ્ શું? આ વળી નવી સત્યાનાશની પાટી. એક તો મેરી સ્મિથ હતી, એમાં આ બીજી કોણ જાગી. ઉર્મિલાનું મ્હોં શ્યામ થઈ ગયું. તે આત્મસંવરણ કરી બોલી;-"હેં ભાભી, એ શું કહ્યું? પેલી કોણ?"

"તું જાણતી નથી. તે દિવસે આપણે ત્યાં પાર્ટીમાં આવી હતી, તે મીસ વિલસ્. નહીં પેલી ફટફટ બોલતી અને પોશાકની ટાપટીપ કરીને ફરતી હતી. જોયું ન હતું તેનું વાત વાતમાં Fliration ઘણા જણ તેને ત્યાં વાતો કરવા મળવા જાય છે. એ પણ ત્યાં જાય છે. ઘણા દિવસથી—હમણાંના નહીં. અરે હમણાં જ તેઓ એક દહાડો વિકટોરીયા ગાર્ડનમાં ફરવા ગયા હતા. તેની બા મને વાત કરતી હતી તે દહાડે."

બસ્સ—બહુ થયું. ઉર્મિલાએ યથેષ્ટ સાંભળ્યું. હવે વધારે સંભળાય તેમ નથી. સાંભળતાં સાંભળતાં તેનો કંઠ ભરાઈ આવ્યો. તેના મ્હોંમાંથી "હ" શબ્દ બહાર નીકળ્યો. તેની બે આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

ચંદ્રમુખી સાંત્વન કરતી બોલી;-"જો બહેન ઘરસંસારમાં એવાં અનેક દુઃખ સ્હેવાં પડે છે. ઘેર ઘેર માટીના ચુલા. બધે એનું એ. કોઇને એક તો કોઇને બીજું. એમ જ ચાલ્યાં કરે. એમાં રડે શું વળે? તું જા-ઘેર જા.-જઇને કંઈક સદુપદેશથી તથા કંઈક ધમકીથી વશમાં રાખવાનો યત્ન કર. એમ ગભરાયે શું વળે? હમેશાં સંધ્યાકાળ પછી બહાર જવાનું ભૂલાવી દે. સમજી."

ઉર્મિલાના મનમાં એક પ્રકારની આગ–ભડભડ બળતી હતી. તે કંઈ બોલી નહીં. તે એકદમ ઘેર ચાલી આવી. તે દિગ્મૂઢની માફક પડી રહી. શરીરમાં જાણે ભાન જ નહોતું. આમ કેટલો સમય પડી રહ્યા પછી બેઠી થઈ. મ્હોં ધોયું. પુસ્તક કાઢી વાંચવા માંડ્યું. પણ તેના ચિત્તને કંઈ ગોઠ્યું નહીં. તેનું હૃદય બળું બળું થયાં કરતું હતું. તે એમને એમ જ વિચારમાં ત્યાં ને ત્યાં ઉંઘી ગઈ.



## પ્રકરણ ૫૧ મું
## ઘર છોડયું

ઉર્મિલા જાગૃત થઈ કે વળી એના એ વિચાર તેના મનમાં સ્ફુરવા લાગ્યા. માણસનું મન વિચારની ખાણ છે. એક પછી એક એમ વિચારપરંપરા નીકળી આવે છે. તે નીચે પ્રમાણે વિચાર કરતી હતી:–

"હાય! હાય! હું આમ છેતરાઈ? આજસુધી સ્વામીના જે ઉચ્ચ આદર્શને હૃદયમાં પોષતી હતી, તે આ જ કે? સુખ શું આમ સ્વપ્નની માફક આટલું જલદીથી ઉડી જવાનું? જે સુખની આશામાં સર્વસ્વ ત્યાગ કરવા કૃત સંકલ્પ કર્યો અને ત્યાગ પણ કર્યું, તે સુખ મરીચિકાની માફક એકપળમાં અદૃશ્ય થઈ ગયું. કોનો દોષ? મારો, મારા નસીબનો, મારી બુદ્ધિનો. હું વાગ્જાળથી મોહિત થઈ. શી ખબર કે આમ હશે? રૂપજ્યોતિથી આકર્ષાઈ ગઈ. હાય પણ મરી ગઈ નહીં. અગ્નિમાં ફૂદકો મારનો, એમાં દુ:ખ નથી. પણ હા! હું અભાગિણી બળી નહીં. દગ્ધપક્ષ થઈ પંખિણીની માફક દૂર પડી. ઉડવાની શક્તિ નથી. પ્રાણ પણ જતો નથી. હે હરિ! શું થશે? શું આ જીવનનો સાર સર્વસ્વ કલ્પના–નિર્દય કલ્પના જ છે? જીવનને હૃદય ઉપર અધિકાર નથી. બોલવાની છટા અને રૂપ અગ્નિશિખાની માફક નયનને મુગ્ધ કરે છે, પણ સ્પર્શ શીતલ નથી. એ કેવળ દાહક શક્તિ છે. તે બીજાને અંજાવી ભમાવી બાળે છે. શું કલ્પનામય જ જગત્ છે? સત્ય નથી? માયા છે? ભ્રમ છે? શું છે? શું છે?" આમ વિચારના વમળમાં ગોથાં ખાતી હતી, એટલામાં તેના હૃદયમાં કંઈ વાંચેલી કવિતા સ્ફુરી અને તે તેના મગજને ડોલાવી નાંખવા લાગી. તેના મર્મભાગને આઘાત કરવા લાગી. તે મનમાં બોલી;––

"મા, ભર લોચન, મા કરમાવ,
  વીરી! સુકુમાર શરીર લતા;
સોભાગ્યના તિલકે ભુલમાં,
  તિલકે નથી સૌ સૌભાગ્યવતાં;
વસ્ત્રની દીપ્તિ, ઉછીના પ્રકાશને,
  મ્હોં ન અલંકારની ચમકે;
ઉંડુ નિહાળી જરીક વીરી? જો,
  જ્વાળામુખી ઉર મારે ધખે?"*

* ના. દ. કવિ.

તેના હૃદયમાં પણ એવો જ જ્વાળામુખી ધગધગતો હતો. તેનું આખું શરીર ભડભડ બળતું હતું. તેની સ્થિતિ પણ ચંદ્રકળાના જેવી જ હતી. અહા! કવિ! આ મર્મસ્પર્શી, સ્ત્રીઓના અંતઃકરણમાં જઈ જોવાની, શક્તિ ક્યાંથી લાવ્યો?

"સ્વામીના તેજથી શોભું હું તો,
પણ સ્વામી કને ન શકું હસી;
પુણ્ય નથી મુજ પાંગરતાં સખી,
નાથના નેહની હું તરસી.
અંગ સમારી અટારી ચ્હડું,
ભર રાત સદા વણનાથ તપું;
નિત્ય વિયોગણ હું રસ જોગણ,
એ વરથી ભલું ના વરવું."*

અરેરે! હું પણ વિયોગણ જ છું. અને; ખરેખર
"જગ નથી પણ આ કલ્પના,
જગમાં જગના થઈ સંચરવું."*

એમ વિચારમાં ને વિચારમાં તેનું માથું ચકરાવા લાગ્યું.

આનાથી બળ્યું ભીખ માગીને ખાવું હજાર દરજ્જે સારું. આ ઘરમાં એક ક્ષણ પણ ટકવું નહીં. આ વસ્ત્ર અને ભૂષણની શી જરૂર છે? તે શરીરને બાળે છે. મારે નથી પહેરવાં—નથી એની જરૂર.

એમ વિચાર આવતાંની વાર તેણે પોતાની પહેરેલી સાડી, જેકેટ, હાર, મોજાં, બ્રેસલેટ સઘળું કાઢી નાંખ્યું અને પેટીમાં બંધ કરી મૂકી દીધું.

સંધ્યાકાળ થવા આવી. અરુણનો પત્તો ન હતો. તે બેઠી હતી, એટલામાં ટપાલનો પટાવાળો એક કાગળ આપી ગયો. તે આ દેશની છાપવાળો ન હતો. તેના ઉપર કોના અક્ષર જણાય છે? હા. આટલા દિવસથી ઉર્મિલા કાગળ લખું લખું કરી મરતી હતી, તે મન્યુના જેવા અક્ષર છે. હા. તે મન્યુનો કાગળ છે. તેણે કાગળ જૂના સિરનામે લખેલો, તે જ લોકલ પોષ્ટમાં સાંજે તેને નવે સિરનામે આવી મળ્યો. મન્યુના સુંદર હસ્તાક્ષર જોઈ, તે કાગળ ફોડી, સતૃષ્ણ નયનથી વાંચવા લાગી. વાંચવા માંડતાંની વાર જ પુરાતન સ્મરણનો પ્રબળ વેગ તેના માથામાં ફરી વળ્યો. જોતજોતામાં તેનું મ્હોં લાલ વર્ણ થઈ ગયું. આ કાગળ લખતાં જેટલો સમય લાગ્યો હશે, તેટલો તેની અસર થવામાં લાગ્યો નહીં. કંપિત હસ્તે કાગળ વાંચવા લાગી. કાગળ ઉઘાડી અંદરનો મજકુર જોતાં જ તે ફાટી પડી. તેની આંખો જડ પૂતળીની માફક સ્થિર થઈ ગઈ.

ઉર્મિલાના લગ્નના સમાચાર મન્યુને વિદિત ન હતા.

મન્યુએ મહા પરિશ્રમે મી. અરુણની પૂર્વ કહાણી વિલાયતમાં મેળવી હતી અને પછી તેણે આ કાગળ ગુજરાતીમાં લખ્યો હતો.

---

* ના. દ. કવિ.

"હું આપણી જન્મભૂમિ ત્યજીને અહીં આવ્યો ત્યાર પહેલાં મારે પોતાને ગામથી તમને એક કાગળ લખ્યો હતો. તે કદાચ સ્મરણમાં હશે જ. એ કાગળમાં મેં મી. અરુણ ભણશાલી સંબંધી કંઇક નહીં જેવી જે સૂચના કરી હતી, તે આપને યાદ છે કે? તેના જવાબમાં તમે જે મર્મવિદારક વાકયો લખ્યાં હતાં, તે કદાચ સ્મરણમાં નહીં હોય, એ બનવાજોગ છે. એ વાત પાછી તાજી થતાં હજુ પણ મારા અંતરને ચીરી નાંખે છે. મેં તે દિવસથી નિશ્ચય કર્યો હતો કે જ્યાં સુધી મી. અરુણ વિષેની પકી ખાત્રી પ્રમાણદ્વારા મેળવીશ નહીં, ત્યાં સુધી આપને પત્ર લખીશ નહીં; વા, બનશે ત્યાં સુધી મળીશ પણ નહીં. મેં માત્ર આપના હિતને ખાતર જ એ સૂચના કરી હતી. એમાં કંઈ મારો બીજો ઉદ્દેશ ન હતો; છતાં આપને માઠું લાગ્યું હતું; એટલું જ નહીં પણ, મને માફી માગવા સુદ્ધાં કહ્યું હતું. ખયર! મારે અહીં આવવાનો પ્રધાન ઉદ્દેશ એ જ હતો કે, મારી વાત યથાર્થ હતી અને તે સિદ્ધ કરી બતાવવી, એ ન હોત તો મારાં સગાં, સંબંધી, ઇષ્ટમિત્રોના હૃદયને દુઃખી કરી હું કદાચ અહીં આવ્યો પણ ન હત. ગમે તેમ હો. એ લખવાનું હવે ફળ નથી. અહીં આવી ભગીરથ મહેનતે મી. અરુણ સંબંધી જે જાણવાનું મેળવી શકયો છું, તે આ સાથે મોકલાવું છું. હું પોતે મારા તરફથી કંઈ કહેતો નથી. કોર્ટમાં ચાલેલા કેસની નકલ મોકલું છું. તે કાગળ પોતે જ તે બીના સારી રીતે વર્ણવે છે. છેવટે આપનું કુશળ ચ્હાઉં છું. આશા છે કે, આપ આરોગ્યમાં હશો. મી. મનોહરલાલને મારા ભક્તિપૂર્ણ નમસ્કાર; અને અમળ, વિમળને સ્નેહસ્મરણ એ જ."

આ કાગળની સાથે મન્યુએ અદાલતમાં ચાલેલા બે કેસની નકલ અને ન્યુઝપેપરની કાપલીઓ મૂકી હતી. પહેલામાં એવું હતું કે, મીસ મેરી સ્મીથ નામની એક બાર મેઇડ (દારુની દુકાનમાં દારુ આપનારી કુંવારિકા)ને વિવાહનું વચન આપી તેની સાથે અયોગ્ય વર્તન કરી તે વચનભંગ કર્યા બદલ ફર્યાદ હતી. એ ફર્યાદમાં મી૦ અરુણને ૫૦ પાઉન્ડ (૭૫૦ રૂપીઆ) આપવા પડ્યા હતા. બીજામાં એમ હતું કે, એક દિવસ દારુ પી ઉન્મત્ત બની લંડનના રસ્તા ઉપર તોફાન કર્યું હતું, તેને માટે એક પાઉન્ડ દંડ થયો હતો. ન્યુઝપેપરમાં પણ એ જ બીનાની હકીકત હતી. અને અહીંથી ત્યાં જઈ વસનાર દેશીઓ ઉપર આવાં કારણોને લીધે ટીકા હતી.

સ્થિર ચિત્તે ઉર્મિલાએ આ સર્વ વાંચ્યું. એકવાર, બેવાર, ત્રણ વાર વાંચ્યું. ફરીથી વળી મન્યુનો કાગળ વાંચ્યો. તે ફરી ફરીને વાંચ્યો, પણ તૃપ્તિ થઈ નહીં. આખરે તે મન્યુનો કાગળ અને આવેલા બીજા કાગળો એક નાના કેસમાં મૂકી પેટીમાં તે કેસને રાખ્યું. તેના ચ્હેરા ઉપર કંઈ પણ વિકૃતિ જણાઈ નહીં. તે એક ખુરશી ઉપર જઈ બેઠી. પાષાણ પ્રતિમાની માફક સ્થિર દૃષ્ટિથી ઝરુખા ભણી જોઈ રહી હતી. તેના અંતરમાં એક પ્રકારનો તોફાની વંટાળીઓ ફુંકાતો હતો, જે નિઃસ્તબ્ધતા બહારથી દેખાતી હતી, એ તેનું પૂર્વ લક્ષણ જ હતું.

થોડીવાર પછી અરુણ આવ્યો. અરુણને આવતો જોઇ તે હસી નહીં. બોલી નહીં. ઉભી પણ થઈ નહીં. તે હતી ત્યાંની ત્યાં બેસી રહી—એક ભાવે સ્થિર દૃષ્ટિથી તે ત્યાંને ત્યાં જ બેસી રહી. અરુણ આજ શુદ્ધિમાં હતો. તેણે કંઈ નિશાપાણી કર્યું

નહતું. તે ઉર્મિલાની સ્થિતિ જોઈ કળી ગયો કે, આજ કંઈ નવું જૂનું થયું છે. તેને બોલવાની હિંમત ચાલી નહીં, તે કપડાં કાઢી નીચે ચાલ્યો ગયો. થોડીવાર પછી ભટ્ટે આવી જમવાનું થયું છે કહી બોલાવવા ચાકર મોકલ્યો. ઉર્મિલા ત્યાંથી હાલી નહીં. તેણે ટુંકો જવાબ મોકલાવ્યો કે, "મારે વાળુ કરવું નથી." એમ તે ત્યાંને ત્યાં જ બેસી રહી.

ઉર્મિલાને વાળુ કરવા નીચે ન આવતી સાંભળી અરુણ ઉપર આવ્યો. તેની પાસે આવી હાથ પકડી આસ્તેથી કહેવા લાગ્યો;–"કેમ શું થયું છે? શરીર નરમ છે? કેમ વાળું કરવું નથી?"

ઉર્મિલાએ જોરથી તેનો હાથ તરછોડી નાંખ્યો. એકદમ ઉભી થઈ ક્રોધ કલ્પિત સ્વરે બોલી;–"જાઓ–જાઓ ખસો! મને છેડતા ના–અડતા ના? જે હાથ મેરી સ્મીથના કરસ્પર્શથી પતિત થયો છે, તે મારા અંગને લગાડી તેને કલુષિત કરતા ના. શું જોઇને મારા શરીરને હાથ લગાડો છો?"

જેમ છંછાડાયેલો સાપ જાગૃત થાય, તેમ અરુણ હાથ સંકેલી દૂર ઉભો રહ્યો. એક ટશથી તેની સામું જોઈ રહ્યો. જોયું કે આજે પહેલાંની ઉર્મિલા નથી. તેનામાં તે કમનીય કાન્તિ નથી. આજ જાણે તે વીજળીની બેટરીમાં બદલાઈ ગઈ હોય તેમ દેખાઈ. તેના શરીરમાંથી એક પ્રકારનું તડિત તેજ બહાર નીકળતું જણાયું.

તેની આ અવસ્થા જોઈ અરુણ ગંભીર સ્વરે બોલ્યો;–"તને મેરી સ્મીથની વાત કોણે કહી? માન કે તે ખરી વાત છે, તો પણ તેથી શું? તેની સાથે મારી અંધ નિષ્ઠતા હતી; પ્રથમ યૌવને, પારકા દેશમાં એવાં પ્રલોભનોમાં પડવાથી અનેકનાં ચરિત્ર એ પ્રમાણે ખરાબ થાય છે, તેથી શું તેઓ ફરીને ઘરસંસાર માંડવા હમેશને માટે નાલાયક ઠરે છે? એકવાર માણસ હલકો પડે, તેથી શું તે ફરીથી સુધરી શકતો નથી? હમેશ કંઈ તે તેવો ને તેવો રહે છે?"

ઉર્મિલાએ પણ તેજ થઈ જવાબ આપ્યો;–"નાહક ખોટો વાદવિવાદ કે વિતંડા કરતા ના. એ બધી વાતો તમારે મ્હોંએ શોભતી નથી. હજી પણ તમારે સુધરવાની ઇચ્છા નથી. સુધરવાને પ્રયત્ન પણ નથી. વિલસુની બાબત મારે કાને આવી છે. તમે ભોળી સમજી, સરલા બાલિકાની સાથે છળ કપટ કરો છો. તમે મને સજ્જડ છેતરી છે. હું ચંદન વૃક્ષ સમજી વિષવૃક્ષને વળગી છું."

ઉર્મિલાના મ્હોંએ આ વાત સાંભળી વિકરાયલા વાઘની માફક અરુણ બોલ્યો;–"જો વધારે ના બોલ. તારાં સઘળાં ચરિત્રથી હું પણ વાકેફગાર છું. મન્યુની સાથે તારે જે પ્રેમવ્યવહાર હતો, તે હું જાણું છું. મારાથી છાનો નથી. તે શા માટે રાત્રે તારા ઘરની આસપાસ આંટા મારતો હતો અને શા માટે પહેરાવાળાએ તેને પકડ્યો હતો?"

ઉર્મિલા આ સાંભળી વધારે ઉત્તેજિત બની. જોરથી બોલી;–"ખોટી વાત–તદ્દન ખોટી–હડહડતું જૂઠું. એ પ્રમાણે ખોટો આરોપ મૂકી તમારી જીભ કલુષિત કરતા ના. જેનું નામ તમે લ્યો છો, તેના પગની રજ થવાને પણ તમે લાયક નથી."

"તું કહે તે સાચું? હું કહું તે જૂઠું? ઠીક ન્યાય! તું તેની સાથે જોડાઈ તારું સર્વસ્વ નાશ કરી લેવાની તૈયારીમાં હતી, તે વખતે મેં તારો ઉદ્ધાર કર્યો છે. તારા ભાઇની સ્ત્રી ઘરમાંથી હાંકી કાઢી રસ્તામાં ભીખારણ કરવા તૈયાર થઈ, તે વખતે તને આશ્રય આપ્યો છે. એ યાદ છે કે?"

"મારે નથી જોઇતો તમારો એ આશ્રય કે અનુગ્રહ. હું એવા આશ્રયની પરવા કરતી નથી. તમારાં ચરિત્રની ખબર હોત તો હું કદી પણ તમારો અનુગ્રહ લેત નહીં. એના કરતાં રસ્તામાંની ભીખારણ થવું હજાર દરજ્જે ઉત્તમ છે. તમારા માટે ભક્તિ, શ્રદ્ધા, વિશ્વાસ જેવું કંઈ જ મારા અંતરમાં નથી. આ ઘરમાં આજનો છેલ્લો જ દિવસ છે. તમારો સંસર્ગ હવે સર્પતુલ્ય છે. તમારો-તમારા ઘરનો વાયુ વિષતુલ્ય છે. તમારા આપેલા અલંકાર અગ્નિની રાખ સમાન છે. ઈશ્વર સહુનો આશ્રયદાતા છે, તે મને પણ આશ્રય આપશે. આ તમારું ઘર છોડી ચાલી."

તે ઘરમાંથી બહાર નીકળતાં પહેલાં પોતાની ઓરડીમાં જઈ પહેલાંનો જે થોડો સામાન હતો, તે સાથે લીધો. પોતાની ટ્રંકમાં ભરી તે લઈ, ગાડી ભાડે કરી તે ત્યાંથી ચાલી નીકળી.



## પ્રકરણ ૫૨ મું

## મન્યુનો કાગળ

લંડન તા.........

પ્રિય સુહૃદ્!

તું જાણે છે કે, કાગળ લખવો અને તે પણ લાંબો, એ ઘણું જ ત્રાસદાયક કામ છે. મને લાગતું નથી કે, હું, હમેશ એવા કાગળ લખ્યા કરીશ. એક તો મૂળથી જ એ સેવા ઉઠાવવાને સેવકને એક પ્રકારનો ત્રાસ છે, એ તું સારી રીતે જાણે છે. હું ગયા કાગળમાં આ મહાન્ નગરીમાં આવ્યો ત્યાં સુધીનો હેવાલ થોડે અંશે લખ્યો છે. કેટલીક બીના લખવી અધુરી રહી હતી, તે લખું છું.

રોમ ઘણું રમણીય નગર છે. અહા! તેના નામમાં જ અપૂર્વ મહિમા લાગે છે. પ્રાચીન રોમનો વૈભવ, તેના રહેવાસીઓનાં શૌર્ય અને જાજવલ્ય સ્મરણમાં આવે છે. રોમનું પતન જોઈ ઇતિહાસપિપાસુઓ વ્યથિત થયા છે. રોમનું બીજું નામ Eternal city-ચિરસ્થાયી નગર છે. શહેર એવું સુંદર છે કે, દરેક વસ્તુ નયનને મુગ્ધ કરે છે. દુકાનો ઘણી ઉત્તમ રીતે શણગારેલી હોય છે. ફૂલની દુકાનો અનુપમ કારીગરીથી સજાવેલી લાગે છે. અહીંના રસ્તા આગળ કહ્યું તેમ કંઈ ઉંચા નીચા છે. આપણા મુંબઇમાં ખડક અને ડુંગરીની બાજુએ લટાર મારતાં જેમ માલમ પડે છે તેમ. રસ્તામાં ઠેકાણે ઠેકાણે ચોક (Squares) છે. તે પણ સુંદર લાગે છે. ચારે તરફ સુંદર વાડી સમાન ઘર, વચ્ચે પથ્થરનો ફુવારો, ફુવારામાંથી સ્વચ્છ શીતલ સલિલ ઉડે છે. રોમને એક મોટી પ્રણાલી (Aqueduct) દ્વારા પાણી મળે છે. એ બે હજાર વર્ષ પૂર્વે તૈયાર કરવામાં આવી હતી. દૂર એક ઉચ્ચ પહાડના ઝરણાંનું પાણી એમાં આવે છે. તે હજી તેવીને તેવી જ છે. સમયની અસર એના ઉપર થઈ નથી.

એમાંથી દરેક માણસને ૧૫૦ ગેલન પાણી દરરોજનું ધારે તો પૂરું પાડી શકાય! આપણા તાનસા અને વિહાર આના આગળ શું લેખામાં ગણાય?

એકવાર ટ્રામમાં બેસી ફરવા નીકળ્યો. ટ્રામ એક સ્થળે આવી ઉભી રહી. કંડકટર દાદાએ જણાવ્યું કે, હવે અહીંથી આગળ ટ્રામ નહીં જાય. ઉતરીને જોયું તો એક પ્રકાન્ડ દેવોપમ મંદિર નજરે પડયું. વૃદ્ધ ને યુવાન, ગરીબ અને તવંગરનાં ટોળે ટોળાં અંદર જતાં અને બહાર આવતાં નજરે પડ્યાં. આ દેવાલયનું પ્રાંગણ એટલું મોટું છે કે, સાઠ હજાર આદમી સમાઈ રહે. એમ લાગે છે કે વિશ્વકર્માએ સ્વહસ્તે તેનું નિર્માણ કર્યું હશે. અંદર જે દેખાવ નજરે જોયો, તે યથાર્થ વર્ણન કરવો શકય નથી. મણિમુક્તાપ્રવાલાદિ નથી, એ ખરી વાત પરંતુ રજત શુભ્રમર્મરની હાસ્ય કૌમુદીમાં ધોવાઈ રહેલું જણાય છે. કેટલા સાધુ, સાધ્વી મહાજનોનાં (Christian saints) ચિત્ર અને મૂર્તિઓ ઠેકાણે ઠેકાણે છે. ઇટલીમાં ઈ. સ. ૧૪૮૩ રાફેલ નામનો એક પ્રખ્યાત ચિત્રકાર થઈ ગયો છે. હજી પણ ઇટલી ચિત્રકળામાં અતુલનીય ગણાય છે. એ ચિત્રકારનાં તેમ જ બીજાનાં ચિત્રો અહીં છે. રાફેલમાં એક પ્રકારની દૈવી શક્તિ હતી. આને લીધે તેનાં માતૃમૂર્તિનાં ચિત્રોમાં એક પ્રકારનું અનુપમ સૌંદર્ય અને ભાવ વસે છે. જગતવિષે કાવ્યમાં જેમ કાલિદાસનું નામ શ્રેષ્ઠતર છે, તેમ ચિત્રકારોમાં રાફેલ કહ્યું, એટલે અવધિ આવી રહી. રોમન કેથોલીક સંપ્રદાયના લોક ખ્રીસ્તની મા મેરી (Mary) ના પરમ ઉપાસક છે. માતા મેરીના બાળક સાથની છબીઓ છે. એને Madonna-મેડોના કહે છે. ચિત્રકારે માના મ્હોં ઉપર અપૂર્વ કરુણ રસ રેલાવ્યો છે. આમ ચિત્ર જોતાં અનેક ભાવ મનમાં ઉત્પન્ન થાય છે. એમ કહેવાય છે કે, મેરીને ખબર હતી કે, તેનો પુત્ર અકાળે નિહત થશે. તેથી આ ચિત્રમાં રક્ત સ્પર્શથી જનિત આનંદને તથા વિષાદ બન્ને જણાયાં છે. મિલન આનંદરૂપી ભાગીરથી વિરહ શોકરૂપી કાલિંદી મળી આર્દ્ર અરુણ ભાવ આંખમાંથી વર્ષાવે છે.

આપણે ત્યાં ચિત્રવિદ્યાનો શોખ નથી. આખા હિંદુસ્તાનમાં એક પણ આર્ટ ગેલરી નથી. અસલની આપણી કળા નષ્ટ થઈ છે. તે આપણી બેદરકારીનું જ પરિણામ છે. ચિત્રકલા કવિતાના જેટલો જ આનંદ આપે છે. તે દરેક રસમાં વિચરે છે, હૃદયમાં ઉન્નત ભાવ જાગૃત કરે છે. અહીં તેવી કલાના ગ્રાહક પણ કયાં છે! રાફેલનું એક ચિત્ર ઇંગ્લાંડમાં છે. તે પણ માડોનાનું છે. આ એક ચિત્રને માટે ઇંગ્લાંડના લોકોએ ૧૧,૨૫,૦૦૦ અગીઆર લાખ પચીશ હજાર રૂપીઆ આપ્યા છે. આપણા સંસ્કૃત કવિ માધે સૌન્દર્યનું એ કલક્ષણ આપ્યું છે. "क्षणे क्षणे यन्नवता माव मुपैती तदेव रूपं रमणीयताया:" ક્ષણે ક્ષણે નવિનતા ભાસે એનું નામ રમણીયતા. આ ચિત્રોને વારંવાર જુઓ, જેટલીવાર જુવો, તેટલીવાર નવું નવું જણાય છે.

મૂર્તિપૂજક યુરોપીયનોના પ્રધાન ધર્મગુરુને અંગ્રેજીમાં પોપ કહે છે. ઇટલીની સુંદર ભાષામાં એને પાપા (બાપા) કહે છે. પોપની આજ્ઞા એ લોકો ઈશ્વરના વચન પ્રમાણે લેખે છે. એનાં સઘળાં મકાન વેટીકન (Vatican)ના નામથી ઓળખાય છે. એના જેવાં ભવ્ય મકાન બીજે કયાંય નથી. પોપના વૈભવ આગળ મહાન્ રાજાધિરાજના વૈભવ પાણી ભરે છે. આ મકાનમાં અનેક ચિત્ર અને શિલ્પવિદ્યાના ઉત્-

મોત્તમ નમુના છે. તેની કીંમત કરોડોની છે. પોપની લાયબ્રેરી પણ એવી જ વિશાળ છે. એમાં ૩,૦૦,૦૦૦ હસ્તલિખિત પ્રતો છે અને પુસ્તકો છે. પોપની ઉપાધિ પણ એવી જ છે. તે પોતાને જગદ્‌ગુરુ માને છે. સેંટ પીટર્સ ચર્ચ એ પણ વેટીકનને જ હસ્તક છે. રોમના ક્રૂર શહેનશાહ નેરોનો બાગ પણ આમાં જ આવી જાય છે. આનો ભવ્ય ઘુમટ જેવો પૃથ્વીમાં બીજો ઘુમટ નથી. સમસ્ત ભૂમંડળમાં આ પીટર્સના દેવળ જેવું મોટું દેવળ નથી. આ ઘણું જ ભવ્ય મકાન લાગે છે. ઘુમટ નીચે સેંટ પીટરની કબર છે. માઇકલ એન્જલો અને બાનીનીની હાથની કારીગરી અહીં દૃશ્ય થાય છે. આનું વર્ણન શું કરવું? પોપ સાધુ છે. સાધુને આ વૈભવની શી જરૂર છે? એવી કલ્પના થાય છે. અનેક પોપોએ ધર્મને બહાને અનેક અત્યાચાર કર્યા છે. અનેક માણસોને જીવતા બળાવ્યા છે. ધર્મ! તારે નામે જગતમાં કેટલા અત્યાચાર થયા છે? પોપની સત્તા ઇટલીના રાજાએ છીનવી લીધી છે. તેને ધર્માધિકાર સિવાય અન્ય અધિકાર નથી. રોમ અને તેની પાસેનો કેટલોક પ્રદેશ અસલના રાજાઓએ દેવોત્તર ગણી રાખ્યો હતો. વર્તમાન રાજાના પિતામહે, આ દેવોત્તર સંપત્તિ લઈ લીધી, તેથી પોપને અને રાજાને વિદ્રોહ છે. પોપના હસ્તક કેટલાક પ્રાસાદ અને મંદિરો છે. રોમ રાજાને હસ્તક છે. પોપે આથી રાજાને ધર્મમંડળીથી ચ્યુત કર્યો છે. રાજાનો મહેલ પણ આગળ પોપને આધીન હતો. આ મહેલ પણ પોપે અભિશપ્ત કર્યો છે. કોઈ પાદરી ત્યાં યજન ક્રિયા કરવા જઈ શકે નહીં. રાજપુત્ર અને રાણીને ધર્મચ્યુત નથી કરવામાં આવ્યાં. તેમને માટે મહેલ નજીક એક મકાન છે. ત્યાં પુરોહિત યજનક્રિયા કરવા જાય છે. આ વિવાદ હમણાં મટે એમ લાગતું નથી. પોપ દેવોત્તર રોમનો રાજા પોતાને માને છે. ઈટલીનો રાજા આ વાતનો અસ્વીકાર કરે છે. કોઈ કેથોલીક રાજા ઇટલીમાં આવે તો પ્રથમ તેણે પોપને મુલાકાત આપવી જોઇએ, પછી ઇટલીના રાજાને; નહીં તો પોપ તેને મળે નહીં. બીજા પ્રોટેસ્ટંટ રાજા આવે તે જો ઇટલીના રાજાને ત્યાં મહેમાન હોય અને પોપને મળવું હોય તો, તેણે પ્રથમ તેમના એલચી (Ambaossador) ને ત્યાં જઈ ત્યાંથી નીકળી પોપની મુલાકાતે જવું જોઇએ; નહીં તો પોપ તેની મુલાકાત કરતો નથી. આ અહીંની પ્રણાલિ છે. પોપનું હજુ પણ માન છે. પણ તે ક્રમે ક્રમે ઓછું થતું જાય છે, અને જશે. પ્રથમ સર્વ યુરોપ પોપની સત્તાનો સ્વીકાર કરતું. રાજા મહારાજા સર્વ તેના કથનને કર્ણપાત કરતા. પણ જર્મન ધર્મવીર લ્યુથરના એક નિ:શ્વાસથી આખું યુરોપ ખળભળી ઉઠ્યું. પોપની સત્તાની સામે તે નીડરપણે થયો અને આખા યુરોપમાં તેના રણકાનો પ્રતિધ્વનિ થયો.

ઇટલીમાં આ સિવાય ઘણાં જૂનાં સ્થળ છે. એ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણાં જ ઉપયોગી છે. જેમકે કોલોશીયમ (Colossium) કેપીટોલ (Capitl) વગેરે. ઇટલીમાં પહેલાં જેવું હવે ઐતિહાસિકોને નથી લાગતું. નવી રોશનીએ ઘણો ફેરફાર કર્યો છે. અસલ ખંડેરો આગળ ટ્રામ ચાલે છે. ફ્રેડરીક હેરીસન જેવા આ જોઈ વ્યથિત થાય છે. ઈટલી! ઇટલી! ગમે તેટલી પણ અનેક વીરની જનની છે. કોણ રોમનો ઈતિહાસ વાંચી તેના વીરનરો, દેશભકતો, યોધાઓ, આત્મોત્સર્ગ કરનારા ગેરીબાલ્ડી,

મેઝીની જેવા નરોનાં ચરિત્રોથી મુગ્ધ નથી પામ્યો? રોમ શબ્દની સાથે અનેક સંસ્કારો સ્મૃતિમાં જાગૃત થાય છે. એનો અભ્યુત અને પતન અનેક શિક્ષા આપે છે. સર્વભક્ષી કાળ કોઇને મૂકતો નથી. પણ જગતના ઇતિહાસમાં રોમ સુવર્ણાક્ષરે લખાયલું છે. આંગ્લ કવિ બાયરન કહે છે કે;—

"Oh Rome! my country, City, of the Soul!
The orphans of the heart must turn to the
Lone mother of dead empires and control
In thine breasts shut their pretty misery."

વળી એ જ કવિ કહે છે કે;—

"Alas for Earth we never shall see
That brightness in her eye she bore
when Rome was free."

અફસોસ! આ ધરા માંહી, નાના કદીએ નીરખીશું;
તેજસ્વિતા નયન કેરી, રોમ સ્વાધીન જવ હતું.

રોમનો પતન! આપણને શું નથી શિખવતો!

રોમ છોડી ગાડીમાં બેઠો. ત્યાંથી જ લંડનની ટીકીટ હતી. ઇટલીની ભાષામાં લંડનને (Londra) લોન્ડ્રા કહે છે. આપાંણે અહીં અંગ્રેજો દેશ અને ગામનાં નામ ફેરવી નાંખે છે. બીજે દિવસે સવારે નવ વાગે ટ્યુરીન પહોંચ્યો. ઠંડી ઘણી. દરેક ગાડીની નીચે દેવતા રહે છે. ટ્યુરીનથી ઠીક બંદોબસ્ત હતો. પ્રત્યેક ગાડીમાં બન્ને બાજુએ લોઢાના નળ કે થાંભલા જેવું હોય છે. એના ઉપર પગ રાખવાથી પગ ગરમ રહે છે. મને તો એવું કંઈ ભાન ન હતું. પણ અચાનક પગ પડ્યો ને ગરમ લાગ્યું. પછીથી ખબર પડી કે, એ પગ ગરમ રાખવાને માટે છે. ગાડી આલ્પસમાંથી પસાર થાય છે. પર્વતને કોતર્યો છે. અહિંથી નાસિક જતાં જેમ બુગદામાં ગાડી પસાર થાય છે તેમ. એકમાંથી પસાર થતાં ૧૦-૧૫ મીનીટ લાગે છે. કેવો મનોહર દ્રશ્ય નજરે પડે છે. બે બાજુએ ઉચ્ચ પર્વતમાળા. તેનાં શિખરો તુષારથી છવાયલાં છે. કોઇવાર નાનાં ગામડાં જણાય છે. હરિત ક્ષેત્રો નેત્રોને આનંદ આપે છે. વચ્ચે વચ્ચે કલરવ કરતી ક્ષીણાંગી નદીઓ વહે છે. અહિં છોકરાં રમતાં નજરે પડે છે. આ મનોહર દ્રશ્ય જોતો જોતો ફ્રાન્સની સીમામાં આવી પહોંચ્યો. અહીંનો પ્રદેશ ઘણો જ રમણીય લાગે છે. ઇટલી રમણીય છે. પણ ફ્રાન્સ અધિક રમણીય ભાસે છે. સુંદર પહાડ, તેવી જ નદીઓ, તે જ પ્રમાણે સમતલ ભૂમિ, ગાડી રાત્રે અગિઆર વાગે પારીસ આવી પહોંચી. શું કરીશું? બે રૂપીઆ શયનના આપ્યા. સુવાનો ઓરડો લીધો. અહા આ સ્પ્રિંગનો પલંગ મજેનો છે. સુતાંવાર એક હાથ નીચે ગાદલામાં જવાય છે. દૂધના ફીણ જેવી શય્યા છે. દીવાલપર બટન ફેરવતાં વિજળીક રોશની તૈયાર છે. ટેબલ, ખુરશી, કબાટ મોજુદ છે. વળી પિયાનો પણ છે. આ બધી પૈસાની મઝા છે. "सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते" ખરેખર ફ્રાન્સ જગતનું પૂજ્ય સ્થાન છે. એ જ નેપોલિયનની જન્મભૂમિ છે. એ જ સ્વતંત્રતા ભ્રાતૃભાવ અને સમાન-

તાના (Liberty, fraternity, equality) ઘોષણાનું સ્થાન છે. ફ્રેન્ચવિપ્લવ જેવો વિપ્લવ નથી. ફ્રેન્ચ ભાષા જેવી બીજી ભાષા નથી. સભ્યતા, ભદ્રતા, શિષ્ટાચાર, ઉન્નતિની પિપાસામાં ફ્રેન્ચ જગતનું આદર્શ છે. પારીસ (Paris) જગતની સુંદર નગરીઓમાં અગ્રસ્થાન લે છે. રોમ, મીસર આદિનાં પતન થયાં છે. પરંતુ ફ્રાન્સનો પ્રતિપતને નવો આવિર્ભાવ થાય છે. આ નગરીમાં દુર્ભાગ્યે અહુણાં રહેવાને અવકાશ નથી. અહીંથી જલદી જવાનું છે. રજામાં આ સ્થાન નિશ્ચિતપણે અવલોકવા વિચાર છે.

પ્રિય હૃદય! કાગળ લાંબો થયો છે. શું લખું અને શું ન લખું. નવીનતાએ હૃદયને મુગ્ધ કરી દીધું છે. મ્હેં અહીં આવી એક હોટેલમાં ઉતારો લીધો છે. પણ થોડા સમયમાં બીજે સ્થાન પરિવર્તન કરવાનો છું. કાગળ લખવામાં તું શિથિલતા કરતો ના. ત્યાંના ખબર બરાબર મોકલાવજે. એ જ. સર્વ સ્નેહીઓને મારા સ્નેહસ્મરણ. કાગળ થોમસ કુકની ઓફીસમાં મોકલજે. ગમે ત્યાં હોઇશ તોપણ મળશે. એ જ.

લી૦ સ્નેહાધીન મન્યુ



## પ્રકરણ ૫૩ મું
## એક ઓળખાણ

મન્યુ તો વિલાયતમાં છે. ત્યાં તે શું કરે છે? ચાલો આપણે જોઇએ. મન્યુની કોલેજમાં હમણાં રજા છે. પહેલાં તે ઓકસફર્ડમાં રહેતો હતો. હમણાં તે લંડનમાં આવી રહ્યો છે. લંડન જોવાની ઘણી આકાંક્ષા છે. ત્યાંની સમાજ, રીતરીવાજ, રહેણીકરણી, લોકોની ચાલચલગત શિખવાની ઘણી ઉમેદ હતી. લંડનમાં આવતાંનીવાર તેણે એક હોટેલમાં ઉતારો લીધો હતો. પણ અહીં ઝાઝુ રહેવાનો ઇરાદો ન હતો. કોઇક જગ્યાએ ઓરડી લઈ ત્યાં રહેવાનો વિચાર હતો અથવા તો બને તો કોકની સાથે રહેવાય તો સારું, એમ તેની ઇચ્છા હતી. વળી ત્યાંની મ્યુનિસીપાલીટીએ સારા સોઇદાર મકાન સસ્તાં ભાડાનાં કરેલાં હતાં. આમાં જગા મળવી મુશ્કેલ હતી. પણ જગા મળે તો ઘણું સારું ભાડું ઓછું અને સર્વ પ્રકારની અનુકૂળતા. કેમ કરવું, એ વિચાર કરતો હતો. એમ કરતાં દીવા બત્તી થઈ ગઈ. મન્યુ કપડાં પહેરી બહાર નીકળ્યો. કયાં જવું? ચાલ થીએટરમાં જાઉ, નહીં તો આમ તેમ લટાર મારું, એવો વિચાર કરી તે ફરવા નીકળી પડયો. ફરતાં પીકાડીલી આગળ આવ્યો. પીકાડીલી દીવસના એક પ્રકારનો દેખાવ આપે છે. રાત્રે તે તદ્દન નિરાળા પ્રકારનો દેખાવ આપે છે. રાત્રે તે ગણગણાટની કેન્દ્રભૂમિ થઈ રહે છે. અહિં જે જોવાનું મળે છે, તે સેંકડો નવલકથામાં મળતું નથી. રાતના અગીઆરથી તે એક સુધી આ અવાજ ને ધાંધલ ચાલુ જ હોય છે. દિવસના લંડનનું કેન્દ્ર સ્થળ નક્કી કરવું મુશ્કેલ છે, પણ રાતને માટે સવાલ જ નથી. પૂછો આ ૭૪નંબરની ગાડીવાળા સામ ઓલ્ડનને અને તે આ વાતની સાક્ષી પૂરશે. આ પીકાડીલી અને તેની સીમામાં જ એમ્પાયર અને આલ્હામ્બ્રા થિયેટર આવી જાય છે. શાફ્ટ્સબરી એવન્યુ અને સોહો પીલ હાઉસ અને તેના અડોઅડનો ભાગ-પણ આ લતાને મળે છે. આની ઉત્તરમાં ઓકસફર્ડ

સર્કસ અને દક્ષિણમાં પીકાડીલી સર્કસ મળવાનાં સ્થળ છે. આ દેખાવ ઉત્તમોત્તમ વા કહોને કે અધમમાં અધમ છે. જુન અને જુલાઇની અધવચમાં, એટલે કે લંડનની સીઝનમાં ઘણો જ કરૂણરસિક હોય છે.

મન્યુ ટ્રોક'માં રાતનું વાળુ પાણી કરી બ્હાર નીકળ્યો. લગભગ ૧૧ ના સુમારે પીકાડીલી અને રીજન્ટ સ્ટ્રીટના રસ્તાપર આવી પહોંચ્યો. ત્યાંથી સર્કસના સ્હામે ફાઉન્ટન સુધી આગળ વધ્યો. આ ફાઉન્ટનના પગથીઆપર વિચિત્ર સ્ત્રી આકૃતિનો સમૂહ હતો. આ સ્ત્રીઓને "ફ્લાવર ગર્લ્સ" કહે છે. તેઓ ફૂલ વેચે છે. બીજી રીતે કહીએ તો ફૂલ વેચી ભીખ માગે છે. એક પેની, બે પેની, (૧ પેની–૮ પાઈ) માટે ફૂલો આપે છે. ફૂલનું નિમિત્તે બીજો ધંધો કરવામાં ચાલાક હોય છે. મોજ જોવાની હોંસ હોય તે ઘણા અહીં આવે છે. પેટ સહુને લાગ્યું છે. શું કરવું? પેટ માટે બધી એ વેઠ છે. આ સ્ત્રીઓ હલકી હોય છે. "હલકી" શબ્દ જરા વધારે બ્હોળા અર્થમાં સમજી લેવો. મન્યુ આ જોઈ સ્તબ્ધ થયો. એક છોકરી આવી બોલી; "સાહેબ એક પેની, ફક્ત એક પેની, કાલનું મ્હેં કંઈ ખાધું નથી." મન્યુએ ઝટ્ છ પેની તેના હાથમાં મૂકી. આ ફુવારાના થાંભલા ઉપર નજર કરી તો ખરેખર તેને લાગ્યું કે, આ અર્થસૂચક પૂતળું અહીં કોઇએ જાણી જોઈને ગોઠવ્યું છે. ગોઠવનારને શાબાશી ઘટે છે. એ પૂતળું શાનું છે? મદન દેવ એક પગપર ઉભા રહી વાંકા વળી તીવ્ર શર ફેંકવાની તૈયારીમાં છે. સ્ત્રીઓનો સમૂહ તેમનો પેશો અને સમય જોઈ કોણ કહેશે કે, આ પૂતળું અહીં મૂકવામાં અર્થ નથી. વિચારગ્રસ્ત ચ્હેરે મન્યુ અહીંથી આગળ વધ્યો. સર્કસ આગળ આવી પહોંચ્યો. રસ્તામાં ગાડી અવાર નવાર પસાર થતી હતી. બાકી શાંત લાગતું હતું. થોડે આગળ જતાં એક છોકરી અડોઅડ પસાર થઈ. એ કોણ હશે? હા તે રાત્રે હોટેલમાં તેને જમતાં વાતચીત થઈ હતી. ત્યારે જ આ દેખાવ જોવાને અને ફરવા જવા એકે સૂચવ્યું હતું. મહાન્ નગરની મહાન્ લીલાઓ! તેનું પૂછવું શું? આ થયું ના થયું, એટલામાં એક બીજી ભૂતડી ચ્હેરા પર પાઉડરની રાખ ચોળેલી જણાઈ. તેણે આંખને અણસારે કંઈ સૂચવ્યું. મન્યુ ધ્યાન આપ્યા વગર આગળ વધ્યો. તેના મનમાં કંઈ વિચાર ઘોળાતા હતા. તેને કયાં ખબર હતી કે, આ તો હજી કાંઈ નથી. હજુ જોવાનું બાકી છે. તે બિચારો આ નવાઈ જોતો આગળ ચાલ્યો. થોડાં જ કદમ ગયો હશે, એટલામાં એક જુગલ જોડું જોયું. જોડું તો બરાબર રાધા કૃષ્ણનું હતું; કારણ કે કૃષ્ણ તો શ્યામ વર્ણના જ છે. રાધિકા ગૌર. એ શ્યામ વર્ણના મનુષ્યને અમેરીકાના સુધરેલા 'બ્લેકનીગર' કહે છે. આપણે એને સીધી ભાઈ કહીએ છીએ. તે એક ગૌરાંગની સ્ત્રીના હાથ ઉપર ટહેલતા ટહેલતા જતા હતા. આપણે અહીં કાળા આદમીની સુગ ઘણાને આવે છે ને અહીં આ પ્રકાર જોઈ વિસ્મય પામ્યો. અહીં આગળ ચાલતાં માણસોના શબ્દનો ગણગણાટ અપૂર્વ હતો. લોકોનો મોટો મેળો. અશ્લીલ ભાષા, દેશ દેશના લોક. આ જોઈ તેના કાન બહેર મારી ગયા. શૂન્ય જેવો આગળ વધવા લાગ્યો. હવે થોડા વખતમાં થિયેટર છૂટશે. માણસોની ગીરદી વધશે. અહીંથી ચાલો આગળ જાઉં, એવો વિચાર કરતો રસ્તો કાપતો મન્યુ આગળ ને આગળ ચાલ્યો. રસ્તામાં કંઈ જ નહીં. એનો એ વ્યાપાર. પ્રણયખેલન. તેના મનમાં

આવ્યું કે, આ તે લંડન કે મન્મથોદ્યાન? માણસોનાં ટોળાં છૂટયાં. પોલીસ બંદોબસ્ત કરી સીધે માર્ગે જવા સૂચવતી નજરે પડી. આગળ જતાં એવા ને એવા કંઈ હાસ્યોત્પાદક અને કરુણોત્તેજક બનાવ જોયા. અહિં બે આદમીને વાતો કરતાં સાંભળ્યાં. તેઓ મોજમજાહની શોધમાં ફરતાં હતાં, પણ તેમને તેમની સુંદર ભાષામાં "Something saucy" આપણી સાદી ભાષામાં એકલી મોજમજા નહીં. પણ "જરા મરી મરચાં વાળી જોઈતી હતી."

આ સઘળાથી થાકી જરા વિશ્રાંતિ માટે 'સર્કસ'થી 'લુજ' આગળ આવી પહોંચ્યો. પગથીઆં ચઢી એક ટેબલ આગળ જઈ બેઠો. એક લેમન કવેશ મંગાવી આસ્તે આસ્તે પીવા લાગ્યો. અહિં જૂદો જ તાલ હતો. અહિં કેટલીક યુવાન્ સ્ત્રીઓ બેઠી હતી. આતુરતાથી મન્યુના પ્રવેશની સાથે તેની તરફ નયન બાણ ફેંકતી હતી. પણ ધ્યાન તેનું બીજી બાજુમાં હતું. તે સમજી કે, આને આપણા પાઉડરની કંઈ કદર નથી. કેટલાક પુરુષો તેમની સાથે ગોષ્ઠિ વિનોદ કરતા હતા. આ સ્ત્રીઓને જોઇને તુરત જ કોઈ કહે કે, વ્હીસ્કી સોડાની ઘણી શોખીન! ખયર! એ તો દેશનો રિવાજ. એમાં શું? દેખાવ એકંદર આનંદપૂર્ણ લાગ્યો. પછી તેમના મનમાં હોળી સળગતી હોય તો તેઓ જાણે. ઈશ્વરે ઘણી વાત અપૂર્ણું રાખી છે. માણસોના અંતરવિચાર જાણવાની શક્તિ બક્ષી નથી, નહિ તો, તેમના વિચાર જાણી શકાત. આ સભ્યો સ્ત્રી પુરુષોના સમૂહમાં વધારે વાર રહેવું ઠીક લાગ્યું નહિ. સભ્ય! હા. ત્યાંની ભાષામાં 'all is respectable within the meaning of the act.'

"લુજ" કંટાળી ફરીથી 'સર્કસ'માં ગયો. અહિં જે જોયું, તેને નાટકની ભાષામાં કહીએ તો તેબ્લો હતા. કેટલાક ફ્રેન્ચ માદમોઇઝવાલ–બાનુ સાથે આનંદ કરતા નજરે પડ્યા. મન્યુને લાગ્યું કે, શહેર તો એકદેશીય નથી. આ વિદેશીઓનું થાણું 'કોલેનેડ'માં હતું. અહીં એક જાપાનીઝ (૪–ફીટ ૬–ઇંચ), બે ફ્રેન્ચ બઇરીઓ સાથે "કાફે"માં જતાં નજરે પડ્યો. બાનુ પ્રત્યેક (૫ ફીટ ૮ ઇંચ). વાહ વિધાતા! ખુબ, જોડી તો સારી મળી. હવે તે આગળવાળી જગા આગળ પાછો આવી પહોંચ્યો. ત્યાંથી જરા 'રીજંટ સ્ટ્રીટ'ની પશ્ચિમ તરફ લટાર લેતો આવ્યો. આ શું તેની નજરે પડયું? કંઈ નહિ. આપણી ભાષામાં તેને માટે શબ્દ નથી. એ તોફાન, વા સભ્યતા તેમને જ મુબારક એવા શબ્દો તેના મ્હોંમાંથી નીકળ્યા. અહીંથી બાજુના મ્હોલ્લામાંથી પીકાડીલીમાં થઈ ઘેર જવાનો વિચાર કર્યો. અહીંનો દેખાવ એવો મજેનો હતો કે, મ્હોંએ રુમાલને આંખે પાટા બાંધી ચાલવું સારું. એ કોણ હશે. "ડોટર્સ ઓફ ધી સર્કસ"નું નામ તેને ઓળખાવે છે. પીકાડલીના ઉત્તરના રસ્તા તરફ માણસોની અછી ઠઠ્ઠ આમ તેમ ચાલતાં નજરે પડે છે. રસ્તામાં ગાડીઓની લાંબી હાર ઉભેલી છે. તમે ટોળામાં હો વા ન હો. પણ તમારું ત્યાં અસ્તિત્વ તમારા કાન ઉપર અનેક વિનયપૂર્વક માગણીઓના શબ્દ અથડાવે છે. તમને કોઈ "ડાર્લીંગ"–પ્રિયતમ–તો કોઈ "સ્વીટહાર્ટ" કહી સંબોધે છે.

ઘણું જોઈ કંટાળી અનેક વિચારમાં મશગુલ વૈજ્ઞાનિકની માફક જોયેલા માણસ જાતના નમુના વર્ગીકરણ કરતો ચાલતો હતો. એટલામાં એક વૃદ્ધ સ્ત્રી હાથમાં દિવા-

સળીની પેટી વેચવાની નિમિત્તે ભીખ માગતી આવી. ઠંડથી તેનાં ગાત્ર થરથર ધ્રુજે છે. તેની વાત સાંભળી તેની આંખમાં આંસુ આવ્યાં. ગરીબ છતાં તેણે તે બાઇના હાથમાં એક સીલીંગ મૂક્યો.

તેના મનમાં વિચાર સ્ફુરવા લાગ્યા. આ શું સભ્યતાનું ઘોરતર પરિણામ દરિદ્રતા—ભયાનક દરિદ્રતા! શહેરની શોભા અનુપમ! ઐશ્વર્ય વિપુલ—છતાં તેના પાછલા ભાગમાં આટલું દારિદ્રય!!! જોતાં માથું ફાટી જાય. ઘરમાં સુવાને જગા નહિ. એક એક ન્હાની ઓરડીમાં પાંચ સાત સાથે સુએ. શિયાળામાં ઘરમાં અગ્નિ નહિ. અહીં અગ્નિ વગર રહેવાય નહિ. વસ્ત્ર નહિ. આહાર નહિ. કામ કરવાને તૈયાર પણ કામ નહિ. ભુખથી પીડાયલાં, રીબાયલાં. કહો તો શરીર વેચવાને તૈયાર. આ અમરાવતીના વિપુલ ઐશ્વર્યમાં કેટલાક ભુખથી મરે છે!! આવી વસ્તુસ્થિતિ છતાં ચમત્કારિક કાયદો! ભીખ મંગાય નહિ. આ સ્ત્રીઓ પછી ગમે તે કરે એમાં દોષ? સ્ત્રી સ્વાધીનતાને માટે કહેવું નિરર્થક છે. મન્યુએ જે જોયું હતું, તેથી આશ્ચર્યચકિત થયો હતો. તેના મનમાં આવ્યું કે આપણા સાંખ્ય દર્શનમાં કહ્યું છે કે પ્રકૃતિ જ્યારે અવગુંઠન ખુલ્લું કરી પોતાનું સ્વરૂપ દેખાડે છે, ત્યારે પુરુષની મુક્તિ થાય છે. તેને લાગ્યું કે અહિંના પુરુષો સાંખ્ય મત પ્રમાણે મુક્ત પ્રકૃતિને અબાધ્ય ગણે છે.

આવા વિચારમાં ગર્ક મન્યુ રસ્તાપરથી ઘર તરફ જતો હતો. મનમાં જે જોયેલું, તે સિવાય બીજા વિચાર આવતા જ નહિ. રસ્તામાં આ શી ધમાલ. સ્ત્રી પુરુષોનાં ટોળાં હસે છે, ગેલ કરે છે; પણ કોઇનો ભ્રૂક્ષેપ નહિ. તેને લાગ્યું કે, આ સ્ત્રીપુરુષોના વ્યવહાર પ્રણયસૂત્રે ચાલે છે—પરિણય સૂત્રે નહિ, હિંદુસ્તાનના અસભ્ય માણસને, સુસભ્ય માણસોના સુસભ્ય વ્યાપાર જોઈ નવાઈ લાગે તો એમાં નવાઈ નથી. બિચારો મન્યુ નવો હતો. તેણે પૂર્વે આવું જોયું ન હતું. તેના વિચાર ખોટા હોય, તે સભ્યતા સમજે નહિ, તો ક્ષંતવ્ય છે. દેશ દેશના રિવાજ જૂદા, સભ્યતા જૂદી, નીતિ જૂદી તો પછી ખરું કોનું? ખોટું કોનું!

મન્યુ આમ ચાલતો હતો, એટલામાં તેણે એક માણસને પસાર થતો જોયો. તેને જોઈ તેના મનમાં આવ્યું કે, આ માણસને મેં કયાંય જોયો છે. તે વિચાર કરવા લાગ્યો. યાદ શક્તિના વિલક્ષણ પ્રભાવથી થોડી પળમાં તેને સૂઝી આવ્યું. તે ઉતાવળો ચાલ્યો. તેની નજીક આવી બોલ્યો;—"શું મી૦ છબ્લોર!

તે માણસે પાછું ફરી પૂછયું;—"કોણ."

"કેમ! તમે ભૂલી ગયા લાગો છો? ઓળખતા નથી?"

"ના."

"મારું નામ મન્યુકુમાર. તમે કોલેજ છોડી "ગેઝેટ"માં જોડાયા. યાદ છે કે, હું વારંવાર તમને મળતો. હું પણ પેપરોમાં લખતો."

"અરે હા. પણ તમે અહીં કયાંથી! શું આસમાનમાંથી નીચે પડ્યા. તમે હિંદુ અને વળી ચુસ્ત અહિં કયાંથી! ખરેખર હું ઘણો ખુશી થયો છું."

"હું અહિં સ્કોલરશીપ લઈ આવ્યો છું. હું ઓકસફર્ડમાં છું. પણ હમણાં રજા છે. અહિં જોવાની ઇચ્છા છે. અહિં તમે શું કરો છો?"

"હું અહિં "પ્લેનેટ" પત્રની ઓફીસમાં છું. વળી કેસલ કમ્પની માટે "લંડનના રાત્રિના દેખાવ"ની ચોપડી લખવાનો છું. તેથી રાત્રે આ કેમેરાને હું રાખું છું. જો જોવાની ઇચ્છા હોય તો મારી સાથે ઘણું જોવાનું મળશે. મને પણ સાથી જોઇએ છીએ કેમ આવશો!

"હા."

"રહેવાનું કયાં રાખ્યું છે?"

"ઇલ્બર્ટ હોટલ."

"અરે ઠીક! કાલે મારે એક હોટેલમાં જવું છે. જોવાની ઘણી રમુજ પડશે. કદિ નહિ જોયેલું બતાવીશ. આ મુંબઈ નથી કે જોવાય! એટલા થોડા સમયમાં પણ ઠીક થયું. ચાલ નહીં તો કદિ ન જોવાત. વારુ કાલે હું કહું તે હોટેલમાં મળજે. જરૂર?"

"જરૂર?"

આટલું કહી તેણે પોતાનું કાર્ડ કાઢી આપ્યું. હોટલનું નામ લખી આપ્યું. મળવાનો વખત મુકરર કર્યો. પછી બન્ને જણા છુટા પડ્યા.

મન્યુ પોતાની હોટેલમાં જઈ સુઈ ગયો. તેનું મન જોયેલ બનાવોના ધ્યાનમાં જ હતું. કેટલીકવાર સુધી વિચાર કરતાં કરતાં આખરે ઉંઘી ગયો.

---

## પ્રકરણ ૫૪ મું

### દારુભકત લંડન

બીજે દિવસે મન્યુ મી૦ ઝ્લેરને વચન આપ્યા પ્રમાણે મળવા ગયો. વેઇટરને કાર્ડ આપ્યું. તે એક નંબરની ઓરડીમાં લઈ ગયો. અહીં મી૦ ઝ્લેર ટેબલ ઉપર બેસીને કંઈ લખતો હતો. મન્યુનું કાર્ડ વાંચી ઉભો થયો. વેઇટરને મન્યુને અંદર દાખલ થવા દેવા કહ્યું. મન્યુને જોતાં જ ઝ્લેર બોલી ઉઠયોઃ—"અહો! તમે તો કંઈ બરાબર વખતસર છો."

"બરાબર વખતસર આવવા માત્ર યત્ન કર્યો છે."

"ઠીક, સામે ખુરશી ઉપર બેસો."

મન્યુને કહેવામાં આવ્યું તે કર્યું. આડા અવળા ગપ્પાં માર્યાં. મુંબઇની ખબર પૂછી. સ્કોલરશીપ મળી તેને માટે મી૦ ઝ્લેરે આનંદ પ્રદર્શિત કર્યો.

મન્યુએ પૂછયું!—"કેમ, અહીં કેમ ચાલે છે?"

"ઠીક ચાલે છે. પહેલાં પગપસારો કરવો ઘણો કઠણ છે, અને આ જર્નાલીસ્ટ લાઇનમાં બહુ હાડમારી વેઠવી પડે છે. પણ એકવાર પાણી બતાવ્યું કે, પછી કામ ચાલ્યું. અહીં આપણે ત્યાંના એક મોટા ઓફીસરની વગથી દાખલ થયો છું. હિંદુસ્તાન વિષે કેટલાક આર્ટીકલ લખ્યા. તેથી સારું ધ્યાન ખેંચાયું. લોકોમાં અસર થઇ અને હવે ઠીક ચાલે છે."

"પેલી તમારી આ ચોપડી ન્યુઝપેપરમાં પ્રસિદ્ધ થશે કે?"

"ના, ના, એમાંના કેટલાક બનાવો જૂદી રીતે મૂકીશ. એટલું જ માત્ર. બાકી એ તો કશલ કમ્પનીનું પુસ્તક થશે. એને ઘણો ભારે ખર્ચ છે. સાહસ પણ તેવાં જ કરવાં પડે છે. દરેક ઠેકાણે ઘણી મોટી રકમો ખર્ચી હકીકત મેળવવી પડે છે. આપણે ત્યાં કોઈ એટલા પૈસા ખર્ચવાની હિંમત કદી પણ કરે નહીં."

"અહીં જેની કદર થાય છે તેની ઘણી જ થાય છે. નહીં વારુ?"

"હા. જોની મરહુમ એડવીન આર્નોલ્ડ એક શબ્દે એક ગીનીનો ચાર્જ કરતો. આ કામ પણ તેવું જ છે. વારુ તું એકાદ બે લેખ લખશે?"

"જોઈશ. હું શું લખું?"

"કંઈ હિંદુસ્તાનના સંબંધમાં લખે તો ઠીક ચાલે."

"વારુ તેમ કરીશ. આપણે હવે અહીંથી નીકળીશું?"

"હા. આપણે હવે અહીંથી "સ્પ્લેન્ડીડ" હોટેલના રેસ્ટોરામાં ખાણું લઈશું. જો ત્યાં પણ ઘણું જોવાનું છે. વેઇટરોને ઘણા પૈસા આપી એવી માહીતી મેળવી છે કે, તું જોઈને છક્ક થઈ જશે."

તેઓ બન્ને જણાં ચાલી નીકળ્યા. "સ્પ્લેન્ડીડ" હોટેલ આગળ આવ્યા. અંદર દાખલ થયા. લંડનની આ મશહુર હોટેલોમાંની એક હતી. મી૦ ઝ્લેરને જોઈ એક વેઇટરે ડોકું ધુણાવ્યું. મન્યુ સમજ્યો કે આને બધા ઓળખે છે. આ હોટેલમાં માતબર અમેરીકનો જેને "સ્માર્ટ સેટ"ના નામનું લેબલ લગાડવામાં આવે છે તે, પૈસામાં લોળતા જ્યુ, સુંદર યુવતીઓ, અને તેના ભક્તો હતા. તે સિવાય વિદેશીઓ જે રાત દહાડો ભમતા ફરે છે, જેઓનું દરેક ઠેકાણે ઘર પણ પોતાનું ઘર કોઈ ઠેકાણે નહીં તેવા પણ હતા. મન્યુએ આ સર્વ ઉપર નજર ફેરવી દીધી. તેઓ બન્ને જણા એક ટેબલ ઉપર ગોઠવાયા. વેઇટરને પ્રસાદી આણવાનો હુકમ કર્યો.

એક ટેબલ તરફ નજર કરી, મી૦ ઝ્લેરે કહ્યું:–"તે પેલો મધ્ય વયનો માણસ તવંગર દેખાવનો છે. સુંદર પુષ્પોના તુરાથી સજાયલા ટેબલ ઉપર આઠ દશ જણને મીજબાની આપે છે. જાતજાતના કીમતી દારુ મંગાવે છે. પૈસાની કંઈ દરકાર નથી. ઉદાર હાથે બધું કામ ચાલે છે."

મન્યુએ ક્ષણભર તેની દૃષ્ટિ તેની તરફ ફેરવી.

મી૦ ઝ્લેર:–"તેણે ત્રણવાર તો દેવાળું ફુંક્યું છે. છેલ્લા દેવાળાની વખતે બે માણસોને આત્મહત્યા કરવી પડી હતી. વારુ એની સામી બાજુએ કોણ છે તે જો."

મન્યુએ તે તરફ જોઈ કહ્યું;–"એક જાડી જેવી હીરા મોતીથી સજાયલી મધ્યમ વયની સ્ત્રી. એક તાલવાળા માથાવાળા માણસ જોડે તે જમે છે. તે માણસ જાણે પરોપકારની મૂર્તિ હોય તેવો જણાય છે."

"હા બરાબર છે. છે તો પરોપકારી! એ માણસ નાણાં–પૈસા ધીરનારી કેટલીક કમ્પનીઓનો માલેક છે. હજારો ગરીબ માણસો અને તેમનાં છોકરાંને રેંસીને પૈસા એકઠા કરવાનો અને તે આવી યુવતીઓમાં ઉડાવવાનો પરોપકાર કરે છે."

"મન્યુએ પૂછ્યું:–"શી રીતે?"

"લોહી ચૂસી લે તેવા વ્યાજથી. અત્યારે એ અહીં મજા ઉડાવે છે, અને એનો એક આડતીઓ એક ગરીબ બાઇના ફરનીચર ઉપર ટાંચ લાવી જપ્ત કરે છે. તેને સુવાને પથારી પણ નહીં હોય, બે વર્ષ ઉપર એણે તેને પાંચ પાઉન્ડ ધીર્યા હતા. તે બાઇએ ૧૨ પાઉન્ડ ભર્યા છે. છતાં ૮ પાઉન્ડની બાકી માટે તેનું ફરનીચર જપ્તિમાં જશે. હિંદુસ્તાનમાં જ ગોમાજી સોમાજી વસે છે એમ ના સમજતો."

"આ બધું શી રીતે જાણી શકાયું?" મન્યુએ પૂછ્યું."

"એ જાણવાનાં સાધન છે. તમે પણ તે શીખશો, મારી સાથે. પણ જુઓ આપણી પાસેના ટેબલથી ત્રીજા ટેબલ ઉપર નજર ફેંકો જોઇએ."

મન્યુએ જોયું અને કહ્યું;-"એક જુવાન પુરુષ અને સુંદર સ્ત્રી છે તે ને?'

"હા. એ સ્ત્રી પરણેલી છે. પેલા યુવાનને તેની ખબર નથી. તે તેના મોહમાં અંધ બની ગયો છે. તેના પાછળ પૈસાનો ધૂમાડો કરે છે. જ્યારે તેની પાસે પૈસા નહીં રહે, અગર ઉધાર નહીં મળે, ત્યારે તેનો ધણી આવીને હાજર થશે અને પેલા આશકને ધમકી આપશે. તેણે લખેલા પ્રણયપત્રોથી તેની ખબર લેવાનું કરશે. એ યુવાન્ એક ઊમરાવનો છોકરો છે. તેના બાપને આ બાબતની ખબર પડતાં, આ બધી બાબત બહાર ન આવે અને નામ ન વગોવાય, માટે એક ચેક લખી આપશે."

તેઓએ અહીં ખાણું લીધા પછી બ્લેરે કહ્યું;-"ચાલો આપણે અહીં લુંજમાં જઈ કોફી પીએ." બન્ને જણા ત્યાં ગયા, અને ટેબલ ઉપર જઈ બેઠા.

મી૦ બ્લેરે કહ્યું;-"જો પેલા બે વિદેશી ગૃહસ્થો જણાય છે. તેમની સાથે એક અનુપમ લાવણ્યવતી સ્ત્રી છે. અહીં તે એક ફ્રેન્ચ કાઉન્ટેસ બનીને રહી છે. તે જર્મનીમાં બેરોનેસ હતી. મોન્ટકાલોમાં રશીયન પ્રિન્સેસનો અવતાર ધારણ કર્યો હતો. તેના સાથેના બે સભ્ય જણાતા ગૃહસ્થો યુરોપના પક્કા ઉઠાવગીર છે. યુરોપની પોલીસ તેમનાથી પૂરતી વાકેફગાર છે. કેટલીકવાર જરા જરામાં છટકી ગયા છે. આંખ હમણાં એમના ઉપર છે.

"આવી મોટી નામાંકિત હોટલમાં પણ આવા ઉઠાવગીર હોય છે કે? અને પોલીસ તેમની ખબર રાખે છે?"

"આવી હોટેલમાં જ તેમને સારો શિકાર ચીરવાનો મળે છે. એ કાઉન્ટેસના પંજામાં એક તવંગર અમેરીકન સપડાયો હતો. તેને છુટવાને ૩૦,૦૦૦ પૌન્ડ ખર્ચ થયા હતા. યુરોપના સફેદ ઠગો, પેરીસ, લંડન, ન્યુયોર્કની જગ પ્રસિદ્ધ હોટેલમા ઉતારો લે છે, અને બાદશાહી ઠાઠથી રહે છે."

"ગજબ, અહીં શું ત્યારે સારા આદમીઓ આવતા જ નથી?" મન્યુએ પૂછ્યું.

"ના, આવે ઘણા. કેમ ન આવે, જો આ છેડે એક સ્ત્રી છે. થોડા દિવસ પછી તો એની ઓરડીની જડતી લેવાશે તો ઘણા દાગીના એની પાસેથી નીકળશે. કેટલાક સારા સારા દુકાનદારોને એણે ગુલાબી થાપ આપી છે. તેના સ્નેહીઓ તેને માટે પુષ્કળ પૈસો ખર્ચશે. તે "કલેપ્ટોમેનીક આઇક" ના બ્હાનાથી છટકી જશે. તેના માતબર સ્નેહીઓ વ્હારે ધાશે."

"હવે ચાલો આપણે બીજું જોઈએ:-એ વળી આથી વધારે શિક્ષાપ્રદ છે." મન્યુએ ઉઠી તેની સાથે ચાલવા માંડયું. ફ્લેર હોટેલના ઉપરના ભાગમાં એક ઓરડામાં લઈ ગયો. ઓરડો ઘણો સુંદર હતો. રહેનારાઓએ તરત જ ખાણું લીધું હોવું જોઇએ એમ મન્યુને લાગ્યું. કારણ કે, ફ્રૂટસ વગેરે "ડેઝર્ટ" (ખાણા પછી ખવાતાં ફળો) પડેલાં હતાં. ટેબલ બરાબર સાફ ન હતું. ફ્લેરે કહ્યું;-"ચાલો જરા આ બારીના પડદા પાછળ ઉભા રહીએ."

તે ઓરડાના છેડેનું બારણું ઉઘડયું. એક સ્ત્રી નીકળી ઓરડામાંથી ચાલી ગઈ.

ફ્લેરે મન્યુના કાનમાં કહ્યું;-"આ બાઈ એક નર્સ છે. હોટેલમાં નર્સો સારવાર કરનારી યુવતીઓ એક સરખો પોશાક પહેરતી નથી. મેનેજર એને માટે વાંધો લે છે કે, લોકોમાં ભય ઉત્પન્ન થાય. આમાં એક અમેરિકન કરોડપતિ રહે છે. તે દારુનો ગુલામ છે. ચોવીસ કલાક ઢીંચ, ઢીંચ ને ઢીંચ. તેણે બે વખત આત્મહત્યા કરવાને પ્રયત્ન કર્યો હતો, માટે નર્સને રાખવામાં આવી છે. તેનાં કુટુમ્બનાં માણસો થીએટરમાં ગયાં છે. નર્સ સમજે છે કે, તે ઉંઘી ગયો છે. એટલામાટે જરા બહાર નીકળી છે."

ઓરડાનું બારણું ઉઘાડું હતું તેમાંથી મન્યુએ જોયું તો, પચાશ વર્ષનો, લાલ-ચોળ આંખોવાળો જીવતા હાડપિન્જર જેવો એક માણસ અંદરની ઓરડીમાંથી નીકળ્યો. તેના શરીર ઉપર લાંબો જભ્ભો હતો. લથડીયાં ખાતો જમીન ઉપર પડ્યો. ખુરશીને પકડીને ઉભો થયો.

થોડીવાર ધ્રુજતો, શ્વાસ લેતો, આમ તેમ નજર ફેરવી. ટેબલ ઉપર દારુ પીધેલ ગ્લાસ પડ્યા હતા. તેમાંના ટીપાં એકઠાં કરી ગગડાવી ગયો. આમ તેમ નજર ફેરવી. કંઈક શીશી જેવું જણાયું. પશુવત્ આનંદની ચીચીયારી પાડી. તે શીશો મોંઢે માંડ્યો. તેમાંથી શેષ મળી તે પીધી. પછી પાછો આવ્યો હતો, તેમ લથ-ડિયાં ખાતો અંદર જઈ સુતો.

ફ્લેરે કહ્યું;-"આ અમેરીકાનો તવંગરમાંનો તવંગર માણસ છે. પીવું એ જ જીંદગીનું શ્રેય છે, એમ તેને ખ્યાલ છે. તેની શુદ્ધિ ન રહે ત્યાં સુધી પી, પી ને પી. ચોવીસ કલાક પી."

"આવા ઘણા દાખલા બને છે?"

"ઘણાએ. આ હોટેલમાં ચાલીસ નર્સો આવા કામને માટે રોકેલી છે. હજી બીજાં જોઇશું." ચાલો હવે ફરવા નીકળીએ. સર્કસ વટાવી, પીકાડીલીને રસ્તેથી એક બાજુના રસ્તામાં તેઓ વળ્યા. અહીં કેટલાંક ખાનગી અને ફેમીલી હોટેલો હતાં.

ફ્લેરે કહ્યું;-"એક ડોળ કરવો પડશે. આપણે જાણે દારુથી પીડાતા દરદીઓને સારવાર કરવાના આશયથી આવ્યા છીએ, એમ જણાવીશું. આપણા લાયક કેસ છે કે નહીં, તેની તપાસ માટે આવ્યા છીએ."

મન્યુ ફ્લેરની પાછળ એક હોટેલમાં દાખલ થયો. હોટેલનો મેનેજર તેમને મળ્યો. ફ્લેરે કંઇક વાત કાનમાં કહી.

એટલે મેનેજર કહેવા લાગ્યો;-"એક ભયંકર કેસ છે. જો તમે લઈ જશો તો ઘણો આભારી થઇશ. પૈસાનો કંઈ સવાલ નથી. મેડા ઉપર ચાલશો?"

બ્લેર અને મન્યુ મેનેજરની સાથે પહેલે દાદરે ચઢયા, અને તેની સાથે એક સુંદર સજાવટની ઓરડીમાં દાખલ થયા.

"જે ગૃહસ્થની આપણે રાહ જોતા હતા તે."

એટલું કહી મેનેજર ચાલ્યો ગયો.

આગ પાસે એક યુવાન્ સ્ત્રી બેઠી હતી તે ઉભી થઈ અને બોલી;–"હું નર્સ છું. મીસીસ–આજ રાતે ઘણી વિપદ્દજનક અવસ્થામાં છે. અમે બન્ને જણીઓ કામ ઉપર છીએ. નર્સ હેનસન રોગીની સાથે છે. મારી સાથે ચાલશો? અંદર. અત્યારે તે જરા શાંત છે."

તે યુવાન્ બાઈએ બારણું ઉઘાડયું. બ્લેર અને હું સુવાની ઓરડીમાં દાખલ થયા. નર્સ હેનસન અમને જોતાં જ આગળ આવી બોલી;–"તમે પીવેલાની સારવાર કરનારા આશ્રમમાંથી આવો છો કે? મહેરબાની થઈ." એટલું કહી પથારી ઉપરના પડદા દૂર સરકાવ્યા. હું તે જોઈ સ્તબ્ધ થયો. મારા મોંમાંથી ઝીણો અવાજ થયો. પથારી ઉપર એક સુંદર સ્ત્રી બોલડ્રેસમાં સુતી હતી. હીરાનો હાર તેની કોટમાં હતો. શરીરે તેવા જ કીંમતી દાગીના હતા. હાથે અમૂલ્ય વીંટીઓ હતી. મેં ધાર્યું હતું કે, કાંઈ ભયંકર રોગી હશે, પણ તે સશક્ત જણાય છે, પાસે જઈ જોયું ત્યારે ખબર પડી કે, તેના ગાલ ઉપર રંગ લગાડેલો હતો, તે બેશુદ્ધ અવસ્થામાં પડી હતી.

નર્સે કહ્યું;–"દરરોજ આ પ્રમાણે સાંજે પોશાક પહેરાવવાનું કહે છે. દાગીના નખાવે છે. ખરાબ હાલતમાં દિવસે દિવસે જતી જાય છે. આજે કોણ જાણે મેં શું કહ્યું કે, તેને ગુસ્સો ચઢયો. મને પકડી ગળું દાબી ગુંગળાવા લાગી. મને એકલીને તેની સાથે રહેતાં ભય લાગે છે."

મેં બ્લેરને કાનમાં કહ્યું;–"જો રાત દિવસ નર્સો હાજર રહે છે તો પછી પીવાનું ક્યાંથી મળે છે?"

"હજી તને ખબર નથી. પૈસો પાસે હોય તો સર્વ વસ્તુ મળી આવે છે."

તે નર્સે કહ્યું;–"મને લાગે છે કે, તેની તદ્દન શુદ્ધિ જતી રહી છે. તે હવે સુધરે એમ નથી."

બ્લેરે કહ્યું;–"ડાકટર સર્ટીફીકેટ આપશે કે ગાંડી–થઈ ગઈ છે."

"આપણા લાયક કેસ નથી." મન્યુએ કહ્યું.

એટલું કહી તેઓ તે મકાનમાંથી બહાર નીકળ્યા અને એક ફેશનેબલ લતાના ચોક આગળથી પસાર થઈ કેટલાક તબેલા આગળ આવી પહોંચ્યા. અહીં મી૦ બ્લેરે આંગળી કરી કહ્યું;–"જુઓ આ તબેલા ઉપરની પેલી ઓરડીમાં અજવાળું પડે છે. આ તબેલો મી૦......નો છે. તે જાણીતો પરોપકારી લેખાય છે. મી૦...... પોતાના કોચમેનની ઓરડીમાં અથવા કહોની કે તેના કોચમેનની સાથે પીએ છે. અહીંઆં તેને માટે વ્હીસ્કીનો મોટો જથ્થો પડ્યો છે. તેની બૈરીથી છાનોમાનો પીએ છે. તેની સ્ત્રી એમ માને છે કે, તેનો ધણી છાંટો પાણી મુદ્દલ ઉડાવતો નથી. મી૦........ પાંચ વર્ષના હતા ત્યારથી પીતાં શીખ્યા છે. ટેબલ ઉપર મા બાપના ગ્લાસમાં થોડું રહે તેમાંથી પીવાનું મંગળાચરણ કર્યું. તેનાં મા અને બાપ એ દુષ્ટ ટેવને લીધે મરણ પામ્યાં. તેના એક

મોટા ભાઇએ પીને આત્મહત્યા કરી. તેની બહેન ધાર્મિક હતી. તે નિશાળમાં શિખવતી હતી. પણ દારુની લ્હેજત છૂટે તેવી ન હતી. એક દિવસ બારણું બંધ કરી પીતી હતી ત્યારે દેવતામાં પડી અને બળી મુઈ."

"આટલો બધો દારુ શામાટે પીવા દેવામાં આવે છે?" મન્યુએ કહ્યું.

"ટેમ્પરન્સ સોસાઇટી પ્રયત્ન કરે છે. પણ જોઇએ તેવું ફળ નથી આવતું. આ બધા માબાપની ટેવનાં પરિણામની અસર છે. પીનારના છોકરાંમાં પણ એ ગુણ સ્વભાવજન્ય ઉતરી આવે છે."

અહીંથી આગળ વધી તેઓ એક 'લોઝીંગ' હાઉસ તરફ વળ્યા. મન્યુની નજરે જે દેખાવ પડયો તે ત્રાસજનક અનુકમ્પા ઉપજાવે એવો હતો. તમાકુની અને રસોડાની વાસ મારતી હતી. આંખો રાતી, શરીરનું ભાન નહીં, મોંઢાં ઉપર કાપ, નખોરીયાં કે મારનાં ચિહ્ન. આપણે ત્યાંના હલકામાં હલકાં માણસો આના કરતાં સારાં મને લાગ્યાં.

વસ્તુસ્થિતિ આવી જોઈ મન્યુ બોલ્યો;–"ચાલો અહીં શું જોવાનું છે જે? આ ગટરખાનામાં સારા માણસોના લાયક શું હોય? ગટરમાં જ ઉછરેલા ખરાબ હવા પાણીમાં જન્મારો વ્યતીત કરેલો તે સુધરે?"

"ના તેમ નથી." બ્લેરે કહ્યું. "માફ કરો સાહેબ. જુઓ પેલી સ્ત્રી! કપડાં ઉપર હજારો મણ મેલ છે. ચ્હેરા ઉપર કાપા પડ્યા છે. તે હિંદુસ્તાનમાંના લશ્કરી અમલદારની સ્ત્રી છે. મહિને મહિને બરાબર પોતાનું પેન્સન લઇ આવે છે. ચાર દિવસમાં બધું પેન્સન પીવામાં ખલાશ. અને પેલો જુગારચોર તેની સાથે બેઠો છે, તે પૂરું કરે છે. ૪૦ વર્ષની ઉમ્મર પહેલાં દારુની દુકાનમાં એ બાઈએ પગ મૂકયો ન હતો. પણ ૩૦ વર્ષની વય થઈ ત્યારથી પીતાં શીખી હતી."

"આ બધાં ઘેરથી પીતાં શીખે છે?"

"હા. જુઓ પેલો કંગાળ દેખાવ. તે યુવાન્ ઇટન અને ઓકસફર્ડમાં હતો. કોલજમાં નામના કાઢશે એવી આશા હતી, પણ દારુએ ખરાબ કર્યો. પેલા સફેદ કપડાવાળાનો ઇતિહાસ પણ તેવો જ. પીને બેશુદ્ધ થયો છે. પાસે પઈ નથી. તે એમ. એ. છે. ઘણાં વર્ષો સુધી અહીંના નામીચા દૈનિકનો તે અધિપતિ હતો. હજી જુઓ આ ત્રીજો દેખાવ"

એટલું કહી મી૦ બ્લેર તાપણા આગળ માણસ હતો, તેની પાસે ગયો અને તેને ઢંઢોળ્યો. તેણે બ્હીકથી ચીચિયારી પાડી. તેની આંખો લાલચોળ હતી. ચ્હેરો વિકૃત થઈ ગયેલો હતો, શરીરનું ભાન ન હતું. મી. બ્લેરે એક સિક્કો ફેંકયો અને બોલ્યો;–"અરે હું તને મળવા માગતો હતો લે એ. મને ખબર નહીં કે, તું અહીં હશે.'

તે માણસે સિક્કો લીધો અને પીવા દોડ્યો.

મી. બ્લેરે કહ્યું;–"ચાલો આપણે અહીંથી." મન્યુએ જોયું કે, પેલા માણસે પૈસા એક બાઈને આપ્યા.

આ જોઈ મન્યુએ મી. બ્લેરને પૂછ્યું;–"આ સિક્કો એણે પેલી સ્ત્રીને કેમ આપ્યો?"

"હા, તે એટલો પીધેલો છે કે, કોઈ દુકાનવાળો દારૂ તેને આપશે નહીં. આ બાઈ લઈ આવી તેને પાશે અને પીશે. તે કોણ છે તે જાણવું છે?"

"હા."

"તે એક બેંકના શરાફનો છોકરો છે. તે પૈસાવાળો છે. તેને સારા દોસ્તો છે. પણ દારૂએ આ હાલ કરી નાંખ્યા છે. તેને સુધારવાના ઘણા પ્રયત્ન કરવામાં આવ્યા પણ ફોકટ. જેલમાં જઈ આવ્યો છે. દારૂની ટેવ મટાડવાના દવાખાનામાં રહેતો નથી, ત્યાંથી ભાગી આવે છે. પાછો આવ્યો કે દારૂ. તેને પૂરી રાખવામાં આવે છે, તો પણ એનું એ જ. ગટરમાં પડી જાય છે. તબેલા આગળ કચરામાં પડી રહે છે. બસ્સ. બ્રહ્માનંદમાં મસ્ત રહેવું, એ જ સૂઝે છે. કેમ જોયું?"

"હા, ભાઈ હા. જોઈને ધરાયો." મન્યુ મનમાં બોલ્યો. પછી તેણે પ્રકટ ભાવે કહ્યું;-"ઘણું જોયું."

"વારુ ત્યારે આવતી કાલે મળજો. બીજું ઘણું જોવાનું છે. તે પણ એટલું જ. કદાચ એનાથી વધારે ઉપયોગી શિક્ષણ થઈ પડે એમ છે." મન્યુ ત્યાંથી છૂટો પડી પોતાના સ્થળ ભણી ચાલ્યો.



## પ્રકરણ ૫૫ મું

### પારધીની જાળ

બીજે દિવસે મન્યુ મી૦ ફ્લેરને ત્યાં ગયો. એક નાની પણ સુંદર રીતે શણગારેલી ઓરડી હતી. એક ટેબલ ઉપર કેટલાક કાગળો, ખડીયો અને એક રેકેટમાં હોલ્ડરો અને પેન્શીલ હતાં.

મન્યુને બારણાં આગળ જોઈ મી૦ ફ્લેર બોલ્યો;-"આવો, આવો સાહેબ કેમ છો?"

"હાજી. ઠીક છે. આ શું લખતા હતા?"

"જુઓ શું લખતો હતો તે." એમ કહી તે કાગળો મન્યુના હાથમાં મૂકયા.

**"સો પરણેલાં જોડામાં નીચે પ્રમાણેઃ-**

| | |
|---|---|
| દુઃખી આશરે (Unhappy) ... ... ... ... | ૪૮ |
| બેદરકાર (Indifferent) ... ... ... ... ... | ૩૬ |
| વાસ્તવિક સુખી (Unquestionedly happy) ... ... | ૧૫ |
| સદ્ગુણી (Virtuous) ... ... ... ... ... | ૧ |
| સદ્ગુણી અને ધર્મશીલ (Virtuous and religious)... ... | ૦ |
| **વળી એ સોમાંથી** | |
| ઇચ્છાપૂર્વક અસદ્વર્તનવાળા... ... ... ... ... | ૧૪ |
| સ્વચ્છંદ વર્તનશીલ અને અનીતિમાન્ ... ... ... ... | ૫૧ |
| કોઈ પણ પ્રકારનો શક ન લાવી શકાય એવા ... ... ... | ૦ |

* * * * *

મન્યુએ એટલું વાંચી કાગળ મૂકી દીધો અને પૂછ્યું કે, "એ બધું ગમે તેમ હશે. પણ એ તપાસ કરી કોણે?"

"હા, એક ડૉકટરે. એનું નામ ડૉ૦ એન્ટન. જે. ગ્રોસ હોફીંજર (Dr. Anton J. Gross Hoffinger). એણે બધી વિગતવાર માહિતી આપી છે. એક સો કુટુંબનો એહેવાલ એણે બરાબર લખ્યો છે. શ્રીમંત, મધ્યમ અને ગરીબ ત્રણે વર્ગનાં સો સો કુટુંબો લઇને એણે અન્વેષણ કરી એક પુસ્તક લખ્યું છે. પણ ચાલો, આજે હું તમને કેટલીક ચીજો બતાવીશ અને પછી એના વિષે વાતચીત કરીશ."

તેઓ કપડાં પહેરી બહાર નીકળ્યા, અને ફરતાં ફરતાં "લીસ્ટર સ્કવેર"માં આવ્યા. અહીં કેટલીક "એજન્સીઓ"નાં પાટિયાં હતાં.

મી૦ ફ્લેરે કહ્યું;–"જુઓ, આ જે એજંસીનાં પાટિયાં વાંચો છો, તે શું છે? એ એજન્ટો નાટકમાં કામ કરનારી, ગાનારી વગેરે પૂરું પાડવાનું કામ કરે છે. એ એજન્સીને નામે ઠગાઈ ચલાવે છે, છોકરીઓને ફસાવી વેચે છે, સમજ્યા? બહાર મ્યુઝીક હોલ્સ, પેરીસ, વાઈઝ બેડન વગેરે સ્થળનાં નાનાં થીએટરોમાં છોકરીઓને મોકલી આપે છે. વાસ્તવિક રીતે તો તે થીએટર હોતાં નથી. વધારે સમજવું હોય તો ચાલો આપણે એક એજન્સીની ઓફીસમાં જઇએ."

મન્યુ તેની સાથે એક સીડી ઉપર ચઢ્યો. બીજે માળે એક ઓરડીમાં બન્ને દાખલ થયા. ભીંત ઉપર જાહેર ખબરના મોટા કાગળો હતા. બીજા હેન્ડબીલમાં ત્યાંની નામચીન એકટ્રેસોની છબીઓ હતી. તે એમ બતાવવાને કે એણે, એ એકટ્રેસોને કામે લગાડેલી અને પાછળથી તેઓ ખ્યાતિને પામેલી. એક પિયાનો, તેના ઉપર સંગીતના કાગળોનો થોકડો, બે ચાર ખુરશીઓ, અને એક ટેબલ એક ઓરડામાં હતું. જાડા જેવો એક માણસ પિયાનો વગાડતો હતો અને એક ખુબસુરત યુવતી ગાતી હતી. ઓફીસને લગોલગ એક બીજી ઓરડી હતી. તે તેની (એજન્ટની) ખાનગી બેઠક ઉઠકને માટે રાખી હતી. મી૦ ફ્લેરે મન્યુને ત્યાં બેસવાનું કહ્યું. ત્યાંથી તેઓ સઘળું સાંભળી શકતા હતા.

તે છોકરીએ ગાવાનું પૂરું કર્યું, એટલે એજન્ટ આરામ ખુરશી ઉપર જઈ બેઠો, અને બોલ્યો;–"ઠીક છે, અવાજ સારો છે. ચાલશે. વારુ પણ કાલે પેરીસ જઇ શકશો? બીજી કેટલીક યુવતીઓ જવાની છે. તેમની સાથે જવામાં વાંધો છે?"

"પણ ક્યાં ઉતરવું અને રહેવું?" તે યુવતીએ પૂછ્યું.

"હા...હા. એ સર્વ થઈ રહેશે. મારો ભાગીઓ ત્યાં સ્ટેશન ઉપર સામો લેવા આવશે. આઠ વાગે બરાબર સ્ટેશન ઉપર આવજો. હું ટીકીટ બીકીટ લઈ આપી બધો બંદોબસ્ત કરી આપીશ."

"વારુ મને કંઈ વાંધો નથી. પણ ક્યાં સૂધીની નોકરી છે?" તે યુવતીએ પૂછ્યું.

"જ્યાં સૂધી તમે ત્યાંના નિયમ પ્રમાણે કામ કરશો ત્યાંસૂધી કોઈ કાઢી નહીં મૂકે. એ ઘણો સારો મ્યુઝીક હોલ છે. ત્યાં આવનાર જનાર પણ ઘણા સારા માણસો છે. તમારે જો રહેવાની ઇચ્છા હોય તો આ કરારનામા ઉપર સહી કરો."

તે છોકરીએ તે કરારનામું હાથમાં લીધું અને વાંચી જોયું. પછી તેના ઉપર સહી કરી આપી. દરરોજ સાંજના બે કલાક ગાવાને માટે અઠવાડિયાના ચાર પૌન્ડ આપવાની શરત હતી. તેને અહીં મળતું હતું, તેનાથી તે વધારે હતું.

જ્યારે તે છોકરી સહી કરીને ચાલી ગઈ, ત્યારે એજન્ટ અમે બેઠા હતા ત્યાં આવ્યો.

મી૦ ફ્લેરે પૂછ્યું;—"કેટલી છોકરીઓ મોકલવાના છો?"

"છઃ મોકલવાની તો વીશ હતી, પણ અહુણાં આ તમારા પેપરવાળાઓએ બુમરાણ કર્યું છેને, તેથી જરા હમણાં મંદી ચાલે છે."

"ક્યારે વળી એ બુમરાણ જાગ્યું?" મી૦ ફ્લેરે પૂછ્યું.

"એક છોકરી ત્યાંથી ભાગી આવીને તેણે અહીં બધે હોહા કરી મૂકી છે."

"પોલીસ બોલીસ આવી હશે ત્યારે તો?" ફ્લેરે પૂછ્યું.

"અરે નારે ના. જ્યાં સુધી ત્યાંની પોલીસ અટકાવ નથી કરી શકતી ત્યાંસુધી અહીંની પોલીસનું ઝાઝું વળે એમ નથી. બહુ તો એજન્સી બીજી જગ્યાએ ખસેડવી પડે. અથવા તો બીજાના નામથી ચલાવવી પડે. કોઈ નવી જ ફર્મ નવા નામથી ઉઘાડીએ."

"ઠીક, આ મારા મિત્ર કોન્ટીનેન્ટથી આવેલ છે. જરા તમારા 'એગ્રીમેન્ટ'ની નકલ એમને બતાવોને?" મી૦ ફ્લેરે કહ્યું.

"હા જી, ખુશીથી. એ શું કંઈ થીએટરની સાથે સંબંધ રાખે છે?"

એટલું કહી મન્યુના હાથમાં કરારનામું મૂક્યું.

મન્યુએ આદિથી અંતસુધી વાંચી જોયું. તેને કંઈ વધારે વાંધા જેવું એમાં જણાયું નહીં.

થોડીવાર પછી તેઓ બન્ને ત્યાંથી નિકળ્યા.

મી૦ ફ્લેરે કહ્યું:—"હવે ચાલો આપણે બીજી એજન્સીની ઓફીસમાં જઈએ. એ ઘણું મોટું કામ કરે છે. પેરીસ, માર્સેલ્સ, હેમ્બર્ગ, વગેરે ઠેકાણે "થીએટર વેરાઈ-ટીઝ"માં છોકરીઓને મોકલી આપે છે.

અમે રસ્તા ઉપરના એક મકાનના તળ મજલામાં એક ઓરડીએ પાટીઉં જોયું. મી૦ ફ્લેર અંદર દાખલ થયો અને હું પણ સાથે જ હતો.

મારા મિત્રે અંદર દાખલ થતાં તાલવાળા, જાડા, હૃષ્ટ પુષ્ટ શરીરના એક માણ-સને કહ્યું:—"આ મારા મિત્રને કેટલીક આર્ટીસ્ટ જોઇએ છીએ. તેમના સર્કસમાં ગાવાનું કામ કરવાનું છે. અડધો ડજન સારા દેખાવની છોકરીઓ જોઇએ. તમે મેળવી શકશો કે?"

"છીઃ હું તો હમણાં એજન્સી બંધ કરી મહિના દહાડા માટે બહારગામ જવાનો છું."

"હરકત આવી પડી હશે નહીં વારુ?"

"હા; એથીસ્તો. હું જરા ફરવા જવાનો છું. પણ મારું કામ એક જણ કરે છે, તે તમને પૂરી પાડશે. પોલીસ તેને કંઈ નહીં કરી શકે. કારણ કે તે ફી લેતી નથી.

તેથી તે કાયદાના બંધનમાંથી મુક્ત છે. એનું નામ છે મીસીસ......તે બધું કરી આપશે," (એમ કહી તેણે પોતાનું કાર્ડ આપ્યું.)

"તે જો કે એજન્સી ઓફીસ જેવું નથી. પણ તેની પાસે કેટલીક છોકરીઓ છે. તેને આ મારું કાર્ડ આપશો, એટલે કંઈ કહેવું નહીં પડે. બે દિવસમાં જોઈશે તો ડઝન છોકરીઓ લઈ આવશે."

અમે આમ વાત કરતા હતા, એટલામાં બહારથી કોઇએ બારણું ઠોક્યું, અને તેની સાથે જ તે અંદર દાખલ થયો. દાખલ થનાર ઉંચો પાતળો અને સફાઈદાર મનુષ્ય લાગતો હતો.

અંદર આવતાંનીવાર એન્જંટને કહ્યું:-"મારે તમારી સાથે ખાનગી વાત કરવાની છે."

"વારુ સાહેબ" એન્જંટે કહ્યું:-"આ મારા મિત્રો મને બે ક્ષણને માટે માફી આપશે."

હું અને મી૰ ફ્લેચર બાજુની ઓરડીમાં જઇને બેઠા. મી૰ ફ્લેચરે મને કહ્યું;-"આ પોલીસનો ઓફીસર છે. તે કહે તે સાંભળો. એટલે ધ્યાનમાં આવશે."

તે પોલીસના ઓફીસરે અમે સાંભળીશું તેની જરા પણ દરકાર કર્યા વગર મોટેથી કહ્યું.

"મી૰......તમારે માટે એક બીજી ફરિયાદ આવી છે. લીલ્યન વાન્સ નામની એક છોકરીએ જે લખી મોકલ્યું છે તે વાંચી સંભળાવું છું. મહિના ઉપર તમે 'વેરા-ઇટી થીએટર'ને માટે જે અરાઢ છોકરીઓ મોકલાવી હતી, તેમાંની એ એક છે."

"અરે બધું જૂઠું. એક બોલ સાચો નહીં. તેઓ નોકરી શોધતી મારી પાસે આવે છે. એક્ટ્રેસો હોવાનો દાવો કરે છે, અને તેમાંનું કંઇ હોતું નથી. પછી પૂરતો પગાર ન મળે, એટલે એવી ધાંધલ કરી મૂકે છે."

તે ઓફીસર વચ્ચે બોલી ઉઠચો:-"હશે! પણ આ બાબતમાં તેમ નથી. પેરીસની પોલીસે તપાસ કરી બીના લખી મોકલી છે, એટલે એમાં અસત્ય નથી. તે છોકરી લખે છે કે:-"બે મહિનાની વાત ઉપર એક સ્ત્રીએ વાતચીતની દરમિયાન મને જણાવ્યું કે, પેરીસના એક મ્યુઝીક હોલને માટે કેટલીક છોકરીઓ જોઈએ છીએ, અને ત્યાં આગળની બીજી બાબતોનું છટાદાર વર્ણન કરી લીસ્ટર સ્ત્રીટમાં એક એન્જંટને ત્યાં જવાનું કહ્યું. હું તે માણસને ત્યાં ગઈ, શરતો કબુલ કરી, કરારનામા ઉપર સહી કરી આપી. તે માણસ અમને સ્ટેશન ઉપર મૂકવા આવ્યો. ત્યાં તેની સાથે બીજી કેટલીક છોકરીઓ હતી. એમાંની બે મારી ઓળખાણની હતી અને સારા વર્તનની હતી. પેરીસમાં અમને એ એજન્ટનો માણસ મળ્યો અને કહ્યું કે "તમારે માટે એક હોટેલમાં જગા રાખી છે; ત્યાં ઉતરો." અમને તરત જ માલમ પડયું કે, એ હોટેલ સારી જગ્યામાં ન હતું અને ત્યાંના માણસો પણ સારાં ન હતાં. પણ શું કરીએ? લાચાર! પરદેશનો મામલો, અને વળી બીજી હોટેલમાં રહેવા જવા જેટલા પૈસાનો અભાવ, એટલે ત્યાં જ રહેવાની ફરજ પડી. એક આખા અઠવાડિયા સુધી અમે કંઈ કર્યું નહીં. અમને કંઈ કામ સોંપવામાં આવ્યુ નહીં. અમે એન્જંટને જઈ કહેતા ત્યારે તે જણાવતો કે, 'તમે તમારાં કપડાં (Costumes) સાથે લાવ્યાં નથી,' માટે તે તૈયાર

થાય ત્યાં સુધી થોભવું પડશે.' અઠવાડિયાની આખરે સઘળા પૈસા ખર્ચાઈ ગયા. હોટેલવાળાએ આવીને કહ્યું કે 'પૈસા આપો, પૈસા ક્યાંથી આપવા?' અમે બધાં મળી એજન્ટ પાસે ગયાં. હું અને એક બીજી મારી સાથે છોકરી હતી, તે બે જણ વચ્ચે એક સોવરીન આપ્યો. અમે બીજી હોટેલમાં લઈ જવા આગ્રહ કર્યો, ત્યારે તે બીજી હોટેલમાં લઈ ગયો. કેટલાક સમય પછી એજન્ટે આવી જણાવ્યું કે, તેને થિયેટ્રીકલ કામનો ઓરડર મળ્યો હતો, તે રદ ગયો છે અને 'કાફેશાંતા'માં અમારે માટે નોકરી છે એમ જણાવ્યું.

"અમે 'કાફેશાંતા'માં ગયાં. અમને માલૂમ પડયું કે, અમારે મધરાતે ગાવાનું કામ કરવું પડતું અને સવારના પાંચ વાગ્યા સુધી તે સ્થળે રહેવું પડતું.

એક વખતનો નાચ અને ગાયન પછી અમારે ત્યાં આવનાર પુરુષોની સાથે અમને દારુ પીવાનું કહેવામાં આવતું. અમારે આવનારની સાથે તેમ કરવું પડતું અને તેઓ અનેક પ્રકારની ચેષ્ટા કરતા. જો અમે એ પ્રમાણે વર્તન કરવાની ના પાડતાં તો કરારનો ભંગ થતો; કારણ કે કરારમાં "Failure to please, lack of skill" ને માટે કાઢી મૂકવાની તેને સત્તા હતી. મારી સ્થિતિ આથી ઘણી ભયપ્રદ બની ગઈ. મારી માને હું કાગળ લખી શકતી નહીં. કારણ કે તેની મરજી વિરુદ્ધ હું અહીં આવી હતી. એમને એમ કરતાં હું માંદી પડી. મને ટાઈફોડ જ્વર લાગુ પડશે, એમ જણાવા લાગ્યું. એથી મને એક હોસ્પીટલમાં મોકલી દીધી. ત્યાં કોઈ પાસેથી પૈસા માગી મારી માને મેં તાર કર્યો, અને તેણે ત્યાંથી પૈસા મોકલી આપ્યા. ત્યારે હું લંડન આવી શકી. પેરીસ છોડીને આવતાં મને ખબર મળી કે, બીજી છોકરી ત્યાં રહીને ખરાબ આચરણમાં પડી. કારણ કે તેમ કર્યા વગર છૂટકો જ ન હતો. એ પ્રમાણે એ એજન્ટ કેટલી સરલ બાલિકાઓના અધઃપાતનું કારણ થઈ પડે છે."

જ્યારે તેનું બોલવું પૂરું થયું કે, તરત જ એજન્ટ ગર્જના કરી ઉઠયો કે;-"ખોટું! ખોટું! તદ્દન ખોટું! ગાતાં જ નહીં આવડતું હોય. બરાબર, મને મારા એજન્ટે કાગળ લખી જણાવ્યું છે કે, તેણે ત્યાં આવનાર માણસો પ્રતિ અસભ્ય શબ્દો વાપર્યા હતા."

"મારા મિત્ર! આપ જે સ્થળે એ છોકરીઓને મોકલો છો, તે કેવું છે તે મારાથી અજાણ્યું નથી. તમે પણ બરાબર જાણો છો. આ વાંચી સંભળાવ્યું કે ફરીથી તમે એવું બ્હાનું ન લાવો કે મને ખબર નથી કે ત્યાં શું થાય છે? આ સૂચના ધ્યાનમાંથી ખસે નહીં જો જો." પોલીસના અમલદારે કહ્યું.

"ત્યાં શું થાય તેને માટે હું શું કરું? તેઓએ પોતાની સંભાળ લેવી જોઇએ. હું તો માત્ર ગાનાર આર્ટીસ્ટોને જ ગાવાના કામ માટે રાખું છું. જુઓ આ મારા કૉંટ્રાક્ટનાં ફોર્મ." એજન્ટ રોશમાં બોલી ઉઠયો.

"હવે રહેવા દોને એ બધી સફાઈ. તમારાં કામ શાં છે, તે અમે જાણીએ છીએ. એ છોકરીઓને પૈસા વગરની સ્થિતિમાં રાખી તેમની પાસેથી મરજીમાં આવે તેવી ગુલામગીરી કરાવો છો. તેઓની ત્રાસદાયક સ્થિતિ થાય, એટલે તે સ્થિતિનો લાભ લઈ

તેમનું સતીત્વ નષ્ટ કરાવો છો, અને ખરાબ અનીતિમય જીવન ગાળવાને માટે પ્રસ્તુત કરો છો." તે અમલદારે કહ્યું.

"વારુ હવે આપ શું કરવા માગો છો?"

"તે મારા ઉપરીનું કામ છે. મારે જે કહેવાનું હતું તે કહ્યું."

"એટલું કહી તેના હાથમાંનો વાદળી રંગનો કાગળ ખીસ્સામાં મૂકી તે અમલદાર ત્યાંથી ચાલતો થયો."

મી૦ ઍલેરે બહાર આવીને કહ્યું;—"ઠીક ત્યારે તમે કહો છો તેમ કરીશું."

"હા, જુઓને આ પોલીસ અમારા કામમાં હરકત નાંખ્યા જ કરે છે."

"હોય એ તો એમ જ ચાલ્યા કરે."

એટલું કહી મી૦ ઍલેર અને હું ત્યાંથી ચાલી નીકળ્યા.

રસ્તા ઉપર આવતાં મી૦ ઍલેરે જણાવ્યું કે "આ લત્તામાં એવી ઘણી એજન્સીઓ છે. પણ એ બે ઉપરથી તમને ખ્યાલ આવશે."

"એ તો ઠીક પણ એ લોકો આ છોકરીઓને શી રીતે અહીં સમજાવીને લાવી શકે છે?"

"તેના ઘણા રસ્તા છે. એક તો જાહેર ખબરથી જે હું તમને ઘર આગળ બતાવીશ, અને બીજું એ કે આ એજંટો પૈસા આપીને કેટલીક સ્ત્રીઓ ફરતી રાખે છે. તે એવી છોકરીઓને સમજાવે છે. ત્યાંના ફાયદા, એક્ટ્રેસોના ભારે પગાર, નામના, આદિ બતાવી ઠગે છે. હું તે પણ જતાં જતાં તમને બતાવીશ."

એમ વાતો કરતા તેઓ બન્ને 'કેનબર્ન સ્ટ્રીટ'માં આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ 'સ્ટ્રેન્ડ'માં એક મહોલ્લામાં આવ્યા. અહીં એક ખરી ડ્રામેટીક એજન્સી હતી. અહીં કેટલીક સારી ગાઈ શકે તેવી છોકરીઓ નોકરી શોધવા આવે છે તે નજરે પડી.

આ જોઈ મી૦ ઍલેરે કહ્યું:—"આ છોકરીઓ અહીં નોકરી શોધવા આવે છે. પણ નોકરી મળતી નથી. દરેકને ક્યાંથી મળે? નાટકનું બજાર હમેશાં તેજ હોતું નથી. આ છોકરીઓમાંની ઘણી નિરાધાર અનાથ હોય છે. કેટલીકને તેમનાં વૃદ્ધ માબાપને પોષવાં પડે છે. રોજ આંટા મારી નિરાશ થાય છે."

"ઘણી આશા ભંગ કરનારી બીના." મન્યુએ કહ્યું.

"હા. જુઓ પેલી સ્ત્રી પેલી ત્રણ છોકરીઓ સાથે વાત કરે છે. એ એજન્ટની પાસેથી પૈસા લઈ કામ કરે છે. એ છોકરીને બહાર થીએટરમાં સારા પૈસા મળે છે. થોડો જ વખત કામ કરવું પડે છે, વગેરે કહે છે. પોતાની છોકરી બહારગામ છે તેનો આવેલો કાગળ વંચાવે છે. એ કાગળ ખોટો, અને એ દરેક વાત કરે તે પણ ખોટી. પક્ષીઓ ફસાવવાની જાળ પાથરે છે. જુઓ! એક છોકરીને બાર-દારૂની દુકાનમાં લઈ ગઈ. બીજી એ વાતને સંમત ન થઈ, અને ચાલી ગઈ. એને આપણે પહેલી એજન્સીમાં ગયા હતા, ત્યાં મોકલી આપશે."

મન્યુ ચૂપ રહ્યો.

મી૦ ઍલેરે કહ્યું:—"ચાલો આપણે ઘેર જઈએ. હું તમને આના સંબંધમાં પુષ્કળ માહીતી આપીશ."

મન્યુ મી૦ ઍન્ડ્રેરની સાથે તે રહેતો હતો ત્યાં ગયો. ત્યાં જઈ એક ખુરશી ઉપર પડ્યો અને મી૦ ઍન્ડ્રેરની સાથે વાતચીત કરવા લાગ્યો.

મન્યુએ પૂછ્યું:–"એ છોકરીઓને ત્યાં મોકલી શું કરતા હશે?"

"ત્યાં શું કરતા હશે! અનીતિના અખાડામાં મોકલી આપે. બીજું શું? બહારગામ તેઓને ખોટી લાલચમાં નાંખી ફસાવે, થીએટર કે મ્યુઝીક હોલ કંઈ નહીં, એ બધું બતાવાનું. એ છોકરીઓ જવાની અનીતિમાં! તેમને બનાવવાની વેશ્યાઓ!! એ ઘણું ભયંકર છે. અહીં એને "વ્હાઇટ સ્લેવ ટ્રાફીક" કહે છે.!!!"

"પણ એ છોકરીઓ ત્યાંથી નાસી કેમ નથી આવતી?"

"શી રીતે નાસી આવે? એ લોકોની અજબ રીત છે. બીજા ધંધાની માફક એનું ગીલ્ડ છે. એ એજન્ટો એક બીજાને સારી રીતે ઓળખે છે. જો છોકરી નાસી આવે તો તેઓ પાછી તેને પકડી જાય છે."

"અરે એમ કેમ બને? અહીં આવી પોલીસને ખબર આપે, તો પછી?"

"પહેલ વ્હેલા એ લુચ્ચાઓ ફસાવે છે. પછી છોડી જવાની ધમકી આપે તો એની વર્તણુક જાહેરમાં મૂકવાની બ્હીક બતાવે છે. તેને ભય લાગે છે કે, કોઈ બીજે ઠેકાણે ઠેકાણું પણ પડશે નહીં. તેની દરેક નબળી અવસ્થાનો લાભ લે છે. આ ઑફીશીયલ બ્લુ બુકમાંનો ઉતારો જુઓ."

એમ કહી તેણે મન્યુના હાથમાં એક પુસ્તક મૂક્યું. તે Report of the Emigration Department of the United States Government નો હતો.

એક છોકરીને સવાલ કરવામાં આવ્યો હતો કે, તે એવી સશક્ત હતી, છતાં તે જગા છોડીને શામાટે ચાલી ન ગઈ?

તેના જવાબમાં તેણે કહ્યું હતું કે;–"ચાલી જાઉં શી રીતે? કેવી રીતે? અમને એવા તો કરજમાં રાખે છે કે, છુટવાનો આરો જ હોતો નથી. અમને હલકાં કપડાં અપાવે છે. તેના મ્હોં માગ્યાં દામ ગણે છે. આઠે અને દશે દહાડે પોશાક નવા નવા કરાવે છે. અમારો હીસાબ અમને છ મહિને દેખાડે છે. એમાં એક જ વાત જોઇએ છીએ. દહાડે દહાડે અમે વધારે દેવામાં ગરક થતાં જઇએ છીએ."

મન્યુ આ વાંચી આભો જ બની ગયો. "આ જબરું તોફાન." થોડીવાર પછી તેણે કહ્યું;–"આ શી રીતે થાય છે? એટલી બધી છોકરીઓને શું કરતા હશે?"

"હા, દુનીઆનાં દરેક મ્હોટાં શહેરો જ્યાં ગોરી ચામડીની માગણી હોય ત્યાં તેમને મોકલવામાં આવે છે. ત્યાં તેમની દયાજનક સ્થિતિ થાય છે. આપણે આ એજંસીઓ જોઈ, તે સિવાય બીજી રીતે તેઓ ફસાવવાની યુક્તિ રચે છે. કોઈ ન્યુસપેપરમાં જાહેર ખબર જુઓ. આ પત્રમાં નીચે મુજબ જાહેર ખબર છે.

Fine position for a young Lady. Independent, not over 25. As a companion to teach English, and travel on the continent. (યુવતીને માટે ઉત્તમ નોકરી. તે સ્વતંત્ર અને ૨૫ વર્ષથી

વધારે ઉંમરની નહીં હોવી જોઇએ. સહચરી તરીકે અંગ્રેજી શિખવવા અને બ્હાર સાથે મુસાફરી કરવાનું કામ છે.)

"આ જાહેર ખબર આપનાર એક રશ્યન હતો. તે સારી હોટેલોમાં રહેતો હતો. યુવાન છોકરીઓ સાથે ફરતો હતો. તે પૈસાવાળો હતો, અને આખરે તપાસ કરતાં માલમ પડ્યું કે, તે યુવાન છોકરીઓને અનીતિના મંદિરોમાં મોકલાવનાર એજન્ટ હતો. આવી ઘણી જાહેર ખબરો જૂદી જૂદી રીતે છપાય છે. તેના નમૂના જુઓ પેલામાં છે."

"વારુ ત્યારે આનો ઉપાય કેમ નથી કરતા? આને બંધ કરવાને કોઇ સંસ્થા નથી?" **મન્યુએ** પૂછ્યું.

"છે. 'નેશનલ વીજીલન્સ એસોસીએશન' છે. તે ઘણું સારું કામ કરે છે. તેના માણસો ચેતાવવાને સ્ટેશન ઉપર હાજર હોય છે. ઘણા સારા માણસો એમાં છે; જેવા કે **રાઇટ ઓ**નરેબલ **અર્લ** ઓફ **એ**બર્ડીન; **હીઝ ગ્રેસ** ધી **આર્ક** બીશપ ઓફ **વેસ્ટ** મીનીસ્ટર, વગેરે. આ સાત વરસમાં તેઓએ ૧૭ હજાર કેસો એવા જૂદે જૂદે ઠેકાણે મળીને બચાવ્યા છે."

"આ સિવાય બીજા ઉપાય નથી? કાયદાનું બંધન કેમ નથી કરતા?"

"તેનો પણ પ્રયાસ થાય છે. પાર્લામેન્ટમાં M. A. P. (એક પત્રનું નામ છે. Mainly About People) ના ચલાવનારા એક બીલ લાવનાર છે. વળી તેઓએ એક ફંડ ઉભું કર્યું છે, જે નેશનલ વીજીલેન્સ સોસાઇટીને સોંપ્યું છે. થોડા વખત ઉપર એક International Commission on White Slave Traffic ને માટે બેઠું હતું. તેમાં **સર પરસી બંટીગ** 'કોટેમ્પોરેરી રીવ્યુ'ના તંત્રીએ નીચે પ્રમાણે કહ્યું હતું;—

"Certain it is that there is a regular trade in young girls, who are bought and sold, imported and exported, to and from the ports and cities of Europe."

"આ તો ઘણું જ ભયંકર સામાજીક દરદ છે. તેને માટે મજબૂત ઉપાયો લેવા જોઇએ" **મન્યુ** બોલ્યો.

"અવશ્ય તમારે આ સોસાઇટીનું કામ અને એ "વ્હાઇટ સ્લેવ ટ્રાફીક"વાળા કેમ કામ કરે છે તે જોવું હોય તો કાલ સવારે નવ વાગે 'વોટર લુ' સ્ટેશન ઉપર આવજો. મારે પણ કામ છે."

"વારુ, આવીશ" એમ કહી **મન્યુ** ત્યાંથી રજા લઈ ઉઠ્યો. તેને હિંદુસ્તાન યાદ આવ્યું. આપણી સમાજનું ભાન થયું. તેને લાગ્યું કે, આપણી અવનત સ્થિતિ છતાં ઉત્તમ છે. ઉન્નત છે. આ કુબેરના ભંડાર જેવા સમૃદ્ધિવાળી નગરીમાં આટલો સડો! આટલી બદી! આટલી દુર્ગંધ! હરિ! હરિ! એમ વિચારમાં ને વિચારમાં તે પોતાના હોટેલ આગળ આવી પહોંચ્યો. હોટેલમાં જઈ કપડાં કાઢી સુઈ ગયો.



## પ્રકરણ ૫૬ મું

## હવે શું કરવું?

ઉર્મિલા જ્યારે ઘર છોડીને ગુસ્સામાં ચાલી નીકળી, ત્યારે તેણે લેશ પણ વિચાર કર્યો ન હતો કે હું કયાં જઇશ? ગાડીમાં બેઠી કે તરત જ ગાડીવાળાએ પૂછ્યું;-"ગાડી કયાં લઈ જાઉં?" ઉર્મિલાએ જવાબ આપ્યો કે ગીરગામ રોડ ઉપર. આમ જવાબ આપ્યો ખરો, પણ તેનું મન ડગુડગુ થતું હતું કે કયાં જઇશ? ગાડી ગીરગામ ઉપર આવતાં જ મીસીસ માલતીનું ઘર આવ્યું. ત્યાં ઉર્મિલાએ ગાડી ઉભી કરાવી અને ઉતરી, મીસીસ માલતીના ઘરમાં ગઈ. ઉપર જઈ ચાકર સાથે ગાડીવાળાના પૈસા મોકલાવ્યા.

મીસીસ માલતી ઉર્મિલાને જોઈ બોલી:-"અહો અત્યારે તું કયાંથી ભૂલી પડી."

ઉર્મિલાએ જવાબ આપ્યો;-"કંઈ કારણસર સ્હેજ. લીલા કયાં છે?"

એટલામાં લીલા આવી. ઉર્મિલાને જોઈ તે ખુશી થઈ. તેણે કહ્યું:-"ઠીક બ્હેન ઠીક. અત્યારે ભલી તને યાદ આવી. આજ ઘણે દહાડે અને રાત્રે એકાએક કયાંથી? આ તારો ચ્હેરો આમ ઉતરી ગયેલો કેમ લાગે છે?"

ઉર્મિલાએ બધી હકીકત ટુંકામાં કહી જણાવી. મીસીસ માલતીએ આશ્વાસન આપ્યું. લીલાએ દીલગીરી જણાવી અને કહ્યું:-"કંઈ નહીં બ્હેન! આ ઘર તારું પોતાનું જ છે એમ જાણજે."

"હાસ્તો, નહીં તો હું અહીં આવત શું કરવા?"

"ઘણું સારું કર્યું કે અહીં આવી. એમાં ગભરાવાનું શું છે? કાલ સવારે રોશ ઉતરી જશે, અને એ પણ ઠેકાણે આવશે."

"આવે કે ન આવે, તેની મને પરવા નથી. હું હવે કંટાળી ગઈ છું. રોજ રોજ એનો એ ત્રાસ, એ તોફાન. હવે મારાથી નથી શોષાતું." ઉર્મિલાએ રોશમાં અને દીલગીરીમાં કહ્યું.

"કંઈ નહીં બ્હેન! જરા શાંત થા. અત્યારે સુઈ જા. બધુંય થઇ રહેશે, એમાં શું છે!"

એમ ઘણીવાર સૂધી વાતો કર્યા પછી તેઓ સઘળાં સુઈ ગયાં. ઉર્મિલાને વાળુ કરવાનો આગ્રહ કર્યો, પણ તે રાતે તેણે ખાધું નહીં. તે ઝટ નિદ્રાને વશ થઈ ગઈ.

બીજે દિવસે સવારના ઉઠી, સવારના શૌચથી પરવારી, ચ્હા પીવાને ત્રણે જણાં બેઠાં હતાં. ફરીથી એ જ વાતનો વિષય ચાલુ હતો.

મીસીસ માલતી બોલી:-"એમાં તારો શો દોષ છે? તું સંસારથી અણવાકેફ, સરલ પ્રકૃતિની, તને શી ખબર પડે કે સંસારના લોકો આવા છે. પરંતુ તારા ભાઇને બરાબર જોવું જોઇતું હતું. અરુણના પૂર્વ લક્ષણની માહિતી મેળવવી જોઇતી હતી. તે જો મેળવી હોત તો આમ ન થાત."

ઉર્મિલા:-એ ખરી વાત છે. પણ તમે તો જાણો છો કે, મ્હોટાભાઈ કોઇને ખરાબ જોઈ શકતા નહીં. તેઓ એવા સાધુ પુરુષ હતા કે તે સંસારના સઘળાં માણસોને સાધુ જ દેખતા."

માલતી:-"હા, ખરી વાત. તેઓ બિચારા સરળ માણસ હતા. તેમને એના ગુણની શી ખબર પડે? પણ આજે એવા દહાડા આવ્યા છે કે, કોઇનો એમનો એમ વિશ્વાસ કરવો એ સારું નથી. સંસાર મહા કુટિલતામય છે. બળ્યું જવા દેને એ વાત. જે થવાનું હતું તે થયું. પણ હવે તું શું કરવા માગે છે?"

"શું કરવા માગું છું? એ જ કે પ્રાણ જતાં પણ એ ઘર હવે ફરીથી જઇશ નહીં." ઉર્મિલાએ ગુસ્સામાં કહ્યું.

લીલા:-"(મીસીસ માલતીને ઉદ્દેશીને)-એના મનને જબરો આઘાત લાગ્યો છે. ન લાગે બળ્યું! એવી નઠોરતા તે ક્યાં સુધી સ્હેવાય? એનાં લક્ષણ એવાં છે કે બીજું કોઈ સહન કરે નહીં."

માલતી:-"એ તો ખરું, પણ એ રોશ ક્યાં સુધી રહે? કાલ સવારે ઉતરી જવાનો એ રોશ. એમ કંઈ ચાલે છે, સંસારમાં? સારું થયું કે તું અહીં આવી. આ તારું જ ઘર છે. કંઈ ચિંતા કરીશ નહીં. સર્વ બાબતનો બંદોબસ્ત થઈ જશે."

ઉર્મિલા:-"હાસ્તો. તેથી તો અહીં આવી. તમે મને તમારી લીલા જેવી જાણો છો તેમાં જ. નહીં તો અહીં શું કામ આવત! આજ મ્હોટાભાઈ હોત તો......" એટલું કહી ઉર્મિલાએ નિઃશ્વાસ નાંખ્યો.

મીસીસ માલતી:-"હા! અત્યારે અહીં આવી તેમ પહેલાં આવી હત. જ્યારે તારાં ભાભીની સાથે-અરે ભૂલી! હવે તો ડોકટરની સ્ત્રીની સાથે બોલવું થયું ત્યારે આવી હત, તો આમ ન થાત. અરુણનું આવવું તમારે ત્યાં શાને માટે હતું તે સમજવું મુશ્કેલ ન હતું. સ્હેજ ઈસારો કર્યો હોત તો આમ ન થાત." એટલું કહી માલતી ચ્હા પીવાનું પૂરું કરી અંદર ગઈ. લીલા અને ઉર્મિલા બન્ને જણ ત્યાં બેસી રહ્યાં.

લીલા:-"હં તેં એકદમ ઉતાવળ તો બહુ કરી."

ઉર્મિલા:-"શું કરું? તે વખતે ઉભાં રહેવાને પણ જગા ન હતી. તું તો મારી ભાભીનો સ્વભાવ જાણે છે."

"હા, તેમસ્તો. ખરી વાત શું કરીએ? આ જોને સંસાર કેવો છે! ઉજળું એટલું દૂધ હોતું નથી. આઘેથી જે ઝગમગાટ, ચળકાટ લાગે છે, તે પાસે આવતાં જણાતો નથી. વારુ પણ તું તારા સ્વામીને ચ્હાય છે? ચ્હાતી હતી ખરી કે?"

"અવશ્ય હું એમને ચ્હાતી હતી. બ્હેન! તારાથી છૂપાવવાની શી જરૂર છે? હું ખરેખરું કહું છું. પહેલ વહેલાં મને ખરેખર તેમના પ્રતિ ભાવ હતો, પ્રેમ હતો. હું આત્મપરીક્ષા કરી આ સર્વ કહી શકું છું. પણ હવે તેમાંનું કંઈ નથી. એક બિંદુ માત્ર પ્રેમ નથી. તેઓએ મને છેતરી. તપ્તમરુ ભૂમિમાં ક્ષીણ જળની ધારા પડવાથી જેમ સૂકાઈ જાય, તેમ મારો પ્રેમપ્રવાહ શુષ્ક થઈ ગયો છે. મારો પ્રેમ એક પ્રકારની ઘૃણામાં બદલાઈ ગયો છે. જ્યાંસુધી તે સારી રીતભાતવાળા સજ્જન જણાતા ત્યાંસુધી હું તેમને ચ્હાતી, પણ જ્યારે ખરું રૂપ પ્રગટ થયું ત્યારથી શું કહું...."

"હા, સમજી બ્હેન! બળ્યું થયું તે ખરું. આપણે ત્યાંનો સંસાર જ વિચિત્ર છે. ભૂલમાં થાઓ, અજાણમાં થાઓ, તેનો ઉપાય નહીં. નાનપણમાં લગ્ન થાય,

બે શુદ્ધિમાં લગ્ન થાય, તો પણ તેનો ઇલાજ નહીં. લગ્ન એક જાતનો કરાર છે. બીજા કરારો ભૂલથી થયા હોય તો રદ મનાય. પણ આ લગ્નનો કરાર તો વિધાતાનો લેખ."

"હા. શું કરવું? આપણે ત્યાંનો રીવાજ."

"એ રીવાજમાં ફેરફાર થવો જોઇએ છીએ. નવા કાયદાની જરૂર છે. આ તો અન્યાય છે."

"હશે બહેન: તું સંભાળજે. મારું તો થવાનું હતું તે થયું."

"જા, જા, મશ્કરી કરે છે?"

"ના, ના, ખરી વાત કહું છું, મશ્કરી નહીં. હવે કાયદો છે તે છે; શી રીતે બદલાવાનો?"

"હા, કેમ ન બદલાય? વિધવા વિવાહ સંબંધી જેમ ફેરફાર થયો, તેમ આ લગ્નના કાયદાનો ફેરફાર ન થઈ શકે શું?"

"વખત આવે તે પણ થઈ શકે. આપણી સમાજ બદલાશે, તેના રીતરીવાજ બદલાશે ત્યારે તે પણ બદલાશે." ઉર્મિલાએ મ્લાન વદને જવાબ આપ્યો.

"આપણે ત્યાં પ્રેમનું દાસત્વ મનાય છે. તેની સ્વાધીનતા સ્વીકારતા નથી. પાશ્ચાત્ય સમાજમાં એમ નથી. આપણે ત્યાંનો આદર્શ જૂદો છે. આપણે ત્યાં બીજા સુધારામાં એ સુધારો થવો જોઈએ."

આમ તેઓ વાતચીત કરતાં હતાં, એટલામાં ત્યાં એક જણ આવી દાખલ થયો.

આવનારને જોઈ લીલા બોલી:–"આવો, આવો. મી. અનંતપ્રસાદ."

મી૦ અનંતપ્રસાદ એક મુંબઈના વકીલ હતા. તે ધંધામાં તેમણે ખ્યાતિ મેળવી હતી. દેખાવમાં સુકા લાકડી, આંખો ઝીણી, નાક અણીદાર અને મોં લંબગોળ હતું. કોટ, પાટલુન, ટાઈ, પરિધાન કરી, માથા ઉપર લાંબી બાંગ્લોર કેપ ગોઠવી હતી. આવનાર એક ખુરશી ઉપર બેઠો અને બોલ્યો:–"તમારાં માજી ક્યાં છે?"

"અંદર છે. હમણાં આવશે." લીલા બોલી.

થોડીવાર પછી મીસીસ માલતી ત્યાં આવી અને બોલી:–"અહો, આજ અત્યારમાં આ તરફ આવી ચઢ્યા?"

"હા. તમારું કામ હતું એટલે શું કરીએ?" વકીલે જવાબ આપ્યો.

"વારુ પછી. પછી પેલા જમીનના ટુકડાનું શું કર્યું?"

"એ તો કંઇ ધ્યાનમાં બેસતો નથી. એની કિમ્મત પણ વધારે માગે છે."

"ઠીક, રહેવા દો ત્યારે."

"આ ઉન્હાળામાં તમારે માથેરાન બંગલો રાખવો છે કે?"

"ના, હમણાં તો કંઈ વિચાર નથી. જાઉં તો ડુમ્મસ જવા વિચાર છે." માલતીએ જવાબ આપ્યો.

"હેં વકીલ સાહેબ! કયા સંજોગો વચ્ચે એક સ્ત્રી પોતાના પતિ ઉપર ભરણપોષણનો દાવો કરી શકે છે?" લીલાએ વચમાં પૂછ્યું.

"ઘણા સંજોગો વચ્ચે. કેમ, એ સવાલ શામાટે પૂછવો પડ્યો?"

"કંઈ કારણસર."

"ઉર્મિલાએ લીલાનો હાથ દાબ્યો અને ધીમેથી બોલી:–"મારે કંઈ નથી જોઇતું. આ વાત–મારા દુર્ભાગ્યની કથા જો બધા લોકમાં પ્રસરી ગઈ તો હું શરમની મારી મરી જઇશ."

"હા, હા, ઠીક પૂછ્યું લીલાએ."

માલતી બોલી ઉઠી અને પછી ઉર્મિલાના સામું જોઈ બોલી:–"આ વકીલ આપણા ઘરના માણસ છે. એ કંઈ લોક નથી. એમને સલાહ પૂછવામાં વાંધા જેવું નથી."

"મારે સલાહનું કામ નથી. હું કંઈ નોકરી શોધી લઈશ." ઉર્મિલા બોલી.

"પૂછવા દેને એમાં આપણું શું જાય છે?" એમ કહી માલતીએ ટુંકામાં બધી વિગત વકીલને સમજાવી.

બધી હકીકત સાંભળ્યા પછી વકીલ બોલ્યો:–"એમાં શું થયું? ભરણ પોષણનો દાવો માંડવામાં વાંધો શો છે? તમારો પોતાનો વાંક નથી. જે પાપાત્માએ તમને સંસાર સુખથી વંચિત કર્યા છે, તેનો સામાજીક–સામાજીક નહીં પણ રાજકીય દંડ થવો આવશ્યક છે. વધારે નહીં તો તેના માન મરતબા પ્રમાણે ભરણ પોષણને માટે ૨૦૦ થી ૩૦૦ રૂપીઆ આપ્યા વગર છૂટકો નથી. કહો તો આજે જ તેની નોટીસ મોકલાવું."

"મારે તો એક કોડી પણ એમની પાસેથી જોઇતી નથી. એ પૈસા લેવા, એ હું પાપ સમજું છું. રસ્તામાં ભીખારણ થઈ ભીખ માગીશ, કોઇનું દળણું ખાંડણું કરીશ. ઈશ્વરે બુદ્ધિ આપી છે તો ભરવા સીવવાનું કરીશ, પણ એમની પાસેથી ફૂટી બદામ નહીં લઉં; એવી મેં પ્રતિજ્ઞા કરી છે. ઘેરથી ચાલી નીકળી ત્યારે એમની એક પણ જણસ લાવી નથી. એટલું જ નહીં, પણ પહેરવાનાં વસ્ત્ર સુદ્ધાં ત્યાં ને ત્યાં નાંખી આવી."

વકીલ ઉર્મિલાનું બોલવું સાંભળી સ્તબ્ધ બની ગયો. આવતા પૈસાને લાત મારે, ઠેલી મૂકે. એવું કોઈ માણસ તેણે જોયું ન હતું. તેણે મનમાં કયાસ કર્યો કે, આ હજી સંસારથી અજાણી છે; ભોળી છે. તેને ઉર્મિલાના બુદ્ધિસામર્થ્યની ખબર ન હતી. વકીલે મૂછની અણીને આંગળીઓથી વળ ચઢાવતાં કહ્યું:–"તમે સંસારથી અનભિજ્ઞ છો, નહીં તો એમ કહો નહીં. જે ધર્મતઃ તમારું છે તે લેવામાં તમને શો વાંધો! તે શામાટે છોડી દેવું જોઇએ? તેના રૂપીઆને તો પાપ આવીને અડતું નથી. તે શુદ્ધ પવિત્ર ચળકતી જણસ કદિપણ મલિન થતી નથી. તેને કોઇના સ્પર્શથી વાંધો આવતો નથી. દરેક ઠેકાણે પૈસો છે તો સહુ છે. પૈસા વગર આ દુનિયામાં કંઈ નથી. સુસભ્ય સમાજમાં એનો આદર છે; નથી એમ નહીં. ભગ્ન હૃદયની સાંત્વના એનાથી થાય છે. વિલાયતમાં પણ એમ જ જ્યાં જૂઓ ત્યાં એમ જ. વિલાયતમાં કહે છે કે 'પ્રેમ નહીં તો નહીં પણ પૈસો લાવો.' અત્યારે એમ લાગે કે પૈસા વિના ચલાવીશું, પણ પૈસા વિના શી શી આપત્તિઓ વેઠવી પડે છે? પૈસા ન હોય તેનાં કેટલાં દુઃખ છે? શરીરની રક્ષા પૈસાથી થાય છે. પૈસાથી જ આ દુનિયામાં માન આબરૂ મળે છે. ઘરબાર, વાડી, બગીચા, નોકર, ચાકર, ગાડી, ઘોડા એ એક રીતે કહીએ તો પૈસાનાં જૂદાં જૂદાં રૂપ છે. પૈસો છે તો એ સર્વ છે. અવ્વલ દરજ્જાનો ફકીર નજીર પણ કહે છે કે;–

"પૈસા હી બરસ બનાતા હૈ ઇન્સાં કે બાતકો;
પૈસા જેબ દેતા હૈ બ્યાહો બરાતકો,
પૈસા હૈ રઙ્ગ રૂપ પૈસાહી માલ હય;
પૈસા ન હો તો આદમી ચર્ખેકા માલ હય."

વકીલનું આ લાંબું વકતૃત્વ સાંભળી માલતીના મનપર અસર થઈ. તે બોલી:—"જોને ઉર્મિલા, એ ખરું કહે છે. ખર્ચું પૈસા વગરની જીંદગી શી રીતે જાય? કંઈ પહેરવા ઓઢવા જોઇએ કે નહીં? બહાર બે લોકમાં જવું આવવું, માટે કંઈ બે ચાર ઘરેણાં દાગીના તો જોઇએ. આ વકીલને આપવા દે ને નોટીસ, એમાં શું છે તે?"

"ના, બાઇ ના. મારે લોકોમાં મારી જાતે હાંસી કરાવવી નથી. મારા દુઃખનો ભાર લઈ હું મારું જીવન નિર્જનમાં, સંસારના એક ખૂણામાં જઈ વ્યતીત કરીશ. મને પૈસાની જરૂર નથી. કસાની જરૂર નથી. પૈસો શું કામનો છે? ઈશ્વરે બુદ્ધિ આપી છે. જ્ઞાન આપ્યું છે. તે સર્વને પોષે છે તો મને પણ પોષશે."

લીલા બોલી:—"અહા ખરું કહે છે. શું કંઈ એના પૈસા વગર નહીં ચાલે?"

"લાગે છે એમ! પણ આવતી લક્ષ્મીને ઠેલવી એ સારું નહીં. વળી તમે નહીં કંઈ કરો તો તેથી તમારા સ્વામીને તમે જાતે એક પ્રકારની સગવડ કરી આપવા જેવું કરો છો." વકીલે કહ્યું.

"તેથી શું? હવે તેમને સગવડ થાઓ કે અગવડ થાઓ, મને તેની દરકાર નથી મારું અંતઃકરણ ખિન્ન થઈ ગયું છે. મને કશાની જરૂર નથી. હું માત્ર એક ઠેકાણે શાંતિમાં જીવન વ્યતીત કરીશ. એકાદ સ્કુલમાં નોકરી લઇશ. અહીં નહીં મળે તો બહારગામ જઇશ."

"ખરી વાત છે. એ નાહકનો વરઝોળો આખા ગામમાં કરવો અને ફના ફજેત થવું, એ સારું નહીં. નોકરી મળે અથવા ન મળે તેથી શું? અહીં રે'જે બહેન. આ તારું જ ઘર છે. નોકરીની શી જરૂર છે?" લીલા બોલી.

ઉર્મિલાએ કહ્યું;—"કંઈ નહીં, શું? એકાદ શાળામાં સ્ત્રીશિક્ષકનું કામ કરીશ તો એ મારો નિર્વાહ ચાલી શકશે. એમાં વાંધો નહીં આવે. હા માત્ર અહુણાં ને અહુણાં જ આપણે જોઇએ તે કયાંથી બની આવે?"

માલતીએ પણ આ વાતને સંમતિ આપી. માત્ર વકીલે જેણે મનમાં પૈસા કમાવાનું અને કોર્ટમાં એક સેન્સેનલ કેસ ઉપસ્થિત કરવાનું માનસચિત્ર કલ્પ્યું હતું, તે નષ્ટ થયું. તે તરત જ ત્યાંથી રજા લઈ ચાલી નીકળ્યો.

ઉર્મિલા બે ચાર દિવસ માલતીને ત્યાં રહી. શું કરવું તેની તેને સૂઝ પડતી નહીં. ઘડીમાં વિચાર થતો કે "સેવાસદન"માં જઈ જોડાઉં, વળી બીજે ક્ષણે એમ ભાસતું કે મુંબઈમાં રહેવું સારું નહીં. કર્તવ્ય ક્ષેત્ર બદલી બીજે ગામ જવું. પણ કયાં જવું? બીજે ગામ કોને ત્યાં જવું? ત્યાં નોકરીનો શો બંદોબસ્ત થાય! અજાણ્યા ગામમાં ઓળખીતું નહીં, પાલખીતું નહીં. એવા અનેક વિચાર તેના મનમાં ઘોળાયા કરતા હતા.

આખરે એક પત્રમાં એક દેશી રાજ્યમાં વડી સ્ત્રી શિક્ષકની જરૂર છે, એવી મતલબની જાહેર ખબર તેણે વર્તમાન પત્રમાં વાંચી. તરત જ તે જગ્યાને માટે અરજી કરી અને સાથે પ્રમાણપત્ર બીડી મોકલ્યાં. બે ચાર દિવસમાં તેનો જવાબ પાછો ફર્યો. તે જગ્યાને માટે તેને સ્ત્રી શિક્ષકનું કામ સોંપવામાં આવ્યું. ઉર્મિલા, મીસીસ માલતી, લીલા વગેરેની રજા લઈ, પોતાની નવી જગ્યાનો ચાર્જ લેવા ચાલી ગઈ.



## પ્રકરણ ૫૭ મું

## સફેદ ગુલામડીઓ

## ( WHITE SLAVE TRAFFIC )

સ્હવારના નવ વાગ્યા ન વાગ્યા એટલામાં મન્યુ વોટરલુના પ્લેટફોર્મ ઉપર આવી પહોંચ્યો. ઘણા બહાર ગામ જનારા આવવા માંડ્યા હતા. સ્ટેશનના કમ્પાઉન્ડમાં માલની ગાડીઓની હારની હાર હતી. આ માલપર "કેબીન" એવા કાગળ ચોંટાડેલા હતા. તેથી ઘણા દરિયાની મુસાફરીએ જનાર હશે, એમ જણાતું હતું. સૌધામ્પ-ટન--ઈંગ્લાંડનું એક બંદર--ને માટે વોટરલુથી ૯--૨૮ એ ગાડી છૂટવાની હતી. ત્યાર પહેલાં તો ગાડીઓ, મોટરો અને ટેકસીની હાર શરુ થવા લાગી. મન્યુ આમ તેમ નજર ફેરવતો, આંટા મારતો હતો. એટલામાં એક પીળા રંગની ભાડુતી મોટર ગાડી આવી. એમાંથી એક વૃદ્ધ વયની સ્ત્રી અને એક છોકરી નીચે ઉતરી. છોકરીના પોશાકની ઢબ છબ ઉપરથી તે આર્ટીસ્ટ એટલે કે નાટકમાં ગાનાર વા નાચનાર હોવી જોઇએ, એમ તેને ભાસ્યું. તરત જ બીજી ગાડીમાંથી એક વૃદ્ધ અને બે યુવાન છોકરીઓ આવી સ્ટેશન આગળ ઉતરીને પ્લેટફોર્મ ઉપર બીજી છોકરીઓ હતી ત્યાં આવી. પછી તેઓ ત્રીજા વર્ગનું એક ખાનું પોતાને માટે અલાહેદું રખાવ્યું હતું, ત્યાં આવ્યાં. છોકરીનાં સગાં બહાર ઉભાં હતાં. પેલી છોકરીની માની આંખમાં આંસુ હતાં. પોતાની છોકરી જૂદી પડતી હતી, લાંબી મુસાફરીએ જતી હતી. કયારે પાછી મળશે? એવા અનેક વિચારો તે પ્રેમાળ માતાના મનમાં આવતા હશે! તેના મનને વ્યથા કરતા હશે. બીજી બાજુ છોકરીનો ભાઈ પણ વ્યથિત ચ્હેરે ઉભો હતો.

મન્યુ આમ તેમ આંટા મારતો હતો. તેણે સ્ટેશન પરના એક નોકરને પૂછ્યું; "આ છોકરીઓ કયાં જાય છે તે ખબર છે?"

"હા. શા માટે, એ ટોળું બ્યુએનોઝ આયરીઝ (Buenos Ayres) જાય છે." તે માણસે જવાબ આપ્યો.

"ત્યાં તેઓ શું કરશે?" મન્યુએ પૂછ્યું.

"શું કરશે, એ તમને ખબર નથી? ત્યાં આ છોકરીઓની બહુ માગણી છે. દક્ષિણ અમેરિકાના ઇશ્ક મીજાજી લોકો આ સફેદ ચામડીની ઘણી સારી કદર કરી શકે છે. ત્યાં તેઓને ખરીદ કરનાર ઘણા મળી આવે છે."

આ સિવાય પ્લાટફાર્મપર કેટલાક યાહુદી લોકો હતા. સુંદર પોશાકમાં તેઓ સજ્જ થયા હતા. વળી બીજા સાધારણ પોશાકમાં નજરે પડતા હતા. તેઓ પોતાની

માતૃભાષા ચીડીશમાં વાત કરતા હતા. યુવાન્ અવસ્થામાં પ્રથમ પગ મૂકતી બે ત્રણ રૂપવંતીઓ તેમની સાથે હતી. થોડીવાર ન થઈ એટલામાં સુસભ્ય દેખાવના છટાદાર રીતે સજ્જ થયેલા બે આદમી ત્યાં આવ્યા. અને પેલી છોકરીઓને લઈ પહેલા વર્ગના ખાનામાં બેઠા. તરત જ તેમની પાછળ બીજા બે આદમી એ ખાનામાં દાખલ થયા. **મન્યુ** આ સર્વ જોતો હતો, એટલામાં એક જણે પાછળથી ખભે હાથ મૂકી કહ્યું:-"કેમ શું જુઓ છો?"

**મન્યુ** ચોંક્યો. પૂછનાર તે કોઈ નહીં પણ **મન્યુ**નો મિત્ર મી૦ બ્લેર હતો. **મન્યુ**એ કહ્યું:-"તમે આવી પહોંચ્યા કે?"

મી૦ બ્લેર:-"હા, આ જોયા પેલા બે માણસો. તેઓ કોણ છે?"

**મન્યુ**:-"છૂપી પોલીસના હશે."

મી૦ બ્લેર:-"હા. તેઓ યાહુદીની છોકરીઓનું રક્ષણ કરનાર મંડળીના માણસો છે. પહેલાં જે છોકરીઓ સાથે દાખલ થયા તે એજંટ છે. આ છોકરીઓને દક્ષિણ અમેરિકા લઈ જાય છે. 'બ્યુએનીઝ આયરીઝ'માં."

આમ તેઓ વાતચીત કરતા હતા, એટલામાં એ બે માણસો ખાનામાંથી બહાર નીકળ્યા.

**મન્યુ**એ આ જોઈ પૂછ્યું:-"તમે કહો છો તેવા એ બાલિકા રક્ષણ મંડળના માણસો છે તો તેઓ એમને એમ પાછા કેમ નીકળ્યા? એ છોકરીઓને ત્યાં જ કેમ રહેવા દીધી?"

"એ છોકરીઓને બરાબર ભણાવી મૂકી છે. તેઓ છૂપી પોલીસનું કે તેના બાપનું માને એમ નથી. ખવરાવી, પીવરાવી, સારા પૈસાની લાલચ આપી એવી ભમાવી છે કે કંઈ વળે નહીં. તેઓને ઓસ્ટ્રેલીઆથી અહીં આણવામાં આવી છે. અહીંથી લઈ જવામાં આવશે દક્ષિણ અમેરિકામાં."

**મન્યુ**એ કહ્યું:-"પણ આ લોકો તો આ માણસોના વર્તનથી પૂરતી રીતે વાકેફ-ગાર છે ને?"

"તેથી શું વળે? આ છોકરીઓને પૂછતાં જણાવ્યું હશે કે, તેઓ પેલા બે માણસની બૈરીઓ છે. તેમની સાથે બહાર ગામ જાય છે."

"એવું જૂઠું શા માટે કહેતી હશે?"

"જો તેમ ના કહે તો તેમને એકલીને મુસાફરી કરતાં અટકાવે, તેમના કાગળ તપાસે અને પરદેશમાં જ્યાં જવાનું હોય ત્યાંનો એવો કાયદો છે કે, તેમની પાસે થોડા પૈસા હોવા જોઇએ, તે આ છોકરીઓ પાસે નથી. તેઓ આ માણસોની બૈરીઓ તરીકે ત્યાં પસાર થઈ શકશે."

"પણ ત્યાં ગયા પછી તેઓને ત્યાંની ખરી વસ્તુસ્થિતિ સમજાશે ત્યારે તેઓ જો ફરિયાદ કરશે તો?" **મન્યુ**એ પૂછ્યું.

"તો શું? કંઈ જ નહીં. તેઓનું કશું વળવાનું નહીં. કાયદા પ્રમાણે ફરિયાદ કરનાર પણ ઈંગ્લાંડમાં જ હોવો જોઇએ. કમીશન ઉપરનો પુરાવો આ સ્વાતંત્ર્યપ્રિય ભૂમિમાં ચાલતો નથી. એટલે પછી શું? કાયદો તો તેમના હાથમાં રમત છે. તેઓ બધા કાયદાને કોરાણે મૂકે એવા છે."

"તેઓ આ બધું કાયદાની આડમાં કરે છે. તેમને ફાયદો પણ પુષ્કળ થતો હશે?"

"અવશ્ય. લગભગ દરેક જણને પેલા બે છે, એમાંનાને ખર્ચ જતાં ૨૦૦ પૌન્ડ મળ્યા હશે."

"આ વિસમી સદીની નવી નવાઈ. ગુલામગીરી બંધ થઈ નહીં–તેનું રૂપાંતર થયું."

"તે રૂપાંતર થયું માનો કે નવો, અવતાર માનો, જન સ્વભાવ એનો એ, દરેક દેશમાં અને દરેક ઠેકાણે. આ છોકરીઓને હોટેલ કે રેસ્ટોરાંમાં પ્રથમ ખાવા પીવાને માટે લઈ જવામાં આવે છે ત્યાં ખરીદનાર જુએ. પછી તેમનાં સાટાં થાય છે, અને ફોસલાવી પટાવી લઈ જવામાં આવે છે."

મન્યુ અને મી૦ બ્લેર ત્યાંથી બીજા સ્ટેશનના ટર્મીનસ ઉપર ગયા. ટ્રેન આવવાની હતી. માણસોની ઠઠ સ્ટેશનપર હતી. થોડીવાર ન થઈ, એટલામાં ગાડી આવી પહોંચી. સંખ્યાબંધ મનુષ્યો ગાડીમાંથી ઉતરતા હતા. મન્યુના મનમાં વિચાર આવ્યો કે, એટલા બધા લોક બહારગામથી કીડીઓની માફક અહીં ઉભરાઈ આવતા જણાય છે. કોઈ કંઈ કામને માટે, કોઈ વેપારને માટે, કોઈ પ્રવાસને અર્થે, કોઈ નસીબ અજમાવવા, તો કોઈ મોજમજાને માટે આવે છે. આવા વિચારમાં તે ઉભો હતો, એટલામાં મી૦ બ્લેરે એક સ્ત્રી ફરતી હતી તેના તરફ ધ્યાનથી જોવાનું કહ્યું. તે સ્ત્રીનો પહેરવેશ 'સીસ્ટર ઓફ ધી પીપલ'ના જેવો હતો. તે આમ તેમ જોતી હતી, એટલામાં પેલી સ્ત્રી તેની પાસે આવી પહોંચી. તેઓ બન્ને જણાં એક ગાડીમાં સામાન મૂકાવી ચાલવા માંડ્યાં. એટલામાં બીજી કોઈ સંસ્થાના આદમીએ ઝટ અટકાવી. ત્યાં રકઝોળો થયો. તપાસ કરતાં માલમ પડ્યું કે, તે "સીસ્ટર ઓફ પીપલ'ના જેવો વેષ ધારણ કરી, ભૂલી પડેલી અગર અગુવાકેફગારને ફસાવતી હતી. આ જોઈ મન્યુએ પૂછ્યું:–"અહીં આવી રીતે ઠગાઈ ચલાવનારા પણ છે કે?"

"હા, જેમ હજાર જાતની ઠગાઈ ચલાવનાર અહીં મળી આવે છે, તેમ હજાર જાતના સારા માણસો પણ મળી આવે છે. જુઓ પેલો 'ટ્રાવેલર્સએઇડ' સોસાઇટીનો માણસ છે. તેઓ અહીં આવનારને મદદ કરે છે. આ વેઇટીંગરુમમાં તેમની જાહેર ખબરનું પાટીઉં છે. તેઓ બનતા પ્રયત્ને બને તેટલી મદદ કરે છે. નિરાશ્રિતને થોડો વખત રહેવા કરવાનો બંદોબસ્ત કરે છે. એ સોસાઇટીના કાર્યનો હેવાલ વાંચો તો અદ્ભુત નવલકથા ઉપસ્થિત થાય. અહીં કેટલીક છોકરીઓ ક્યાં ગુમ થાય છે, તે જણાતું નથી."

"કોઈ એકલ દુકલ અહીં આવે, તેને નોકરીનું સાધન બતાવી લઈ જનાર, અથવા કોઈ સિરનામું ભૂલી ગયું હોય તો તેને ઠેકાણું બતાવવા થોડો વખત રહેવાનો બંદોબસ્ત કરી આપવાનું કહી લઈ જાય. જુઓ પેલી છોકરી ને એક માણસ વાત કરે છે, ત્યાં પેલો સોસાઈટીનો માણસ જઈ પહોંચ્યો."

તેઓ બન્ને જણાં ત્યાં ગયાં. પેલો માણસ જે છોકરી સાથે વાત કરતો હતો, તે ઉઠીને ત્યાંથી ગુસ્સામાં ચાલ્યો ગયો. તપાસ કરતાં માલમ પડ્યું કે "તે છોકરી નોકરીને માટે અહીં આવી હતી. તેણે પોતાનું સિરનામું ખોઈ દીધું હતું. પેલો

માણસ અમુક પોષ્ટ ઓફીસમાં સાંજના તાર મળે, એમ ઘેર તાર કરવાનું કહી, તેનો જવાબ આવે તે દરમિયાન ફરવા જવાનું જણાવતો હતો. રાત્રે થીએટરમાં લઈ જવાનું કહેતો હતો. તે પોષ્ટ ઓફીસ રાત્રે નવ વાગે તો બંધ થઈ જતી હતી."

"આવા ઘણા બનાવ બનતા હશે નહીં વારુ?" મન્યુએ પેલા માણસને પૂછયું.

"હા, ઘણા. જુઓ પેલી છોકરી બેઠી છે, તેને અમે પાછી તેને ઘેર મોકલી આપીએ છીએ. તે અહીં એક જણને ત્યાં નોકરીને માટે આવી હતી. આજથી ત્રીજા દિવસ ઉપર એને એક બૈરી લેવાને સામે આવી હતી. તે વખતે અમે એને અમારી સોસાઈટીનું ઠેકાણું કહ્યું હતું. તે છોકરીને ખબર પડી કે, અહીં ચાલી આવી.

"વાત એમ હતી કે તે બાઈ જે એને લઈ ગઈ હતી, તે લંડન પાસે રહેતી હતી, એમ તેણે જણાવ્યું હતું. તે છોકરીને ત્યાં લઈ ગયા પછી માલમ પડયું કે, તે ઘરમાં નોકર ચાકર કોઈ ન હતું. એના સંબંધમાં પૂછતાં જણાવવામાં આવ્યું કે, નોકરો બીજા આવવાના છે એકાદ બે દહાડામાં, એમ કહી ખાવાનું એક જણ પાસે મંગાવી આપી, તે બાઈ બહાર ગઈ અને કહેતી ગઈ કે તમે અહીં આરામ લેજો. હું સાંજના આવીશ. નીચે એકલાં જતાં ના. કારણ કે, 'બુલ ડોગ' છે, તે તમને અજાણ્યાં જાણી કરડશે. એટલું કહી તે ચાલી ગઈ, અને બહાર તાળું દેતી ગઈ. તે છોકરીએ બધે ફરીને જોયું તો સુમસાન. બહાર તાળું. પડોસનાં ઘર પણ ઘણાં દૂર. પાછલા ભાગમાં કુતરાં. તે છોકરી બ્હી મરી. તેને શક પેદા થયો અને તે એકદમ ત્યાંથી ચાલી આવી. ખબર કાઢતાં માલમ પડયું, કે તે બાઈ નહીં પણ બાઇના વેષમાં પુરુષ હતો. તે અહીં સ્ટેશન ઉપર આવી એકલ દુકલને અથવા તો નોકરોની ખોટી જાહેર ખબર આપી, આવી ગરીબ નિરાધાર, અજ્ઞાન બાળકીઓને ફસાવતો હતો."

"આવી કેટલી સોસાઇટીઓ લોકોને મદદ કરે છે?"

"'ટ્રાવેલર્સ એઇડ સોસાઇટી,' 'નેશનલ વીજીલન્સ એસોસીએશન,' 'જ્યુઇશ ગર્લ પ્રોટેકશન સોસાઈટી.' અમારી સોસાઇટીની ઓફીસમાં આવજો. અમે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો ચોપાનિયાં, અમારી કામ કરવાની રીત, વગેરે જણાવીશું."

એટલું સાંભળી મન્યુ અને મી૦ બ્લેર ત્યાંથી ચાલ્યા ગયા. મન્યુ મી૦ બ્લેરની સાથે તેની ઓરડીએ ગયો. ત્યાં જઈ જરા ચ્હા પાણી પી તે મી૦ બ્લેરની સાથે વાતો કરવા લાગ્યો.

મન્યુએ પૂછયું:–"બ્યુએનીઝ આયેરીસમાં શું છે?"

"ત્યાં આ છોકરીઓની માગણી ઘણી જ છે. બાજેરીઓ જાનેરીઓમાં પણ છે. દુનિયાના બીજા ભાગોમાં દરેક ઠેકાણે આવી છોકરીઓ મોકલવામાં આવે છે, પણ આ બે ઠેકાણાં પ્રખ્યાત છે. કાળા માણસો શ્વેતાંગને બહુ ચ્હાય છે. આનું વર્ણન સીનોર. એ૦ બી૦ આરમાન્ડો (Sinor A. B. Armando) જે સોસાઈતે દ 'પ્રોતેકશીઓ એ દ સેકુર્ઝો ફાં' (Societe de Protection et de Secours aux femmes) એટલે સ્ત્રીઓનું રક્ષણ અને મદદ કરનાર મંડળીનો સભાસદ છે. તે લખે છે કે:–"યુરોપના ઘણા દેશોના માબાપને પોતાની દીકરીઓ કયાં ગઈ છે, તેમની તેમને ખબર હોતી નથી. તેઓ જીવે છે કે મરી ગઈ છે? તે સુદ્ધાં તેઓ જાણતાં નથી.

તેઓની ખબર મેળવવાને તેમના પ્રયત્ન ઘણીવાર નિષ્ફળ નિવડ્યા છે. એ છોકરીઓમાંની ઘણી પોતાનું જીવન અહીં ગાળે છે. કેવી રીતે જીંદગી પસાર કરે છે, તે જોવું હોય તો "કાલ જુઓ" અને "કાલ લાવેલ" નામના રસ્તામાં જઈ જુઓ. આ લતાને "આંસુ અને લોહી"નો મો'લ્લો કહેવામાં આવે છે. ત્યાં જોતાં જણાશે કે, તેઓ ત્યાં કેવી રીતે ખરીદાય છે અને વેચાય છે. પોતાના અનીતિમય જીવનથી પેદા કરેલા પૈસા માલેકોને આપી દેવા પડે છે. તેઓ તેમને ઘણી જાતનાં કષ્ટ આપે છે. જ્યારે તેમનું યૌવન નષ્ટ થાય છે; તંદુરસ્તી જતી રહે છે; શક્તિહીન બને છે, ત્યારે તેઓને હાંકી મેલે છે. કોઈ ઇસ્પીટાલ અથવા આશ્રમ તેમને સ્થાન આપે તો તે, નહીં તો તેમની માઠી દશા થાય છે. તેઓ મૃત્યુને વશ થાય છે."

"હદ છે. સીતમ છે." મન્યુ બોલી ઉઠયો.

"કેપટાઉનમાં જીઓર્જ ટેરી નામના માણસ ઉપર સ્ત્રીઓની અનીતિથી ઉત્પન્ન થતા પૈસા ઉપર પોતાનું જીવન ગાળવાને માટે ફરિયાદ માંડવામાં આવી હતી. ત્યાં અટકાવને માટે નવો કાયદો કરવામાં આવ્યો હતો, તેથી તે માણસે પોકાર કર્યો હતો. કોર્ટમાં તે બોલ્યો હતો કેઃ—"એ છોકરીના મેં ૫૦ પાઉન્ડ (૭૫૦ રૂપીઆ) આપ્યા છે. જ્યારે મેં લીધી ત્યારે તેની પાસે એક ફાટું વસ્ત્ર પણ ન હતું. બીજી મેં જોન્હસબર્ગમાંથી ૧૦૦ પાઉન્ડ આપીને લીધી હતી અને તેના પૈસા વસુલ કરવાનો મને હક છે."

"આટલી બધી કોશીશો થાય છે, છતાં એનો અટકાવ થતો નથી; એ આશ્ચર્ય જેવું છે."

"થાય છે, પણ એ લોકો ઘણી સીતાબીથી કામ કરે છે. તેઓનાં મંડળ છે. વ્યવસ્થિત રીતે કામ કરનારને તોડી પાડવો, એ અશકય છે. વળી એક બીજી ભૂલ એ છે કે, એવી બાબતો માબાપ પોતાની છોકરીઓને જાણવા દેતાં નથી. એના નામની તેઓને સુગ હોય છે. આથી ઘણાં ભયંકર પરિણામ આવે છે. દરેક ઠેકાણે નીતિ નીતિની બુમ મારનાર એમ સમજે છે કે, અનીતિનું નામ પણ લેવું નહીં. એવી બાબત છોકરાંને કાને સુદ્ધાં જવા દેવી નહીં એમ તેઓ માને છે, પણ એ ભૂલ છે."

"શી રીતે? એમાં ખોટું શું છે?"

"છોકરી એવી બાબતથી અજ્ઞાન રહે છે અને ફસાઈ જાય છે. ઘણી બાબતોમાં આડે રસ્તે લુચ્ચા મનુષ્યો પોતાના સ્વાર્થ–હવસને ખાતર નિર્દોષો અને અજ્ઞાનોને કેમ ફસાવે છે, તેનું જ્ઞાન આવશ્યક છે. છોકરાંને સંભાળથી તેની સૂચના કરવી ઘટે છે. શરમ–વિનય–ખોટો વિનય આ વિષયમાં કામનો નથી. અનીતિનું યથાસ્થિત વર્ણન કરવામાં આવે, સમજાવવામાં આવે તો ઘણા તેવા માર્ગથી દૂર રહે. અહીં કેટલાક વૈજ્ઞાનિકો અને ડોકટરો એમ કહે છે કે, શરીર શાસ્ત્રનું શિક્ષણ, શરીરનાં અવયવોનું શિક્ષણ આપવાની જરૂર છે. પણ ઘણાંને આ વાત અરુચિકર લાગે છે. તેઓ પોતાનાં પત્રો કે માસિકોમાં એવી બાબત છૂટથી લખવા પણ દે નહીં, અને લોકો અજ્ઞાનવશ ગમે તેમ કરે તે ચલાવી લે. અહીં એક ડોકટરનું પુસ્તક એટલામાટે બંધ કરવામાં આવ્યું હતું. પોલીસે અટકાવ્યું હતું. કારણ કે એણે એવા વિષયની

સૂચના આપી હતી કે, લોકો એવાં કામ ન કરે અને કરે તો કેવાં ભયંકર પરિણામ આવે તે બતાવ્યું હતું. આ લખવાને માટે પુસ્તક બંધ. એક તો કાયદો વિચિત્ર છે, અને બીજું લોકોની નીતિના વિચાર પણ વિચિત્ર છે. પાશ્ચાત્ય લોકોમાં prudishness વિનયાડમ્બર નીતિની ભિન્નતાથી કેવાં ભયંકર પરિણામ આવ્યાં છે તે તેમના સમાજની નવલકથાઓમાં ઘણી સરસ રીતે ચીતરેલું છે. પાર્લામેન્ટમાં તેના દસ્તાવેજી પુરાવાઓ છે, છતાં સત્તાવાળાઓ અને વિદ્વાનો ચૂપ રહ્યા છે. છોકરો કે છોકરી સમજણાં થાય ત્યારે તેમને સારા અને નરસાથી લાભ હાનિનું જ્ઞાન આપવામાં આવે તો તે નઠારે માર્ગે જતાં અટકે છે, પણ સારા સાથે નઠારું સરખાવી તેનું જ્ઞાન ન આપ્યાથી જુવાન લોહી નવીનતાને ખાતર ઘેરાઈ જાય છે."

'અમારે ત્યાં હિંદુસ્તાનમાં પણ એમ જ છે. નવલકથામાં જો જરા ખરી સ્થિતિનો આભાસ આપવા માંડ્યો, અનીતિનો કે અયોગ્ય વર્તનનો ચિતાર રજુ કર્યો કે અરુચિકર થઈ પડે છે. એમ નથી જોતા કે એ ખદબદતા કીડાનું આબેહુબ વર્ણન આંકવાથી બીજા તેમ કરતા અટકે." મન્યુ બોલ્યો.

"આવી બાબતોમાં યોગ્ય સમયે ઉગતી પ્રજાને કેળવવી જોઇએ છે."

"અવશ્ય. આ સુધરેલા ગોરા ગુલામી વ્યાપાર સંબંધી બીજું શું જાણવા જેવું છે?" મન્યુએ પૂછ્યું.

"ઘણું. એ લોકો ફસાવવાની કેવી યુક્તિઓ રચે છે, તેના જૂદા જૂદા પ્રકાર છે. કોઈ વખત નોકરીની, કોઇ વખતે નર્સની, કોઈ વખતે થીએટરની, કોઈ વખતે શિખવનારની જાહેર ખબરો આપવામાં આવે છે. કોઈ વખતે મિત્ર મંડળોની જાહેર ખબર તથા કાગળ પત્રોની જાહેર ખબર આપવામાં આવે છે. કોઈ વખતે સ્ત્રીઓનાં દરદો સારવાર કરવાના નિમિત્તે ફસાવવામાં આવે છે. કોઈ વખતે ગાયન શીખવવાની અને એકટીંગ શીખવવાનું બહાનું હોય છે. અનેક જાહેર ખબર જુઓ તો છક્ક થઈ જવાય. એક પુસ્તકમાં એ બધી એકઠી કરવામાં આવી છે, તે હું બતાવીશ. વળી આમાં બહાર બીજા પ્રદેશોના લોકો અહીં આવી એ ધંધો ચલાવે છે. ત્યાંના લોકો અહીં ત્યાંની છોકરીઓ મોકલે છે."

"બહારગામની છોકરીઓ અહીં આવે છે?"

"હા. આપણે રાત્રે લીસ્ટર સ્કેવરમાં જવું છે, ત્યાં હું બધું તમને બતાવીશ. થોડા વખતમાં આવા ધંધાને માટે એક રશ્યનને પકડવામાં આવ્યો હતો. બેલ્જીયમની એક સ્ત્રીને પકડવામાં આવી હતી. પણ તે છટકી ગઈ."

"શી રીતે?"

"તેનો 'મેસેજ એસ્ટબ્લીશમેન્ટ' * હતો. તે છોકરીઓને કેળવતી હતી. ત્યાં આગળ શરીરનાં ચામડીનાં દરદ દૂર કરાવવા માણસો આવતાં જ્યારે એ છોકરીને એ 'મેસેજ' આપતાં આવડે કે એક ઓરડામાં તે દરદી સાથે છોકરીને મોકલવામાં આવતી ત્યાં પેલો માણસ પછી ચ્હાય તે કરે કે કરવા જાય. જો છોકરી નાસી જાય તો તે સ્ત્રીને કાઢી મૂકે. છોકરીના બચાવમાં સાક્ષી નહીં. માણસ ઉલ્ટો ગળે પડે. તે કામે

---

* શરીરના ત્વચાને યંત્રથી રગડી-મસળી દરદ મટાડવાનું સ્થાન.

લગાડનારી ખરાબ વર્તણુકની કહી હાંકી કાઢે. અલબત ભીંતને ઉમ નહીં. નહીં તો તે સાક્ષી પૂરે."

"આવા ઘણા પ્રકાર હોય છે-નહીં વારુ?"

"હા. માણસનું મગજ શોધી કાઢે એટલા. એના ઉપર એક આખું પુસ્તક લખાય. બેલ્જીયમમાં પણ આના અટકાવ માટે સોસાઇટી છે. નોરવેમાં દરેક સ્ટીમર ઉપર આ કામની તપાસ માટે સ્ત્રીઓ રોકવામાં આવે છે. સ્પેનની રાજ્યધાની માડ્રીડમાં આને માટે કોન્ફરન્સ મળવાની છે અને ત્યાંની સરકારે ૫,૦૦૦ પાંચ હજાર પાઉન્ડ ખર્ચવાને કબુલ કર્યું છે. આની વધારે માહિતી તમે પેલા માણસે કહ્યું હતું ત્યાં જશો તો મળશે."

"અહીં એ સિવાય એવી બીજી સોસાઇટીઓ છે કે?"

"જૂદા જૂદા કામને માટે ઘણી છે. જેમ કે નિરાધાર છોકરાંઓને માટે. તેમને સુધારવાને માટે. ખલાસીઓને માટે એવી સંખ્યાબંધ પરોપકારી સંસ્થાઓ છે. જે જોવાથી અહીંના લોકો શું કામ કરે છે, અનીતિ અને એવા સામાજીક દરદો દૂર કરવાને શો પ્રયાસ આદરે છે, તે ધ્યાનમાં આવશે. હા. ઠીક લ્યો મારી પાસે આ વિષયપર ચોપડી છે. એમાં ઘણી ઉપયોગી બીના માલમ પડશે."

મન્યુ તે લઈ ત્યાંથી રજા લઈ તેની ઓરડીએ ગયો.



## પ્રકરણ ૫૮ મું

## વિલાયતમાં વસંત

લંડન, તા૦........

મમ પ્રાણેઃ પ્રિયતરઃ

તારો એક જ અને તે પણ ઘણો જ ટુંકો પત્ર મળ્યો. અહીંની હકીકત પૂછે છે? શું લખું? કેટલું લખું? પ્રિય હૃદય! જ્યારે તારાં મુખદર્શન કરીશ ત્યારે સર્વ હકીકત જણાવીશ. રજા લગભગ પૂરી થવા આવી છે. પાછું કોલેજમાં જઈ અભ્યાસ ઉપર લક્ષ આપવું પડશે.

વસંતનો સમય આવ્યો છે. શીતનો પ્રકોપ હવે નથી. પ્રકૃતિમાં નવ જીવન આવ્યું છે. નવ સ્ફુર્તિ પ્રેરાઈ છે. કેટલાક માસ પૂર્વે અહીં ઝાડ ઉપર એક પાંદડું પણ જણાતું ન હતું. ઉર્ધ્વ બાહુની માફક ઉંચાં જણાતાં હતાં. અત્યારે તો કિસલય વસન ધારણ કરી ડોલે છે. કેટલાંક વૃક્ષ ઉપર કેવળ ફૂલ જ નજરે પડે છે. પત્રો તો જણાતાં નથી. આ કુસુમોનું હાસ્ય દેખી કવિ કુલગુરુ કાલિદાસ સ્મરણમાં આવે છે કેઃ—

કુસુમજન્મ તતો નવપલ્લવાસ્તદનુ ષટ્પદકોકિલકુજિતમ્ ।
इति यथाक्रममाविर्भून्मधु द्रुमवती मवतीर्य वनस्थलीम् ॥

પ્રથમ કુસુમજન્મ, ત્યાર પછી નવપલ્લવ, ત્યાર પછી ભ્રમરનું ગુંજન અને કોકિલનું કૂજન એ પ્રમાણે વસંતનો આવિર્ભાવ થાય છે. આ કવિવર કાલિદાસનો વસંત અહીં નજરે પડે છે. પક્ષીઓનો કલરવ એટલો મિષ્ટ, એટલો મધુર લાગે છે કે,

જાણે મધુરતા રેલી રહે છે. પ્રાણને વિમોહિત કરે છે. એવું તરુ નથી કે જેના ઉપર વિહંગ નથી. કલધ્વનિ કરતું ન હોય, એવું વિહંગ નથી. મુગ્ધ ન કરે એવો કલધ્વનિ નથી. કેટલા વિરહી જનોને વ્યથા આપતો, કેટલાને આનંદમાં ઝબોળતો આ વસંત આવિર્ભૂત થાય છે.' ખેતરોમાં ફૂલ, ફૂલ, ચોમેરફૂલ અને પમરાટ. ખેતરોમાં આ ફૂલો એક પ્રકાંડ માલંચનો આકાર ધારણ કરે છે. ડફાદિલ (Daffodil) દિલનું દર્દ દફા કરે છે. ક્રોકસ (Crocus) ના રંગ નયનતૃપ્તિ આપે છે. 'પ્રેમરોષ' (Primrose) એક અભિમાની લાગે છે; રોષ ભરી કલિ સમાન લાગે છે. યશોમણી (Jessomine) અને વાયોલેટ (Violet)ની શી વાત કરવી? વિમળ સૌરભ અંતરને આહ્લાદ દઈ સંતુષ્ટ કરે છે. આપણે ત્યાં એમ માને છે કે, વિલાયતનાં પુષ્પોમાં માત્ર રંગ જ આકર્ષણીય છે. વસ્તુતઃ તેમાં સૌરભ હોતી નથી, એ ખ્યાલ ભૂલભરેલો છે. સ્વ. મણિભાઇએ પણ "કુસુમમાળા"નું અવલોકન કરતાં એવું જ લખી માર્યું હતું "કે વિલાયતનાં પુષ્પો દેખાવમાં આકર્ષક, સુગંધવિહીન તેવાં જ આ કાવ્યો છે. કાવ્યોમાં સુગંધનો બ્હેકાટ છે કે નહીં તે ખબર નથી." પરંતુ તે પ્રવીણ લેખક અહીં આવી ગયા હત તો કદાચ સર્વ વિલાયતી પુષ્પો માટે એમ લખત નહીં અને પુષ્પોનો મધુર મગમગાટ અનુભવી શકત. શોભાનાં પુષ્પો પણ છે અને સુગંધિત પણ છે.

લોકોમાં ખુબ આનંદ જણાય છે. ખેતરોમાં ફરવા ટોળેટોળાં નીકળી પડે છે. અહીં પ્રકૃતિનું સૌંદર્ય એવું ખીલી નીકળે છે, એવું તો હૃદયસ્પર્શી છે કે, ભુખ્યો બ્રાહ્મણ લાડુ ખાવા મૂકી દઇ ટહેલવા નીકળી પડે. રૂપ-સૌંદર્યના બે ભાવ છે. મધુર અને મંગલ. આપણે એ બે ભાવને વિચ્છિન્ન કરીએ છે; અને પછી વ્યવહાર કરીએ છીએ. જેના પ્રભાવથી એક પ્રકારની માદકતા જન્મે, તે માધુર્ય. જેની પૂર્ણતા ઉપસ્થિત થઈ, વાસનાને સંમોહિત કરી, સંભોગના પ્રમોદને વિશુદ્ધાનંદમાં પરિણીત કરે, તે મંગલ ભાવ. તે આત્મદાન કરવા પ્રેરણા કરે છે. આપણે ત્યાં લલિત કલાના અભ્યાસકો થોડા છે. આપણું 'સ્થેટીક કલચર' આગળ વધતું નથી.

અહીં કોલેજમાં સાંજના છોકરાઓ નૌકા-વિહાર કરવા નીકળી પડે છે. અધ્યાપકોની કન્યાઓ, ગૃહસ્થની છોકરીઓ નદી તીરે ફરવા આવે છે. કોઈ કોઈ યુવક યુવતીઓ હોડીમાં બેસી ફરવા નીકળી પડે છે. કોઈ વખતે અતિ ધીરે, તો કોઈ વખતે દ્રુત ગતિથી ખુબ દૂર નીકળી જાય છે. કોઈ તીર ઉપર તરુચ્છાયામાં બેસી નીરાંતે આનંદ મેળવે છે. અહીં દર વર્ષે આ કોલેજમાં મછવા દોડાવાની સરતો થાય છે. અહીં આમ કોલેજના છોકરાઓ ખુશીથી છોકરીઓ સાથે ભળે છે. પરંતુ એક નિયમ છે. ગૃહસ્થની કન્યાઓ સાથે પરંતુ જે છોકરીઓ દુકાનમાં નોકરી કરે છે, જેઓ ગરીબ ઘરની છે, તેમની સાથે વાતચીત કરવાની પણ મના છે. સંધ્યા સમયે છ સાત જણ દારોગા (Proctors) ફરવા નીકળી પડે છે. તેમની સાથે બીજા બે એક જણ હોય છે. છોકરાઓએ આ માણસોનું નામ બુલડૉગ (Bull-dog) રાખ્યું છે. જો તેઓ છોકરાને એવી હલકી સ્થિતિની છોકરી સાથે વાત કરતાં કે ફરવા જતાં જુએ તો તરત નામ ટપકાવી લે છે. કઈ કોલેજનો વિદ્યાર્થી, તે પૂછી લે છે. છોકરાઓ પણ કંઈ કાચા હોતા નથી. જોરથી છોડી જાય છે. વખતે પકડાઈ પણ જાય છે. પકડાય તો

સજા થાય છે. છોકરા પણ બ્હીતા નથી. તેમ જૂઠું નામ આપતા નથી. છોકરા તોફાની જબરા. તેઓના અંગમાં બળ છે, સ્ફુર્તિ છે. તેઓ સશક્ત છે. આપણે અહીં વિદ્યાર્થીઓમાં બળ નથી, તેવો આનંદ નથી, આલ્હાદી નથી, મસ્તી નથી. એકંદર રીતે આપણા વિદ્યાર્થીઓ શાંત પ્રકૃતિના છે. તેઓ ભલા અને તેમનાં પુસ્તકો ભલાં. અહીં આપણા વિદ્યાર્થીઓને પુસ્તકોના કીડ (Book-worms) એવું નામ મળે. અહીં તેઓ શારીરિક કેળવણી પાછળ ઘણું લક્ષ આપે છે. દરેક વિદ્યાર્થી કાંઈ પણ પ્રકારની કસરત તો અવશ્ય કરવાનો. આપણે ત્યાં આમાંનું કંઈ નહીં. આપણા વિદ્યાર્થીઓમાં ક્યાં છે તેમના જેવું શારીરિક સામર્થ્ય? ક્યાં છે તેમના જેવા ગુલાબી ચ્હેરા? કોઈ પણ કામ કરવાને પ્રસ્તુતઃ આપણે તો યુનીવર્સીટી મૂકયા પહેલાં અર્ધું શરીર તવાઈ જાય છે. લોહી ઉડી જાય છે. ચ્હેરો નિસ્તેજ બની જાય છે અને ક્ષયના ભોગ થઈ જાય છે. આપણે આપણી રક્ષા કરવી આવશ્યક છે. આપણી જાતિ દિવસો દિવસ હ્રાસ પામતી જાય છે. આપણા ઋષિમુનિઓનું કથન છે કેઃ--

"धर्मार्थकाममोक्षाणामारोग्यमूलमुत्तमम्" એ વાસ્તવિક છે.

હું અહીં એક ગૃહસ્થને ત્યાં સાથે રહું છું. મહિને દિવસે તેની આવક ૧૦૦ રૂપીઆની હશે. તે સામાન્ય સ્થિતિનો માણુસ છે. આપણે ત્યાંના ૨૫-૩૦ કમાનારની બરાબરીનો. તેની સ્ત્રી સુશિક્ષિતા છે. તે પ્રથમ એક સ્થળે શિક્ષક હતી. લગ્ન કર્યા પછી તે કાર્ય મૂકી દીધું છે. તેને ત્રણ કન્યા અને પુત્ર છે. મ્હોટી છોકરી એક પેઢીમાં નોકર છે. ઘરનાં માણસો સરળ અને ચ્હા રાખનાર છે. રહેવાનું ઘર ન્હાનું પણ સુસજ્જિત છે. દીવાલો રંગીન ફૂલના કાગળોથી શોભાયમાન કરેલી છે. કારપેટ-સેતરંજી બીછાવેલી છે. એક કારપેટ, જડીતમેજ, સોફા, ઇજીચેર, ત્રણ ત્રિપાઈ છે. દીવાલ ઉપર સુરમ્ય ચિત્રો ટાંગ્યાં છે. એક સોનેરી ફ્રેમમાં આયનો છે. ઉઠતાં બેસતાં મારું મુખચંદ્ર જોવાની ગમ્મત પડે છે. એક સુવાની ઓરડી છે. તેમાં સ્પ્રીંગનો ખાટલો છે. સુઈ રહેતાં એક હાથ નીચે જવાય છે. તેના ઉપર શુભ્ર ચાદર અને ગાદલાં છે. બારી ઉપર પડદા ટાંગેલા છે. એક દહાડો એક પદડો નાંખ્યા વગર રહી ગયો હશે. બીજે દિવસે તે ગૃહિણીએ આની તે માટે માફી માગી.

આ બધું એવી મનોહર રીતે ગોઠવેલું છે કે, આપણે ત્યાં ભદ્ર લોકને ત્યાં પણ એ પ્રમાણે જણાતું નથી.

સ્હવારના પહોરમાં ઉઠતાંનીવાર ગરમા ગરમ ચ્હાનો એક પ્યાલો, બે ચાર ટુકડા રોટલીના અને એક પ્લેટ "પોરીજ" (Porridge) લગભગ સાડા સાત કે આઠના અરસામાં આ ઉપવાસ ભંજન વા 'બ્રેક ફાસ્ટ'. ત્યાર પછી એકાદને સુમારે lunoh-મધ્યાહ્ન આહાર-દાળ, ભાત, બટાટા, રોટલી, માખણ, ભાજી વગેરે તે સમયે આરોગું છું. ચારેક વાગે ટોસ્ટ અને ચ્હા. રાત્રે આઠેક વાગે પાછું 'ડીનર' એટલે મુખ્ય આહાર. તે વખતે પણ રોટલી તરકારી પુડીંગ (Padding) વગેરે મળે છે. આટલેથી પતતું નથી. સુતાં પહેલાં એક પ્યાલો ગરમ દૂધ. અહીંના વનસ્પત્યાહારી લોકો ઇંડાં ખાય છે. શાથી? તેમાં કંઈ જીવને કષ્ટ આપવું પડતું નથી. ઘી ખાતા નથી. દૂધ પણ ખરા વનસ્પત્યાહારી વર્જ્ય ગણે છે. કારણ કે ગાયના દૂધમાં તેના

લોહીના છાંટા સૂક્ષ્મદર્શક યંત્રવડે જણાય છે. ગમે તેમ હો. એ ઝગડાનું આ કાગળમાં શું પ્રયોજન છે? જવા દેને એ વાત!

ઘરમાં કપડાંને ઇસ્ત્રી કરવાનો બંદોબસ્ત છે. ગૃહિણી ઘણી મહેનતુ છે. ઘરમાં દાસી નથી. સારો દીન ઘરનું કામકાજ કરે છે. ઘરનાં સઘળાં માણસો મારા ઉપર મમતા રાખે છે. ખાવા પીવાનો બંદોબસ્ત ઠીક રાખે છે, કોઈ પણ પ્રકારની અડચણ ન પડે એમ વર્તે છે. એક દિવસ મ્હોટી છોકરી ખાવાનું લઇને આવતી હતી, એટલામાં ખાંધ ઉપરથી માખણ પડી ગયું. તેમ થાય તો માઠા શુકન મનાય છે. ભાઈ! આપણે ત્યાં જ વ્હેમ છે એમ નથી. આ સુસભ્ય દેશમાં સુસભ્ય માણસના સુસભ્ય વ્હેમ કેવા છે, તે આ ઉપરથી જણાય છે. અમારી ગૃહિણીની બહેનની છોકરી તેના મામાના છોકરા સાથે પ્યારમાં છે, અને તેઓ લગ્ન કરવાનાં છે, એ જાણી તે દુઃખી થઇ છે. તેનો ભાઈ એ છોકરીનો મામો પણ આ વાતને પુષ્ટિ આપતો નથી. પ્રણયી યુગલ દૃઢ છે. બાપ તેને પૈસા વગેરે ન આપવાનો ભય દેખાડે છે, પણ કંઈ નહીં. આપણે ત્યાં મામા ફોઇનાના સાથે વિવાહ થતા નથી. કેટલાક દક્ષિણીઓમાં થાય છે. અહીં આ લોકોની એવી માન્યતા છે, કે એમ કરવાથી આરોગ્ય નાશ પામે છે, વંધ્યત્વ દોષ આવે છે અને અર્થની હાનિ થાય છે. એવાં ઘણાંક જોડાંના દાખલા તેણે બતાવ્યા.

આ અંગ્રેજ લોકોને ખાવાની સામગ્રીને માટે બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે. પણ કેટલે સુધી તે બરાબર કોઈ નહીં જાણતું હોય. છ કરોડ મણ ઘઉં બહાર ગામથી આવે છે. અમેરિકાથી ત્રણ કરોડ મણ, કાનેડાથી પાંસઠ લાખ મણ, હિંદુસ્તાનથી સાઠ લાખ મણ આવે છે. તે સિવાય મેંદો પણ કેટલો બહારના મુલકથી આવે છે. માંસ ઓસ્ટ્રેલીઆથી આવે છે. ઓસ્ટ્રેલીઆમાં એક કસાઇનો રાજ છે. તેને ઘેર પોતાની સ્ટીમરો છે. તે સ્ટીમરોમાં હવા કાઢી નાંખી જસતની ઓરડીઓમાં બરફમાં તાજું માંસ અહીં મોકલાવે છે. આ દોઢ કરોડ અને દશ લાખ મણ આવે છે. એક 'બાયોલોજી ઓફ બ્રિટીશ પોલીટીક્સ' નામના ગ્રંથમાં તેનો કર્તા પૂછે છે કે, બહાર ગામથી આ વિપુલ ખાદ્ય સામગ્રી આવતી બંધ થાય તો ઇંગ્લાંડનું શું થાય?

અહીં અમારા ઘરવાળાની સ્ત્રી ઘણી ચબરાક છે. એક વખત મને ક્રીશ્ચયન ધર્મનો સ્વીકાર કરવાની માંગણી કરી. મેં કહ્યું કેઃ—"તમારા ધર્મનું શ્રેષ્ઠત્વ સમજાવો તો હું તેમ કરું." તે વાતને તે સંમત થઈ, પણ શ્રેષ્ઠતા સમજાવવાનું તો જતું રહ્યું. તેને હાર ખમવી પડી. હાંસી થઈ. ફરીથી હવે ધર્મનું નામ મારા મ્હોં આગળ લેતી નથી.

અહીં **ઓક**સફર્ડ અને કેમ્બ્રીજ વિદ્યાનાં પીઠસ્થાન મનાય છે. **ઓક**સફર્ડનું સંસ્કૃતમાં 'ઉક્ષપાર' કરીએ તો ચાલે, છેક ખોટું નથી. 'ઓકસ'નું 'ઉક્ષ' અને 'ફોર્ડ'નું 'પાર' શબ્દનો ઉચ્ચાર પણ લગભગ મળતો આવે. આ નગરને ત્રણે તરફ બે નદીઓ ફરી વળી છે. નદીઓ આઠ દશ હાથ પહોળી હશે. તેનો સ્રોત અતિ મૃદુ અને જળ સુનિર્મળ છે. ઠેકાણે ઠેકાણે તૃણાચ્છાદિત ખેતરો છે. આમાંના ઘણા છોકરાઓને ફુટ બોલ, ક્રીકેટ કે ગોલ્ફ રમવાને માટે અતિ વ્યય કરીને અતિ યત્નથી સુરક્ષિત રાખવામાં આવે છે. અસલ અહીં સંન્યાસીઓના (મંક) મઠ હતા. એક સમયે આ

સંન્યાસીઓપ્રતિ ઘૃણા ઉત્પન્ન થઈ. સંન્યાસ આશ્રમ પ્રતિ વિદ્વેષ ઉત્પન્ન થયો અને પછી કેટલાંક વિદ્યાસ્થાન સરકારને હસ્તગત થયાં. અહીં લગભગ ૨૩ કોલેજો હશે. દરેક કોલેજમાં છાત્રાવાસ હોય છે; છતાં સઘળાને રહેવા જેટલી જગા હોતી નથી. રહેવાનો બંદોબસ્ત જૂદી રીતે કરી લેવો પડે છે. કોલેજની નજર એના ઉપર રહે છે ખરી

અહીં છોકરાઓમાં તોફાની-તત્ત્વ બહુ બહુ હોય છે. આપણે ત્યાંનો વિદ્યાર્થી અહીં આવી શારીરિક બળ, ક્રીકેટ આદિમાં કુશળતા બતાવે તો પ્રીતિ પાત્ર થાય છે. છોકરાઓ અધ્યાપકની સામે ચીરૂટ પીએ, બીડી પીએ, પાઈપ ફુંકે, નાટ્ય ગૃહમાં જાય. એવું તોફાન મસ્તી કરે કે આપણે તો છક્ક થઈ જઈએ. અધ્યાપક મહાશય આ રસરંગમાં ડૂબીને બેસી રહે. છોકરાઓ કોઈ વખતે સુરાપાન પણ સેવે. માત્ર મસ્ત બનવાનો જ વાંધો. તો પણ કોઈ વખત નિશો વધી જાય તો ઓરડીનાં બારણાં ખખડાવે, નિદ્રા ભંગ કરે, અધ્યાપકોની સુદ્ધાં.

પ્રત્યેક કોલેજમાં એક શિક્ષક (Tutor) રહે છે. તે અધ્યયન વિષયમાં વિદ્યાર્થીઓને સહાય કરે છે. કઈ કોલેજમાં શું સારું શિખવાય છે, તે જણાવે છે. કઈ કોલેજમાં અમુક વિષયપર વક્તૃત્વ સાંભળવાથી ફાયદો થશે તે જણાવે છે. આપણે ત્યાં પણ જૂદી જૂદી કોલેજમાં જૂદા જૂદા હેતુથી જનાર હોય છે; તે તું જાણે છે. જેમ કે 'ઝેવિયર્સ કોલેજ'માં જનાર ઇતિહાસને માટે તો 'વિલ્સન'માં સામાન્યને જ માટે અને 'એલ્ફીન્સ્ટન'માં ત્રીજા હેતુને માટે. અહીં એક કોલેજમાંથી બીજી કોલેજમાં જઈ ભાષણો સાંભળવાને હરકત જેવું નથી.

અહીં 'બોડેલીયન લાઇબ્રેરી' નામનું પુસ્તકાગાર છે. તેમાં પાંચ લાખ પુસ્તકો છે. અસલ કોપીઓ અને જૂદી જૂદી ભાષાના ગ્રંથો છે. સવારના દશથી રાતના દશ સૂધી ઉઘાડી રહે છે. દરેક વાંચનારને ટેબલ, ખુરશી, ખડીઓ કલમ આપે છે. અહીં ઘણા વિદ્વાન્ પણ આવે છે. અહીં સંસ્કૃત અને ફારસી પુસ્તકો પણ છે. અહીં આટલા બધા લોક આવે છે, પણ ઝાઝો અવાજ તો શું ? એક શકાર પણ થતો નથી. અહીં ફી પણ નથી આપવી પડતી. માત્ર એક મેમ્બરની ચીઠ્ઠી જોઇએ.

જો કે કેમ્બ્રીજ અને ઓકસફર્ડમાં મળતું શિક્ષણ આપણા ત્યાંના કરતાં ઉત્તમ પ્રકારનું, ઉચ્ચતર રીતે અપાય છે, છતાં એને માટે એમ કહેવાય છે કે, જર્મન શિક્ષણ પ્રણાલી સર્વથી શ્રેષ્ઠ છે. અહીં વિદ્યાર્થી પોતાને મનગમતો વિષય લઈ શકે છે. પરીક્ષા બે રીતે આપવાની હોય છે. એક સામાન્ય અને બીજી શ્રેષ્ઠ. (Honours) તેમાં મેળવવાના માર્કમાં માત્ર ભેદ છે. અહીં શિક્ષણ પ્રણાલિ વિષે ઝાઝું ન લખતાં જર્મનીની ટુંકી હકીકત લખી આ કાગળ બંધ કરીશ.

જર્મનીની શિક્ષણ પ્રણાલિ દુનિયામાં શ્રેષ્ઠતર મનાય છે. જર્મનીનો કેળવણી પાછળ ખર્ચ દુનિયાના બીજા બધા દેશો કરતાં વધારે છે. દુનિયાનો વ્હેવાર તેણે હસ્તગત કર્યો છે. જર્મનના વ્યાપારની સાથે સ્પર્ધામાં ઉતરવું મુશ્કેલ છે. જર્મન કેળવણી જો એકાદ શબ્દમાં કહીએ તો સ્વાતંત્ર્ય, વા વિદ્યાર્થીઓને મળતી છૂટ છે. ત્યાંના જીમનાશિયમમાં આપણે ત્યાંની હાઈસ્કુલ વિદ્યાર્થીએ એકાદ બે ભાષા અને સામાન્ય

જ્ઞાન મેળવ્યા પછી તે યુનીવર્સીટીમાં પ્રવેશ કરે છે. અહીં તે કયાં રહે છે? કયાં બેસે છે? તે પૂછવામાં નથી આવતું. તે પોતાના વિષય પસંદ કરી લે છે. પ્રોફેસરો તે વિષય ઉપર ભાષણ આપે. પુસ્તકો પણ અમુક જ વાંચવાં, એવો નિયમ નથી. દરરોજ ભાષણ આપવાં વા શિખનારાઓએ હાજરી આપવી, એ પણ આવશ્યક નથી. માત્ર અઠવાડિયામાં એકાદ લેકચર થવું જોઇએ. ત્યાં ત્રણસે પ્રોફેસરો પોતાપોતાના વિષય ઉપર ભાષણ આપે. પહેલાં વિદ્યાર્થી, આ ને તે, પેલું અને ઢીંકણું સાંભળ્યા કરે. પછી પોતાને ગમતો વિષય લઈ તે જ શરુ કરે. અહીં પ્રોફેસરોને તેમના પગારને માટે કેળવણી ખાતાના વડા અધિકારીની મહેરબાનીની કે એજ્યુકેશનના મીનીસ્ટરને મસ્કાફીકેશન કરવાની જરૂર રહેતી નથી. તેનો પગાર અમુક વર્ષે અમુક ક્રમે વધે છે. ત્યાં પ્રોફેસરો પોતાના એક જ વિષય અમુક પુસ્તક ઉપરથી જ લે એમ નથી. કોઈ માસિકમાં વિષય દીઠો તો તેની પણ ચર્ચા કરે છે. જ્યારે વિદ્યાર્થીને લાગે કે પરીક્ષા આપવી છે ત્યારે તે તેના પ્રોફેસર પાસે જાય. તે તેને પ્રાથમિક નિબંધ લખવા કહે. જો તે ઠીક લાગે તો પછી પરીક્ષા લે.

અહીંની માફક વરસનો એક જ દિવસ મુકરર નથી. એ તો પેલા વિદ્યાર્થીને પેલા પ્રોફેસરને પસંદ આવે, તે દિવસે પરીક્ષા લે.

આપણે ત્યાં એક જ દિવસે નિકાલ. વળી પરીક્ષામાં ન આવડે એવા પ્રશ્નો પૂછવાની રીત નથી. વિદ્યાર્થીએ અમુક વિષય વાંચ્યો છે કે નહીં? તેણે સારું જ્ઞાન સંપાદન કર્યું છે કે નહીં, તે જોવામાં આવે. પ્રશ્ન પૂછતાં મદદ પણ કરે.

અહીં પ્રોફેસરો ઘણી મમતાથી વર્તતા કહેવાય છે. વિદ્યાર્થીઓને ઘેર ચ્હાપાન કે 'બીર' પીવા બોલાવે છે. તેમની સાથે છૂટથી વર્તે છે.

પ્રિય સુહૃદ! કાગળ તો બહુ લાંબો થાય છે. બસ્સ. હવે અહીંથી અટકું છું. ત્યાંના સમાચાર નજીવા જે લખે છે, તે લખતો રહેજે. અહીં આવી મારા મનમાં જે જોયું છે તેની અસર લખતાં એક પુસ્તક લખવું જોઈએ. ખયર! મળીશ ત્યારે રૂબરૂમાં વાતચીત કરીશ. અત્યારે હવે બહાર જવાનો સમય થઈ ગયો છે. એ જ. કાગળ લખતો રહીશ, એવી આશા છે.

લી. સ્નેહાધીન મન્યુ

---

## પ્રકરણ ૫૯ મું
## નોકરી લીધી

ઉર્મિલાની અરજીનો જવાબ આવી ગયો હતો. તે હવે પોતાની નોકરીએ લાગી. વડોદરામાં વડી સ્ત્રી શિક્ષક નિમાઈ હતી. હવે તેને પોતાના સંસારખર્ચને માટે ચિંતા કરવા જેવું ન હતું. પણ એટલેથી કંઈ સંતોષ વળતો નહિ. મનુષ્યનું મન ચંચળ છે. વિદ્યુતથી પણ અધિક ચંચળ છે. એક વસ્તુની ખોટ પૂરી થઈ તો તરત બીજી વસ્તુની ઈચ્છા કરે છે. તેને વારંવાર પોતાની પાછલી સ્થિતિ સાંભરી આવતી. પોતાના ભાઇનો નિઃસ્વાર્થ પ્રેમ, તે સમયમાં પોતાની સરળ આનંદમય જીંદગી, અભ્યાસ વગેરે તેના મનમાં તરી આવતાં. આ સર્વની સાથે મન્યુની યાદ

તેને થઈ આવતી. તેના મનમાં વારંવાર પ્રશ્ન ઉપસ્થિત થતો કે, "**મન્યુ** મને ચ્હાય છે શું? વાસ્તવિક તેનો પ્રેમ મારા ઉપર હોવો જોઈએ. હશે? હા, હા, કેમ ન હોય? છેલ્લા કાગળમાં શું લખ્યું હતું? હા. **અરુણ**ના હાથમાંથી રક્ષા કરવાને માટે સ્નેહમય પરિવારવર્ગના હૃદયને વ્યથા કરી **વિલાયત** ગયો છું, એવું જ લખ્યું હતું. શું એ વાત ખરી?" તેનું હૃદય તરફડ કરવા લાગ્યું. તે કાગળ પાછો પેટીમાંથી કાઢચો. ફરી ફરીને વાંચ્યો. શક જેવું કંઈ લાગ્યું નહિ. તે જ કાગળમાં **મન્યુ**નું અંતઃકરણ ટપકતું તે જોઈ શકી. આ કાગળ વાંચતાં **મન્યુ**ના પહેલાંના લખેલા કાગળોનું સ્મરણ થયું. પણ હા! એ બધા કાગળ તો તેણે સંઘરી રાખ્યા ન હતા. હાય! કેમ ન સંઘરી રાખ્યા? સંઘરી રાખ્યા હોત તો કેવું સારું થાત? એમ તેને લાગ્યું. એ ન સાચવી રાખવા બદલ તેના મનને અનુતાપ થયો. આખરે "લાવને જોઉં કેટલાક તો હશે." એમ કરી તેણે પોતાની પેટી ઉઘાડી. ખોળતાં ખોળતાં કેટલાક કાગળ મળી આવ્યા. સતૃષ્ણ નયને તે કાગળો વાંચવા લાગી. કોણ જાણે શાથી આજ તે કાગળો તે પહેલાંના કરતાં જૂદી જ રીતે ગ્રહણ કરવા લાગી. તેનો મર્મ સમજવા લાગી. **મન્યુ**એ જાણે પોતાનું અંતર ખાલી કર્યું હોય, તેમ તેને લાગ્યું આજ સુધી તે કેમ ન સમજી શકી? આજ તેના હૃદયમાં નવીન પ્રકાશનો ઝગમગાટ હતો. આજ તે **મન્યુ**ના કાગળનો ભાવ જૂદી રીતે-ખરી રીતે સમજવા લાગી. વળી ફરીથી તેના મનમાં એનો એ પ્રશ્ન ઉઠચો, શું **મન્યુ** મને વસ્તુતઃ ચ્હાય છે? તેની પ્હેલાંની આખી જીંદગી સ્મરણમાં આવી. દરેક બનાવ મન આગળ ખડા થયા. આંખો આગળ તરવા લાગ્યા. તે **મન્યુ**ની રીતભાત, તેનું દરેક વર્તન, તેના પોતાના પ્રતિ વ્યવહારની બારીક માનસિક તપાસ લેવા લાગી. તેને લાગ્યું કે, **મન્યુ** ખરેખર મને ચ્હાતો હોવો જોઇએ. નહિ તો એટલો સ્વાર્થત્યાગ કરે શા માટે? શા માટે **વિલાયત** જાય? નહિ, પણ **વિલાયત** જઈ ઉંચી પરીક્ષા પાસ કરી, સારી નોકરી મેળવે, એ આશા કેમ ન હોય? ત્યાં જઈ બારિસ્ટર થઈ આવવાની, નામના મેળવવાની ઇચ્છા કાં ન હોય? હા, પણ તેનો આપ્તવર્ગ તો આ વાતને સંમત ન હતો. એ વાત તેના ધ્યાનમાં આવી. વળી તે **મન્યુ**ને સારી રીતે ઓળખતી. તે પોતાની કાકીને અત્યંત માનની નજરથી જોતો હતો. તેનો બોલ ઉથાપતો નહિ. ઉચ્ચ શિક્ષા કે ઉચ્ચપદ લાભને માટે તે **વિલાયત** જાય નહિ, એમ તેને લાગ્યું. તેના જવા પછી તેના શોકસંતપ્ત કુટુમ્બની શી હાલત હશે, તે જોવાની તેની ઇચ્છા થઈ. તેની ખબર તો મેળવવી, એમ તેને લાગ્યું. વળી તેના મનમાં વિચાર આવ્યો કે, એ બધું તો ઠીક, પણ **મન્યુ**એ પોતાની સ્ત્રીને-સ્ત્રીના પ્રેમને કેમ ઠેલ્યો? એવું અન્યાયનું કાર્ય શા માટે કર્યું હશે? અન્યાયનું-શાનું અન્યાયનું? સ્ત્રીને તો પાછો આવી મળશે. આ બધું મારે માટે કર્યું. હાસ્તો. કાગળમાં પણ એવી જ મતલબ નથી જણાતી? વળી તેને એમ લાગ્યું કે, એમાં **મન્યુ**નો દોષ શાનો? તેની સ્ત્રી ભણેલી નથી, ગણેલી નથી. તે તેના ઉચ્ચ હૃદયને, તેના ભાવને સમજી શકતી નથી. તેના કાર્યમાં ઉત્સાહ લઈ શકતી નથી. તે એના જેવા સુશિક્ષિત, સદ્ગુણ સંપન્નને ઉપયોગી થઈ પડે તેવી નથી. તો એમાં **મન્યુ**નો શો દોષ? તેના હૃદયને ખોટ જેવું લાગે, એમાં નવાઈ શી? તેના કાગળોમાં જ એ વાસનાની અતૃપ્તિ શું

નથી જણાતી? જણાય છે. પણ આટલા માટે તેઓ મારા ઉપર પ્રેમ રાખે, એ શું સંભવિત છે? મારામાં પણ એવા શા ગુણ બળ્યા છે? એવું શું છે કે, તે મુગ્ધ થાય? કોણ જાણે મને તો કંઈ ખબર પડતી નથી. પણ શાથી આ મ્હારું હૃદય આમ છટપટ કરે છે. એક દિવસ તે જ ન હોતા કહેતા કે "ગુલાબ સુંદર છે કે નહીં, તે ગુલાબ પોતે જાણતું નથી. તારા ઉજ્જવલ છે કે નહીં, તે નક્ષત્રવાસી જાણી શકતા નથી." એ તો કાગળની વાત. પણ એક દિવસે ઘેરથી પાછા મુંબઇમાં આવ્યા પછી મન્યુ જ કહેતો હતો કે 'મારું કાવત્વ ખીલ્યું છે; તે મીલનદ્વારા નહીં પણ અભાવદ્વારા.' ઉર્મિલા આ વાતની યથાર્થતા તે સમયે સમજી ન હતી. આજ તે વાત તેના લક્ષમાં આવી. મન્યુને એ વાત પૂછતાં તે ચાલી ગયેલો, તે તેના સ્મરણમાં આવ્યું. વળી તે દિવસની વાત સ્મૃતિના બળે જાગૃત થઈ. કયા દિવસની? અરુણ અને ઉર્મિલા બેઠાં હતાં અને પોલીસનો સિપાઈ મન્યુને પકડી લાવ્યો, તે દિવસની વાત. એ જ તેના પ્રેમની સાબીતી. એ જ તેના સ્નેહનું અખંડનીય, જાજ્વલ્ય પ્રમાણ. મેં જ તેને કાગળ લખવા નિષેધ કર્યો હતો. મેં મૂર્ખીએ મારું પોતાનું હિત સમજ્યા વગર કઠોર થઈ, તેના મનને દૂભવ્યું હતું. તેથી તેણે કાગળ લખવાનું બંધ કર્યું હતું. મુંબઇમાં રહેવા છતાં એ મારા પોતાના કરેલા અપમાનને લીધે મળવા નહોતા આવતા. તેથી રસ્તા ઉપર ઉભા રહી, કંઇક સાંભળવાની અને જોવાની આશા રાખતા હોવા જોઇએ. આ સિવાય બીજું કારણ શું હોય? અવશ્ય તે જ. આથી તો એણે અરુણે–મ્હેણું માર્યું હતું. આ વાત તે બરાબર સમજી. સ્ત્રીની ઝીણી બુદ્ધિ પ્રેમપરીક્ષા કરવાને ચતુર હોય છે. આ વેળાએ તેના અંતઃકરણનું એ પ્રકારનું અંધારું દૂર થયું. પહેરાવાળાએ ચોર જાણી પકડ્યો. પણ મેં–મેં શું કર્યું? કંઈ નહીં. કૃતઘ્ન. હું કંઈ સમજી નહીં. શા માટે મારા હૃદયમાં ક્ષણ પ્રેમનો ભાસ ઉદય થઈ નષ્ટ પામ્યો? મારા નસીબમાં દુઃખ લખ્યું હશે, વિયોગ હશે. તેથી જ, નહીં તો એવું શામાટે સૂઝે? તેણે કેટલું સહન કર્યું? ચોરની માફક સીપાઇને હાથે પકડાયા, જતી વખત–ગગળા થઈ ગયા. મૂર્ચ્છા પામ્યા, પણ મેં કંઈ ન કર્યું. હું દોષિત છું, એવું તેને લાગ્યું. હું પાષાણ છું. મારું હૃદય જડ છે. મેં કંઈ બદલો આપ્યો નહીં. તે આવશે તો મને ચ્હાશે? શા માટે ચ્હાય? મેં તેવું શું કર્યું છે? એમ વિચાર કરતાં કરતાં તેનું અંતઃકરણ કરુણ રસથી રેલાવા લાગ્યું. તે એકલી આંસું સારવા લાગી. એમને એમ ક્યાં સૂધી રોતી પડી રહી. તેનું પોતાનું ઘર છોડી ચાલી આવી. તે સમયે જેટલું લાગ્યું ન હતું, તેટલું અત્યારે લાગ્યું. પણ હવે રોવાંમાં ફળ શું?

ગમે તેમ હોય. ગત વિષયને માટે શોક કરવો મિથ્યા છે. અહુણાં તે શું કરે છે; દેશમાં પાછા ક્યારે આવશે; તેનો પરિવારવર્ગ શું કરે છે; તે કેવી સ્થિતિમાં છે; તેના સમાચાર મેળવવા ઉર્મિલાને ઇચ્છા થઈ. પણ લાચાર, શી રીતે સમાચાર મળે? કોણ ખબર કાઢે? તેનું મન આથી વધારે વ્યથિત થયું. જે ઠેકાણે ઉર્મિલા રહેતી હતી, તેનાથી થોડે જ છેટે એક ભદ્ર માણુસ રહેતો હતો. તે સારા હોદ્દા ઉપર નોકર હતો. અમલદાર હતો. તેને એક છોકરી હતી. તે ઉર્મિલાની નિશાળમાં જતી હતી. જરા તેના અભ્યાસની સ્હેજ દેખરેખ રાખવાનું તે અમલદારની સ્ત્રીએ ઉર્મિ-

લાને કહ્યું હતું. ઉર્મિલા વખતો વખત તેને ત્યાં જતી અને તે અમલદારની સ્ત્રીને અને તેને સહીપણાં થયાં હતાં. તે સ્ત્રીનું નામ ભાગીરથી હતું. તે સ્હેજ સ્હાજ લખી જાણતી હતી. ઉર્મિલા પ્રતિ તે આદર રાખતી હતી. ઉર્મિલા શનિવારે ઘણું ખરું તેને મળવા જતી.

એક દિવસે ચારેક વાગે શનિવારે ઉર્મિલા ત્યાં ગઈ હતી. ભાગીરથીને એક તકીયા ઉપર ફૂલમાં રંગ પૂરતાં શીખવતી હતી. એટલામાં તેની છોકરી અંદર આવી, તેની માને બહાર બોલાવી ગઈ.

ભાગીરથીએ બહાર દિવાનખાનામાં જઈ પોતાના સ્વામીને પૂછ્યું કેઃ–"શું કામ છે?"

"જોને. આ વળી પાછા સ્હેજ માઠા સમાચાર આવ્યા છે?"

"વળી શું થયું છે? કોના માઠા સમાચાર? હેં બળ્યું, સરખી વાત પણ કરતા નથી."

"જોને આ કાગળ વાંચ, એટલે ખબર પડશે?"

"કોનો કાગળ છે? તમે જ કહોને?"

"વાંચને તું તારી મેળે"

વાંચનાર, આ અમલદારને ઓળખ્યો? નહીં! વારું, ત્યારે એ તો મન્યુનો મિત્ર નારાયણ. તેણે પરીક્ષા પાસ કર્યા પછી વડોદરામાં જ નોકરી લીધી હતી.

ભાગીરથી કાગળ વાંચવા લાગી. તે નીચે પ્રમાણે હતોઃ–

પ્રિય સુહૃદ્ !

મ્હારી આશા સર્વ ભાંગી પડી છે. મારું અંતઃકરણ ભગ્ન થઈ ગયું છે. તું સાંભળી દુઃખી થઈશ કે, મેં પરીક્ષા આપવાનો વિચાર માંડી વાળ્યો છે. અહીં કેટલાક તે આપવાનો આગ્રહ કરે છે. વાંચ્યું નથી. વાંચવામાં ચિત્ત પણ નથી. કોણ જાણે અંતઃકરણ કંઈ અવનતી સ્થિતિ ભોગવે છે. જે દિવસે સાંભળ્યું કે ઉર્મિલાનાં લગ્ન મી. અરુણ ભણશાલી સાથે થઈ ગયાં છે, તે દિવસેથી પુસ્તક હાથમાં પકડ્યું નથી. શા માટે પુસ્તક હાથમાં લઉં? શું હું અહીં પરીક્ષા આપવાને માટે આવ્યો હતો? શા માટે આવ્યો હતો, તે તું સારી રીતે જાણે છે. તું મારે માટે શા વિચાર ધરાવતો હઇશ તે ખબર નથી. એક સ્વાર્થત્યાગ સાથે આ બીજા પ્રેમયજ્ઞની પૂર્ણાહુતિમાં પરીક્ષાને હોમી દઇશ. હું દિવાનો થયો છું કે શું, તે મને પોતાને ખબર નથી. દિવાનાપણાની સીમા ક્યાંથી શરુ થાય છે તે ખબર નથી. તું ઘરના સમાચાર રાખે છે કે? કદાચ જાણતો હઇશ! ન જાણતો હોય તો લખું છું કે, નાનાભાઇના કાગળથી જાણી શકયો છું, કે મ્હારાં મોટી મા આ પૃથ્વી ઉપરથી ચિરવિદાય થઈ ગયાં છે. જેને હું ગર્ભધારિણી જનની કરતાં અધિક ગણતો હતો, જેની એક પણ આજ્ઞા ઉલ્લંઘતો નહીં, તે સ્નેહશીલ મોટી મા નથી. મરતાં, મરતાં મારી જ વાત અંતકાળે પણ તેમના મુખ ઉપર હતી. મારા જેવો નિષ્ઠુર પાપાત્મા કોઈ હશે નહીં. મારી જીવન યવનિકા અહીં પડે તો સારું, એમ હું ઇચ્છું છું. તારા સમાચાર લખજે. સૌ૦ ભાગીરથી ભાભીને મારા ઘટિત કહેજે. તે બિચારાંને લોસાવતો ના. (એ તેમનો પોતાનો શબ્દ લખું છું.)

ચીડાવતો નહીં. તેમનાં કોડ પૂરાં કરજે. એ જ. હું કુશળ છું. આશા છે કે તું અને સર્વ કુશળ હશો. એ જ.

લી. સ્નેહાધીન **મન્યુ**

કાગળ વાંચી **ભાગીરથીએ** નિઃશ્વાસ નાંખ્યો અને બોલી:-"તમારા ભાઈ જરા ગાંડા છે ખરા, એમાં તો શક નહીં. ત્યાં જઈ બધું ધૂળમાં મેળવશે. હરિ! હરિ!" એમ બોલતી ત્યાંથી ચાલી ગઈ. **નારાયણ** વિચારમાં ને વિચારમાં ત્યાંને ત્યાં બેસી રહ્યો.

કાગળ લઈ ઉર્મિલા બેઠી હતી ત્યાં **ભાગીરથી** આવી. તેનો લેવાયલા જેવો ચ્હેરો જોઈ ઉર્મિલાએ પૂછ્યું:-"કેમ બહેન! શું કંઈ થયું છે?"

"શું બહેન. શું કહું કરમ! અમારા એમના એક મિત્ર છે. અમારે એમને ઘર જેવું છે. જાણે સગા ભાઈ હોય એવો સ્નેહ છે. તેનો કાગળ આવ્યો છે. આ લ્યો તમે વાંચો. તમારાથી ક્યાં જૂદાઈ છે." એમ કહી, તેણે તે કાગળ ઉર્મિલાના હાથમાં મૂક્યો.

ઉર્મિલાએ તે કાગળ વાંચવા માંડ્યો. પણ અરે? આ શું? વાંચતાં વાંચતાં તે ફીક્કી ફચ પડી ગઈ. તેના ગાલપરનો રંગ ઉડી ગયો, તેનું મુખ વિવર્ણ થઈ ગયું, આંખો બ્હેબાકળી જેવી થઈ ગઈ. તેને માથે ચક્કર આવવા લાગ્યાં. કાગળ તેના હાથમાંથી પડી ગયો.

**ભાગીરથીએ** આ સર્વ એકદમ જોયું નહીં. પણ કાગળ હેઠે પડ્યો કે, તેના સામું જોયું, અને ભય પામી બોલી:-"ઓ મા! આ શું થયું તમને?"

ઉર્મિલાએ ઉતાવળમાં આત્મસંવરણ કરી જવાબ આપ્યો:-"કંઈ નહીં બહેન! કોણ જાણે શાથી ચક્કર આવે છે ને આંખે તમ્મર આવ્યા જેવું થાય છે. વારુ હું ઘેર જઇશ. વળી આવીશ બીજે કોઈ દહાડે."

"જરા પેનકીલર લાવું? અમારે ત્યાં સુંઘવાનું ઓસડ છે તે સુંઘો, પછી જાઓ."

"ના, ના, કંઈ જરૂર નથી. ઠીક છે હવે."

"વારુ આવજો! બહેન, સંભાળજો. ન હોય તો માણસ મોકલું સાથે?"

ઉર્મિલાએ તેની પણ ના પાડી. ઉતાવળી ઘેર આવી. ઘેર આવી બારી બારણાં વાસી પથારી ઉપર પડી. કોણ જાણે શાથી તે હૃદયફાટ મ્હોં મોકળું મૂકી રોવા લાગી.

કોઈ આશ્વાસન આપે તેવું પાસે ન હતું. હૃદય એની મેળે જ ખાલી થયા પછી શાંત પડ્યું. તે મનમાં કહેવા લાગી કે:-"હે પ્રભો! તેં મારા જેવી અભાગિણીને શા માટે જન્મ આપ્યો છે? મને પોતાને તો આ જન્મમાં સુખ જેવું કંઈ છે નહિ, પણ મારા સંબંધમાં આવનાર સામું દુઃખ પામે છે. અરેરે! હું કેવી પાપી છું? મેં શાં શાં પાપ કર્યાં હશે? કોઈનું ભલું મારાથી થઈ શકતું નથી. મારે માટે એક મહત્ જીવન વૃથા નાશ પામે છે. **મન્યુ** એમ શા માટે રીબાય છે? અરે રીબાવાનું તો કારણ હું જ થઈ પડી છું. મને મૂર્ખીને પહેલાં કેમ સૂઝ પડી નહિ. શાથી હું કાચના ઝગ-ઝગાટથી અંજાઇ ગઈ? શા માટે મારા હાથમાં આવેલું રત્ન ફેંકી દીધું? નસીબ! હા, દુષ્ટ વિધિના લેખ તે કેમ મિથ્યા થાય!" એવા અનેક તર્ક વિતર્ક કરતી આખરે

નિદ્રાને વશ થઈ ગઈ. તે રાત્રે તે સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરવા લાગી. શાં સ્વપ્ન જોતી હતી? મન્મુ અહીં આવી તેને મળ્યો. તેને જોઈ, તિરસ્કારી, તરછોડી કાઢી, તે રડી પડી. સફાળી જાગૃત થઈ ને બેઠી થઈ. દીવો પ્રગટાવી, પાણી લઈ મ્હોં ધોયું. તે ફરીથી વિચાર કરવા લાગી:–"અરે સ્વપ્નમાં પણ સુખ નથી. પ્રભો! તું કરે તે ખરું." એમ નિશ્ચય કરી પાછી પથારીપર પડી, અને સવારના મંદ પવનથી તેની આંખ સ્હેજ મળી ગઈ.

બીજે દિવસે શાળાના કાર્યથી પરવારી સાંજના ઘેર જતી વખતે નારાયણને ઘેર ગઈ. તે કચેરીમાંથી ઘેર આવ્યો ન હતો. તેની સ્ત્રી ભાગીરથી સાથે વાત કરવા માંડી. તે સમજી ગઈ કે એક દિવસમાં આની પ્રકૃતિમાં ફેરફાર થઈ ગયો છે. ભાગીરથીએ પૂછ્યું:-"કેમ બ્હેન! આજ તો શરીર ઠીક છેને? આજ પણ તમારું શરીર લેવાયલું લાગે છે."

"કાલના કરતાં ઠીક છે." ઉર્મિલાએ ધીમેથી જવાબ આપ્યો. સહજવાર પછી બોલી:–"પછી તમારા પેલા એમને કાગળ લખ્યો કે? એ એવા ગાંડા જેવા કેમ છે?"

"કોણ જાણે બ્હેન! એમનું અંતઃકરણ તો ઘણું જ ઉદાર છે. કહે છે કે ઘણા વિદ્વાન્ છે પણ કોણ જાણે બા, તેમના મનમાં આવે તે કરી બેસે. કોઇનું માને નહીં. અમારા એ કની એમની સાથે મુંબઈમાં રહી શીખતા. બન્નેને સગા ભાઇનો સ્નેહ હોય એમ છે. એમના લગ્નમાં પણ એ કની ત્યાં ગયેલા. એઓ પણ અમારે ત્યાં આવે છે, પણ હું તો કોઇવાર પણ બોલતી નથી. શરમ આવે છે."

"હા, પણ તમે તેને ઓળખો છો કે શું?" એ વાત કરી રહ્યા પછી ભાગીરથીએ પૂછ્યું. ઉર્મિલા બિચારી શું જવાબ આપે? હસી, પણ એ દુઃખનું હસવું હતું. મ્હોં તમાચો મારી લાલ રાખવા જેવું હતું. આખરે તે બોલી:-"તે તમે કહો છો તેવા સારા માણસ હશે, એ તો એમના કાગળ ઉપરથી જ જણાઈ આવે છે. એક એવો સારો માણસ વિના કારણ પરીક્ષા આપવાનું મૂકી દે એ સારું નહીં. એવું ઉન્નતશીલ, મહત્ જીવન એક સામાન્ય કારણને માટે નષ્ટ થાય, એ શું સારી વાત છે? ગમે તેમ તો પણ તે પુરુષ માણસ છે, સિંહ છે. એવી ચિત્તની દુર્બળતા તેને શોભે નહીં. ધારે તો એવી ઘણી પરીક્ષા આપી શકે. તમે એક ઉત્સાહમાં આવી જાય, એવો કાગળ લખાવો ને. એ શું, એમ ના હિમ્મત થઈ જાય?"

"હા, હા, ખરી વાત છે. હું એમને કાગળ લખવાનું કહીશ. જરૂર આજ ને આજ કાગળ લખી નાંખશે. પણ તમે એમ એટલામાં ઉઠયાં કેમ?"

"જઇશ, જુઓની જરા શરીર નરમ રહે છે. શું કરું બેસીને?"

"જવાય છે! હવે એટલામાં શું ઉતાવળ આવી ગઈ છે? કયાં કોઈ ઘેર રાહ જોનાર છે?"

"હા, એ ખરી વાત; પણ આજ તો બળ્યું જાણે થાકીને લોથ થઈ ગઈ હોઉં એમ લાગે છે. જઈશ બહેન! વળી આવીશ પાછી કાલ બાલ?"

"વારુ ત્યારે આવજો."

"વારુ, બહેન, વારું." એટલું કહી ઉર્મિલા ત્યાંથી ચાલી નીકળી. તેના મગજમાં મન્યુના જ વિચાર હતા.

"મન્યુ! અહા. તમે મારે માટે કેટલું કર્યું છે? મન્યુ! મારા મન્યુ! મારા હૃદયના દેવતા! મારા હૃદયના હૃદય! મારે માટે-આ હતભાગિણી માટે કેટલું સહ્યું છે? તમારું જીવન, તમારી ભવિષ્યની આશા ઉપર પાણી ફેરવ્યું છે હા. સુખી થાઓ." એમ વિચારમાં ને વિચારમાં તે ઘેર આવી પહોંચી. ઘેર આવી એવા ને એવા તર્ક વિતર્ક કરવા લાગી.

આણી તરફ ભાગીરથીના કહેવાથી કે પોતાની મેળે નારાયણે તે જ રાત્રે મન્યુને કાગળ લખી નાંખ્યો:--

પ્રિય બંધુ મન્યુ,

તારો કાગળ મળ્યો. તારી માનસિક સ્થિતિ જાણી દુ:ખી થયો. મારી તેમ જ તારા અન્ય મિત્રોની આશા છે, અને તે વાસ્તવિક છે કે, તું વિલાયતની, તે ઉચ્ચ પરીક્ષા પાસ કરી દેશનું મુખ ઉજ્જવલ કરીશ. જેઓ એ પરીક્ષા પસાર કરી અહીં આવે છે, તેના કરતાં તારી બુદ્ધિ કોઈ પણ રીતે ઉતરથી નથી, એમ મારી ખાત્રી છે. થોડા દિવસને માટે ઘેલછા કરી તારી કીર્તિનું, ભવિષ્યની ઉજ્જવળ આશાનું અને સુખનું સત્યાનાશ વાળતો ના. હું તને કહેતો આવ્યો છું અને ફરીફરીને કહું છું કે, અગ્નિની સાથે રમત કરવી સારી નહીં. તારું અંતઃકરણ મીણ જેવું નરમ છે. પણ ભાઈ તારી વાત જ ઓર છે. તું (પ્રતિભાવાન) Genius છે. તારું સઘળું વર્તન વિચિત્ર અને અદ્ભુત. કોઈ ગ્રીક વૈજ્ઞાનિક પંડિતની વાત છે. તેણે મીણથી પોતાની ખાંધે પાંખો ચોંડી અને પછી તે આકાશમાં ઉડ્યો. મીણ તો તાપથી ઓગળી ગયું, અને પછી સમુદ્રમાં પડી તે મરણ પામ્યો. એ પ્રમાણે તારા માનસિક પ્રેમની ખાતર સાત સમુદ્ર અને તેર નદી ઓળંગી, હવે ખાબોચિયામાં ડુબી મરતો ના. તે પ્રેમની સીમા ક્યાં છે? માનસિક ઉત્કર્ષને લઇને પ્રેમ કરવા બેસીએ તો ક્યાં છેડો આવે એમ છે? વિલાયતની દરેક રમણીય તારી પ્રેમ પાત્રી થઈ શકે. ત્યાંની એક સામાન્ય દાસી આપણ ત્યાંની ઘણી ભદ્રમહિલા કરતાં સારી રીતે શીખેલી ભણેલી હોય છે. આપણે ત્યાંની સ્ત્રીઓની સરખામણીમાં તે સાક્ષાત્ સરસ્વતી કહીએ તોપણ ચાલે. તે દેશમાં આટલો સમય વાસ કર્યા પછી પણ તારાં જ્ઞાનચક્ષુ હજુ ઉઘડ્યાં નહીં, એ આશ્ચર્યજનક છે. હજી સમય છે ચેત. તારી જન્મભૂમિ ઉપર જરા નજર નાંખ. તારા તે ક્ષુદ્ર ગામડાને લક્ષમાં રાખ. તારા તે ગરીબ ઘરમાં મંદ તિમિરને હરતો, સ્નિગ્ધોજ્વલ તેજ કિરણને ફેંકતો, સ્નેહનો પ્રદીપ બળે છે, તે સ્મરણમાં આણ. પાશ્ચાત્ય દેશના પ્રખર વૈદ્યુતિક તેજના પ્રભાવથી અંધ થઈ, તે ક્ષુદ્ર દીપને વિસરતો નહીં. તેનામાં જે પવિત્રતા છે, તે દુનિયાના કોઈ દેશમાં જોઈ શકાશ નહીં. તેને જ તારો ધ્રુવ ગણી સંસારસમુદ્ર તરવા પ્રયાસ કર. તારામાં શું મનુષ્યત્વ નથી? છે ભાઈ! જો તું ધારે તો એવી ઘણીક પરીક્ષાઓ પસાર કરી શકે. શોકદુઃખની જડતા દૂર કરી, કમર કસી, અભ્યાસમાં ચિત્ત રાખ. સિવિલ સર્વિસ નહીં તો બીજી ઘણી પરીક્ષાઓ છે. એકાદ બીજી પરીક્ષામાં બેસ. એકાદ સારી પ્રોફેસરશીપ

મળે તેવી પરીક્ષા આપ. પણ કંઈ પણ કરી દેખાડ. આમ નબળું હૃદય શામાટે રાખે છે? નોકરીની ગુલામગીરી ના પસંદ હોય તો કોઈ પણ સ્વતંત્ર કેળવણીના કાર્યમાં પણ લાગી શકાશે.

અહીં બીજા સમાચાર વિશેષ જાણવા જેવા નથી અને જાણવાની જરૂર પણ નથી. પુસ્તકોમાં મન પરોવ. અહીંના સમાચાર તને શું આનંદ આપે? આપણું હિંદુસ્તાન તારા કહેવા મુજબ ઘણું જ આસ્તે આગળ વધે છે. તું ત્યાંના દેશની નવી નવાઇઓ જોતો હઇશ. જાણવા જેવી હકીકત લખતો રહેજે. અહીંની હકીકતમાં શું જાણવા જેવું છે કે લખું?

આપણા સર્વ સ્નેહીઓ ખુશીમાં છે. તારા સમાચાર પૂછે છે, અને તું વિજયી નિવડીશ એમ ધારે છે. તું તેમની ધારણા ખોટી પાડતો ના, ન પાડવી એ તારા હાથમાં છે.

અત્રે સર્વ કુશળ છે, તારા કુશળ સમાચાર લખતો રહેજે. તારી ભાભી તને ઘટીત કહેવરાવે છે, અને તે પણ એમ ઇચ્છે છે કે, તું વ્હેલો વ્હેલો પાસ થઈ આણી તરફ પાછો ફર.

છેવટે ગીતાની ભાષામાં તને કહું છું કેઃ–"ક્લૈબ થતો ના. ક્ષુદ્રહૃદય દૌર્બલ્યનો પરિત્યાગ કરી ગાત્રોત્થાન કર."

લી૦ સ્નેહાધીન નારાયણ

---

## પ્રકરણ ૬૦ મું
## અનીતિ શિક્ષણશાળા

મન્યુને નેશનલ વીજીલન્સ સોસાઇટીના જઈ, તેની કામ કરવાની રીત અને તે સંસ્થાનો હેવાલ સાંભળ્યા પછી બીજી એવી પરોપકારી સંસ્થાઓ જોવાની ઉત્સુકતા થઈ. એક તેવી સંસ્થાના માણસ સાથે બપોર પછી ફરવા નીકળ્યો. રસ્તે ચાલતાં ચાલતાં તે પાદરી સાથે વાતો કરવા લાગ્યો. તે માણસ જરા વૃદ્ધ હતો, અને ઘણાં વર્ષોથી એ છોકરાંઓને સુધારનારી અને રક્ષણ કરનારી સંસ્થા સાથે કામ કરતો હતો. તે બોલ્યોઃ–"અહીં આવા મોટા શહેરમાં ઘણાં છોકરાંની સ્થિતિ દયાજનક હોય છે. માબાપ તેમની પૂરી સંભાળ લેતાં નથી, અને તેઓ જાતે જ તેવાં હોય છે તો પછી તેમનાં છોકરાં ક્યાંથી સારાં નીવડે? આ અમારી છોકરાઓની ક્લબમાં તેમને નિર્દોષ રમત ગમતનાં સાધન પૂરાં પાડવાને માટે, અને સારો વર્તણુક સભ્ય વ્યવહાર કરતાં શીખે, તેને માટે કાળજી રાખવામાં આવે છે.

"તેઓ સારા આદમીનાં સંતાન હશે?" મન્યુએ પૂછ્યું.

"ના, ના, ઘણા ખરાબ રસ્તે ગયેલા અહીં આવે છે. અહીં કસરતશાળા, ફુટબોલ, ક્રીકેટ, પુસ્તકો, ચોપાનિયાં, ચ્હા, કોફી, વગેરે પૂરું પાડવામાં આવે છે. અહીં એક શરત છે કે, તેવા છોકરાઓએ નકામું બેસી રહેવું નહિ, અને પ્રામાણિકપણે પૈસા મેળવવા અને કંઈ સારે ધંધે લાગવું જોઇએ અને તે મેળવી આપવાને અમે મદદ કરીએ છીએ."

એમ વાતો કરતા તેઓ એક મહોલ્લા અગાળ આવી પહોંચ્યા. જ્યાં અસ્વચ્છ ઘરો, ભાંગેલી બારીઓ, અને બારણાં ઉપર જાડા મેલા કાગળનાં પુઠાં હતાં. આ મહોલ્લામાં આવતાં મન્યુએ પૂછ્યું:–"આપણે કયા લત્તા આગળ આવી પહોંચ્યા છીએ?"

"વેસ્ટ એન્ડની બાજુમાં આ વિશાળ બાગની પાસે. પણ આ કાંઈ ચોરનો લત્તો નથી. અહીં તો ઠીક માણસ રહે છે. નહીં વારુ?"

"ના, ના, તેવા નહીં, પરંતુ બીજા પ્રકારના, પણ એના જેવા જ. ઢેખાળો અને પત્થરમાં જેટલો ફેર, તેટલો આ બન્ને વચ્ચે હશે. અહીંના રહેનારમાંના ઘણા આળસુ, દારુબાજ, ઉડાઉ અને પરાવલંબી છે. અહીંથી ઘણીવાર છોકરાંઓને અમારે ત્યાં અથવા તો કામ કરાવનારી શાળાઓમાં મોકલવાં પડે છે."

"અહીં ગરીબ વર્ગ જ માત્ર રહેતો હશે. આ જુઓને કેટલાં નાનાં છોકરાં રમે છે. તેમનાં શરીર ઉપરનાં વસ્ત્રનાં ચીથરાં થઈ ગયાં છે. અરર! અને તે પણ કેટલાં મેલાં!"

"અહીં મા બાપ તેમનાં છોકરાંનાં કપડાંને માટે ઝાઝું ખર્ચ નથી કરતા અને તેમ કરે તો પણ તેવાં કપડાં આ છોકરાંઓને માટે ચાલે નહીં. તેઓનું ખાવું, પીવું, સુવું બધું એના ઉપર." એટલામાં એક છોકરો અને એક છોકરી સ્વચ્છ વસ્ત્રો પહેરી કેટલીક મલિન કપડાંવાળી સ્ત્રીઓના ટોળામાં ગયાં.

આ જોઈ તે માણસે કહ્યું:–"જોયાં આ છોકરાં."

"હા, તેઓ તો સ્વચ્છ છે. તેમના ચ્હેરા પણ તેવા જ છે."

"હા, પણ ધંધાને માટે તેમને તેવાં રાખ્યાં છે."

"એટલે?" મન્યુએ પૂછ્યું.

"તેમની મા એક વિધવા સ્ત્રીને એ છોકરાં ભાડે આપે છે. તે સ્ત્રી તેમને લઈ ભીખ માગવા નીકળી પડે છે. તેની દયાજનક સ્થિતિ દયાળુ માણસોના હૃદય ઉપર અસર કરે છે અને તેવો ઢોંગ કરી સારા પૈસા પેદા કરે છે."

"અહીં ભીખ તો નથી માગવા દેતાને."

"હા, તે સ્ત્રી ધર્મનાં સ્તોત્રો તથા ભક્તિનાં ભજનિયાં ગાય છે. છોકરાં તેને વળગીને ચાલે છે. ગાયન ગાઇને પૈસા મંગાય. ઉઘાડી રીતે ભીખ ન મંગાય. ફૂલો વેચવાના નિમિત્તે ભીખ માગતી પોતાના સૌંદર્યને ક્ષણભર માટે વેચતી સ્ત્રીઓ તમે નથી જોઈ?"

"હા, તે સમજ્યો. પણ આ સ્ત્રીઓ વિધવા ખરી કે? કે ખોટો ઢોંગ."

"એ હશે એક વખતે. પણ અત્યારે તો નહીં. એ પૈસા કઢાવવાની યુક્તિ છે. રસ્તા ઉપર ફરે ત્યારે વિધવા. ઘેર પાછી આવે ત્યારે સધવા. કોઈ વખત માણસ પણ છોકરાંને લઈ ફરવા નીકળી પડે; અને તે વખતે તે પણ રંડાયલો બની જાય. આ પ્રકારે સારા પૈસા મળે છે. પણ એથી વધારે સારા પૈસા કમાવાની યુક્તિ કેટલાક જાણે છે."

"તે શી?"

"આંધળાં, લુલાં કે લંગડાં છોકરાં સારી ધમધકાર કમાણીનું સાધન થઈ શકે છે. એવાં છોકરાંને આ લોકો ભાડે લે છે. કોઈ કોઈ વખત તેમનાં માબાપ પણ તેમ કરવા નીકળે. વધારે છોકરાં હોય તો તે બીજાને ભાડે આપે."

"આ પણ ઠીક." મન્યુ બોલ્યો.

"અહીં એક વખત એક મકાનમાં બે સ્ત્રીઓ રહેતી હતી. એક સ્ત્રીને આંધળી છોકરી હતી. તેના યોગે તે સારા પૈસા કમાઈ લાવતી. બીજી સ્ત્રીને પણ છોકરી હતી; માત્ર તે આંધળી ન હતી. આથી તેને કમાણી જોઇએ તેવી થતી નહીં. પેલી સ્ત્રીને સમજાયું કે, આંધળી છોકરી હોય તો સારા પૈસા મળે. તેથી એક દિવસ સાંજના કંઈ લઈ આવી અને છોકરીની આંખોમાં નાંખ્યું. છોકરી આંધળી થઈ. એટલે એને સારી કમાણીનું સાધન થયું."

"છી: એવા દુષ્ટ રાક્ષસ જેવા માણસો હોય, એમ સંભવતું નથી."

"ગમે તેમ તમે માનો. વા ન માનો મેજીસ્ટ્રેટે તે વાત માની અને પેલી સ્ત્રીને ત્રણ વરસની સજા ઠોકી દીધી. તે છોકરીને ઘાતકીપણું અટકાવનારી મંડળીનાં માણસો લઈ ગયાં. જ્યારે છોકરીની મા જેલ જાત્રાએથી પાછી ફરી ત્યારે તેની છોકરી પાછી મેળવવા અરજ ગુજારી, ઘણા કાલાવાલા કરી છોકરીને લઈ ગઈ. હવે તે ભીખ માગે છે. સારી રીતે કમાય છે, એટલે છોકરીની બરદાશ રાખે છે. અઠવાડિયે લગભગ ૩૦ શીલીંગ કમાતી હશે."

"પણ કદાચ તે માંદી બાંદી પડે તો?"

"તો તેની મા થનાર ઘણી મળી આવે. તે ભાડે મોકલે અથવા એવી છોકરીની કોણ ના પાડે? બીજું ગમે તેવા આ લોક હશે, પણ તેઓ પોતપોતામાં ઘણા માયાળુ-પણાથી વર્તનાર હોય છે. એક વખતે એક છોકરીને તેની મા ઘણી ક્રૂરતાથી દુઃખ દેતી હતી. પડોસીઓને ખબર પડી કે, નીકળ્યાં સામટાં તે બૈરીની ખબર લેવાને. જો પોલીસનો અમલદાર ન આવી પહોંચ્યો હત, અને તે છોકરીને અને તેની માને કાયદાને સ્વાધીન ન કર્યાં હોત, તો આ લોકો પેલી માની બરાબર ખબર લેત કે ફરીથી તે તેમ કરવાની ખોડ જ ભૂલી જાત."

"એ પણ ઠીક છે. પણ આ અહીં આટલાં બધાં એક જ ઓરડીમાં રહે છે શું?" મન્યુએ એક ઘરની તરફ આંગળી કરી કહ્યું.

"કોઈ કોઇમાં દશથી બાર માણસ સામટાં રહે છે. છોકરાં, છોકરીઓ નાનાં મોટાં સહુ આડાં ઢગલો થઈ પડે છે. લોકોને રહેવાનાં યોગ્ય ઘરો પૂરાં પાડવાં, એ એક મોટી સમસ્યા થઇ પડી છે. આને માટે ઘણી ચર્ચા થાય છે. ઘણું બોલાય છે અને લખાય છે. હજી જોઇએ તેવો સંતોષજનક નિર્ણય આવ્યો નથી."

"તેઓ શી રીતે રહી શકે આવામાં?"

તે બરાબર જોવાને અને માણસોનાં વર્તનનું અધ્યયન કરવાને શનિવારે રાતે આવવું જોઇએ."

"જુઓ પેલી ઓરડીમાં શું છે? ત્યાં જવાનો ઢોંગ કરો ઉપર જજો." મન્યુએ તેમ કર્યું.

"એક ઓરડીમાં કેટલાંક છોકરાં પડેલાં હતાં અને તેમની સ્થિતિ એવી હતી કે, માબાપની એ બેદરકારીને માટે કાયદા પ્રમાણે સજા થાય." આ જોઈ મન્યુએ વિચારગ્રસ્ત ચ્હેરે નીચું જોયું.

પેલા માણસે પૂછ્યું. "જોયું?" મન્યુએ જવાબ આપ્યોઃ—

"હા."

"પણ જોવાની અજાયબી એ છે કે, જે માતા પોતાનાં છોકરાંની પૂરતી સંભાળ રાખી શકતી નથી, તે બીજાંનાં છોકરાંની રાખે છે."

"એ શી રીતે?"

આ સ્ત્રીઓ ન્હાનાં છોકરાંની નર્સનું કામ કરે છે. જે સ્ત્રીઓ કામદાર હોય છે; અને દિવસના નોકરી કરવી પડે છે, તેઓ પોતાનાં છોકરાંને અહીં મૂકી જાય છે અને રાતે પાછાં લઈ જાય છે. આ કામને માટે તેમને પૈસા મળે છે.

"પણ છોકરાંની સંભાળ તો બહુ સારી લેવાતી હશે?" મન્યુએ પૂછ્યું.

"એ તો વાત જ ન પૂછો. ગરીબ માણસો શું કરે બિચારાં! અહીં જે છોકરાં આવે છે, તે દશબાર દિવસનું જીવન ભોગવી રામશરણ થઈ જાય છે. ભીંતપર છોકરાં મરણ પામ્યાં, તેનાં કાર્ડ વળગાડેલાં છે તે જોયાં કની?"

"હા."

"અહીંથી આ પાસે બીજા લતામાં પણ એવી જ મોટી ઉમરનાં છોકરાં છોકરી જોવામાં આવશે. તેઓ સર્વ વિદ્યામાં કુશળ હોય છે. ચોરની શાળામાં એવું તો શિક્ષણ મેળવ્યું હોય છે કે, તે વિદ્યામાં પ્રવીણતાને માટે જો એકાદ ડીગ્રી મળતી હોય તો તેમાં પ્રથમ પદ મેળવે."

"તેમના માબાપ તે માટે સંભાળ નહિ લેતા હોય?"

"શું સંભાળ લે? માબાપ જાતે જ છોકરાંના આ કામના શિક્ષક હોયને. નાનાં છોકરાંને લઈ દુકાનમાં જાય, ત્યાં ખરીદવાને અમુક ચીજો માગે. એ બહાને વેચનારનું ધ્યાન ચૂકાવે. એટલે પેલું છોકરું ઝટ્ટ લઇને એકાદ જણસ ગડપ કરી લે."

"આવાં છોકરાં આગળ જતાં ભારે ચોરી કરતાં શીખે, એમાં નવાઈ શી?"

એમ વાતો કરતા તેઓ આગળ ચાલ્યા. એક ઘર આવ્યું ત્યાં ચૌદેક વર્ષની છોકરી એક ન્હાના છોકરાને લઈ ઉભી હતી. આ જોતાં તે પાદરીએ કહ્યું:—

"જોઈ આ છોકરી? આ ન્હાના બાળકની માતા છે."

"અહીં એટલી ન્હાની ઉમરમાં તો લગ્ન નથી થતાં ને?"

હા, તે ખરી વાત, પણ આ લત્તામાં નહિ. અહીં તો ચૌદ કે પંદર વર્ષની છોકરીઓ મરજીમાં આવે, તેની સાથે ઘરસંસાર માંડે છે. સંતાન ઉત્પન્ન કરી લે છે. લંડનની આ બાજુ ઘણી ભયંકર છે. એ જાતનાં માણસોને સુધારવા માટે પ્રયત્ન કરીએ છીએ, પણ ઝાઝી ફતેહ મળતી નથી. કેટલાંક સુધરે છે; પણ એ તરેહની જીંદગીનું એવું આકર્ષણ હોય છે કે, ફરી ફરીને કેટલીકવાર ન્હાસી તેઓ પાછાં જતાં રહે છે. કેટલીકવાર કાંઇક સુધરી પણ જાય છે. આજ કાલ કરતાં હું ત્રીસ વર્ષથી આ લત્તામાં કામ કરું છું. એ લોકોમાંનાં ઘણાંને ઓળખું છું. ચાલો આપણે જરાવાર સામે પેલા

રેસ્ટોરામાં જઇએ. અહીંનો હું ભોમિયો છું. તે માણસ મને ઓળખે છે, એટલે વાંધો નહિ લે."

"નહિ તો બીજાને જવાને વાંધો ખરો કે?"

"હા, એ લોકો બ્હાર રેસ્ટોરાંનો દેખાવ કરે છે. પણ અંદર તો જુગારખાનું હોય છે. ત્યાં આ અનીતિ શિક્ષણ શાળાનાં છોકરાં જુગાર રમે છે. પોલીસને તેની હું ખબર નથી આપતો. આમાંનાં કોઈ હરકતમાં આવી પડે ત્યારે સમજાવી પટાવી અમારી સંસ્થામાં મોકલી આપું છું, એટલે કોઈ વાંધો લેતું નથી. નહિ તો મને પણ જતાં અટકાવે."

મન્યુ તેની સાથે અંદર દાખલ થયો. બ્હાર દુકાનમાંથી અંદર રસ્તો હતો ત્યાં તેઓ ગયા. મન્યુને જણાયું કે ભય જેવું હોય તો ચેતવવાની યુક્તિ પણ હતી. તેઓ પાસેની ઓરડીમાં બેઠા. ન્હાનાં ન્હાનાં ટેબલો પડ્યાં હતાં, તેના પર ગ્લાસો હતા, અને ચૌદ ચૌદ પંદર વર્ષના છોકરા છોકરીઓ હલકાં દોઢિયાનાં પાનાંવડે જુગાર રમતાં હતાં. ટેબલપર પેનીઓના સિક્કા હતા, ગ્લાસમાં હલકો દારુ હતો. મ્હોંમાંથી ગલીચ શબ્દો વારંવાર કહાડતાં હતાં. બીજા એક ટેબલપર એક ચકરડું ફેરવવાનું હતું, અને ટેબલપર આંકડા માંડેલા હતા. તેનાપર તેઓ જુગાર ખેલતા હતા. ચકરડું આવીને અટકે ત્યાં આગળ પૈસા મૂકનાર જિતે.

આમ તેઓ થોડીવાર જોતા રહ્યા, એટલામાં ત્યાં એક ટેબલ આગળ મારામારી થઈ. એક લઠ્ઠ જેવા છોકરાએ એક છોકરીને મુક્કી મારી. છોકરીએ તરત જ પોતાની ટોપી પરથી હેટપીન કાઢી ઉગામી. આ ખળભળાટ જોઈ દુકાનનો માણસ અંદર ધસી આવ્યો, અને તેમને ગાળો દઈ ધમકાવી શાંત પાડ્યા.

મન્યુ આ જોઈ ચકિત થયો. થોડીવાર પછી પેલા પાદરીની રજા લઈ ત્યાંથી ચાલી નિકળ્યો. જતાં જતાં પેલા પાદરીએ તેની સંસ્થાની મુલાકાત લેવા સૂચવ્યું. મન્યુએ તે વાતની હા કહી. "બનશે તો આવી જઇશ." એમ કહ્યું.

---

## પ્રકરણ ૬૧ મું
## રીફોર્મ કલબ

મન્યુ પેલા પાદરી સાથે ફરી પોતાને સ્થાને ગયો. ત્યાં આગળ તેને એક પત્ર મળ્યો. જેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

પ્રિયભાઈ!

આજ સાંજે 'રીફોર્મ કલબ'માં આપણે જવાનું છે. તે કલબના મેમ્બરોને તમારા સંબંધમાં વાતચીત કરેલી, તેઓ હિંદુસ્તાનવાસીને મોંએ હિંદુસ્તાનની કેટલીક હકીકત જાણવા ઉત્સુક છે. વળી તને આ દેશના સંબંધમાં તેના રીત રીવાજ વગેરે કેવા માલમ પડ્યા, તે બાબત વાતચીત કરશો એમ લાગે છે. આશા છે કે, રાતના નવેક વાગે મારે ત્યાં આવશો. આપણે સાથે જ કલબમાં જઇશું. હું ત્યાં સર્વની સાથે પરિચિત કરાવીશ. એ જ.

તમારો વિશ્વાસુ ક્લેર

મન્યુ આ નોટ વાંચી વિચારમાં પડ્યો. તેના મનમાં એમ આવ્યું કે, ત્યાં શું હશે? શું પૂછશે? નવા માણસો સાથે કેમ વર્તવું? ત્યાં તે કલબના રીતરીવાજ કેવા હશે? વગેરે વિચાર તેના મનમાં આવવા લાગ્યા. નવી કે અજાણી સંસ્થામાં જતાં એક પ્રકારની આશંકા મનમાં થયા કરે છે. તેવા જ પ્રકારની લાગણી મન્યુ આ વખતે અનુભવતો હતો. આખરે કંઈ નહીં, એમાં શું? મી૰ ટ્લેર તો સાથે હશે ને? એ મને કહેવાનું પ્રથમથી જ કહેશે. એવો વિચાર કરી અન્ય કામમાં લાગ્યો. આખરે મી૰ ટ્લેરને ત્યાં જવાનો સમય આવી પહોંચ્યો. મન્યુ 'ઇવનીંગ સુટ' પહેરી તૈયાર થયો. કારણ કે અમુક સમયે અને અમુક સમાજમાં જતી વખતે ત્યાં કેટલાક નિયમોનું પાલન કરવું જોઇએ છીએ. જો એ નિયમો પાલન કરવામાં ન આવે તો સભ્યતા કે ભદ્રતા વા શિષ્ટાચારમાં ખામી ગણાય છે. મન્યુ એ સર્વ બાબત લક્ષમાં રાખી મી૰ ટ્લેરને ત્યાં આવી પહોંચ્યો.

આવતાંની વાર મી૰ ટ્લેર આવકાર આપતો બોલ્યો:—"મારી ચીઠ્ઠી તો વેળાસર મળી હશે નહીં વારુ?"

"હા. પણ હું તો ઘણો વિમાસણમાં પડ્યો."

"કેમ?"

"અરે ત્યાં શું હશે ને શું નહીં. તમારી કલબના કોણ જાણે કેવા પ્રકારના નિયમ હશે?"

"છી: એવું કંઈ નથી. આ તો મેમ્બરોને સ્હેજ વાત કરી હતી. તેઓમાં કેટલાકે કહ્યું કે, એમને અહીં આમંત્રી લાવજો."

"પણ ત્યાં પૂછશે શું?"

"કંઈ મોટી પરીક્ષા આપવાની નથી, કે ગભરાવાનું કારણ હોય. હિંદુસ્તાન સંબંધી પૂછશે કંઈ આડા અવળા સવાલ. એમાંના કેટલાકને પોતાને જ ખબર નથી કે હિંદુસ્તાન તે શું?"

એમ વાતચીત કરી થોડીવાર પછી બન્ને જણાં ત્યાંથી ચાલી નીકળ્યા અને 'રીફોર્મ કલબ'માં આવી પહોંચ્યા.

કલબ એક સારા લત્તામાં સારા મકાનમાં સારા ભાગમાં હતી. મકાનનો બીજો માળ કલબના ઉપયોગને માટે રોકી રાખવામાં આવ્યો હતો. મકાન સુંદર ટેસ્ટથી સજાવેલું હતું. તેમાંનું ફર્નીચર કિંમતી હતું. દરેક જાતની સગવડ હોય, એમ લાગતું હતું.

આપણે ત્યાં જુજ કલબો છે તેપણ સારી ચાલતી નથી. લંડનમાં અનેક જાતની અનેક કલબો છે; જેવી કે 'સેવેજ કલબ', 'મુલાટીગોની કલબ,' વગેરે. આપણે ત્યાં કલબો લાંબુ આયુષ્ય ભોગવતી નથી. એ પાશ્ચાત્ય મુલકની પેદાશને હિંદુસ્તાનના હવા પાણી માફક નથી આવતાં કે શું? તે કોણ જાણે? આપણે અહીં એક કલબમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિના અને અસમાન વયના માણસો એકઠા થાય છે. તેને યોગે મતભેદ પડે છે, અને અંતે કલબને રામશરણ થવું પડે છે, વા કોઈ વખત પ્રારંભશૂરા આપણા લોકોનો ઉત્સાહ ઝાઝી વખત ટકતો નથી. ગમે તેમ, આપણે ત્યાં કલબો ઝાઝી નથી; અને ઝાઝા માણસો તેમાં ભાગ પણ લેતા નથી.

કલબમાં પેસતાંની વાર અંદર મૂકેલા સ્ટેન્ડપર ઓવર કોટ અને ટોપી ઉતારી મૂકી, તેઓ બન્ને જણા અંદરના ઓરડામાં ગયા. મી૦ ક્લેરે ઘણાકની સાથે શેકહેન્ડ કરી, મન્યુની ઓળખાણ કરાવી.

થોડીવારમાં યોગ્ય સ્થાને બધા ગોઠવાયા પછી કલબનો એક જણ બોલ્યો;- "તમારી આજની મુલાકાતથી અમે ઘણા ખુશી થયા છીએ. હિંદુસ્તાનનો માણસ અમારી માતૃભાષામાં સારી પ્રવીણતા મેળવે, એ ઘણી હર્ષની વાત છે. અમારે તમારા દેશની કેટલીક હકીકત પૂછવી છે. 'તમારે ત્યાં જે જાતિભેદ છે તે શું છે? એ શું આવકારદાયક સંસ્થા છે? તેના સંબંધમાં તમારા પોતાના લોકોનું શું ધારવું છે?'"

મન્યુઃ-"જાતિભેદ છે પણ તે લાભકર્ત્તા છે કે હાનિકર્ત્તા છે, એના સંબંધમાં મતભેદ છે. એક પ્રકારના વિચાર કરનારાનું કહેવું છે કે, એના જેવી ઉત્તમ સંસ્થા નથી. જ્યારે બીજાઓનું એમ માનવું છે કે, ભારતવર્ષની અધોગતિ, એ સંસ્થાને આભારી છે."

"પણ એ દરેક પ્રકારના કહેનારા શાં શાં કારણો બતાવે છે?"

"જેઓ પોતાની પુરાતન સંસ્થાને નષ્ટ થવા જોવા ઇચ્છતા નથી, તેમનું કહેવું એવું છે કે, એથી એક પ્રકારની અમુક માણસોની રક્ષા થાય છે. સારે નરસે પ્રસંગે નિરાધારને મદદ થઈ શકે છે. જેવી રીતે તમારે ત્યાં ટ્રેડ ગીલ્ડઝ કે વ્યાપારના અમુક પ્રકારનાં રક્ષણ કરનારાં મંડળો છે, તે એ વિષયમાં પોતાનું હિત સાચવે છે; તે પ્રમાણે જ્ઞાતિ પણ પોતાના ભિન્ન ભિન્ન મનુષ્યોનું હિત સાચવે છે. જ્યાં જ્ઞાતિભેદ નથી, એવા દેશોમાં પણ એક પ્રકારનો બીજો ભેદ નજરે પડે છે. જેવા કે, અમુક પ્રકારના વર્ગને લઇને (Close) થતો ભેદ."

"પણ તમારે ત્યાં જ્ઞાતિને અંગે જે જુલમ છે તેવો અહીં નથી. એક વર્ગનો માણસ બીજા વર્ગમાં જવાની યોગ્યતા પ્રાપ્ત કરે, કે તરત તેને તે વર્ગમાં દાખલ કરવામાં આવે છે." મી૦ ક્લેર બોલી ઉઠ્યો.

"પણ તમારે ત્યાં પણ કોઈ લૉર્ડ એક સામાન્ય મનુષ્યની સાથે પોતાની દીકરીનાં લગ્ન કરતાં અચકાશે."

"અચકાશે એ ખરી વાત, પણ જો કંઈ કારણવશાત્ એમ કરે તો એને લૉર્ડની શ્રેણિમાંથી કાઢી નહીં નાંખે. એમ કરવાને એને બીજો કંઈ વાંધો નથી." મી૦ ક્લેરે પોતાના જવાબમાં કહ્યું.

મન્યુઃ-"હા, એ ખરી વાત છે અને તે છતાં હલકા વર્ગમાંથી આવેલી છોકરીઓને ઉંચી સોસાઇટીમાં દાખલ કરવાને મન ઉંચાં થાય છે. અમારે ત્યાં એવું નથી. એક ઉત્તમમાં ઉત્તમ આચાર પાળનાર, ધર્મિષ્ઠ વણિકને બ્રાહ્મણ કોઈ પણ રીતે કરી શકાય નહીં. તેના બ્રાહ્મણની જ્ઞાતિમાં દાખલ થવાય નહીં. વળી તેવી જ રીતે એક અધમમાં અધમ, પતિતમાં પતિત બ્રાહ્મણને જ્ઞાતિની બહાર કાઢી મૂકાય નહીં અને કદાચ કાઢી મૂકે, છતાં તે બ્રાહ્મણ એટલે ઉચ્ચનો ઉચ્ચ. અસલ આવા પ્રકારનું સખ્ત બંધન ન હતું, એમ કહેવાય છે. માત્ર ચાર જ જ્ઞાતિ-વા વર્ણ હતી. આટલા બધા ભેદ અર્વાચીન સમયમાં પડ્યા છે. 'જ્ઞાતિ' એવો શબ્દ વેદમાં મળતો નથી. અસલ વ્યવસ્થા વર્ણ-રંગને લઇને હતી. જ્ઞાતિથી થયલી હાનિઓ કહેનાર ઘણા છે. તેમનું

માનવું છે કે, જ્ઞાતિવ્યવસ્થા વૈજ્ઞાનિક નિયમની વિરુદ્ધ છે. એને લીધે Natural selection પ્રાકૃતિક નિર્વાચન થઈ શકતું નથી. એક બ્રાહ્મણની જૂદી જૂદી એકસો સાઠ જ્ઞાતિ અમારા ગુજરાતમાં છે. તેઓમાં પરસ્પર વ્યવહાર હોતો નથી. એક નાની જ્ઞાતિમાં કોઈ એક માણસને પોતાની કેળવાયલી છોકરીને લાયક વર ન મળે તો બીજી બ્રાહ્મણની કોમમાં તેનાથી વ્યવહાર કરાય નહીં. આથી તેને ગમે તેવી ખરાબ પસંદગી પોતાની કોમમાં કરી લેવી પડે છે. નઠારા જાણવા છતાં તેવા માણસોને પસંદ કરવા પડે. નિર્વાચનનું ક્ષેત્ર વિસ્તૃત થવું જોઈએ, પણ તે હોતું નથી. તેથી લાચારીએ વગર છૂટકે એમ કરવું પડે છે. વળી બીજી તરેહની કેટલીક હાનિઓ છે. જેવી કે એક કોમની બીજી કોમ સાથે સ્પર્ધા; એમાં યોગ્યાયોગ્યનો વિચાર રહેતો નથી. અમુક માણસ અમુક કોમનો છે, માટે લાગ વગવાળા એવાને ઉચ્ચપદને માટે ચુંટી કાઢે છે અને યોગ્ય પુરુષ રહી જાય છે. એથી એ જગાને પણ નુકશાન થાય છે અને યોગ્યની યોગ્યતા વૃથા નષ્ટ પામે છે."

"એ શી રીતે?"

"હા, જુઓ, હું દાખલાથી સમજાવું. જેમ કે અમુક બ્રાહ્મણની જ્ઞાતિમાં તે જ જ્ઞાતિના યુવકોને માટે સ્કોલરશીપ છે. આ યુવકો એ જ જ્ઞાતિમાંથી પસંદ કરવાના. એમાં એવા પ્રતિભાવાન્ યુવક ન હોય, છતાં જેવા હોય તેવાને સ્કોલરશીપ મળે. હું પોતે સારી રીતે જાણું છું કે, ગમે એટલા યત્ન કર્યા છતાં અમારે ત્યાંના મી૦ પ્રાંજપે જેવો 'સીનીયર રેંગલર' ન થઈ શકું, છતાં પણ મારી જ્ઞાતિની સ્કોલરશીપ મને જ મળવાની. કારણ કે હું જ્ઞાતિનો માણસ છું. આથી એક જાતીયતાભાવના વિકાસ પામતી નથી. જાતીયતા અમારામાં છે નહીં. એક કોમ બીજી કોમની વિરુદ્ધ જાય છે અને પોતાના ઐક્યને નષ્ટ કરે છે. હા, જ્ઞાતિથી એક પ્રકારના વંશપરંપરાથી આવતા સારા ગુણોનું રક્ષણ થાય છે, વળી નઠારા ગુણોનું પણ થાય છે. એકંદર રીતે લાભ કરતાં નુકસાન વધારે જણાય છે."

"તમારે ત્યાં જે કુટુંબવ્યવસ્થા સાથે રહેવાની છે, તે કેવા પ્રકારની છે? તે તો ફાયદો આપનારી હશે નહીં વારુ?"

"દરેક વસ્તુમાં લાભ અને હાનિ હોય છે. જોવાનું માત્ર એટલું જ કે, લાભ વિશેષ છે કે નુકસાન વિશેષ છે. ઘોડે બેસતાં કોઈ પડી જાય અને પગ ભાંગે, વા ગુલાબ ચુંટતાં હાથે કાંટો વાગે, તેથી એમ સિદ્ધ થતું નથી, કે ઘોડે બેસવું ખરાબ છે; વા ગુલાબ તોડવામાં નુકસાન છે. નહીં. એ જ પ્રમાણે કુટુંબવ્યવસ્થામાં પણ લાભ અને હાનિ બેઉ છે. તમારે ત્યાં વ્યકિતત્વને વિશેષ માન અપાય છે વા તેનાપ્રતિ વિશેષ લક્ષ રહે છે; તેવું અમારી કુટુંબવ્યવસ્થામાં નથી. એક રીતે એવું વ્યક્તિત્વ તો નષ્ટ પામે છે. ઘણીવાર કૌટુમ્બિક ત્રાસને શરણ થવું પડે છે; છતાં કેટલાક સદ્‌ગુણની શાળા આ કુટુમ્બવ્યવસ્થા છે, એમ કહીએ તો ચાલે. તમારે કંઈ આપત્તિના સમયે કુટુંબનો, કોઈ માણસ વા સ્ત્રી નિરાધાર થઈ જાય, તો તેને પોતાના ભરણ પોષણનો માર્ગ શોધી લેવો પડે છે અથવા તો રસ્તામાં ભીખનો આધાર લેવો પડે છે, એવું અમારે ત્યાં નથી. અમારે ત્યાં એમ સમજો કે, એકાદ ભાઈ મરણ પામે, તો અમારે તેની વિધવાને

પોષવી પડે છે. અમને મળતું હોય તેમાંથી વ્હેંચી ખાઈએ છીએ. વળી કુટુંબમાં વડીલની આમન્યા રાખવી પડે છે. તે પોતાથી બનતું કરે છે. એવા કેટલાક ફાયદા છે, જે અનુકરણ કરવા યોગ્ય છે."

"વારુ તમારે "પોલીએન્ડ્રી"* છે, એ ખરી વાત?" એક મેમ્બરે પૂછ્યું.

"છીઃ નહીં, એવું કોણે કહ્યું? માત્ર હિમાલય પર્વત પાસેના પ્રદેશમાં ત્યાંના અસલ વતનીઓમાં એ રીવાજ છે અને વિશેષ તે પણ ટિબેટની આજુબાજુ, બીજે નહીં."

"અને પોલીગમી† તો છે જ." બીજાએ કહ્યું.

"હા, પણ એ રીવાજ દિવસે દિવસે નષ્ટ થતો જાય છે. કેટલીક કોમોમાં તો એ હવે તદ્દન નાબુદ થયો છે. કંઈ કારણ વગર હવે તેમ કોઈ કરતું નથી. બેશક એ એટલું હાનિકારક નથી. એ સમાજશાસ્ત્રની બાબત છે. વૈજ્ઞાનિકોનો મત આ બાબતમાં કેવો હશે, તે તમે જાણતા હશો. અહીં પોલીગમી નથી એ ખરી વાત, પણ તમારે ત્યાં આ પીકાડલીની છોકરીઓના વિષયમાં શું કહેવું? મી૦ જ્યોર્જ મેરીડેથ તેની નવલકથામાં એક સ્થળે એક નવાબ વિલાયતમાં આવે છે અને આ જોઈ જે ઉદ્ગાર કાઢે છે, તે સ્મરણમાં રાખવા જેવા છે. તમે ખુલ્લી રીતે એકથી વધારે સ્ત્રી નથી કરતા, પણ તેના પરિણામમાં, તેથી મળતી મઝા લૂંટો છો. અલબત હું કાંઈ આમ કહીને પોલીગમી (એકથી વધારે સ્ત્રી પરણવાના રીવાજ)ને પુષ્ટિ આપતો નથી. પણ આ વિષયમાં તમારા એક વિદ્વાન્ લેખકે દુનિયાના જે ભાગમાં એકથી વધારે પત્ની કરવા પ્રથા છે, ત્યાં સ્ત્રીઓની અવસ્થા કેવી છે, તે મનન કરવા યોગ્ય છે. વોલ્ટર એમ. ગેલીકન Walter M. Gallichan, કૃત Women under Polygamy.-કદાચ તમારામાં કોઈએ જોઈ હશે."

"વારુ! સાહેબ એ ગમે તેમ હશે, પણ હિંદમાં તો લોકો વાંદરાની અને એવી વિચિત્ર મૂર્તિઓને પૂજે છે. તમારા દેશમાં અજ્ઞાનનાં પટ છાયેલાં છે એનું કેમ?"

"બરાબર વ્યાજબી વાત છે. ઘણી મજાની! તમે લોકો હિંદુસ્તાનને વિષે, તેની વિદ્યા, જાહોજલાલી, તેનો પ્રાચીન ઇતિહાસ, ફિલોસોફી, વગેરે જાણવાની દરકાર રાખો નહીં, અને સ્વાર્થપરાયણ મનુષ્યો જે કહે, તેના ઉપર લક્ષ આપો, એથી તમે આમ કહો છો. હિંદુસ્તાનને માટે કેટલાક ખોટા ખ્યાલો અહીં છે, તેનું કારણ આ ભલા અને પરગજુ મિત્રોને લીધે છે. એમાંના કેટલાક ભલા અને નિઃસ્વાર્થી હોય છે. તેઓ ત્યાં આવી ઘણું સારું કામ કરે છે. પણ કેટલાકો તો પોતાના ઐહિક સુખમાં મશગુલ હોય છે. ચાર પાંચ જણાને ભાષણ આપે તો મહાન્ મીટીંગ ભર્યાનું લખાણ આવે. બે ચાર આદમીને ભણાવે અને કહેવાય ત્યારે મોટી 'થીઓલોજીકલ કોલેજ.' કોલેજમાં જુઓ તો બેન્ચીઝ ખાલી અને એ અથાગ મહેનતને માટે કેટલું મહેનતાણું લે. ગામમાં કોઈ જાણે સુદ્ધાં નહીં કે કોલેજ કયાં પડી છે? એટલું

---

*પોલીએન્ડ્રી=એક સ્ત્રીને એકથી વધારે ધણી હોવાનો રીવાજ. †પોલીગમી=એક ધણીને એકથી વધારે સ્ત્રી કરવાનો રીવાજ.

સારું છે કે, હવે સમય પલટાતો જાય છે. પહેલાં જગન્નાથના રથ તળે કચડાઈ મરતા, અથવા ગંગામાં પ્રાણ આપતા, અજગરના મોંઢામાં પડતા, પણ બ્રિટીશ અમલના પ્રતાપે હિંદુઓની ઘાતો ઘણે અંશે બંધ થઈ છે."

"પણ જો એ ખોટું હોય તો તમારા લોકો અમારા ધર્મનો સ્વીકાર શા માટે કરે છે? બેશક અમારો ધર્મ ઉચ્ચતર હોવો જોઇએ."

"નહીં. તમારો ધર્મ શ્રેષ્ઠ કે હિંદુ ધર્મ શ્રેષ્ઠ, એમ કહેવું તે મુશ્કેલ છે. તમારા ઉપદેશકો કેટલા માણસોને ક્રિશ્ચિયન બનાવી શકયા છે. કેવા સંજોગો વચ્ચે? અને કેવી રીતે? એ જાણો ત્યારે તમે આશ્ચર્ય પામો. કેળવાયલા કે સુધરેલા વર્ગમાંથી કેટલા માણસો ખ્રિસ્તી ધર્માનુયાયી થયા છે? ઘણા થોડા, ઘણા જ થોડા. અજ્ઞાન, અશિક્ષિત વર્ગમાં તેઓ થોડો પગપેસારો કરી શકયા છે; અને તેનું કારણ એ છે કે, તેઓ તમને અનેક જાતનાં પ્રલોભનો દેખાડે છે. તેમને અમુક મળશે, નોકરી મળશે, ચાકરી મળશે, એવી અનેક લાલચોથી ગરીબ માણસો તે ધર્મનો સ્વીકાર કરતાં જણાયાં છે. વળી દુકાળમાં ઘણાં અનાથો, જેમને ખાવા સુદ્ધાંનાં ફાંફાં, તેવાને ધર્મ-દીક્ષા આપી ખ્રિસ્તી બનાવ્યા છે; પણ એ માણસો કેવળ શ્રદ્ધાથી ખ્રિસ્તી બન્યા છે કે નહીં, તે સંદેહજનક છે. અમારા લોકોની પહેલાં આ બાબતમાં ઘણી બેદરકારી હતી. અમે અનાથોનું પાલન કરતા નહીં અને આવા માણસો લાચારીએ, ન છૂટકે તમારા ધર્મોપદેશકોનું શરણ લેતા. બાકી શિક્ષિત વર્ગમાં તેઓ કંઈ પણ કરી શકયા નથી. એકાદ બેને શ્રદ્ધાળુ બનાવી શકયા હોય તો સદ્ભાગ્ય. આ ખ્રિસ્તી થયા છે, એથી જ જો તમારા ધર્મની શ્રેષ્ઠતા માનતા હો તો અમેરિકામાં પૂજ્ય સ્વામી શ્રી વિવે-કાનંદે ઘણા માણસોને હિંદુ ધર્મની દીક્ષા આપી છે. તેઓ તો કેળવાયલા અને વિદ્વાન્ છે. તમારા ધર્મનું રહસ્ય સારી રીતે જાણવાવાળા છે. છતાં તેઓએ હિંદુ ધર્મનો સ્વીકાર કર્યો; એમ કેમ? વળી તમારા કેટલાક વિદ્વાનોએ પણ અમારા દર્શનની પ્રશંસા કરી છે; જેમ કે પ્રો. મોક્ષમુલ્લર અને શોપનહોર. આથી જ કંઈ ધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ થઈ શકતી નથી. બેશક, તમારા એ ઉપદેશકોએ લોકોને કેળવણી આપ-વાના કામમાં ઘણી મહેનત લીધી છે. લોકવૃત્તિને કેટલેક અંશે જાગૃત કરી છે, એ પ્રશંસનીય કામ છે, એમાં શક નહીં."

"અમારા સહવાસથી અને રીત રીવાજો કે કેળવણીથી તમને ફાયદા થયા છે ખરા?" એક મેમ્બરે પૂછ્યું.

"બેશક, ઘણા ફાયદા થયા છે. એની ના ન પડાય. જેમ રોમન પ્રજાએ વિજય મેળવેલા દેશો ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો હતો, અને જો કે રોમનું સામ્રાજ્ય અત્યારે નષ્ટ પામ્યું છે; છતાં તેની અસરની કોઇથી ના પાડી શકાતી નથી. તે પ્રમાણે અંગ્રેજી શિક્ષણે દેશમાં ઘણો ફેરફાર કર્યો છે. અમને અમારી ખરી વસ્તુસ્થિતિનું ભાન થયું છે. અમારું પોતાનું જે હતું, તે જાણવાની જિજ્ઞાસા જાગૃત થઈ છે. અંગ્રેજી કેળવણીએ કેટલાક વ્હેમોને નષ્ટ કર્યા છે. અનાજમાંથી કાંકરી કેવી રીતે વીણી કાઢવી, એ દર્શાવ્યું છે; અને ટુંકામાં કહું તો-વા એક જ શબ્દમાં કહું તો અમને (Bold) હિંમતવાન્ બનાવ્યા છે. દરેક અવસ્થામાં શાસકની અસર શાસિત ઉપર પડ્યા વગર

રહેતી નથી. તેમ થવું અવશ્ય છે અને તે થયું છે. અમે અન્ય દેશો સંબંધી તેમના રીત રીવાજ, ઇતિહાસ, શાસનપ્રણાલિથી વાકેફ થયા છીએ. વિજ્ઞાન, શોધ અને ઉદ્યોગ હુન્નરમાં આગળ વધવાની પિપાસા, એ કેળવણીને કેટલેક અંશે આભારી છે. તમારા કેટલાક લેખકો આ વાત વધારીને કહે છે. ભારતનું અતોનાત કલ્યાણ થયું છે. એમ ન થયું હોત તો ભારતની માઠી દશા થાત, એ વાત વિવાદાત્મક છે. પરંતુ એટલું તો અવશ્ય કે બ્રિટીશ સત્તાથી હિંદુસ્તાનને કેટલાક ફાયદા થયા છે."

"તમારા સાંસારિક અને ધાર્મિક રીવાજોને લાભ થયો છે કે હાનિ?"

"થયા છે કેટલાક ફેરફારો. અમારા ધર્મગુરુઓની સત્તા પહેલાંનાં કરતાં શિથિલ થઇ છે. પહેલાંના જેવો તેમનો દોર નથી. તેમની સત્તા માત્ર નામની જ રહી છે. ધર્મપુસ્તકો નવી દૃષ્ટિએ જોવા લાગ્યા છે. પણ અમારા પ્રાચીન દર્શનને એથી કંઈ હાનિ થઈ નથી. તે પછીના કાળમાં ધર્મને બહાને થતાં ધતીંગ આસ્તે આસ્તે ઓછાં થવા લાગ્યાં છે. એ તમારી કેળવણીનું પરિણામ હશે, અને તેમ હોય તો ઘણું આવકારદાયક લેખવું જોઇએ. એ કાળના આગળ જવા સાથે થાત અને થતું આવ્યું છે."

"એ બધું તો ઠીક. અમારે અહીં અમારા પોતાના સંબંધમાં તમને શું લાગે છે?" એક વૃદ્ધ જેવા જણાતા મેમ્બરે પૂછયું.

"સારું, ઉદાત્ત અનુકરણ કરવા જેવું જેમ છે તેમ જ કેટલુંક નિંદનીય પણ ખરું."

"એ કેવી રીતે?"

"અહીં આવતાંની વાર પહેલી ચીજ એ લાગી કે અંગ્રેજો પોતાપણું સાચવી રાખનારા કોન્ઝર્વેટીવ છે. ઘણા વિનયશીલ અને વિશેષ પરિચયમાં આવતાં તેઓ લાગણીવાળા ખરા. જો કે ફ્રેન્ચો કે અમેરીકનોના જેવા ભડભડાટ બોલી દેખાડનારા નહીં. ફ્રેન્ચની સાથે વાત કરતાં જ જેમ મીલનસાર અને વિનયી હૃદય એકદમ એક એકની સાથે મળી જાય, તેવું તમારામાં જણાતું નથી. પણ જ્યાં તકલુફીનો પડદો સરી ગયો, પરિચય વધ્યો કે મમતા બતાવવામાં તમારા લોકો અહીંના બીજા લોકથી પશ્ચાત નથી. તમારા ખાસ અનુકરણ કરવા લાયક ગુણોમાં એ ધ્યાનમાં લેવું જોઇએ, તો જ તમારી યોગ્ય કદર માણસ બુઝી શકે. અહીં આવીને જે એક પ્રકારની ઉલટ, હોંસ, સ્વાશ્રય આદિ જોવામાં આવ્યું, તેવું બીજે વિરલ છે. વિદ્યાનો વ્યાસંગ ઘણો પ્રશંસનીય છે. ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ એ બે વિદ્યાની પીઠોમાં જેવી કેળવણી અપાય છે, તેવી અમારે ત્યાં કોઈ ઠેકાણે મળતી નથી. અમારે ત્યાં વિદ્યાની કદર નથી. સાહિત્યનો જોઇએ તેટલો શોખ નથી. ભણવું, તે પૈસા કમાવાને માટે, વાંચવું તે નવરાશનો વખત ગાળવાને માટે; એવું અહીં નથી. તમારા લોકો વિદ્યાગ્રાહી છે. તેને ઉત્તેજન આપનાર છે. તેને પોષનાર છે. સામાન્ય ખેડુતો પણ લખી વાંચી જાણે છે, એટલું જ નહીં, પણ પોતાના સાહિત્યશોધનો વિષય આગળ કેળવતા જાય છે. વિજ્ઞાનને માટે લેબોરેટરીઓ છે, તેમાં કોઈ પણ સારા વિદ્યાર્થીને શોધ કરવાની છુટ, લોકોનું જ્ઞાન તેમજ જ્ઞાનપિપાસા સતેજ રાખવાને થતા પ્રયત્નો, મેજીક લેન્ટર્નની મદદથી અપાતાં ભાષણો, યુનિવર્સીટીમાં રજાને વખતે બીજાને કેળવવા થતા પ્રયત્નો, રાત્રે આપવામાં આવતાં શિક્ષણો, મ્યુઝિયમો, એકઝીબીશનો વગેરે માનસિક ઉત્કર્ષને માટે રાત દિવસ થતા પ્રચારો કોઈ પણ પ્રજાને, વિશેષતઃ અમને, શીખવા જેવા છે.

"બીજું સ્વાતંત્ર્યપિપાસા એ તમારો શ્વાસ છે—જીવન છે. અંગ્રેજો તેને માટે કેટલી મગરૂરી ધરાવે છે. શું નથી કરતા?" એક સમયે ગુલામગીરી બંધ કરવાને આ પ્રજાએ ૩,૦૦,૦૦,૦૦૦ રૂપીઆ ખર્ચ્યા, એ જ તેની સાક્ષી આપે છે. જ્યારે અહીં જોઈએ છીએ કે, કોન્ઝર્વેટીવ લીબરલોને સખ્ત વખોડી કાઢે છે; જ્યારે બન્ને વચ્ચે કડક વાક્પ્રહાર થાય છે, દુશ્મનાવટ ભાસે છે ત્યારે અહીં રાષ્ટ્રીય ઐક્ય, કે દેશમમતા શી રીતે સંભવે? પણ પ્રસંગ આવ્યે તેમાંનું કંઈ જણાતું નથી. બહારની વાત આવતાં આખી પ્રજા ઉપર વિપદની શંકા થતાં, દરેક જણ પોતાના સ્વાર્થ, પોતાની મંડળી કે પાર્ટીની વાત બાજુએ રાખી, સંપથી કાર્ય કરે છે. ભિન્ન વિચારને લીધે, મત વિરોધને અંગે, જે જૂદા જૂદા તડ કે વિભાગ રાજકીય ક્ષેત્રમાં જણાય છે તે એકાત્મ બની જાય છે. કોઈ હરીફ—દુશ્મન પ્રજાની વાત આવતાં, ગરીબ કે શ્રીમંત, વિનયી કે ઉદ્દામ, જૂના વિચારવાળા કે નવા વિચારવાળા સહુ એક. ઐક્ય શું? મત વિરોધ કયે વખતે દૂર મૂકવો, એ અમે સમજતા નથી. તે તમે સારી રીતે સમજો છો.

તમારી કૌટુમ્બિક વ્યવસ્થા અમારાથી ભિન્ન પ્રકારની છે. એક એકના ફાયદા જૂદા છે. અમારી વ્યવસ્થા સાથે રહેવાની છે. એ ગૃહ સદ્ગુણોને શિખવે છે. તમારી વ્યક્તિત્વપ્રતિ ગમન કરનારી છે. એને લીધે સ્વાતંત્ર્ય, સાહસ, સ્વાશ્રય સારી રીતે ખીલી નીકળ્યાં છે. એને લીધે જ બહારના મુલકો તમારે અધીન છે તમારું વેપારમાં અને બીજામાં સાહસિકપણું આશ્ચર્ય પમાડે છે. તમારાં ન્યુઝ પેપરો પોતાને ખર્ચે તારનાં દોરડાં નંખાવે, દુનિયાના કોઈ પણ ભાગની ખબર ગમે તે ખર્ચે મેળવે, એવી રીતે દરેક ધંધામાં એ ગુણ સ્પષ્ટ જણાઈ આવે છે. કળા, ચિત્રો, જૂની ઐતિહાસિક વસ્તુ સાચવવાનો શોખ, વાંચનની અભિરૂચિ, સ્વાશ્રય, સત્યપ્રિયતા, સ્ત્રી આદર વગેરે અનેક ગુણો સારા છે.

"માત્ર બે બાબત તમારી પ્રજામાં ભયંકર છે. દારુનું વ્યસન એવું તો જડ ઘાલી બેઠું છે, કે એવું અમારા ત્યાંના પ્રદેશોમાં ભાગ્યે જ જોવામાં આવે. કેટલાંક કુટુમ્બો આ કારણથી તદ્દન પાયમાલ થઈ ગયા છે. આને માટે જે ઉપાયો યોજાય છે, તે વધારે પ્રમાણમાં યોજાવા જોઇએ."

"બીજું આ અમરાવતી જેવા શહેરમાં જે ગરીબાઈ જોવામાં આવે છે, તે હૃદય ફાડી નાંખે એવી છે. એને લીધે જ રાતના ભયંકર દેખાવો નજરે પડે છે. ગોરી ગુલામડીઓ (white slaves) વેચાય છે. અહીંની દરિદ્રતા ઘણી જ આપત્તિજનક અને ભયંકર છે. આનાં પરિણામ પણ ભયંકર આવે છે. તમારે ત્યાં ઘણી કન્યાઓ કુંવારી અવસ્થામાં માતા થાય છે, ફાઉન્ડલીંગ હાઉસીસ ઉભરાઈ નીકળ્યાં છે; એ શું બતાવે છે? શ્રીમંત વર્ગ મોજમજામાં મશગુલ છે. ઐહિક સુખ—ઐહિક નિર્વાણના જપ જપે છે. પૈસામાં રોળાય છે. તેમના પાળેલા કુતરાને આભૂષણ, પર્શીયન ગલીચા, બહાર સાથે ગાડીમાં ફરવા જાય ત્યારે આ પ્રાણીઓને પણ ખર્ચવાને પૈસા! જ્યારે ગરીબો એક પાઉના ટુકડાને માટે ટળવળતા લંડનના એક ભાગમાં નજરે પડે છે. લંડન એક સમસ્યા છે. તે ઉકેલવી મુશ્કેલ છે.

"તમારો મધ્યમ વર્ગ ઘણો જ પ્રશંસનીય છે. પોતાનું માન કેમ જાળવવું, એ સારી રીતે સમજે છે. એક મહેનત કરનાર, પ્રામાણિક કામ કરનાર ચાકરથી પોતાનો મરતબો

સારી રીતે સમજે છે. તેને આત્મ અભિમાન હોય છે. તે ટુંકારો પણ સહન નહિ કરે. વિનયથી વર્તશે અને સામાને વિનયથી વર્તાવશે. એ ઘણી આશ્ચર્યની વાત છે. હું ધારું છું કે, આ મધ્યમ વર્ગ ઈંગ્લાંડની મગરૂરી છે.

"આ અને બીજી ઘણી બાબતોમાં મતભેદ હશે; પરંતુ તમારે ત્યાંની ગરીબાઈ, દારુની લહુતા અને વર્ગ વર્ગ વચ્ચેની તીવ્ર લાગણી જો કે તે અમુક વખતે ઘણી તીવ્રતર જણાય છે અને અમારે ત્યાંની જ્ઞાતિને લગભગ મળતી આવે છે; એ અને થોડી બીજી બાબતો સિવાય તમારા લોકોમાં એવી ઘણી વસ્તુ છે, જે એકંદર રીતે અમારાં લોકોને ગ્રહણ કરવા યોગ્ય, અનુકરણીય છે. વિદ્યાનો શોખ, શરીરની કેળવણી, ઉદ્યોગ હુન્નરની ખીલાવટ, લલિતકળાનું પોષણ, સાહિત્યપ્રેમ, વાંચનવ્યવસાય, સ્વાશ્રય, સાહસિકતા, સત્યપ્રિયતા, ઐક્ય એ અમારે અનુસરવા જેવાં છે." એટલું કહી મન્યુ ચૂપ રહ્યો. ત્યાર પછી ઝાઝી વાત થઈ નહિ. ત્યાં ખાણું લઈ મેમ્બરો વિદાય થયા. ત્યાં જેઓ રહેતા હતા, તે પોતપોતાને ઓરડે ગયા.

મન્યુ અને મી૦ બ્લેર રજા લઈ ચાલી નીકળ્યા. રસ્તામાં ચાલતાં મી૦ બ્લેરે કહ્યું:-'એ આનંદની વાત છે કે, તમે સારું અને નરસું બન્ને જોઈ શકો છો. અમારે ત્યાંના કેટલાક મુસાફરો એક જ તરફી વાત કરે છે કે એક જ બાજુ જોઈ શકે છે. તમે એમ નથી કર્યું, એ સારી વાત છે."

"એમાં સારું શું? જે લાગ્યું તે કહ્યું. અલબત માણસે સર્વ બાબતો ધ્યાનમાં લઈ વિચાર કરવો જોઈએ. એક અંગને પક્ષાઘાત થવા દેવો, એ સારું નથી. મારું પોતાનું એમ માનવું નથી કે પૂર્વનું એટલું સારું, પાશ્ચાત્ય સઘળું ખોટું અને નિંદનીય. નહીં-કદી નહીં. જે ઉત્તમ છે તેનો મુક્ત કંઠે સ્વીકાર કરવો જોઇએ."

એમ વાતચીત કરતા બન્ને ચાલવા લાગ્યા. થોડે જતાં મન્યુ મી૦ બ્લેરથી છૂટો પડ્યો અને પોતાની ઓરડીએ આવી સુઈ ગયો.



## પ્રકરણ ૬૨ મું

## અંધારામાં ઝાંખો પ્રકાશ

નારાયણે મન્યુને કાગળ લખ્યો હતો, પણ કેટલાક સમય સુધી તેનો પ્રત્યુત્તર પાછો ફર્યો નહીં. મન્યુએ પરીક્ષા આપવાનું માંડી વાળ્યું હશે કે શું? તે વિચારથી તેનું મન દુઃખી થતું હતું. ઉર્મિલા પણ મન્યુના સમાચારને માટે તલસતી હતી. આમ કેટલાક માસ વાતી ગયા પછી મન્યુનો કાગળ આવ્યો. તેમાં મન્યુએ લખ્યું હતું કે;---

ભાઈ નારાયણ!

તારા કાગળનો જવાબ જલદીથી લખી મોકલાયો નથી, તે માટે મનમાં માઠું લગાડતો ના. તારા તે ઉત્તેજનપૂર્ણ કાગળે મારા હૃદયતિમિરમાં દીપશિખા પ્રમાણે કામ કર્યું હતું. તારા તે પત્રે મારાં ચક્ષુસન્મુખ એક આશાપૂર્ણ મુક્તિનું દ્વાર ખુલ્લું મૂક્યું છે. તારા સહૃદય આહ્વાહનથી હું પતિત થતાં બચી ગયો છું. મારામાં નવું

બળ, નવી સ્ફૂર્તિ ભરાઈ છે. પણ જેનું નસીબ વાંકું, તે ગમે તેટલા ઉપાય કરે તો પણ ફોકટ. મનુષ્યયત્ન તુચ્છ છે. ભવિષ્યનું જ્ઞાન મનુષ્યદૃષ્ટિને આધીન નથી. તારો કાગળ વાંચી પરીક્ષાને માટે મનપૂર્વક અભ્યાસ આદર્યો. પરીક્ષા પાસ પણ કરી. પણ છેવટે હા! છેવટે બધું સત્યાનાશ મળ્યું. સમુદ્ર પાર ઉતરી ખાબોચિયામાં ડૂબી ગયો. તું જાણીને દુઃખી થઇશ કે જો કે પરીક્ષા પસાર કરવા સમર્થ થયો છતાં; શારીરિક પરીક્ષામાં નાપાસ થયો છું. ઘોડે બેસવાની કળામાં નિષ્ફળ ગયો છું. તું જાણે છે કે, અમારે આ રાઇડીંગની પણ પરીક્ષા આપવી પડે છે. વિધિના ખેલ અપૂર્વ છે. એમાં પણ હું તો કંઇક લાભ સમજું છું. સ્વતંત્ર નોકરી કરી લઇશ, એ એક રીતે સુખાવહ છે. ગમે તેમ તું એવો સંતોષ માની લેવાનું કહે કે, પડ્યા તો કે નમસ્કાર, તેના જેવું સમજ; પણ શું કરવું ? એ પરીક્ષા હવે ફરીથી અપાય તેમ થોડું છે. ભાઈ ગરીબનાં નસીબ ગરીબ, એ ખોટું નથી. હવે શું કરવું, તે મને સૂઝતું નથી. અહીં આવી આટલાને માટે હાંસીપાત્ર બનવું પડશે, એવી સ્વપ્નમાં પણ કલ્પના ન હતી. મારો વિચાર છે કે, અહીંની કોલેજમાં એમ. એ. થઈ કે રેંગલર થઈ આવું, અથવા તો વિજ્ઞાનની એકાદ પરીક્ષા આપું. એમ કરવાથી આપણે ત્યાંની કોઈ કોલેજમાં પ્રોફેસરની જગા બનતાં સુધી સહજ મળી શકશે, નહી તો એકાદ સ્વતંત્ર શાળા ખોલવામાં પણ વાંધો નહીં આવે. જો વિજ્ઞાનની પરીક્ષા આપું તો પછી નોકરીની પણ કડાકૂટ નહીં રહે. જો પ્રેકટીકલ કેમીસ્ટ્રી જેવો વિષય યથારીત સાધ્ય થાય તો સ્વતંત્ર કામ કરી શકાય, એમાં પણ શક નથી.

તારો પોતાનો આ બાબતમાં શો વિચાર છે, તે લખી જણાવજે. કોઈ કોઈ વાર મનમાં અનેક તરેહની મુઝવણો થયા કરે છે. તું જાણે છે કે, સ્વભાવતઃ હું ઘણો જ (Emotional) તરંગી માણસ છું. જેમ આવે તેમ કરી બેસું છું. તારા કાગળે એક પ્રકારનું અમૃત મારા હૃદયમાં રેડયું છે. કંઇક શાંતિ મેળવી શકયો છું.

પ્રિય ભાઈ ! તું ઘરના સમાચાર રાખે છે કે ? ત્યાંના સમાચાર બરાબર મળતા નથી તથા નલિનનો કાગળ ખુલાસાવાર હોતો નથી. બને તો ઘરની ખબર મેળવી લખતો રહેજે.

અહીંની હકીકત લખવાનું કહે છે તે શું લખું ? કેટલાક વિદ્યાર્થીઓ અહીં આવી મોજમજામાં પડી, અને કેટલાકે દુર્ગુણો શીખી આપણું નામ બોળ્યું છે. આને લીધે આપણે લોકોમાં–અહીંના લોકોમાં હલકા પડીએ છીએ. આપણે આપણો માન મરતબો જાળવવો ઘટે છે. હિંદુસ્તાનના પવિત્ર નામને એબ લગાડવા ન દેવી જોઇએ, એ ધ્યાનમાં રાખવું જોઇએ. પણ આ લોકોને એનું ભાન નથી.

માતૃભૂમિના પવિત્ર નામની ખાતર તેમ કરવું યોગ્ય નથી. અહીં આવ્યા પછી મારા મનમાં ફુંકાતો તોફાની વંટોળિયો બંધ થઈ ગયો છે. મોહસ્વપ્ન નાશ પામ્યું છે. માયામરીચિકાથી મુગ્ધ થઈ તેની પાછળ અહીં સુધી અથડાતો આવ્યો છું. તારા લખવાની યથાર્થતા અત્યારે અનુભવું છું. તું કહે છે, તેમ તે Intellectual love–માનસિક ઉત્કર્ષ મૂલક પ્રેમનો કિનારો નથી. જેમ સૌંદર્ય સ્પૃહાની તૃપ્તિ પૂરી થતી નથી, તેમ ગુણપિપાસા પણ શમાવવી સંભવિત નથી. જો એકલા ગુણને જ જોઈ

લગ્ન કરીએ તો જ્યોર્જ ઇલીયટને પરણવાથી પણ પરિતૃપ્તિ થવી અશકય છે. સકલ વાસનાની પરિતૃપ્તિ માત્ર સંતોષદ્વારા જ જન્મે છે. ઈશ્વરે જેને જે સંપત્તિ આપી છે, તેમાં જ તેણે આનંદ માનવો જોઇએ. તેનાથી જ સુખ પામવાનો સંભવ છે. આ પાશ્ચાત્ય જગતની વૈદ્યુતિક તેજપ્રભામાં રહી, તું કહે છે તે ક્ષુદ્ર ગૃહદીપની કિંમત હું સમજ્યો છું. તેને હૃદયમાં ચિંતવું છું. જોજે કે એ ગૃહદીપ બૂઝાઈ જાય નહીં. મને આશંકા થાય છે કે, એ મારા ત્યાં પ્રત્યાગમન પછી તે મને સ્નેહથી ગ્રહણ કરશે કે કેમ? પણ નસીબમાં સુખ છે કે નહીં, તે પણ મારી દૃષ્ટિને અધીન નથી.

ભાગીરથી ભાભીને મારા પ્રણામ કહેજે. અહીં આવીને સાહેબ થઈ ગયો નથી, એ જણાવજે અને સાથે સાથે એ પણ કહેજે કે, મારી સાથે બોલતાં નથી તે હવે નહીં ચાલે. એ જ. વધુ શું લખું?

લી૦ સ્નેહાધીન મન્યુ

હત ભાગ્ય મન્યુ, તું મનમાં જે ગૃહદીપની આશા રાખે છે, તે તો કયારનો બૂઝાઇ ગયો છે. નારાયણને આ હૃદયવિદારક બનાવની ખબર નથી. નલિને મન્યુને પણ લખ્યું નથી. ન લખવામાં ઠીક કર્યું છે.

મન્યુનો કાગળ વાંચી નારાયણ ઘણો જ ખુશી થયો. તેણે તે કાગળ પોતાની પત્નીને વાંચવા આપ્યો.

વાંચી રહ્યા પછી તે બોલી:—"જુઓ. આમ આવો. જ્યારે મન્યુભાઈ આવશે ત્યારે જોઉં છું કે ધનગૌરી કેવી ના પાડે છે જોઇએ. આપણે એ બન્નેને આપણે ઘેર બોલાવીશું. અહીં આવ્યા પછી એ બન્નેની પતાવટ કરીશું."

"હા, હા, ઠીક છે. બધે મારી વકીલાત સફળ થતી નથી. હવે તું તારી વકીલાત કરી જોજે. કેમ ઠીક કની?"—

"હા, હા, એ ઠીક. જાણે ફરીથી બન્નેનાં સ્નેહલગ્ન કરીશું."

"હા, એ બધું તો ઠીક. પણ જરા લોટામાં પાણી મોકલાવો. ચાલો, હું મોં ધોઈ બહાર ફરવા જાઉં. સમજ્યાં કે શ્રીમતી!"

"જો વળી પાછું શ્રીમતી કહ્યું કે? જાઓ એવું કહેવાનું નહીં. જુઓ વળી એમ વાત વાતમાં લોસાવો છો શાના?"

"લ્યો, ભૂલ્યો. શ્રીમતી નહીં, થયું, 'પ્રાણવલ્લભે' કહું કે?"

"વળી પાછું એનું એ. નથી અમારે જોઇતાં એ સુધરેલાં નામો!"

"વારુ 'સતી' કહું?"

"અં: ના કહું છું. મને ન બોલાવતા, એવી રીતે?"

"લે રહેવાદે, હવે થયું. ચાલ ત્યારે તને 'ઢેકાળાની મા કહું કે કચરાની મા?"

"બળી આ તમારી ટેવ. એમ વાત વાતમાં મશ્કરી શું કરતા હશો, આ ચાલી." એમ કહી ભાગીરથી ત્યાંથી બહાર આવી. પાણીનો લોટો મોકલાવ્યો.

નારાયણ મ્હોં ધોઈ હાથમાં લાકડી લઈ બહાર ફરવા ચાલી ગયો.

થોડીવાર નહીં થઈ હોય, એટલામાં તે સ્ત્રીશિક્ષક ત્યાં આવી પહોંચી. તેને જોતાં જ ભાગીરથી બોલી:—"આવો બહેન આવો. આજ તો અમારે આનંદના સમા-

ચાર આવ્યા છે. પેલા અમારા એમના દોસ્તદાર વિલાયતથી હવે જલદી પાછા ફરશે. બિચારા પરીક્ષામાં પાસે થયા ને ન પાસે થયા. હવે એ બીજી પરીક્ષા આપીને આવવાના છે."

"વારુ એ ખુશીમાં છે? એમની બુદ્ધિ ફરી છે કે એવી ને એવી? એ સીવીલ સર્વીસમાં પાસ થયા કની? ત્યારે શાની બીજી પરીક્ષા આપવાની છે? અહીં કયારે પાછા ફરશે?"

"બળ્યું બહેન! તમે એમ સામટું ના પૂછો. એકે એકે પૂછો તો જવાબ આપું. સમજ્યાં? હું તમારા જેટલું ભણી નથી."

"વારુ ચાલો એમ કરું. તમારા એ એમના દોસ્તદાર પાસ થયા અને ન પાસ થયા એ શું!" ઉર્મિલાએ પૂછ્યું."

"હા, કહે છે કે ઘોડે બેસતાં ના આવડ્યું. બળ્યું એ ઘોડે બેસવાનું પણ પરીક્ષામાં હશે કે?"

"હા, ત્યારે હવે બીજી પરીક્ષા આપવાના છે કે?"

"હા બા, કહે છે તો ખરા. શાની પરીક્ષા? કોણ જાણે મને એ ખબર પડતી નથી. ઉભાં રહો હું કાગળ લઈ આવું." એમ કહી ભાગીરથી કાગળ લેવા ગઈ, પણ કાગળ તો તેને જડ્યો નહિ. તે એમને એમ પાછી આવી અને બોલી:–"બળ્યું, કાગળ કોણ જાણે એમણે કયાં મૂકયો, તે જડતો નથી. કહે છે કે એમ. એ. કે શું, તે પરીક્ષા આપવાના છે."

ઉર્મિલાને કાગળ જોવાની ઉત્કટ ઇચ્છા હતી. પણ તે ન મળવાથી નિરાશ થઈ. ભાગીરથીએ એ બન્નેને અહીં બોલાવવાની વાત કહી.

એ સાંભળી ઉર્મિલા બોલી:–"એ ઘણું મજાનું. તે અહીં આવશે એટલે હું તમને એ શુભ મિલનને માટે એક કવિતા રચી આપીશ. થયું?"

"એકલી કવિતા રચી આપો તે ન ચાલે. તમારે તો અહીં આવીને ગાવું પડશે સમજ્યાં?"

"ના બહેન તે નહિ. હવે મારો કંઠ પહેલાં જેવો કયાં છે? તે નહિ બને."

એમ બોલતાં બોલતાં પૂર્વની સ્મૃતિ તેના મનમાં જાગૃત થઈ. તેને દંશ કરવા લાગી. "અહાહા! એ પણ દિવસો હતા. મન્યુ તેના ગાનને માટે તલપતો હતો." તે આત્મસંવરણ કરી બોલી:–"બહેન આજ તો સુશીલાને ત્યાં જવું છે. ત્યારે હું રજા લઈશ."

"બળ્યું. તમે જ્યારે આવો છો ત્યારે એમને એમ કરો છો. કંઈ હવે તો બેસતાં કરતાં નથી."

"વારુ હવે આવીશ ત્યારે બહુવાર બેસીશ, થયું."

"વારુ ત્યારે આવજો."

ઉર્મિલા ત્યાંથી ચાલી નીકળી. વાળુ કર્યા પછી શયન પુર્વે ટેબલ આગળ બેસી ઉર્મિલા વિચાર કરતી હતી, શું વિચાર કરતી હતી? "શા માટે હું વહેલી સમજી નહીં. હે પ્રભુ! મનુષ્યને ભવિષ્યનું જ્ઞાન કેમ આપ્યું નથી? હશે, પણ એટલું પણ ઠીક છે કે,

એમની હૃદયતંત્રીમાં ફરીથી સુર વાગવા માંડ્યા છે. ચાલો, એ સુખી થશે તો પણ ઠીક છે. તેઓ અહીં આવશે? આવશે તો મળશે ખરા કે? પહેલાંની માફક બોલશે? વાતચીત કરશે? જો એકવાર બોલે તો પગ પકડી ક્ષમા માગું. માફીની ભિક્ષા યાચું. કહું કે તમારી મહત્તા સમજી શકી છું. એટલું કહી ચિરવિદાય લઇશ. હા! આ જીવનમાં હવે સુખની આશા વ્યર્થ છે." એમ વિચારમાં કેટલીકવાર બેસી રહી, પછી દીવો રાજવી સુઈ રહી. આજ તેણે જેવી સુખમય નિદ્રા મેળવી, તેની પહેલાં થોડા વખતથી તેણે કદી અનુભવી ન હતી.

ઉપરની બીનાને એકાદ માસ થયો નહીં હતો. એટલામાં મન્યુના ઘરથી તેના ભાઇનો કાગળ આવ્યો. એ કાગળમાં તે ગંભીર વિષાદમય બીના હતી. જે ગૃહ-દીપની મન્યુ આશા રાખતો હતો, તે હોલવાઈ ગયો હતો. આ બીના જાણી નારાયણ અને તેની સ્ત્રી ઘણાં દુઃખી થયાં. નારાયણને મન્યુને માટે ઘણું લાગ્યું. તેને માટે તેનું મન ઉદ્વિગ્ન થયું. નારાયણ મન્યુની પ્રકૃતિ સારી રીતે ઓળખતો હતો. મન્યુનું ભાવપ્રેરણ મન ગૃહાભિમુખે વળ્યું હતું. તેને જો આ સમાચાર મળશે તો ભણવાનું છોડી દેશે, એવી તેને ધાસ્તી લાગી. તેણે મન્યુને આ સમાચાર ન જણાવવા તેના ભાઇને કાગળ લખી દીધો.

ભાગીરથી પાસેથી ઉર્મિલા એ બીના જાણી શકી. તે પણ નારાયણની માફક ઉદ્વિગ્ન થઈ. તેને પણ લાગ્યું કે, મન્યુ ઉન્મત્ત થઈ ભણવાનું મૂકી દેશે. આ જાણી તેના હૃદયને સખ્ત આઘાત લાગ્યો. હા, પણ ઉર્મિલા જાણે છે કે, ધનગૌરી કેમ મરણ પામી? કેવી રીતે મરણ પામી? મરતાં મરતાં તેના અંતિમ શબ્દો શું હતા?

"એમને કહેજો કે, ઉર્મિલાની સાથે લગ્ન કરે." આ તેના છેલ્લા શબ્દો ઉર્મિલાને ખબર પડે તો? પડે તો શું? તેના મનમાં કેવી લાગણી થાય? ખરેખર એ જાણે તો ઉર્મિલા ગાંડી થઈ જાય.

---

## પ્રકરણ ૬૩ મું

## ટંકશાળ પડી

મી૦ ભગવાનદાસ એક દિવસ બરાબર બાર વાગે ઓફીસમાં આવ્યા. તે દિવસે તેઓ ઘણા આનંદમાં હતા. એટલો આનંદ શાથી થયો હતો? કોણ જાણે શાથી? પણ તે દિવસે તેમનો આનંદ માતો ન હતો. આવતાંનીવાર પોતાની ઓફીસના ખાનગી ઓરડામાં બેઠા, પછી તરત જ ઘંટડી વગાડી. સીપાઈ આવી હાજર થયો. તેને મી૦ પટપટેને બોલાવવાનો હુકમ કર્યો. થોડીવારમાં મી૦ પટપટે અંદર આવી સલામ કરી ઉભો. મી૦ ભગવાનદાસે ખુરશી સામી તર્જની ધરી બેસવા સૂચવ્યું. મી૦ પટપટે ખુરશી ઉપર ગોઠવાયા. મી૦ ભગવાનદાસે વાત કરી.

"કેમ મી૦ પટપટે, પેલી જમીન તો હાથમાંથી જાય તેમ લાગે છે. તમારો શો વિચાર છે? આપણે શું કરીશું?"

"હા, જી, એ સીંધી લોકો તો બીજાને આપી દેવા માંગે છે. મીં સાંભળ્યું છે કે, એને ઘણો ફાયદો હોશે."

"હા, પણ આપણે આપણી કમ્પનીનું શું કરવું?"

"સાહેબ, એના ઘણાઘણા રસ્તા છે. આપને જો આ ગરીબના કહેવા ઉપર વિશ્વાસ આવતો અસેલ તો અશી યુક્તિ દાખવીશ કે પૈસા જ પૈસા."

"હા, પણ તે શી, તમે કહોની?"

"અરે એવી યુક્તિ કે થોડા દહાડામાં તમારી કમ્પનીના શેરનો ભાવ એવો બોલાય કે ન પૂછો વાત. જો એમ ન થાય તો મારી મિશા મુડાવી નાંખું. આટલા દહાડા આ બધી કમ્પનીઓમાં કામ જ કર્યું ન હતું તો."

"હા. હા. પણ યુક્તિ કહેશો કે એમને એમ."

"જુઓ સાહેબ, એજ માણસો પાસેથી એ જમીન ન મળે તો કંઈ નહીં. પણ બીજી જમીન તમને એની પાસેથી અપાવું. પછી–"

"પણ એ જમીનમાં એટલો ફાયદો થાય, કે ન થાય આ તો જાણીતી ને જોયલી વાત છે. આપણા વસંતરાયને તે બાબતમાં માહિતી સુદ્ધાં છે અને આ નવી જમીન પહેલાં તો મળવાની જ મારામાર, અને પછી નિવડે ત્યારે કેવી, એ તો પછીની થાય ત્યારે."

"સાહેબ. આપણ એકવાર સાંભળો, મગ તમારે કહેવાનું હોય તે કહો. જુઓ. આપણે પૈસાથી કામ છે. એ માણસોને હું સારી રીતે ઓળખું છું. એ જમીન આપણા એ હરીફો લે તો પણ વાંધો નથી. કોઈ બી રીતે એ માણસો ત્યાંના રહેવાસી છે, અને એ જમીન નહીં તો બીજી લઈ આપશે. આપણને એનાથી કામ નથી. પૈસાનું કામ છે. તે જ્યાં એકવાર આવ્યા કે જુઓ કમ્પનીનું કામ. હું ગમે એમ કરી જમીનની તજવીજ એ લોકો પાસેથી કરી લઉં છું."

"વારુ પછી?"

"પછી સાહેબ આપ એમ કરો કે, એ જમીન તરત તો ઉપયોગમાં આવે એમ નથી. પણ એક વર્ષ ત્યાં ખેડાવવા આપવી. એમ આપણી મીટીંગમાં જાહેર કરો, અને અમુક ટકાની વહેંચણી જાહેર કરો એટલે ઝાલા."

"અરે પણ એમ કેવી રીતે થાય? જમીન ખરીદીને નફો તરત જ વહેંચાય શી રીતે? એમાં જ કેટલાંક નાણાંની જરૂર પડશે ને? જે શેર ભરાયા છે, એમાંથી કેટલીક જમીન ખરીદાશે."

"અરે સાહેબ, માત્ર એમ જ સમજો કે ૧૦,૦૦૦ હજારના શેર ભરાયા છે. એ બેંકમાં તો અત્યારે છે. તેનું વ્યાજ પણ થોડું થયું હશે. એમાં થોડા ઉમેરી વ્યાજની વહેંચણી જાહેર કરવી."

"અને જમીન ખરીદવાનું?"

"એ પણ કહું છું. આપ સાંભળો તો ખરા? જ્યાં વ્હેંચણી ઉત્તમ જણાઈ કે, શેરનો ઉછાળો માર્યો સમજો. એવો કે બમણા ત્રમણા ભાવ બજારમાં બોલાવું. પછી કેટલા શેર ખપે છે તે જુઓ."

"પણ અત્યારે મૂડી વગર–અગર થોડી મૂડીએ તમે કહો છો, તે શી રીતે બને?"

"જ્યાં શેરનો ભાવ વધ્યો કે, શેરલેનારની લુંટાલુંટ પડશે. તમારે શું કરવું ? અમુક શેર તમારે નામે રાખવા, પૈસા ભરવાની જરૂર નથી. આ ભાવ વધે કે ફટકાવી મારવાના. રાખી લેવાના શેર સામટા. આ ગરીબને નામે પણ થોડા રાખજો. જુઓ એક પણ રહે છે, કે બધા વેચાઈ જાય છે."

"આ જમીનનું સાટું કરી લેવાનું; બહાર જણાવવાનું કે આટલી ખરીદી છે, અને આ પ્રમાણે ફાયદો થયો છે. જો બધા વેચાઈ ગયા તો પછી કામ આગળ વધારવાનું, ફરી બીજાં ડીબેન્ચર કે એમ કરી પૈસા ઉઘરાવવાના. પેપરવાળાને પણ આ સેવક ઓળખે છે. જરાતરા ચેરીમેરી મળી કે, આપણી તરફનું બે ગજ લાંબું લખાણ આવ્યું સમજો."

"પણ એ શેર આપણે નામે રાખી લેવા, એ તો ઠગાઈ."

"ઠગાઈ શાની? કઈ કમ્પની એવું નથી કરતી? કઈ જોઈન્ટ સ્ટોક કમ્પનીના માલેકો એમ શેર નથી લેતા અને વેચી દેતા?"

"તમે કહો છો, એ તો એક પ્રકારનો સટ્ટો છે."

"હા, સટ્ટો શામાં નથી?" દરેક એવી કમ્પનીનું 'સેંટ્રલ મીકેનીઝમ' (Central Mechanism) એ છે. પૈસા એક ઠેકાણેથી આણી નાના ઝરાને મોટી નદીની માફક વહેતો કરે છે. એ જ કમ્પનીઓનું જીવન છે. જો સટ્ટો ન હોત તો, રેલવે, સ્ટીમ કમ્પનીઓ, મીલ ઉદ્યોગ ન હોત. એ જ શેરોનો ભાવ વધારે છે અને ઘટાડે છે. ચાંદીમાં સટ્ટો છે. રુમાં સટ્ટો છે. અફીણમાં સટ્ટો છે. હજારો વેપારમાં, બેન્કીંગમાં પણ સટ્ટો છે. દરેક માણસ લક્ષ્મીને ચ્હાય છે. તેની આરાધના કરે છે. જુઓની, જેની જેવી શક્તિ, તે પ્રમાણે ખરીદે છે અને લે છે. જેની જેવી હિંમત, તે પ્રમાણે સાહસ ખેડે છે. એકને મળે છે તો બીજાના જાય છે. પોતપોતાનું ગજું અને હિંમત. આપણે કયાં ઠગવા જઇએ છીએ?"

મી૦ ભગવાનદાસ પટપટેનું વાક્ચાતુર્ય જોઈ ખુશી થયા. તેને માટે ઉંચો મત તેમના મનમાં બંધાયો. તેની બુદ્ધિની ખાત્રી થઈ. પૈસા કમાવાનો લોભ તો હતો. પણ મન જરા શંકાશીલ હતું. હિંમત ન હતી. તેઓ આનંદથી બોલ્યા:–"મી૦ પટપટે! તમે કહો છો તેમ થાય ખરું કે? એ તો ઠગાઈ કહેવાય."

"અરે સાહેબ, ઠગાઈ કસલી. જુઓ કામ કેવી રીતે પાર પાડું છું તે."

"વારુ, હજી તમારા બોલવામાં મરાઠીની કાંકરી આવી જાય છે. એ તો ઠીક, પણ તમે જમીનનું નક્કી કરી નાંખો, અને આ વાતની કોઇને ખબર ન પડે. હું એમ જણાવીશ કે, જમીન ખેડાણ આપવામાં જ અમુક ફાયદો થયો છે. ખોટબોલે, ડલ્લાવાળા બધા મારું કહ્યું માનશે. એની કંઈ ચિંતા નહીં. પણ જો જો, વાત કંઈ બહાર ન પડે. બધું કામ થઈ ગયું છે, એમ જણાવવું, એ તમારી કુશળતાનું કામ છે, હોં."

આમ વાતચીત કરતા હતા, એટલામાં વસંત અંદર આવ્યો. ભગવાનદાસ તેના સામું જોઈ બોલ્યા:–"કેમ ?"

"શેર બજારનો દલાલ આવ્યો છે. ચાંદીનો ભાવ વધ્યો છે. પેલા તમે આપેલા ઓરડરનું શું કરવું છે? વેચવો છે કે રહેવા દેવો છે?" વસંતે પૂછ્યું.

"વારુ શો નફો આવે એમ છે? કેટલી ખરીદવાની કહી હતી તે દહાડે, તે ધ્યાનમાં છે?"

"હાજી, અઢી હજારનો નફો થાય."

"વારુ ત્યારે વેચી નાંખવાની કહો, અને બે વાગ્યા પછી શેરના ભાવ તમે જોઈ આવી મને કહેજો."

"વારુજી" કહી વસંત ત્યાંથી બહાર નીકળ્યો અને બહાર આવી દલાલને વેચવાનો હુકમ કહી સંભળાવ્યો.

વસંતના ગયા પછી તેઓ બન્ને જણા વાતો કરવા લાગ્યા.

મી૦ પટપટેએ કહ્યું:–"વારુ ત્યારે પેલાઓને મળી જમીનનો બંદોબસ્ત કરી નાંખું?"

"હા, અને બીજા બધાની પણ ગોઠવણની તજવીજ કરી રાખજો. વહેંચણીની કંઈ ફિકર જેવું નથી. જુઓને આ અઢી હજાર આવ્યા છે. વળી કાલેજ શરતમાં દશ હજારનો તડાકો પડ્યો છે. થોડા ખર્ચવા પડે તો તેની ફિકર નથી."

"ઠીક સાહેબ. ત્યારે આજે ટીફીનના વખતે એમને મળી બંદોબસ્ત કરીશ."

"વારુ."

એટલું કહી મી૦ પટપટે બહાર આવ્યા અને પોતાને સ્થાને ગોઠવાયા. મી૦ પટપટે કમ્પનીના કામમાં ચાણક્ય હતા. તેઓએ સેંકડો કમ્પનીઓની ઓફીસના ઉમરા ભાંગ્યા હતા; બજેટો કેમ તૈયાર કરવાં, બહાર આંકડા કેમ બતાવવા, તેમાં નિપુણ હતા. માત્ર વક્ર રસ્તે જનાર હતા. તેમની બુદ્ધિનો જો સદુપયોગ કરતાં શીખ્યા હોત તો ભારે નામના કાઢત; પણ તે તેમના નસીબમાં જ ન હતી. વળી આગળ જણાવ્યું છે, તે પ્રમાણે એક ઠેકાણે તેઓ સ્થાયી રહેતા નહીં. જે નાણાંના તેઓ ઉપાસક હતા, તે જેમ એક માણસના હાથમાંથી બીજાના હાથમાં અને બીજાના હાથમાંથી ત્રીજાના હાથમાં એમ ફર્યા કરે છે, તેમ મી૦ પટપટે પણ એક કમ્પનીમાંથી બીજી, અને બીજીમાંથી ત્રીજી બદલતા ફરતા હતા.

મી૦ પટપટેએ ટીફીન અવરમાં બહાર નીકળી હઢામલની પેઢીમાં જઈ પેલા જમીનવાળાને પકડ્યા. જમીન તો વેચાઈ ગઈ હતી, એમ ખબર મળી; પણ મી૦ પટપટેએ પટપટ પૈસાની લાલચ આપી, બીજી જમીનનું સાટું કરી લીધું. તે કામ કરી શેઠને મળ્યા, અને થોડી જમીન ખરીદાઈ પણ ખરી. આખરે એક દિવસ બોર્ડની મીટીંગ પણ થઈ, રીપોર્ટ વંચાયા, અને સંતોષકારક વહેંચણી જાહેર થઈ. મેમ્બરોમાંથી ડલ્લાવાળાએ દરખાસ્ત મૂકી. ખોટબોલેએ અનુમોદન આપ્યું. નૌલાખચંદ ફુસલચંદે હાજી હા ભણી. ૧૨ ટકાની વહેંચણી જાહેર થઈ. અમુક રીઝર્વ ફંડ ખાતે ગયા. એકંદર કાગળ ઉપર આંકડા સંતોષકારક જણાયા. ક્યાં લેવાજવું પડે એમ હતું! પૈસા ભરાયલા થોડા. એટલે નફો બતાવવામાં વાંધો શાનો? ઘણી કમ્પનીઓ નફો શી રીતે આપે છે, એ બિચારા શેરહોલ્ડરો ભાગ્યે જ જાણે છે. આંકડા

કેમ રમાડવા, એ કળા જાણનાર જ જાણે, સામાન્ય વર્ગ નફો કે નુકસાન સમજવાની જ દરકાર રાખે છે.

આ રીપોર્ટ બહાલ થયો. બહાર વાત ફેલાવા લાગી કે, કમ્પનીનું ભવિષ્ય ઉજળું છે. મીટીંગને બીજે જ દિવસે મી૦ પટપટેએ "સાયંસમાચાર"ના એક રીપોર્ટરને બોલાવી શેઠ સાથે મેળવ્યો. શેઠે તેના હાથમાં એક નોટ મૂકી. કંઈ વાતચીત કરી. પછી પૂછવું શું? બીજે જ દિવસે મી૦ જવાહીરલાલે બે માઇલ લાંબો રીપોર્ટ લખી નાંખ્યો. કમ્પનીના કામની સ્તુતિ કરી. મેનેજીંગ બોર્ડનાં વખાણ કર્યાં. આગળ જતાં મહાન્ ફતેહના ફાયદાનાં વર્ણનોનાં બણગાં ફુક્યાં. શેર હોલ્ડરો ન્યાલ થઈ જવાના, એવી ખાત્રી દેખાડી. આનું પરિણામ લોકોના મન ઉપર થયા વગર રહ્યું નહિ. વળી મી૦ પટપટેએ પોતાનો પટપટારો દલાલો આગળ જારુ રાખ્યો હતો. તેમને પણ આશા હતી. આથી આ સર્વનું પરિણામ ધાર્યું હતું તેવું ઉતર્યું. શેરોનો ભાવ એકદમ વધી ગયો. શેર બજારમાં ઇજીપ્શીયન કોટન પ્લેન્ટેશનની જ વાત. નાના પ્રમાણમાં એક જાતનો શેરમેનીઆ શેર બજારમાં ચાલુ થયો. જ્યાં ત્યાં ભગવાનદાસનું નામ ગવાવા લાગ્યું. આગળ પડતા તો હતા, એમાં પૂછવું શું? વળી પૈસા મળવા લાગ્યા. સારો તડાકો થવા લાગ્યો. આ બધાને યોગે તેઓએ પહેલાં તો પોતાનું મકાન બદલી નાંખ્યું. એક સારું મકાન રાખ્યું. ગાડી ઘોડા થયા. એટલું જ નહીં પણ મોટરો ઘેર દોડવા લાગી. રોજ તેમને ત્યાં માણસોની 'લેવીઓ' ભરાવા લાગી. શેર દલાલો આવવા લાગ્યા. તેઓ ધામધૂમથી રહેવા લાગ્યા. તેઓ બીજી કમ્પનીઓના ડીરેકટરોમાં પણ નીમાવા લાગ્યા. આ શિવાય કેટલીક કમ્પનીઓના બોર્ડ તેમની ઓફીસમાં આપણે જોયાં જ છે. તેમાં પણ થોડો થોડો ફાયદો તો થતો જ હતો. એમની કમ્પનીના શેરોની વહેંચણી બહાર પડ્યા પછી એક દિવસ તેઓ સહવારના પોતાની બેઠકમાં બેઠા હતા. ત્યાં એક દલાલે આવી ચાંદીના ભાવની ખબર કહી. તરત જ શેઠે ૨૦૦ પાટો ખરીદવાનો હુકમ આપ્યો. એ ગયો નહીં હોય, એટલામાં આપણા પૂર્વ પરિચિત ડોકટર સાહેબ ચકરબતી આવ્યાની ખબર નોકરે આપી. તેમને અંદર લાવવાનું નોકરને કહ્યું. ડોકટર આવીને કોચ ઉપર ગોઠવાયા. મી૦ ભગવાનદાસે પૂછ્યું:–"અહો ડોકટર સાહેબ! અત્યારના પ્હોરમાં તમે ક્યાંથી? આજ વ્હેલા વ્હેલા દરદીઓમાંથી પરવાર્યા કે શું?"

"ના, જી, આ તો ઘણા દિવસથી આવ્યો ન હતો, તે ચાલો જઈ આવું. સમજ્યા કની?"

"ઠીક, હમણાં કેમ ચાલે છે?"

"ચાલે છે રે. મુંબઇમાં ડોકટરોની ગરજ સહુને થોડી વત્તી હોય જ ને હોય. એ તો પછી તકદીર."

"હં: બીજી કંઈ નવા જૂની?"

"કંઈ નહીં. રોજ રોજ શી નવા જૂની હોય. આપની કમ્પનીએ તો સારો નફો કર્યો લાગે છે. વારુ સાહેબ, મારે પણ જરા ત્રણ એક હજારના શેર લેવાના છે. કેમ મળશે કે?"

"જોઉં મળશે કે નહીં, તે ખાત્રી નથી."

અરે એમ થાય સાહેબ. વધારે ભાવે સમજ્યા કની, પણ એટલું કામ તો થવું જોઇએ."

"ઠીક સાહેબ, તમારું કામ બનશે ત્યાં સુધી તો જરૂર કરીશ. પછી કંઈ?"

"પછી બીજી કંઈ નહીં. શેર કાઢી આપવા પડશે. લ્યો આ ત્રણ હજાર રૂપીઆ."

મી૰ ભગવાનદાસે ઘરના મુનીમને બોલાવી પૈસા લઈ રીસીટ આપવાનું કહ્યું. એ નહીં ગયા હોય, એટલામાં એક માસ્તર આવી લાગ્યા.

ભગવાનદાસે બેસવાનું કહી તેમના આવવાનું કારણ પૂછ્યું.

આવનારે વિનયપૂર્વક ગરીબાઈ દેખાડી જવાબ આપ્યો:—"સાહેબ! હું એક ટૂંક પગારનો માસ્તર છું. મહા મહેનતે ખર્ચ જોગું પેદા કરું છું. મુંબઇનું ખર્ચ તો આપ જાણો છો. વળી ન્યાત જાતમાં રહેવું અને આબરુ રાખવી, મહા મુશ્કેલ છે. જે કાંઈ—"

"તમે નોકરીની આશાથી આવ્યા છો?"

"ના, જીના. આ પગાર ઉપરાંત છોકરાઓની નોટો, એક્સરસાઇઝ બુકો, ચોપડીઓ, પેન્સીલ વેચી થોડા પૈસા બચાવ્યા છે. થોડા મારી બાઈડીના છે. એમ કરી હજારેકનો જીવ છે. તે આપના શેરોમાં રોકવા માગું છું. મેં સાંભળ્યું છે કે, એમાં બે પૈસા પેદા થવાની આશા છે. આપ જેવાનો હાથ, એમાં શું ન થાય! મને તમારે ત્યાંના મી૰ પટપટે વાત કરી અહીં મોકલ્યો છે."

"એમ. પણ તમે જાણો છો કે, શેર તો હવે મળતા નથી. શું કરવું?"

"ગમે એમ પણ અમને તમારા ઉપર શ્રદ્ધા છે, અને અમારું આટલું કામ થવું જોઇએ."

"વારુ, જ્યારે તમને પટપટે મોકલ્યા છે ત્યારે શેર નહીં હોય તો મારા પોતાના લીધેલામાંથી પણ આપીશ. થયું? પૈસા લઇને આવ્યા છો?"

"ના, જી."

"વારુ ત્યારે આજ સાંજના ઓફીસમાં લઇને આવજો."

મયારામ માસ્તર એમ રજા લઈ નીકળ્યા. એટલામાં એક પરદેશી જેવો વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવ્યો. નોકર અંદર લાવ્યો કે, તરત જ ઉભે ઉભે બોલવાનું શરૂ કર્યું. બેસવાનું કહ્યું, પણ તે બેઠો નહીં. તે બોલ્યો:—"મહારાજ! હું એક ગરીબ વૃદ્ધ બ્રાહ્મણ છું, ટેલ કરું છું. સારો દિવસ ફુલ ચંદન લઈ બજારમાં ફરું છું. દક્ષિણા જે મળે તે ગ્રહણ કરું છું. કોઇને ત્યાં જમું છું. નહીં તો સદાવ્રતનું લાવી બાફી ખાઉં છું. સુવાને બાબુલનાથ ઉપર જાઉં છું. મહારાજ જાતે કનોજીઓ બ્રાહ્મણ છું. પ્રભુ! આપ તો જાણો છો કે, અમારામાં કન્યા પરણાવવાનું બહુ ખરચ આવે છે. અમારી જ્ઞાતિમાં એ મહાન્ દુ:ખ છે. છોકરીને પરણાવતાં અમે રૈંસાઈ જઈએ છીએ. અમારે ઘણા પૈસા આપવા પડે છે." એટલું બોલતાં બ્રાહ્મણની આંખમાં આંસું આવ્યાં.

"મહારાજ! આપને દક્ષિણાની આકાંક્ષા છે?"

"ના પ્રભુ! ના. આપને એક અરજ છે. મહારાજ! મેં જે ચાર પૈસા પેટ પાટા બાંધીને એકઠા કર્યા છે, તે આપને ત્યાં મૂકવા રાજી છું. આપ સારું વ્યાજ આપો છો,

અને મહારાજ! મારી આ વૃદ્ધ અવસ્થા સામું જોઈ કંઈક વ્યાજ વધારે આપવાનું કરી આ રાખો." એમ કહી તેણે તે પોટલી મી૦ ભગવાનદાસના પગ આગળ રાખી.

મી૦ ભગવાનદાસને પણ ક્ષણવારને માટે હૃદયમાં લાગણી થઈ આવી. તેને પોતાને એમ લાગ્યું કે 'હું આવા કેટલાકનું ભલું કરું છું. કેટલાકના ઉપર ઉપકારનો વર્ષાદ વર્સાવું છું.' એમ ક્ષણ ભર મૌન્ય રહ્યા પછી તેઓએ જવાબ આપ્યો:—"કંઈ નહીં મહારાજ! તમારે કોઈપણ જાતની ચિંતા રાખવી નહીં. તમારા પૈસા બેંકમાં જ સમજવા. હું તમને વ્યાજ પણ વધારે આપીશ. માત્ર આ વાત લોકોમાં જાહેર કરતા નહીં. નહીં તો બીજાને પણ મારે એટલું જ વ્યાજ આપવું પડે. સમજ્યા કની?"

"વારૂ મારા અન્નદાતા! આપ જેમ કહો તેમ."

"કેટલા રૂપીઆ છે?"

"નવસો. મારા પ્રભુ!"

"મહેતાજી! આમના આ રૂપીઆ ગણી લ્યો. રસીદ લખી આપજો અને આઠ ટકા વ્યાજ આપવાનું સમજ્યા?"

"હા. જી," મહેતો અને બ્રાહ્મણ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ગયા.

એ મહારાજ હજુ ઘર છોડીને ગયા નહીં હોય, એટલામાં નોકરે કોઈ બાઈ આવ્યાના સમાચાર જણાવ્યા. નોકરને એકદમ અંદર લાવવાનો આદેશ કર્યો.

તે સ્ત્રીને આવતાં જોઈ મી૦ ભગવાનદાસ ઉભા થયા અને બોલ્યા:—"અહો, આજ તમે અત્યારમાં ક્યાંથી? આવો, આવો, બેસો."

મીસીસ માલતીએ ખુરશી ઉપર બેસતાં જવાબ દીધો:—"સ્હેજ કામસર! તમે તો હાલ બહુ વ્યવસાયી થઈ ગયા છો."

"ના, ના, એવું કાંઈ નથી. છે સ્હેજ કામનો બોજો."

"ત્યારે એણી તરફ હમણાંના મુદ્દલ ફરકતા જ નથીને?"

"નથી અવાતું, તેનું કારણ જુઓને હજાર લફરાં છે."

"હા, હવે મોટા માણસ થયા ખરાને."

"ના, ના એવું થોડું છે. મોટા શાના! અમે તો મજુર. પણ વારૂ અત્યારમાં તમે ક્યાંથી?"

"આ જુઓ ને કંઈ કામ માટે તો આવી છું. કંઈક પૈસા ભરવા પડે એવું છે. આ કન્યાની સંસ્થાને માટે મકાન વધારવાની જરૂર છે. અહીં અમે એને માટે ઉઘરાણું કર્યું છે. હવે તે તમારી આગળ આવ્યું. લ્યો, તમે ભરો, જે કાંઈ ભરવાની ઇચ્છા હોય તે." એમ કહી મ્હોં આગળ ટીપ મૂકી.

મી૦ ભગવાનદાસે ટીપ લઈ વાંચવા માડી. વાંચી રહ્યા પછી ખીસ્સામાંથી પેન લઈ ૧૦૦ રૂપીઆ ભર્યા; અને ટીપ મીસીસ માલતીબાઇના હાથમાં મૂકી.

મીસીસ માલતી તે જોઈ બોલી:—"ઘણો આભાર થયો."

"કંઈ નહીં, એમાં આભાર શાનો?"

"વારૂ મારે કેટલાક શેર ટ્રાન્સફર કરી લેવા છે. અરે નહીં. વેચી નાંખી તમારી આ નવી કમ્પનીના શેર લેવા છે. કેમ તમને શું લાગે છે એ બાબતમાં?"

"શાના શેર છે?"

"છે મરિયમ મીલ્સના."

"તે તો કંઈ નુકસાનકારક નથી. ભાવ વધતો નથી. માત્ર કોઈ વાર ઘટી પણ જાય છે."

"હા, એમ બદલી નાંખવામાં વાંધા જેવું તો નથીને?"

"તે આપની મરજીની વાત. હું મારી પોતાની કમ્પનીના સંબંધમાં શું કહું?"

"કેમ ના કહો? અને ના કહો તો પણ બહારથી સંભળાય છે તે તો જાણીયેને."

"હા પણ તમને કદાચ એમ લાગે કે, જાણી જોઇને શેર લેવાનું કહ્યું હશે? પણ હવે શેર છે કયાં?"

"નહીં હોય તો તમારે આપવા પડશે."

"પણ મારા નામ ઉપર પણ હવે થોડા છે."

"થોડા કે વત્તા પણ આપવા પડશે."

"ઠીક, અમે એનું કામ વધારવા માગીએ છીએ, અને બીજી મુડી ઉધરાવવાની છે."

"ઠીક, તમારું કામ તો બહુ આગળ વધતું જાય છે ને?"

"ચાલે છે."

"વારુ ત્યારે સમય થયો, રજા લઈશ."

"ઠીક."

"કોઈ વાર આવતાં રહેજો." માલતીબાઈએ જતાં જતાં કહ્યું.

"વારુ, વારુ."

આ પ્રમાણે અત્યારે તો મી૦ ભગવાનદાસનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું. તેઓને સારો તડાકો પડવા લાગ્યો. તેઓ કારપોરેશનમાં જે. પી. અને એમ ઠીકાઠીક આગળ વધવા લાગ્યા. ઓફીસમાં જઈ કામ કરતા, અને એ સહીઓ કરવી, ઓરડર આપવા, બીજું બધું ઝડપથી આટોપી લેતા. ટેવ પણ અજબ વસ્તુ છે. માણસને કામ, કામ કરતાં શીખવે છે. જો કે આમ અહીં બહાર બધું સારું સારું જણાતું હતું, છતાં કમ્પનીનું શું થશે, આગળ કામ એ પ્રમાણે ચાલશે કે નહીં, એની મી. ભગવાનદાસને પોતાને પણ ખાત્રી ન હતી. પણ ઘડીમાં વળી મી૦ પટપટેની બુદ્ધિ ઉપર વિશ્વાસ આવતો. અત્યારે આટલું સારું થતું જાય છે તો આગળ ઉપર કેમ નહીં ચાલે? પૈસા–મુડી જો એકઠી થઈ તો શું નહીં થઈ શકે. એમ આશા તેમના કાનમાં ફુંક મારતી, અને અત્યારે તો તેઓ અમનચમન કરતા. સરતોમાં જતા, નાટકો જોતા, જાહેર કામકાજમાં આગળ પડતા; પેપરોવાળા તેમનાં વખાણ કરતા. બધે તેમની નામના ગાજતી. ભવિષ્યની કોઇને ખબર નથી. ભવિષ્યનું જ્ઞાન માણસને નથી, એ જ માત્ર લાચારી!



## પ્રકરણ ૬૪ મું

## ઘેર પાછા આવ્યા

એ જ બેલાર્ડપીયર ઉપર આજે કેટલાક જણ એકઠા થયા હતા, જે એક ટોળામાં ગોઠવાઈ ઉભા હતા. બીજા કેટલાક માણસો આમ તેમ આંટા મારતા હતા. કોઈ કોઇના હાથમાં હાર તોરા હતા. કેટલાક વૃદ્ધ જનો ઘણે દિવસે વિખૂટા થયેલા પોતાના પુત્રને લેવા આવ્યા હતા. કેટલીક માતાઓ પુત્રને વધાવવા આવી હતી. કેટલીક યુવતીઓ ઘણા મહિનાનો વિયોગ, પ્રિયદર્શન કરી દૂર કરવા દોડી આવી હતી. આજ વિલાયતની સ્ટીમર આવવાની હતી. મન્યુ પણ એ જ સ્ટીમરમાં આવવાનો હતો. હમાલો આમ તેમ ફરતા હતા. સ્ટીમરને આવવાની થોડીવાર હતી. મન્યુ કંઈ મહાન્ નર ન હતો. તેને લેવાને તેના કેટલાક મિત્રો સામા આવ્યા હતા. નારાયણ વડોદરેથી આવ્યો હતો. વસંત પણ ત્યાં હાજર હતો. અમૃત અને બે એક કોલેજીયનો આમ તેમ આંટા મારતા હતા. બીજા આમ તેમ ફરતા હતા. મી૦ વસંત ફીઝીક નીકસનવાળા મી૦ ઠાકોરલાલની સાથે વાતો કરતો હતો.

“કેમ મી૦ ઠાકોરલાલ કેમ છો? હમણાં કેમ ચાલે છે?”

“ઠીક છે. આ ચાલે છે એમ ચાલે છે.”

“હં: વારુ તમારાં ફરી લગ્ન થયાં કે નહીં?”

“ના જી, હજી નથી થયાં.”

“એમ કેમ. તમે તો હોંશીલા જીવ છોને? હજી સુધી તમે એમ કેમ બેસી રહ્યા છો?”

“એમાં બેસી શું રહેવાનું છે? થશે એની મેળે. હમણાં ને હમણાં શી ઉતાવળ છે?”

“હાસ્તો. કંઈ નહી. તમે ઠીક ઓફીસમાં લાગી ગયા છો. એ ઓફીસમાં આગળ પગાર વધવાની ઘણી તકો મળશે. માત્ર ત્યાં સ્થિર રહીને કામ કરવું જોઇએ.”

“હા, ખરી વાત છે; એટલું સારું છે કે, સાહેબની પણ મારા ઉપર મમતા છે.”

“ઠીક. ઠીક.”

આમ વાતો કરતા હતા, એટલામાં સ્ટીમર ઉપરથી ઉતરી બોટમાં બેસી મુસાફરો કિનારે આવવા લાગ્યા. જોતજોતામાં મન્યુ આવી પહોંચ્યો. તેના મિત્રો તેની આસપાસ વીંટળાઈ ગયા. હાર તોરા ગળામાં નાંખ્યા. પરસ્પર ભેટયા-મળ્યા. સ્હેજ સ્હાજ વાતચીત કરી, તેઓ સર્વ ત્યાંથી ચાલી નીકળ્યા. મન્યુ એકાદ દિવસ મુંબઈ રહ્યો. નારાયણે વડોદરે ઉતરવાનો આગ્રહ કર્યો, પણ મન્યુએ તે વાત માની નહીં. અને બે દિવસ ઘેર રહી આવીશ એમ જણાવ્યું. મુંબઈ આવ્યા પછી ધનગોરીના મરણની હકીકતની જાણ થઈ હતી. ત્યાં જ તેણે સ્નાન કર્યાં હતાં.

સંધ્યાનો સમય હતો. આકાશમાં એક પછી એક તારા ફૂટી નીકળતા હતા. ભદ્રેટી તળાવ ઉપર ઝાડો નીચે અંધકાર જામ્યો હતો. ત્યાં સડક ઉપર ગાડીમાં બેસી એક જણ પસાર થતો હતો; એટલામાં તળાવ ઉપરના ઝાડ ઉપરથી એક પક્ષી ઉડયું

અને આણી તરફ કોયલે કુહુ–કુહુ–નો રવ રેલાવ્યો. પ્રકૃતિ નિઃસ્તબ્ધ હતી. પવન પણ બંધ હતો. પાણીમાં ઝાડનાં પ્રતિબિમ્બ ઝાંખાં જણાતાં હતાં. ગાડીમાં બેસી જનારના મનમાં અનેક તરેહના ભાવ થતા હતા.

રાયજીના ઘરના આંગણામાં ચૂપચાપ હતું. કોઇકવાર ઢોરનું બરાડવું, એ નિઃસ્તબ્ધતાનો ભંગ કરતું હતું. ઘરમાં ધીમે અવાજે બોલતું હતું, કે "વહુ બેટા! સંધ્યાકાળ કયારનીએ થઈ ગઈ છે, દીવા પ્રગટાવ્યા કે? તુળસી કયારા ઉપર?" "પ્રગ-ટાવું છું" એમ કહી ગંગા દીવો લઈ તુળસી ક્યારા આગળ ગઈ. ત્યાં દીવો મૂકી પ્રણામ કર્યાં પછી ઘરની અંદર જતાં દીવાનખાનામાં કોઇનો અવાજ સંભળાયો. તે પરિચિત જણાયો. ગંગા ત્યાં આગળ ગઈ. જઇને એક સાદા પોશાકમાં સજ્જ થયેલો મનુષ્ય જોયો. તેને જોતાં જ ગંગા ચીસપાડી ઉઠી કેઃ—"ઓ બાઃ"

આ જોઈ તે માણસ બોલી ઉઠયો કેઃ—"ભાભી! બ્હીઓ છો શાનાં? એ તો હું છું, મન્યુ."

"અહો! દીયરજી કે? ક્યારે આવ્યા, અને આમ બોલ્યા ચાલ્યા વિના અહીં આવી બેસી ગયા. વાહરે વાહ!" એટલું કહેતાં ગંગા ગળગળી થઈ ગઈ.

એટલામાં ઘરમાંથી કોઈ બોલ્યુંઃ—"વહુ બેટા! કોની સાથે વાત કરો છો? મન્યુ આવ્યો છે કે શું? ઘાંટો તો એના જેવો લાગે છે."

"હા, બા, એ આવ્યા છે." ગંગાએ જવાબ આપ્યો.

ગંગાનું એવું બોલવું સાંભળતાંનીવાર મન્યુની માએ ધ્રુસ્કો મૂકયોઃ—"ઓ બેટા! તું આટલો વખત કયાં હતો? તું જો તો ખરો કે, અમારી શી દશા થઈ છે. એ બેટા, વહુ હાય! હાય!! તું કયાં ગઈ રે બાપ! તને તે આટલી વયમાં મરવું શું?" ઇત્યાદિ.

મન્યુ પણ આ રુદનધ્વનિ સાંભળી આભો બની ગયો. તે દિગ્મૂઢ જેવો બેસી રહ્યો. જોતજોતામાં ઘરનાં માણસો એકઠાં થયાં, એટલું જ નહીં પણ આડોશી પાડોશી આવી લાગ્યાં.

મન્યુ હુસ્કાં ભરતો હતો, તે જોઈ એક જણ બોલ્યુંઃ—"ભાઈ, આવતાંની વાર આમ શું કરો છો?" આ જુઓ પડોસી આવ્યા છે. તેઓ ખબર પૂછે છે, તેમને જવાબ આપો." મન્યુએ ઉંચું જોયું. પાણી મંગાવી, કોગળો કરી, મ્હોં ધોઈ, આવેલાની સાથે વાતચીત કરવા લાગ્યો. આસ્તે આસ્તે તેઓ વેરાયા.

મન્યુએ તેની ભાભીને હાંક મારી.

ગંગા આવી.

મન્યુએ પૂછ્યું કેઃ—"મા કેમ આવી નહીં?"

ગંગાએ ઉત્તર આપ્યો કેઃ—"જઇને જુઓને કેમ ન આવ્યાં તે."

મન્યુ તરત જ ત્યાંથી ઉઠી ચાલ્યો. પોતાની મા સુતી હતી, તે ઓરડામાં આવ્યો.

મન્યુની મા માંદી હતી. તેને માથાનો ભારે રોગ થયો હતો. શરીર કૃશ થયું હતું. ઉઠવાની શક્તિ રહી ન હતી. તે મન્યુ કયારે આવશે? કયારે આવશે? એમ દહાડા ગણતી હતી. મન્યુનો ઘાંટો સાંભળતાં જ તેને પૂર્વ સ્મૃતિ જાગ્રત થઈ આવી.

તેને તેની વહુ સાંભરી આવી અને તેણે મોટેથી રડવા માંડ્યું. આ રુદનધ્વનિ સાંભળી આડોશી પાડોશી એકઠાં થયેલાં આપણે જોયાં.

મન્યુ તેની માતાના ઓરડામાં જઈ પગે પડ્યો. તેની મા પરાણે બેઠી થઈ. મન્યુનું માથું ખોળામાં લઈ આશીર્વાદ દેતી કહેવા લાગી; "સારું થયું બેટા! કે તું આવી પહોંચ્યો. હજાર વર્ષનો થજે ને જીવતો રહેજે. તારા વગર જો અમારી કેવી દશા થઈ છે તે. અરેરે! આજ તારાં મોટી મા હોત તો......પણ શું કરે બિચારાં. તેઓના હોઠ ઉપરથી તારું નામ સૂકાતું જ નહોતું. શું કરીએ? લાચાર બેટા! તારાથી થોડું અવાય તેમ હતું. હશે. જીવતો રહેજે બા," એટલું કહી તેની માથી બેસાયું નહીં, તેથી તે સુઈ ગઈ.

મન્યુના મનની પણ વિચિત્ર અવસ્થા હતી. તેના મનમાં શોક અને હર્ષની આછી લાગણી હતી. ઘણે દિવસે મળ્યાથી હર્ષ થવા જેવું હતું. પણ ઘરનાં વૃદ્ધ કાકી, કુટુંબવત્સલજનની સમાન પૂજ્ય મોટી મા વગેરે ન હતાં. ડોસી જવાથી ઘર તેને શૂન્ય ભાસતું હતું. હર્ષ જેવું કંઈ જ જણાતું નહીં. મન્યુ ગુપચૂપ બેસી રહ્યો. તેના મ્હોંમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહીં. તે નીચું ઘાલી બેસી રહ્યાં.

ગંગાએ રસોઈ કરી. વાળુની વખત થઈ ત્યારે મન્યુને વાળુને માટે કહેવામાં આવ્યું. પહેલાં તો તેણે ના કહી, પણ આખરે તેણે તે વાત કબૂલ રાખી. પણ હા: તેને જૂદે સ્થાને બેસાડવામાં આવ્યો. પોતાના ઘરમાં પણ તેને સાથે બેસી ભોજન લેવાની મનાઈ જણાઈ. જૂના રીત ભાતને માન આપનારું કુટુમ્બ. પ્રાયશ્ચિત્ત વગર પંક્તિભોજન ન થાય! મન્યુએ તે પ્રમાણે ભોજન કરવા માંડ્યું.

ગંગાએ પીરસતાં પૂછ્યું કે:–"દીયરજી! ત્યાં તમને કોણ રાંધી આપતું હતું?"

"ત્યાં ક્યાં?"

"અં: ક્યાં તે વળી વિલાયતમાં. બીજે ક્યાં?"

"ત્યાં હતી એક ભાભી."

"હં: ત્યાં પણ ભાભી હતી કે?"

"ના, ના, ભૂલ્યો ભાભી. અહીંથી રસોઈઓ લઈ ગયો હતો. તમને ખબર નથી?"

"વારુ બળ્યું, રસોઇઓ ક્યારે લઈ ગયા હતા? ખાતા હશો મડમના હાથનું."

"છી: નહીં રે! એમ થાય કે? એવું જમાય! અરર! આપણે નાગર, એ તો ભૂલી જાઓ છો? ત્યાં કની હું ઈશ્વરનું સ્મરણ કરતો કે, ગંગા ભાભીના હાથની બનાવેલી રસોઇની થાળી અધર આવીને પડતી."

"હા, પડે ખરી તો. હું નાની કીકી નથી. સમજ્યા? એમ ફોસલાવવાની વાત ન કરતા. જો એમ થાળી આવીને પડતી હોય તો અત્યારે જ મંગાવોને? કે મારાં ભાભીને બોલાવો પરમેશ્વરને કહીને."

"ઠીક સમજ્યો? તમને રાંધવાનો કંટાળો આવ્યો લાગે છે નહીં કે?"

"હા, આવેસ્તો. ઘણે દહાડે જમવાના એટલે કંટાળો ન આવે અને હવે તમારો પ્રભુ થાળી મોકલે, એટલે શું કરવા મહેનત લેવી પડે?"

"પ્રભુ તમારા જેવાને મદદ કરતો નથી. એમ કંઈ થાળી ન આવે. ના, ના ભાભી વિલાયતમાં તો કની માણસો ઘરમાં ન જમે. ધણી ધણીઆણી બધાં બહાર દુકાનમાં જમી આવે. ખરી વાત. મારા સમ!"

"સારું, હશે! પણ તમે કયાં જમતાતા?"

"બધેઃ તમારે શું કામ છે?"

"વારુ મને ન કહેતા. કહેજો તમારી બીજી સારી ભાભીને."

"વારુ."

એમ વાતો કરતાં કરતાં મન્યુ વાળું કરી રહ્યો.

થોડીવાર પછી મન્યુ બોલ્યો:–"ભાભી! હરકત ન હોય તો મારે મારી મેડીમાં જવું છે."

"ના કંઈ હરકત નથી. તમે ના કહ્યું હોત તો પણ હું તમને ત્યાં લઈ જાત. સમજ્યા?"

એમ કહી ગંગા દીવો લાવી, આગળ થઈ. મન્યુ તેની પાછળ ગયો. એ ઓરડીમાં કંઈ જણસભાવ ન હતી. માત્ર જે ખાટલા ઉપર ધનગૌરી માંદી સુતી હતી તે હતો. ગંગા તે બતાવતી બોલી:–"જુઓ આ તમારી ઓરડી. આ ખાટલા ઉપર કેટલો વખત તે બિચારી રહી, ને તમારા નામનો જપ કરતી તે મરણ પામી. રોઈ રોઇને તેણે કેટલા દહાડા કાઢ્યા. બાપ! એવું દુઃખ તો ઈશ્વર દુશ્મનને પણ ન દેખાડે. જ્યારે તેને મંદવાડ સેજ વધારે જણાવા માંડ્યો, ત્યારે કહ્યું કે; 'તારી માને ખબર આપી દે કે તને અમદાવાદ લઈ જાય.' ત્યારે તેણે શો જવાબ આપ્યો, તે તમને ખબર છે? તેણે કહ્યું કે:–'ના બ્હેન! હું તો અહીંથી ખસવાની નથી. તમને ખબર છે કે અહીં સુઇને હું રોજ એમની રાહ જોતી. માટે આ ખાટલો અને આ ઓરડો છોડી કંઈ જવાની નથી. મરીશ તો અહીં જ મરીશ. તમે જવા કરવાની વાત કરતા ના.' તેણે કોઇનું કહ્યું માન્યું નહીં."

એટલું બોલતાં બોલતાં ગંગાની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. મન્યુનાં ચક્ષુ સ્થિર હતાં. તેની આંખમાં જળનું બિંદુ માત્ર ન હતું.

"અહીં ઘણીએ દવા કરી, પણ કંઈ ફાયદો જ થયો નહીં. વૈદોની દવા કરી. ડોકટરોનીએ કરી; પણ કશાથી ગુણ જ ન પડ્યો, ને મારી મા અમદાવાદના ડોકટરને પણ બોલાવી બતાવી જોયું, તેથી પણ કંઈ વળ્યું નહીં. કોણ જાણે 'મરુ મરુ' કરી રહી હતી, અને તેમ જ થયું. તે કહેતી હતી કે, 'હું તેમના સુખની આડે આવવા નથી માગતી, હું તેમના માર્ગમાં કાંટો થઈ પડવા નથી ઇચ્છતી. તેઓ તેમ સુખી થાય.' એમ કહેતી હતી, અને એમ જ થયું અરેરે! નહીં તો હજી એટલી નાની વયમાં મરવાનું કયાંથી?"

એમ કહી ગંગાએ છેડાવતી પોતાનાં આંસુ લોહ્યાં. મન્યુનું અંતર ફાટી જતું હતું; પણ હજી સુધી તેની આંખો સ્થિર હતી. તે શૂન્ય અંતઃકરણે સાંભળ્યા કરતો હતો. બેબાકળા જેવો તેનો તે વખતનો દેખાવ હતો.

ગંગાએ કહ્યું:-"અને તે વખતનો દેખાવ! અરે બાપરે મરતી વેળાએ તેણે જે કર્યું છે, તે જોઈ પાષાણની છાતી પણ ફાટી જાય! ઓ દિયરજી! તમે અહીં ન હતા. નહીં તો એ બાઃ શું થાય? અહીં કની તમારી એક છબી ટાંગેલી હતી. તે રાત દહાડો તેના ને તેના સામું જોઈ રહેતી. જ્યાં સુધી તેની આંખો સાબૂત હતી, ત્યાં સુધી તેને તે તરફ નજર. મરવા પહેલાં આંખનું તેજ જતું રહ્યું, ત્યારે તેણે તે ફોટો માગી લીધો, અને છાતી ઉપર મૂકાવ્યો. એ છબી જોતાં જોતાં તેની આંખો વીલાઈ ગઈ; તમારી છબી છાતી ઉપર રાખી તેનું અંતઃકરણ ધડકતું બંધ થઈ ગયું; તમારું નામસ્મરણ કરતાં કરતાં તેનો શ્વાસ ગયો. 'એ આવ્યા—એ આવ્યા.' એમ લવ્યાં કરતી અને-"

"બસ્સ થયું, ભાભી બસ્સ થયું. રહેવા દો. હવે નથી સાંભળવું."

એમ કહી મન્યુ મ્હોં મોકળું મૂકી રોવા લાગ્યો.

"હજી ઘણુંએ બાકી છે. મરતાં મરતાં તેણે શું કહ્યું છે તે ખબર છે? તેણે—"

"નથી ખબર તો કંઈ નહીં. રહેવા દો ભાભી. હું ઘણો હીનભાગી છું." એમ કહી મન્યુએ કપાળ કૂટ્યું અને ખાટલાની ઇસપર ઉંધું માથું મૂકી રોવા લાગ્યો. આષાઢ મહિનામાં જેમ વાદળાં ઘેરાઈઆવી વરસાદ વરસે, તે પ્રમાણે મન્યુની આંખમાંથી પાણી પડવા લાગ્યું. તે દિગ્મૂઢ જેવો ત્યાંને ત્યાં બેસી રહ્યો. ગંગાએ પથારી મંગાવી તથા નંખાવી, તેને સુઈ જવાનું કહ્યું. મન્યુ પથારી ઉપર પડયો. તેના મનમાં અનેક તર્ક વિતર્ક થતા હતા. તેને તેનું જીવન અસાર ભાસતું હતું. ભવિષ્યમાં અંધકાર જણાતો હતો. તેને જીંદગી ખારી ભાસતી; તેના પ્રતિ એક જાતનો તિરસ્કાર લાગતો હતો. 'શું કરવું? શું થશે? શું કર્યું? શું થયું;' એવા અનેક વિચાર તેને સતાવતા હતા. વળી તેને મનમાં દુઃખ થતું કે, બઇરીને સુખ આપ્યું નહીં. સુખ લીધું નહીં. મેં જ તેને નિરાશ કરી! હું જ તેનાં મૃત્યુનું કારણ થયો! તેના મનમાં એમ થયું કે મારો પ્રેમ તેના ઉપર નથી! અરેરે! બીચારીનું જીવન નષ્ટ કરનાર હું જ! એમ એવા વિચારમાં ને વિચારમાં આ પાસેથી એ પાસે, એમ આળોટયાં કરતો; પણ મન કોઈ પણ રીતે માનતું નહીં. એક વિચાર થતો કે આપઘાત કરું; એક વિચાર થતો કે એકાંત નિર્જન સ્થાનમાં જઈ વસું. એમ કરતાં કરતાં છેક સ્હવારના સ્હેજ આંખ મળી.

બીજે દિવસે ગંગાએ જમી ઉઠયા પછી બધી હકીકત કહી સંભળાવી.

ગામના લોકોમાં કેટલાક જણ વિવાદ કરતા કે "ભાઈ આપણે ત્યાંના મન્યુ તો વિલાયત જઈ આવ્યા. તે ત્યાં જઇને શું થઈ આવ્યા હશે વારૂ?" બીજો બોલ્યો:- "ખબર નથી? એ તો કહે છે કે જડ્જ કે માજીસ્ટ્રેટ સાહેબ થઇ આવ્યા છે." "હવે જા, જા," એક જણ દોઢ ડાહ્યો બોલ્યો:-"એ તો જડજે નથી ને માજીસ્ટ્રેટ પણ નથી. લ્યો અલ્યા! જડજ અને માજીસ્ટ્રેટ હોય, તે આપણી માફક કપડાં પહેરતાં હશે કે? એ તો સાહેબના જેવાં કપડાં પહેરે." "ના, ના, તમને કોઇને ખબર નથી." ઘોળિયાનો ભાઈ કાળિયો બોલ્યો:-એ તો કની બાલીસ્ટર થઈ આવ્યા છે." રહીમે કહ્યું: "ભાઈ બાલીસ્ટર એટલે શું?" "બાલીસ્ટર એટલે માજીસ્ટરનો ભાઈ; તે દહાડે નહીં આપણા ગામમાં આવ્યા હતા મામલતદારની કચેરીમાં? પેલા ઓઘડૂભાનું કામ

ચાલતું હતું ત્યારે અરે એ તો એવા લાંબા લાંબા હાથ કરીને બોલતા હતા કે, માજીસ્ટર પણ ડરી જાય. અમે બધા રસ્તે ચાલતા સલામ કરતા."

"અરે તમને કોઇને બરાબર ખબર નથી. મારા કાકા એમને ત્યાં કામ કરે છે ને. એ જાણે કને બધું. એ તો કલેટર થઈ આવ્યા સે કલેટર. કલેટર એટલે જાણો કે કોણ. આપણા મામલતદાર અને માજીસ્ટર બધાના ઉપરી. એ તો સાહેબ લોકોની જગા સે. એમને ગાડાં ભરીને રૂપીઆ મળવાના, નહીં તો કોઈ વિલાયત જાય ખરું!" અલ્યા કહે છે કે "વિલાયત જઈ આવે તે સાહેબ જેવા થાય અને આ તો કંઈ થયા નથી." એક જણ બોલી ઉઠયું. એટલામાં વળી એક લે ભાગુ વચ્ચે માથું મારી ઉઠયો કે:-"અલ્યા કલેટર સાહેબ થાય તો આપણા ગામમાં કંઈ ન રહેવાય અને આ તો આપણા ગામમાં ને ગામમાં રહે છે. અરે એ તો બે દહાડા રહીને જવાના." આમ તેઓ તર્કવિતર્ક કરતા હતા. ખરું શું છે, તે કોઈ કળી શકતું નહીં. આખરે વાત આવતાં બ્હાર આવી કે મન્યુ નથી થયો જડજ કે માજીસ્ટ્રેટ કે નથી થયો કલેકટર કે બેરીસ્ટર. થઈ આવ્યો છે માત્ર મહેતાજી. સાત સમુદ્ર અને તેર નદી ઓળંગીને કંઈ નહીં અને મહેતાજી. એ તો જેવું જેનું નસીબ.



## પ્રકરણ ૬૫ મું

## ઉભરો બ્હાર નીકળ્યો

ગયા પ્રકરણમાં વર્ણવેલી બીનાને ત્રણેક દિવસ થયા હશે. સ્હવારના સાત સ્હાડાસાતના સમયે નારાયણનાં ઘર આગળ એક ગાડી આવીને ઉભી રહી. નારાયણ મ્હોં ધોઈ ચ્હા પીતો 'ટાઇમ્સ' વાંચતો એક આરામ ખુરશી પર પડ્યો હતો. એટલામાં "ઓ શેઠ!" એવી હાંક તેને સંભળાઈ. કોણે હાંક મારી તે જોવા તે નીચે આવ્યો. આવીને જોયું તો મ્લાન મુખે, મ્લાન વેષે, મન્યુ ગાડીમાંથી હેઠે ઉતર્યો.

નારાયણ મન્યુને જોતાં જ વળગી પડ્યો અને બોલ્યો:-

"આવી પહોંચ્યો? ઘણું સારું થયું." એટલું કરી તેણે ચાકરને સામાન ઉપર લઈ આવવા કહ્યું.

બન્ને જણા ઉપર જઈ બેઠા. પણ ત્યાર પહેલાં ઘણા હેતથી પરસ્પર એક બીજાને ભેટયા. મન્યુના આવ્યાના સમાચાર ઘરમાં કહેવરાવ્યા, અને રસોઈ પાણીનો બંદોબસ્ત કરવા કહ્યું

મન્યુ ક્ષણભર ખુરશી ઉપર પડ્યો. તે વિચારમગ્ન જણાયો, અને થોડીવારમાં બોલ્યા ચાલ્યા વિના આંખમાંથી આંસુ સારવા લાગ્યો.

નારાયણ આ જોઈ બોલ્યો:-"ભાઈ! એ શું કરે છે એમ ગાંડાં વેડા! એમ રડરડ કરવું સારું નહિ. તું સમજુ છે."

"સમજું છું કે અણસમજુ, તે હું પોતે પણ સમજી શકતો નથી. કોણ જાણે શું થાય છે, તે સમજણ પડતી નથી."

"ન પડે એ સ્વાભાવિક છે; પરંતુ ભાઈ! તું બુદ્ધિમાન્ છે, દૂરદર્શી છે; વિચક્ષણ છે; શાન્ત થા."

"છેઃ શી રીતે શાન્ત થાઉં? આ જીવન વૃથા છે. ભારરૂપ છે. આ પૃથ્વીમાં શાંત્વન પામું, એવી શી વસ્તુ છે? ભાઈ! મોતની રાહ જોઉં છું. એ જ દુનિયામાં સહુ દુઃખનો અંત આણનાર પરમ શાંતિદાયિની વસ્તુ છે. એ જ સર્વ સુખ, દુઃખ, માન, અપમાન, પાપ, પુણ્ય, દયા, ક્રોધ, વૈરાગ્ય સર્વને ભૂલાવી વિસ્મૃતિમાં નાંખે છે. એ પરમશાંતિદાયક મૃત્યુની રાહ જોઉં છું. શા માટે હું અહિં પાછો આવ્યો? ક્યાં છે તે મારા ગરીબ ઘરનો રત્નપ્રદીપ? આ અંધકારમય જીવનનો પંથ જેના પ્રકાશથી ક્રમણ કરવા ધારતો હતો તે ક્યાં છે? જેને દુઃખ આપ્યું હતું, જેને વિસારી દીધી હતી, તેને સુખ આપવાની ઇચ્છાએ પાછો ફર્યો, પણ ક્યાં છે તે અમૂલ્ય રત્ન? ભાઈ! તું કહેતો હતો, તે દીવો તો તેલના અભાવે ખુઝાઈ ગયો. જેના સ્મરણરૂપી દિવ્ય જ્યોતિથી મારું હૃદયાકાશ ઉજ્જવલ થયું હતું, જેનાથી ઘોર ઘન ઘટાચ્છન્ન વાદળાં દૂર સર્યાં હતાં, જેનાવડે–જેના સ્મરણવડે લંડનમાં દુર્જય રિપુઓના પ્રલોભનોથી બચ્યો હતો–તે ક્યાં છે? કહે, તું જ કહે? શા આધારે જીવન વ્યતીત કરું? હા. હું પાપી છું. હું ઘોર પાપી છું. હું અધમમાં અધમ નીચ છું. મેં જનનીસમાન કાકીને દુભવ્યાં. તેનું પણ કહ્યું માન્યું નહીં.–જેના અસંખ્ય ઉપકાર! તે દયામૂર્તિ માતાના વચનને ઉવેખ્યું–જેના પગના જોડા થવાને પણ યોગ્ય નહીં. તેમ કરવાથી પણ ઉપકારનું ઋણ છૂટે નહીં એવી હા–એવી માતાનું વચન ઉવેખ્યું. બોલ–બોલ! હવે જીવી શું કરું?" એમ કહી લમણે હાથ દઈ નીચું જોઈ મન્યુ રડવા લાગ્યો.

નારાયણ પાસે જઈ હાથ પકડી કહેવા લાગ્યોઃ–"ઘેલાં શાનાં કાઢે છે? લાગે, ન લાગે એમ નહીં. એમાં પણ આપણો ઉપાય શો? જે નસીબમાં થવાનું હતું તે થયું. ભાવી કોણ મિથ્યા કરે?"

"નસીબ–શાનું નસીબ–ભાવી બાવી હું કંઈ જાણતો નથી. એના મરણનું કારણ હું જ હતો. મોટી માને દુઃખની શૂળ હું જ થઈ પડ્યો. તે મરતાં મરતાં મારું નામ બોલીને ગઈ. ઓઃ વળી એનો–એનો વધ પણ મેં જ કર્યો. આ પાપાત્મા તેમ કરતાં અટક્યો નહીં. હા. તું જાણે છે કે, જ્યારે તે જવાની રાતે મળવા આવી–હું લંડન જવાનો હતો, તેના પહેલે દિવસે–હા, ત્યારે તેનું કહેલું સાંભળ્યું નહીં. તેણે કહ્યું હતું કે, 'હું તમારા માર્ગમાં કાંટો થવા નથી રહેવાની." હાય. ત્યારે મેં તેને જરા પણ શાંત્વન આપ્યું નહીં. તેની અવહેલના કરી. તેના શબ્દો લક્ષમાં લીધા નહીં. કહ્યું નહીં–બોલ્યો નહીં. ચાલ્યો નહીં. આજ મને સાંભરે છે. મેં દુઃખ આપ્યું. કેમ કહ્યું નહીં કેઃ–તું સંભાળજે. હું જલ્દીથી પાછો આવીશ. તું જ મારું જીવન છે. તું જ મારું સર્વસ્વ છે–તું જ મારા જીવનની સુધા કૂપ છે, તું જ સંસારઅર્ણવની નૌકા છે. તું જ આધાર છે. હા! મારી ઉપેક્ષાને લીધે જ–મારા અનાદરને લીધે જ–મારી અવગણનાને લીધે જ તે ધીમે ધીમે મૃત્યુશરણ થઈ. એક દિવસ નહીં–બે દિવસ નહીં–મહીનો નહીં–વરસ નહીં; બે વરસ રીબાઈરીબાઈ, મનમાં દુભાઈ દુભાઈ મરણ પામી અને તે મરતી વખતની વાત ઓ બાપરે! સ્મરણમાં આવતાં શુંનું શું થાય છે? ભાઈ! મરતાં મરતાં મારી છબી મંગાવી, છાતી ઉપર રાખી. મારા નામનો

જપ કરતી, મને પાપાત્માને સંભારતી મરણ પામી; અને મરતાં મરતાં શું કહેતી ગઈ તે......હા હિંદુ અબળા!

"ખાક હો જલકે મગર ઉફ્ દિલે નાશાદ ન કર,
દમભી છુટ કરકે નિકલ જાય તો ફરિયાદ ન કર."

એટલું કહી મન્યુ ખૂબ આંસુ સારવા લાગ્યો. નારાયણને પણ આંખમાંથી પાણી ટપકવા લાગ્યું, આણી તરફ ભાગીરથી પણ જોડેના ખંડમાં છેડાવતી આંસુ લોતી હતી.

આખરે નારાયણ આત્મસંવરણ કરી મન્યુનો વાંસો પંપાળતો બોલ્યો:-"ખરું છે ભાઈ! પણ શું કરીએ? આપણા હાથમાં થોડો ઉપાય છે? પ્રકૃતિની વસ્તુ-સ્થિતિ જ એવી છે? સૌંદર્યવાન્ વસ્તુ, પવિત્ર વસ્તુ વધારે સમય રહેતી નથી. વિદ્યુત્છટા પળવાર હસી અલોપ થઈ જાય છે. સંધ્યાના મનોહર રંગ ક્ષણ પછી નાશ પામે છે, ફૂલોનો પમરાટ ઘડી પછી તિરોહિત થઈ જાય છે. આપણો અધિ-કાર થોડો છે?

મન્યુ જરા શાંત પ્રકૃતિસ્થ થઈ કહેવા લાગ્યો:-"હા ખરું છે ભાઈ, પણ શું કરું? આમ ધારતો ન હતો કે, મને આમ થશે? દુઃખનું કારણ એટલું જ કે, એક મનુષ્યને છાજતી વર્તણુક બતાવવામાં પણ ખામી આવી ગઈ છે. મારાથી તેમ પણ થયું નહીં. તે મારા સુખની આડ ન થવા માટે એમ કરી ગઈ. છતાં મરતાં સુધી મારા નામના જાપ જપતી-મરતી ઘડીએ પણ મારું નામ તેના હોઠ ઉપર હતું. આ આર્યસ્ત્રીનો પ્રેમ. ન ગણી મારી અવગણના-અવહેલના-કંઈ જ ન ગણ્યું. ભાઈ કહે, તે દેવી કે માનવી? દેવી-હા. ખરેખર! ભાઈ મેં પહેલાં તને આધ્યાત્મિક પ્રેમની વાત કહી હતી, તે તારા સ્મરણમાં છે?"

"હા, ભાઈ હા. સ્મરણમાં છે. એ જ સ્ત્રીઓનું, આર્ય અબળાઓનું વિશેષત્વ છે. જોને ભવભૂતિના ઉત્તર રામચરિતમાં પણ સીતાવર્ણનમાં-કહે ને ચરિત્રમાં એવી જ એક પ્રકારની ખૂબી કવિએ આણી છે. સીતાની સખી સીતાના મોંએ રામચં-દ્રની નિર્ભર્ત્સના કરે છે કે તેણે તેને કાઢી મૂકી. સીતા જવાબ આપે છે કે:-"વજ્રથી પણ કઠણ, ફૂલથી પણ મૃદુ, એવાં લોકોત્તર પુરુષોનાં મન પારખવાને કોણ સમર્થ છે?" સીતાને રામને માટે કંઈ લેશભાર મનમાં ખોટું લાગ્યું ન હતું."

"હા, હા, વાસ્તવિક છે ભાઈ! રામતીર્થ કહે છે કેઃ-

"કુનમ સદસર ફિદાયે પાયે સીતા,
ચે ચક્તા સર ચેદાના સરચે સીતા,"

હા. હા...થયું. ભાઈ! બન્યું બનવાનું તું કહે છે એમ." એમ કહી મન્યુ ખુરશી ઉપર લાંબો થયો.

"વારુ મિત્ર, હવે તું જરા ચ્હા પીશે અને ટટાર થશે કે?"

"હા લાવ ચ્હા! ચાલ આજ ઘણે દહાડે તારે ત્યાંની ચ્હા તો પીઉં."

નારાયણે હાંક મારી. નોકર ચ્હા લાવી મૂકી ગયો.

થોડીવારમાં ભાગીરથી ઘુમટો કાઢીને આવી અને બોલી:-"જમવાની વખત થવા આવી છે."

"કોણુ ભાગીરથી ભાભી કે ?" કેમ છો ? આ ઘુમટો શાનો કાઢયો છે ? મારું માથું અને મોઢું કંઈ વાઘ જેવું થોડું છે ?"

ભાગીરથીને આવું બોલવું સાંભળી હસવું આવ્યું. તેણે ધીમેથી જવાબ આપ્યો:—"ઠીક છે. તમે સારા છોને?"

"હા. જુઓછોને, અમે સારા છીએ કે નહીં તે. વારુ પણુ તમારાં પેલાં સાંકળાં આવ્યાં કે?"

આનો જવાબ આપ્યા કર્યા વગર ભાગીરથી ત્યાંથી ચાલી ગઈ.

યથા સમયે મન્યુએ જેમ તેમ ભોજન કર્યું. પછી બપોરનો સમય તેણે નિદ્રામાં કાઢયો. સાંજના નારાયણુની સાથે બાગમાં ફરવા ગયો. ત્યાંથી છેક સંધ્યાસમયે તેઓ પાછા ફર્યા. મન્યુ આવીને પોતાની ઓરડીમાં બેઠો. નારાયણુ કંઈક કામને માટે બહાર ગયો. મન્યુ બેઠો બેઠો પેપર વાંચતો હતો, એવામાં બારણું સ્હેજ ઉઘડયું, અને અલંકારનો સ્વર કાને પડ્યો. મન્યુએ અર્ધશાયિત ભાવે દરવાજા તરફ જોયું તો નારાયણુની સ્ત્રી ભાગીરથી બોલી:—"મન્યુભાઈ! આ અહીંની નિશાળનાં મ્હેતી છે, તે તમને મળવા આવ્યાં છે. તમે તેને ઓળખો છો, નહીં વારુ?

એટલું કહી તે ચાલી ગઈ, અને તે દરવાજારૂપી ફ્રેઇમમાં ઉજ્જ્વલ, મનોહર રમણીયમૂર્તિ પ્રકાશિત જણાઈ. તેને જોતાં જ મન્યુ અર્ધશાયિત ભાવે પડ્યો હતો, તે ચમકીને બેઠો થયો. ધીમેથી આસ્તે પગે તે સ્ત્રી અંદર દાખલ થઈ, અને એક બેન્ડવુડ ખુરશી ઉપર બેઠી.

મન્યુ ઉભો થયો અને બોલ્યો:—"તમે......ક્યાંથી ?"

તે સ્ત્રીએ જવાબ આપ્યો:—"હા, હું ઉર્મિલા."

એ ઉચ્ચારની સાથે મન્યુના માથામાં વિદ્યુતતરંગો વહેવા લાગ્યાં. પહેલાંની બીના સ્મરણુમાં આવી, તેના હૃદયદ્વારને આઘાત કરવા લાગી. હજી સવારની વાત તાજી હતી. તેની પોતાની લાગણી એક માર્ગથી બીજે માર્ગે દોરાઈ ન હતી. તેના હૃદયનો જખ્મ ઉંડો હતો અને તે પણુ રૂઝાયલો ન હતો. સાથે સાથે મુંબઇમાં વીતાડેલો સમય યાદ આવ્યો. આ પણુ તરત જ સ્મૃતિમાં આવતાં તેના મનની લાગણી ઝટ બીજી દિશામાં ફેરવી નાંખી અને બન્ને પ્રકારની સ્મૃતિસમૂહના ઘાત પ્રતિઘાત થવા લાગ્યા. તેનું મન આ યુદ્ધ કરતી વિવિધ લાગણીઓનું કુરુક્ષેત્ર બની ગયું.

મહા મહેનતે આત્મસંવરણુ કરી, મન્યુ બોલ્યો:—"હા, મુંબઈ આવ્યા પછી આપના સંબંધી હકીકતથી હું વાકેફગાર થયો. પરંતુ આપ એ સંપત્તિ ત્યાગી અહીં આવી શિક્ષકનું કામ કરતાં હશો, એ જાણુતો ન હતો. મારી હકીકત પણુ તમને માલમ જ હશે."

"હા, સાંભળ્યું. આપના ઉપર દુ:ખનો પ્રસંગ આવ્યો છે. ખરેખર તેણે શોક વિહ્વલ કરી નાંખ્યા છે તમને તો."

"શોક વિહ્વલ!! અરે હું જીવું છું શા માટે? શા માટે અત્યારસુધી જીવતો રહ્યો છું તે જ જાણુતો નથી. હાશ! મારા જેવો અભાગી આ પૃથ્વી ઉપર બીજો ભાગ્યે જ હશે! મારા જેવો પાપાત્મા જીવતો રહેવાથી શું ફાયદો? મારા જેવો અધમ બીજો કોઈ નહીં હોય."

"એમ શા માટે કહો છો? આપના એ તાપનું કારણ તો આ અભાગિની જ છે. હું હમણાં જ જાણવાને શક્તિમાન્ થઈ છું કે, આપના દુઃખ, મનઃસંતાપ, વિકૃળતા એ સર્વનું મૂળ હું જ છું."

મન્યુ ઉત્તેજિત થઈ બોલ્યોઃ—"ઉર્મિલા! પહેલાંની વાત શામાટે યાદ લાવો છો? શામાટે ગઈ ગુજરીને સંભારો છો. જવા દો એ પહેલાંની વાત, તમારો કંઈ જ દોષ નથી. દોષ સહુ મારો છે. મારા સ્વભાવનો છે. શામાટે મારા મન ઉપર જલ્દીથી દાગ પડે છે?"

ઉર્મિલાથી આ વધારે વાર સંભળાયું નહીં. તે બોલી ઉઠી, અને તેમ કરતાં ઉભી થઈ બોલીઃ—"નહીં, નહીં. મન્યુકુમાર! તમારો લેશ માત્ર પણ દોષ નથી. દોષ સઘળો મારો છે. તમે મારા હિતને માટે કેટલું કેટલું કર્યું? પણ મૂર્ખી હું તે સમજી નહીં. મેં તમારી ઉપેક્ષા કરી. હાય! હાય! તમે મને બચાવવાને ખાતર, મને વિપદમાંથી ઉગારવાની ખાતર, સ્નેહનું બંધન છિન્ન કરી, તોડી નાંખી, દૂર વિલાયત સુધી ગયા. મને ઉપકાર કરવા જતાં તમે પોતે સમાજમાં પતિત જેવા, ધર્મચ્યુત, પત્નીધન વંચિત થયા. હા……હા. એટલું જ નહીં. પણ ખબર મારી સાંભળી તમારું ભણવા ઉપરથી લક્ષ સુદ્ધાં ઉડી ગયું. તમારી જીવનની આશા ધૂળમાં મળી. મારે માટે—આ પાપિણીને માટે કેટલા સ્વાર્થત્યાગ કર્યા છે. એ આટલા દિવસ નહોતી જાણતી એમ નથી. હું તમારું મહત્વ સમજી શકી છું. તમારા ઉદાર હૃદયની તુલના સારી રીતે કરી શકું છું. મારું અંતઃકરણ પાષાણનું હો કે પાષાણવત્ જડ હો, ગમે તેમ હો, પણ તેમાં સ્પંદન છે. લોહી વેગથી ફરી શકે છે."

મન્યુ વધારે ઉત્તેજિત થઈ તેજસ્વિતાથી બોલ્યોઃ—"ઉર્મિલા!" ઉર્મિલા! પહેલાંની સ્મૃતિને ભૂલી જા. શા માટે એ બધું સ્મરણમાં તાજું કરાવે છે? મર્મને આઘાત કરે છે? એ બધું વિસ્મૃતિના સાગરને તળીએ પડી રહેવા દેવામાં જ સાર છે. હા. તારા મુખ ઉપર હાસ્ય જોઈ મારા મનમાં આનંદ માતો નહીં, એવો પણ એક દિવસ હતો. સુધાકરના કિરણથી પ્રશાંત સાગરનાં મોજાં પણ તે પ્રમાણે ઉછળતાં નહીં હોય. તારો મધુર કંઠસ્વર સાંભળી મારા મનમાં એવો આનંદ થતો હતો કે, નવ મેઘની ગર્જના સાંભળી રસલીનો મયૂર પણ તેટલો આનંદિત નહીં થતો હોય, તેટલા આનંદથી તે નૃત્ય નહીં કરતો હોય. લોહચુમ્બક જોઈ લોઢાનાં રજકણો તેને ભેટવા જેટલી ત્વરાથી ખેંચાય, તેથી શતગણી ત્વરાથી મારું અંતઃકરણ તારા પ્રતિ ખેંચાતું. આવા ભાવને વશ થઈ, સગાંના પ્રેમને વિસારી, સમાજના ધર્મને કહો, વા રૂઢીનાં બંધનોને કહો, એ સર્વને તિલાંજલિ આપી સાગરમાં ઝંપલાવ્યું; પણ સાગરમાંથી રત્ન મેળવી શકયો નહીં. હૃદયને જ શાંતિ ઇચ્છતો હતો, તે પ્રાપ્ત કરી શકયો નહીં. અંગને એક પ્રકારની દાહ હતી, તે બુઝાવી શકયો નહીં. પાછો આ અંધકારમાં જ ભટકયાં કરું છું. ઘરનાં માણસોને ઝેર સમાન થઈ, તેમની ઉપેક્ષા કરી; તેમના મનને કલેશ કીધો. આ એક સુખને માટે, હૃદયની શાંતિને માટે, મૃત જીવનને સુધાવારિ માટે, પણ તે હું હીનભાગ્ય મેળવી શકયો નહીં. મારા અપમાનને લીધે, મારી બેદરકારીને લીધે, મારા સંસારતિમિરને હરનારું રત્ન ગુમાવ્યું છે. હા, હા,—હા. હું પાપી છું—અધમ

છું-પતિત છું-નીચ છું. એ પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવીશ. ઉર્મિલે! ઉર્મિલે! મેં શું શું કર્યું છે? મેં શું શું નથી કર્યું? કૃપા કરી મારી પૂર્વ સ્મૃતિ જગાડતી ના. હું દુર્બળ ચિત્તનો મનુષ્ય છું. કૃપા કરી, મહેરબાની કરી, દયા કરી યાચું છું કે, મારા દુર્બળ ચિત્તને પ્રલોભનના માર્ગે પ્રેરવા આવતી ના."

મન્યુનું આવા પ્રકારનું બોલવું સાંભળી ઉર્મિલાનું અંતઃકરણ ગળગળું બની ગયું. તે ધીરેથી રુમાલ આંખ ઉપર ફેરવતાં બોલી:-"મન્યુકુમાર! શામાટે તમે એમ બોલો છો? તમે મને એવી હલકા સ્વભાવની ધારો છો? ગમે તેમ ધારો, ગમે તે ખ્યાલ મારે માટે આણો. હું કેવા પ્રકારની છું, મારું અંતઃકરણ કેવું છે, તે દયાળુ ઈશ્વર જાણે છે. હું આવું જાણતી હત તો આપને મળવા ન આવત. તમે શ્રદ્ધાની નજરથી મને જોતા આવ્યા છો, તે જાણી હું અહીં આવી છું. તમને મારા આરાધ્યદેવ તરીકે પૂજું છું. તે શ્રદ્ધાથી તમારી પ્રતિ ક્ષમા યાચવાને માટે આવી છું. હું તમારા અનર્થનું-વિપત્તિનું કારણ થઈ પડી છું. મારા માટે તમે ઘણું સહન કર્યું છે. મારા શત અપરાધ છે. હું ગુણહીણી છું. જાણે અજાણે દુઃખનું મૂળ થઈ પડું છું. હું પગે પડી આ સર્વને માટે ક્ષમા માગું છું. કહો, એકવાર કહો, હું માફી આપું છું; હું એ દોષ સ્હામું જોતો નથી."

એટલું વાકય કહેતાં કહેતાં ઉર્મિલા મન્યુને પગે પડી.

મન્યુ તેમ કરવા અટકાવવા જતાં, ઉભી થવા વિનતિ કરતાં કહેવા લાગ્યો કેઃ- "તમે પવિત્ર હૃદયનાં છો. તમારો કોઈ પ્રકારનો અપરાધ નથી. દોષ સર્વ મારો જ છે, મારા અંતઃકરણનો છે. છતાં-છતાં જો તમારો દોષ હોય તો હું તેની ક્ષમા આપું છું. ઉભાં થાઓ, બેસો. એમ કરતાં ના, મને શરમાવતાં ના."

ઉર્મિલા એ પછી ત્યાંથી ચાલી ગઈ. મન્યુ મૂઢ જેવો નિશામાં હોય તેમ પથારી ઉપર પડી રહ્યો. થોડીવાર પછી નારાયણ ઘેર આવ્યો, વાળુ કરવાનો આગ્રહ કર્યો; પરંતુ મન્યુએ વાળુ કર્યું નહિ; પથારી કરાવી સુઈ ગયો.

ઉર્મિલા ઘેર આવી; આરામ ખુરશી ઉપર પડી. શાથી આજ તેનું શરીર ક્લાન્ત લાગતું હતું; તેનું મન ઉદાસ હતું; તેનાં ચિત્તને કંઈ ગોઠતું નહીં. આકાશમાં જેમ એકાએક વાદળાં ચ્હડી આવે, તેમ આજ તેના હૃદયાકાશમાં વાદળાં ચ્હડી આવ્યાં હતાં. તેના મનને લાગતું હતું કે, કંઈ માઠો બનાવ બનશે. તેને રોવાની ઇચ્છા થતી, પણ રોવાતું નહીં. શાથી એમ થતું હશે? એવો વિચાર તેના મનમાં આવતો, પરંતુ તેનું નિરાકરણ તે પોતે કરી શકતી નહિ. અસ્વસ્થ ચિત્તે, ગ્લાનવદને, તે બેઠી હતી, એટલામાં કોઇએ હાક મારી. નીચે જઈ જોયું તો તાર લઈ એક સિપાઈ આવ્યો હતો. તાર જોતાં જ તેના મનમાં ધ્રાસ્કો પડ્યો. તે ગભરાઈ. શું હશે? શું નહિ? આદિ વિચાર વેગથી તેના અંતઃકરણમાં આવવા લાગ્યા. તેણે સહી કરી આપી; તાર ફોડી વાંચવા લાગી. તેની વૃત્તિ જડ જેવી થઈ ગઈ. તેને માઠા બનાવનું પૂર્વ સૂચન થયું હોય તેમ થયું. તારમાં "મરણ ઘડીશાવ છે." એવા માઠા સમાચાર હતા. શું કરવું, તેની તેને સુઝ પડી નહિ. ગાડીઓનાં ટાઇમ ટેબલ જોવા લાગી; મુંબઈ જવાનો નિશ્ચય કર્યો, અને તેને લગતી તૈયારીમાં ચોજાઈ.

---

## પ્રકરણ ૬૬ મું

### બે બહેનપણીઓ

ઉર્મિલા મુંબઈ આવ્યા પછી ઘણે દિવસે મીસીસ માલતીને ત્યાં લીલાને મળવા ગઈ. જે સમયે તે ત્યાં મળવા ગઈ, તે સમયે લીલા અંદર કેશ વિન્યસ્ત કરી, હેરડ્રુશ નાંખી ટોયલેટ પૂરો કરતી હતી; એટલામાં નોકરે આવી ઉર્મિલાના આગમનના સમાચાર કહ્યા. "આવું છું" એમ જઇને કહે. નોકરે આવીને તે સમાચાર જણાવ્યા. ઉર્મિલા એક ખુરશી પર બેઠી. ટેબલ ઉપર કેટલાંક પુસ્તકો પડ્યાં હતાં, તેમાંથી એક પુસ્તક લઈ જોવા લાગી.

એટલામાં લીલા ત્યાં આવી, અને બોલી કે:-"અહો! આવી પહોંચી કે બ્હેન? ઘણું સારું થયુ. આવ્ય! આવ્ય! તને કેટલીક વાત કરવાની છે." એમ કહી તે તેને બાઝી પડી.

ઉર્મિલાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. તે બોલી:-"બહેન! મારે પણ ઘણું કહેવાનું છે. અંતરની વાત કોના આગળ કરવી? તું જાણે છે કે, તું જ મારી નીકટની સહી કે બ્હેન છે."

"હા, બ્હેન, હા. બળ્યું, તારે પણ જો ને આ વિપત્તિ. કોઇક દહાડો પણ સુખની આશા હતી. બળ્યું તેય પણ ભાંગી પડી."

"આશા બાશા કંઈ ન હતી. તારાથી છુપાવવાનું થોડું કારણ છે. બ્હેન! મ્હેં કોઈ અભાગી પળે લગ્ન કર્યાં હશે. ના, ના, લીલા, હું માત્ર બ્હારની ટાપટીપથી છેતરાઈ ગઈ. પણ પછીથી તો છાતી સુધી ધરાઈ. મારું અંતઃકરણ તો ત્યારથી બ્હેર મારી ગયું હતું."

"હા, બ્હેન! હા. શું કરવું? આપણે છેતરાઇએ, એમાં નવાઈ શી! ભલા ભલા છેતરાઈ જાય છે ને. પણ એમને શું થયું હતું? તું આવી અને મેળાપ થયો ખરો કે?"

"ના, ના, તેવું કંઈ થયું નહિ. કહે છે કે એમને લીવરમાં ગુમડું થયું હતું. ડોકટર ભીમડીકરે નસ્તર મૂકયું અને પેટમાંથી, એક નાની ડોલ ભરાય એટલું પરૂ નીકળ્યું."

"અરેરે. એ બહુ દારૂ પીવાથી થયેલું, નહીં વારૂ?"

"હા, એમ કહે છે ખરા. તે સિવાય બીજા દુર્ગુણ થોડા ન હતા. પણ જવા દેને એ વાત. હવે એ વાત કર્યે ફળ શું? પરમેશ્વર શાંતિ આપે એના આત્માને એટલે થયું."

"હા, એ તો ઠીક, પણ હવે તારી સંપત્તિનું શું?"

"શું? વળી એને શું કરવી છે? રોવી છે મારે એ સંપત્તિને?"

"તું તો ગાંડી છે ગાંડી. એમ આવતી લક્ષ્મીને ઠેલી દેવાય. જો બંગલા છે, વાડી છે, ઘર છે, અને બાકી વિશેક હજારની આવક છે. તે શું એમને એમ આપી દેવાની, બ્હેન? પૈસા વગર આ દુનિયામાં કેવા હાલ થાય છે. કેટલી યાતના ભોગવવી પડે છે, એની તને ખબર છે? વળી એ પૈસાની એમ સમજ કે, તારે જરૂર નથી, પણ એ પૈસાવડે કેટલાં પરમાર્થનાં કામ થાય છે. શામાટે તું એમ બોલે છે?"

"પૈસા એ જ પરમાર્થનું સાધન છે એમ નથી. અસંખ્ય દોલત હોય, કુબેરની સમૃદ્ધિ હોય, હારુનનો ખજાનો હોય, છતાં માણસ દુઃખી હોય છે. પરમ સુખ આપનારી વસ્તુ, શાંતિ, પ્રેમ, એ પૈસાથી મળતી નથી. એ પૈસો લઇને હું શું કરવાની? મને પૈસાની શી જરૂર છે? હું તે દિવસે પણ એક કોડી લીધા વગર નીકળી ગઈ! બહેન, જે સમયથી હું મારી ખરી સ્થિતિ સમજી, જે સમયથી કાચ હીરા વચ્ચેનો ભેદ જાણી શકી, તે દિવસથી મારા ચિત્તમાં શી વ્યથા થાય છે, તે તું જાણે છે?"

"હા, બહેન, ખરી વાત છે. તું કહે છે તે કોઈ વાર મને પણ એમ લાગે છે. મને પણ તારી માફક થઈ આવે છે. બહેન, મને મોટો ભય રહે છે કે, મારી માના આગ્રહને વશ થઈ, મારે પણ કદાચ તારી માફક પસ્તાવાનો વખત ન આવે."

"હા, એ જોજે લીલા. નક્કી સમજજે, પૈસાને માટે તારી જાતનું સુખ, તારા આખા જીવનનું સુખ, ગુમાવતી ના. ગાડી, ઘોડા, પાલખી, મેના વગેરે બહારનો ઠાઠમાઠ એ અંતર સુખની યથાર્થ આરસી નથી. લોકો એમ જાણે કે, આપણે ગાડી ઘોડે ફરીએ છીએ; પણ મનમાં તો ભડભડ ભડકા મેલાતા હોય છે. પૂરો વિચાર કરજે."

"હા, તે જ કહું છની."

"જો જે. બહેન, જો જે. પણ હું તારે માટે કહું છું કે બહેન સંભાળજે."

"હા, તું કહે છે એ તો ખરું; પણ એમાં આપણું ચાલે છે થોડું? આપણે મ્હોઢે ચઢીને થોડું એમ કહેવાય છે કે, હું તો આમ કરીશ. માત્ર એટલું કે, આપણામાં મોટી વયે લગ્ન થાય છે. જો છોકરા કે છોકરીને પૂછવામાં આવતું હોય તો કોઈ ઠેકાણે જ."

"એમ કેમ? તારાં મા તો તને પૂછીને વાત કરે છે. પછી એમ શાની કહે છે?"

"હા, એ બીજી બધી બાબતમાં, પણ આ બાબતમાં નહીં.'

"એમ કેમ? આ બાબતમાં નહીં! તારાં સુખની વાત અને તેમાં તને પૂછવાનું નહીં, એનું કારણ?"

"એનું કારણ એટલું જ કે તેને એમ લાગે છે કે, હું મારા સુખની બાબત સમજી શકતી નથી–એ વિષયમાં હું અજ્ઞાત છું. સમજી. એને જોઇએ છે કોઈ પૈસાવાળો, રૂપાળો, કંઈ નામના મેળવી હોય એવો."

"વારુ એમાં વાંધા જેવું શું છે? એ તો ઉલટી સારી વાત છે. એમાં તને હરકત શાની? શું તને ભણેલો, રૂપાળો, અને નામનાવાળો વર નથી ગમતો?"

"ના."

"ના! શા માટે? તને કાણો, કૂબડો, લંગડો, ખૂંધો એવો વર વરવો છે?"

"ના."

"તો પછી વાંધો શાનો? શું તારે મીરાંબાઈ થવું છે કે, સ્વયંસેવિકા વા નન (Nun) થવું છે?"

"તને ઠીક વાત વાતમાં ઠઠોળી સૂઝે છે!"

"બળ્યું ઠઠોળી શાની? જો બહેન! તું તારી મેળે કહે છે કે રૂપાળો, ભણેલો, નામનાવાળો વર પસંદ નથી. વળી એ પણ તું જ કહે છે કની કે, કાણો, કૂબડો,

ખૂંધો પણ ગમતો નથી; તો પછી કુંવારાં રહેવાની મરજી હશે, એમાં મશ્કરી શાની? તું જ કહેની?"

લીલા થોડીવાર નીચું જોઈ રહી, તેણે જવાબ આપ્યો નહીં. ઉર્મિલા તેના સામું જોઈ રહી.

"થોડીવાર પછી તેણે પૂછ્યું:–"ના, ના, બળ્યું ખરું કહેની, તને શો વાંધો છે?"

"તને વાંધો હોય તેવો, જો તું એક માણસને ચ્હાતી હોય, અને તારા ઘરનાં બીજાને પરણાવવા ચ્હાય તો તને કેવું અકારું લાગે?"

"પણ તેં તારું અંતઃકરણ બીજાને અર્પણ કર્યું છે શું?"

"અર્પણ કર્યું છે કે નહીં, તે સમજતી નથી."

"તારે પછી ના શાની કહે છે? જોજે બહેન, તને ફરી ફરીને કહું છું કે સંભાળજે. તારા હૃદયની પરીક્ષા કરી જોજે, તારી મનની લાગણીઓનું પૃથક્કરણ કરજે. એમને એમ દોરાઈ જતીના. પ્રેમ–ખરો પ્રેમ અને આપણે જેને સારું લાગવું કહીએ, એમાં ભેદ છે. એ ભેદ ન જાણવાની મારી મૂર્ખાઇના પરિણામ તું કયાં નથી જાણતી?"

"ખરી વાત છે. પણ જો હું તને કહું? ખરી વાત તો એમ છે કે, હું એક જણને ચ્હાઉં છું. કોણ જાણે શાથી એ આદમીને જોતાં જ કંઈ ઓર પ્રકારની લાગણી મારા મનમાં ઉત્પન્ન થાય છે. તેનું બોલવું, ચાલવું, રીતભાત, તેનું વલણ જોઈ આનંદ થાય છે. તેની વાત સાંભળતાં મારા મનમાં અમૃત રેડાય છે. વિચાર પણ રાત દિવસ તેના જ આવે છે. તે પાસે હોય છે ત્યારે સ્વર્ગસુખ ભોગવતી હોઉં એમ લાગે છે, અને એના વગર જીંદગી ખારી લાગે છે."

"એવું લાગે છે તે કોને જોઇને? અને એમ છે તો પછી તારી માને એ વાત જણાવને?"

"કોને જોઇને? જાણે તું જાણતી જ ન હોય એમ બોલે છે. અહીં વધારે કોણ આવે છે?"

"હા, સમજી. તું વસંતરાયની વાત કરે છે. એમ હોય તો ખોટું શું? કંઈ નહીં જ.'

"હા, પણ માનો વાંધો આવે તો?"

"મા શાનો વાંધો લે એમ છે? જો એ સારે ઠેકાણે લાગી ગયેલ છે. બુદ્ધિશાળી છે, અને આગળ જતાં વધારે સારું કમાઈ નામના મેળવે એમ છે."

"એ બધી ભવિષ્યની વાત, પણ મારી માનું એવા પ્રકારનું ધારવું નથી, એ તને ખબર નહીં હોય. એને મન તો લક્ષાધિપતિ મોટા માણસ, એ જ વાત."

તેઓ એમ વાતચીત કરતાં હતાં, એટલામાં કોઈ ત્રીજું માણસ ત્યાં આવી દાખલ થયું. આવનાર કોઈ નહીં પણ વસંત હતો.

ઉર્મિલાને જોતાં જ તે બોલી ઉઠયો.–"અહો, તમે અહીં છો? મ્હેં સાંભળી, એ હકીકતથી ઘણો દિલગીર થયો છું. તમારા ઉપર પણ વારંવાર આફતો એક પછી એક આવી પડે છે."

"હા, શું કરવું?"

"શું કરીએ, એમાં આપણો ઉપાય થોડો છે?"

"હાસ્તો. ઈશ્વર જે કરે તે ખરું."

"સહુ સહુના કર્મની વાત છે. ઈશ્વર શું કરે?"

"એમ કહો તો એ એકનું એક છે."

"તમે હવે તો અહીં રહેવાનાં હશો."

"ના, નક્કી નથી કંઈ."

એટલામાં મીસીસ માલતી આવી પહોંચી. ઉર્મિલાને જોઈ બોલી:-"અહો, તું ક્યારની આવી છે?"

"ઘણીવાર થઈ મને આવ્યાંને."

"અને તમે મી૰ વસંતરાય ક્યારના પધાર્યા છો?"

"હું તો હમણાં જ આવ્યો."

"કેમ! શા સમાચાર છે?"

"શાના."

"શાના તે શહેરના. તમારે ત્યાં કેમ ચાલે છે?"

"શહેરના તે શા રોજ રોજ નવા સમાચાર હોય? અમારે ત્યાં તો ચાલે છે ઠીકાઠીક."

"એટલે એ કે અત્યારે તો બધું લાગે છે રુડું રુડું, પણ આગળ ઉપરનું કંઈ કહેવાય નહીં."

"હાસ્તો. આગળ ઉપર જે બને તે ખરું. ભવિષ્યનું જ્ઞાન થોડું માણસને છે?"

"માણસને નથી તેથી સારું છે." લીલા બોલી.

"હા, ખરી વાત છે. એક પ્રકારની અજ્ઞાનવશતામાં સુખ છે." ઉર્મિલા બોલી.

"શી રીતે?" વસંતે પૂછ્યું.

"જુઓને, જો ભવિષ્યનું જ્ઞાન મનુષ્યોને હત તો શું થાત અને શું નહીં. કોઈ માણસ અમુક કામ ન કરત, અને તેનાં પરિણામે થતાં કાર્યો પણ અટકી જ રહત. આથી અનેકના લાભ નુકસાન બંધ રહત. વા સૃષ્ટિક્રિયાના વ્યાપારમાં પણ ખામી આવત."

"એ ખામી કેવી રીતની આવત? દરેક જણ પોતાને હાનિકારક થાય, તેવી બાબત અટકાવત." મીસીસ માલતી બોલી.

"ના, એમ નથી. જુઓ એક દાખલો લ્યો. લોટરીની ટીકીટમાં ઘણા પૈસા નાંખે છે. હવે જો ભવિષ્યનું જ્ઞાન હત તો તમે કહેશો કે જેના નહીં આવવાના, તે પૈસા ભરત નહીં. આવવાના હોય તેવા જ ભરત. પણ એ થવું જ અશક્ય. કારણ કે જ્યારે દશ હજારના દશ દશ રૂપીઆ જાય ત્યારે કોઇને લાખે મળે ને? પણ જો ભવિષ્યનું જ્ઞાન ધરાવનાર ભરે નહીં તો પોતાને મળે શાના? અને લોટરી ભરાય પણ શાની?

"ખરી વાત છે. કીટસ તેના "સુખી અજ્ઞાનાવસ્થા"* નામના કાવ્યમાં એ સારી રીતે વ્યક્ત કરે છે. ઝરાને તેની ભૂત અવસ્થાનું જ્ઞાન નથી. ચોમાસામાં પ્રફુલ્લ રીતે કલરવ કરતો તે આનંદથી વહે છે. સુકાયલાં તરૂઓ વસંતઋતુમાં ફરીથી ખીલી નીકળે

* Happy Insensibility—Keats.

છે, પણ તેમને પાછલી અવસ્થાનું ભાન નથી. ભવિષ્યના દુઃખનું ભાન પણ નથી. માણસ તેના જ્ઞાનને લીધે કોઈકવાર દુઃખી છે અથવા તો જેમ *કવિ કહે છે તેમ:—

"To know the change and feel it,
When there is none to heal it."†

"ત્યારે શું જ્ઞાન એ નુકસાનકર્તા છે એમ તમારું માનવું છે?" મીસીસ માલતીએ પૂછ્યું.

"ના તેના ફાયદા છે તેમ જ નુકસાન પણ છે."

"ત્યારે શું આપણે પહેલાંના જેવા જંગલી બનવું? તમારું તો એમ જ કહેવું છે."

"ના, ના." ઉર્મિલા બોલી ઉઠી. "એમ નહીં. એમનું એમ કહેવું છે કે, દરેક ચીજમાં ફાયદો અને નુકસાન બન્ને છે."

"હા, પણ જ્ઞાનથી નુકસાન શું?" માલતીબાઇએ પૂછ્યું.

"અહો જુઓ. એક જ વસ્તુ સારે ને ખોટે રસ્તે વાપરી શકાય. જ્ઞાન એ શક્તિ છે-બળ છે. જેમ બળનો સદુપયોગ અને દુરુપયોગ થઈ શકે, તેમ જ્ઞાનનો થઈ શકે. જેમ કે હમણાં એક જણને ખબર પડી કે, જર્મનીમાં એવો એક પ્રકારનો ભૂકો થયો છે કે, જેથી ગમે તે ધાતુ પા કલાકમાં ઓગળી જાય. આનો ઉપયોગ એક જણે ચોરી કરવામાં વાપર્યો; ન્યુયોર્કની એક બેન્કની તીજોરી ફોડી."

"એમાં જ્ઞાનનો શો દોષ?"

"એને એવું જ્ઞાન ન હોત તો એ ચોરી કરત નહીં."

"એમાં જ્ઞાનનો દોષ કે માણસનો? ઉર્મિલાએ પૂછ્યું:-

"એ જ જ્ઞાન કોઇને મોક્ષનું સાધન થઇ પડે છે, એતો ના નહીં કહેવાય. ત્યારે જ્ઞાનનો દોષ શી રીતે?"

"કેમ નહીં?"

"અરે હજી પણ કેમ નહીં? જુઓ એક ખેતરમાં ચાર ભાગ કરી, એક ભાગમાં શેરડી રોપીએ, બીજામાં મરચાં, ત્રીજામાં લીંબુ, અને ચોથામાં ક્વીનાઇન. પછી પાણી પાઈએ. થોડા વખત પછી એકમાંથી મિષ્ટ, બીજામાંથી તીખું, ત્રીજામાંથી ખારું, ચોથામાંથી કડવું ફળ ઉત્પન્ન થાય છે. ખરુંકની?"

"હા."

"હવે જમીન એક જ, પાણી એક જ, છતાં એમ કેમ થાય છે? જ્ઞાન સારું અને નરસું ફળ આપે, તે તેના વાપરનાર ઉપર આધાર રાખે છે."

"બળ્યું આ ગુંચવાડાભર્યું ફીલસુફીનું બોલવું, એમાં કંઈ આપણને ગમ ન પડે;" મીસીલ માલતી બોલી.

ઉર્મિલા બોલતી બંધ રહી; થોડીવાર પછી ઉઠી. મીસીસ માલતીએ ત્યાં જવાનો આગ્રહ કર્યો, પણ તેણે તે વાત સ્વીકારી નહીં. જસંત ઉર્મિલાના જવા પછી થોડીવાર

---

* Keats † આવા પરિવર્તનને જાણવું, અને ઉપશમ કરવાનું કંઈ નથી છતાં અનુભવવું—એ દુઃખદ છે.

ત્યાં જ બેસી રહ્યો. તેની આંખ લીલાને શોધતી અને અર્થસૂચક બીના મ્હોંની મદદ વગર જણાવતી. લીલા નીચું જોઈ આંખ ઉંચી કરી, ત્રાંસી દૃષ્ટિ કરતી. વસંત કંઈ કહેવા ઇચ્છતો હતો, પણ મીસીસ માલતી ત્યાંથી ઉઠતાં નહીં. એટલે તે પણ થોડીવાર રહી ઓફીસમાં જવાનો વખત થવા આવ્યો અને જઈશ કહી ત્યાંથી ચાલી નિકળ્યો.

## પ્રકરણ ૬૭ મું
## ડૉકટરનો ઘરસંસાર

"છટા નોનસેન્સ, તને બકવાદ કરવાની બહુ ટેવ પડી છે."

હું જે કહું તે નોનસેન્સ. બસ્સ તમારે ક્યાં સાંભળવું છે? જ્યાં ત્યાં વાત ઉરાડવી."

"તારે એવું કહેવાનું કારણ નથી, સમજી કની?"

મારે બધું કહેવાનું કારણ છે. જ્યારથી આવી ત્યારથી બે દહાડા જંપીને બેસવા દીધી નથી." પ્રભાવતી ચીડાઈને બોલી. "તો તને કોણે પરાણે આવવાનું કહ્યું હતું?" આ સાંભળી પ્રભાવતી ચૂપ રહી. તેની આંખમાં ઝળઝળીમાં આવ્યાં.

"ઘરમાં પગ મૂકતાંની વાર જરા જંપવા દેતી નથી. હઃ પાછા આવ્યા કે સમજીકની રોજ ખોતરડાં કાઢે છે."

"ખોતરડાં ના કાઢું તો શું કરું? તમારી પૂજા કરું?"

"પૂજા-હં-વળી બોલતાં ચમકી કે? આ સોટો જોયો છે? બસ્સ આમ ને આમ બૈરાં માણસો સતાવીને દુઃખી કરી મૂકે છે. ઘરમાં શાંતિ નહિ. રોજ રોજ કજીઓ, એ તે કયમ વેઠાય સમજી કની? બોલ્ય તારે શું છે? કહે જોઇએ. તારી શી ખોટ પૂરી ના પાડી?"

"બધીયે પાડી તે હું જાણું છું."

"જાણે છે ત્યારે બુમો શાની પાડે છે?"

"મારા કરમના ભોગ લાગ્યા કે, હું તમારે પાલવે પડી." "મારા પણ ભોગ લાગ્યા કે તારા જેવું રત્ન મેળવવાને ભાગ્યશાળી થયો. સમજી કની? આ સંસારસમુદ્રમાં ગોથાં મારતાં બીજું કોઈ હાથ ન લાગ્યું ને તું જ જડી આવી."

"હું જ જડી આવી ત્યારે જ તમારું નસીબ ફર્યું કની?"

"શું ફર્યું?"

હું ન હત તો ખબર પડત કે કયમ દહાડા જાત."

તું ન હત તો હું ભૂખે મરી જાત ખરું કની?"

"મરી જાત કે નહિ, તે બરાબર જાણત. હું કેવી કરકસરથી ઘર ચલાવું છું તે મારું મન જાણે છે. દહાડે દહાડે તમે તો બધું ઓછું કરવા માંડ્યું. રસોઇયાને પણ હાંકી કાઢ્યો. ગાડીનું તો નામ નહિ. તમારે જાણે ઠીક છે બ્હાર જવું તો પારકી ગાડીમાં તાગડધિન્ના કરવા. રૂપીયા બધા ભોર મૂક્યા મારા, ને મારો ગળો જ ટુંપો છો!"

"રૂપીઆ તારા કામમાં વાપર્યા કે મારા?"

"તમારા."

"મારા?"

"હા, હા, તમારા."

"હેં મારા કામમાં તને બોલતાં શરમ આવે છે? જરા લજવા."

"લજવાવાનું શું છે એમાં? લાવોને મારા રૂપીઆ, મૂકી દો, એવા નત્ત્લશા હીરજી હો તો."

"મૂકી દઇશ, ને સારી પેઠે ખોખરી જ કરી નાંખીશ."

"ગયા વખત એ ખોખરી કરી નાંખવાના. ખોખરી કરી નાંખો જોઇએ. શું મેં તમારું બગાડયું છે કે મને મારશો? મેં કંઈ તમારું બગાડયું નથી. બહાર કંઈ ચાલે નહીં તેનો બધો ગુસ્સો ઘરમાં આવી ઠાલવવાનો એમ જ ને? નવરો ધણી બૈરીપર શૂરો, બીજું શું કરવાના?"

"જો હું કહું છું તે માન. ઝાઝી પટપટ ન કર સમજી કની? નહિ તો ઘણું માઠું પરિણામ આવશે–પસ્તાઇશ."

"મારી નાંખો, મારી નાંખવી હોય તો એકદમ કે પાર આવે; રોજનું દુઃખ જાય. બળ્યું આ તો નથી સ્હેવાતું. આમ રાતદિવસ વાતવાતમાં કજીઓ. ઘરમાં કંઈ લાવવાનું કહ્યું તો કજીઓ. ફલાણું કહ્યું તો કજીઓ. હું તો ધરાઈ ગઈ છું ગળાસુધી."

"તો હવે ઉલટી કરી નાંખ. નહિ તો અજીર્ણ થશે, હું સમજી."

"સમજી, સમજી. પૈસા આપી દો મારા, નહિ તો બુરું થશે."

"શાના પૈસા?"

"મારા હતા તે."

"તારા હતા તે તો તેં જ વાપરી નાંખ્યા, ને મારી પાસે શાની માંગે છે?"

"મેં વાપરી નાંખ્યા! શામાં વાપરી નાંખ્યા? મને તમે શું આણી આપ્યું છે? માત્ર બે હજારના દાગીના–તે તો તમે મને પરણતી વખતે આપ્યા છે તે જને? તે કંઈ મારા પૈસામાંથી થોડા લીધા છે."

"ત્યારે તારા પૈસા મેં લીધા છે?"

"હા."

"હા કહેતાં શરમાતી નથી?"

"શરમાય શાની? એમાં મેં શું કર્યું છે કે શરમાઉં? મારા પૈસા હતા તો દવાખાનું થયું અને બાટલા આવ્યા. ઇસ્પીતાલ કાઢી. પૈસા ન હોત તો એ બધું ક્યાંથી આવત?

"અને દવાખાનાના પૈસા આવે છે, તે ઘરમાં નથી વપરાતા?"

"ના, ક્યાં વપરાય છે, તે હું જાણું છું સારી પેઠે."

"શું જાણે છે કરમ?"

"કરમ બરમ રહેવા દો. મારા પૈસા લાવો. દવાખાનાની ઉપજ થાય છે, તે કોણ જાણે ક્યાં બારોબાર ખર્ચી નાંખો છો તે જણાતું નથી, અને ઘેર રોજ મારાં રૂદન શેકો છો? આજ તો ફલાણાનું બીલ આપ્યું નથી, કાલ્ય ફલાણાએ વાયદો

કર્યો છે, એમ બ્હાનાં બતાવો છો અને એમ કરતાં કરતાં મારી ફુટક રકમ પણ પૂરી થઈ ગઈ."

"ભોગ તારા."

"મારા જ ભોગ લાગ્યા કની, તે મેં પૈસા આપ્યા ?"

"ફૂટ માથું."

"હું શું કામ ફૂટું ? તમે ફૂટોની."

"હં ! બહુ ચરબી થઈ આવી છે, કેમ ?"

"ચરબી શાની ? ખરી વાત કહી એટલે ચરબી ? પૈસા લાવો મારા, નહિ તો જોવા જેવું કરીશ. પૈસા આવે છે તે નાંખો છો કયાં ?"

"શાના પૈસા ? કયાંથી આવે છે ? આવે છે તે ઘરખર્ચમાં વપરાય છે ને ?"

"શું વપરાય છે કરમ ! એવું શું તમે ઘરમાં લાવો છો ?" છોકરાંને માસ્તર સુદ્ધાં તો તમારાથી રખાતો નથી. બ્હાર ફટક દેવાળિયાની પેઠે ઉડાવો છો, તે મને કંઈ ખબર નથી ? તમારો કમ્પાઉન્ડર કહેતો હતો બધું."

ડૉક્ટર મનમાં સમજ્યા કે, આ બધું કમ્પાઉન્ડરની કાન ભંભેરણી છે. એ બદમાશને કાઢી મૂકવો જોઇએ. પછી આસ્તેથી બોલ્યાઃ—

"એને શી ખબર ! એ તો નાદાન છે, મૂર્ખ છે."

"હા, નાદાન છે, કે મૂર્ખ, તે સારી રીતે સમજું છું. તમે ગમે તેટલું છાનું રાખો, પણ તે કાંઈ છાનું રહેતું નથી, સમજ્યા ?"

"શું છાનું રાખવાનું હતું કે કોઇનો મને ડર રહે ? શું હું જુગાર રમું છું ? ઘોડાની શરતમાં જાઉં છું ? સાળો હમણાં દરદીઓનો દુકાળ પડ્યો છે, તેની તને ખબર છે ? નથી ચાલતો મેલેરીયા કે નથી ચાલતો કોલેરા. આ દહાડામાં હવા પણ એવી સુધરી ગઈ છે કે, પ્લેગ પણ અહીંથી ભાગી ગયો છે. કહે શું કરું ?" ડૉક્ટરે બાજી ફેરવવા માંડી.

"પ્લેગ નથી તો સારું. પણ બીજા દરદીઓના પૈસા આવે છે તેનું કેમ ? એ પૈસા કયાં જાય છે ?"

"બીજા કયા દરદીઓ આવે છે ?"

"ના, મને કંઈ ખબર નથી એમ ન સમજતા. એવાં ખોટાં બ્હાનાં કાઢવામાં શું ફળ ?"

"તું તો ગાંડી છે ગાંડી. અમસ્તુ કોઈ કહે છે, તે માની લે છે."

"હા, હું તો ગાંડી છું. એમ પટામણાં કરશો તે ચાલવાનું નથી. પરમ દિવસે દોઢસો રૂપીઆ બીલના આવ્યા હતા, તે કયાં ગયા ? ઘરમાં એક પાઈ આણી નથી."

કમ્પાઉન્ડર ગધેડો છે; એણે જ આ બધી સ્ટીમ ભરી છે, એમ ડૉક્ટરના મનમાં આવ્યું. શું કહેવું, તે તેમને સૂઝે નહિ. એટલે તે ચૂપ જ રહ્યા. એટલામાં પ્રભાવતી બોલીઃ—

"એમ ન જાણતા કે મને ખબર નથી. તમારા કમ્પાઉન્ડર ન કહે તેથી શું થયું ? હું કાલ હરિવદનરામને ત્યાં ગઈ હતી, તે ખબર પડી સમજ્યા."

"ખબર પડી તેથી શું થયું? પૈસા ક્યાં જાય છે? શું ખર્ચ થાય છે, તેની તને ખબર શી પડે?"

"ન પડે તો કહોને એ રૂપીઆનું શું કર્યું?"

"તેની તારે શી પંચાત! હું તને હિસાબ આપવા બેઠો છું કેમ?"

"હિસાબ ન આપો તો રહ્યું. પણ પૈસા આપો ને?"

"જો હું ક્યારનો બોલતો નથી. પૈસા—પૈસા ને પૈસા કરી મારો જીવ ન લે. તને એકવાર કહ્યું કે એમાંથી સારું પરિણામ નહિ આવે હોં."

"નહિ આવે તો ગયું. એમ કરી વાત ઉડાવવા માંડો છો, તે સમજું છું. પણ હું આજ પૈસા લીધા વિના રહેવાની નથી."

"ક્યાંથી લઇશ—બોલ મારી પાસે પઈ નથી. શું કરીશ?"

"શું કરીશ તે લઇશ પૈસા."

"ક્યાંથી?"

"તમારી પાસેથી."

"કહ્યું તો ખરું કે, મારી પાસે પાઈ નથી."

"નથી તો ગયા ક્યાં? મારા પૈસા મૂકી દો."

"ગયા ક્યાં તે ચૂલામાં."

"લાવો ત્યારે ચૂલામાંથી."

"તું જા તારે જોઇએ છે તે."

"હું શું કામ જાઉં. જાઓને તમે. આમ આડી આડી વાત કરી મુદ્દાની વાત ઉડાવો છો તે સમજું છું. પૈસા ક્યાં નાંખો છો, તે સારી પેઠે સમજું છું. બ્હાર વેડફો છો તે ખબર છે. બ્હાર છૂટે હાથે ખરચાય છે, ને ઘરમાં પૈસા માગીએ ત્યારે તકરાર."

"તકરાર તું કરે છે કે હું?"

"તમે કરો છો. તમે જ મારા સત્યાનાશનું મૂળ છો. કોણ જાણે શા ભોગ લાગ્યા કે, મને આ કરવાનું સૂઝયું? હું મારે સુખી હતી. મારા પૈસા ખાઇને ઉલટી મને લાતો મારો છો. પહેલાં મારે આવું ન હતું. મને શું સૂઝયું રે." કરી પ્રભાવતી રડવા લાગી. અને કપાળ કૂટયું.

ડોકટર શાંત ચિત્તથી જોતો હતો તે બોલ્યો:—

"એમ તારા રડવાથી ફેસલાઉં એમ નથી, સમજી કની! એ બધા ધુતારાવેડા મારી આગળ નહિ ચાલે. રો—રો—તારે રોવું હોય તો, કે કૂટ માથું. હું તો મારે આ બહાર ચાલ્યો. કામથી જરા થાકયા પાકયા ઘેર આવ્યા તો બે ઘડી ઠરીને બેસવાનું નહિ. રોજ કકળાણ. કર્કશાને કજિયાથી બીજું વ્હાલું શું હોય?" એમ કરી ડોકટરે કપડાં પહેરવા માંડ્યાં. આણી તરફ પ્રભાવતી સમજી કે, એ કંઈ દાદ નહિ આપે. આજ તેણે પણ નિશ્ચય કર્યો હતો કે, આ પાર કે પેલે પાર; પણ નીકાલ કર્યા વગર રહીશ નહિ. તે ડોકટરને કપડાં પહેરતાં જોઈ બોલી:—

"એમ બ્હાર જવાનું નથી. મારા પૈસાનો શો જવાબ આપો છો?"

"શું જવાબ આપું? આપ્યા તે સાંભળ્યા નહિ?"

"સાંભળ્યા પણ એ રૂપીઆ ક્યાં નાંખ્યા તે કહો, નહિ તો–"

"નહિ તો શું?" ડાકટર વચમાં જ બોલી ઉઠચો. "તું શું કરીશ બોલ?"

"નહિ તો નહિ જવા દેઉં બહાર."

"બસ્સ અહીં કેદ કરી રાખીશ. ખરી વાત છે. ખરા ગૃહરાજ્યમાં સ્ત્રીઓનો અધિકાર હોય છે, એ વાતની મને ના નથી. લ્યો ત્યારે ગૃહરાણી? મને કેદ કરો, થયું? એમ રાજી હો તો એમ કરો પછી?"

"પછી પછવાડું ને આગળ ભીંત. એ પટામણાંથી આજ માનવાની નથી. તમારા જેવો કોઈ ધણી મેં જોયો નથી કે સ્ત્રીના પૈસાપર તાગડધિન્ના કરે. કમાવું નહિ, કરવું નહિ અને ઠાઠ કરવો બાર મુલ્કનો." ડાકટરને આ બોલવું સાંભળી ગુસ્સો આવ્યો. તે પણ ક્રોધમાં બોલ્યો કે:–

"ક્યારનો બોલતો નથી તેમાં ધાણી ફૂટે એમ ટપટપ મ્હોંમાંથી શબ્દ કાઢ્યા કરે છે? ખરું કહું છું કે, આજ તારું આવી બન્યું છે હોં. સમજીકની? કહે છે કની કે ઘો જ્યારે મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય. કમાતા નથી તો હજામત કરીએ છે કેમ?"

"હા."

"બોલતાં ફાટી કે?"

એમ કહી ડાકટરે ટોપું ચ્હડાવી હાથમાં સોટી પકડી બ્હાર ચાલવા માંડચું. પ્રભાવતીએ આવી કોટ પકડ્યો અને બોલી:–

"જાઓ છો ક્યાં? પૈસાનું શું કર્યું તે કહો. ક્યાં નાંખ્યા મારા રૂપીઆ? એમ જવા દેવાની નથી."

"છોડ, કુતરીની પેઠે એમ વળગતી શાની આવે છે?"

"હું તો કુતરી છું. પણ આજ જવા દેવાની નથી."

"છોડ કહું છું, નીકર માર ખાઇશ."

"ભલે, છોડવાની નથી. રૂપીઆ ક્યાં ગયા? લાવો મારા રૂપીઆ."

"છોડી દે. બોલ તું મને પરણી છું કે રૂપીયાને?"

"તમને."

"ત્યારે રૂપીયા–રૂપીયા શું કરે છે?"

"તમને લઈ શું કરું? બચકાં ભરું?"

"ગમે તે કર."

"ગમે તે બમે તે નહિ ચાલે. રૂપીયા આપો, નહિ તો ફરીયાદ કરીશ."

"જા, કરજે." એમ કહી ડાકટરે ચાલવા માંડચું.

પ્રભાવતી તેમ કરવા જતાં અટકાવવા લાગી. ડાકટરનો મીજાજ હાથમાં ન રહ્યો. તે બોલ્યો:–

"ખસે છે કે નથી ખસતી?"

"નથી ખસતી."

"એમ. લે ત્યારે લેતી જા." એમ કહી ડાકટરે હડસેલો માર્યો કે, પ્રભાવતી પડી ગઈ. ડાકટરે ત્યાંથી પ્રયાણ કર્યું. પ્રભાવતીનાં હાડકાં જરાં ખોખરાં થયાં. તે

થોડી વાર તો ત્યાંને ત્યાં પડી રહી. પછી ઉભી થઈ એક કોચપર જઈ પડી રોવા લાગી. તેના મનમાં ઘણું લાગી આવ્યું હતું. તે ડોકટરને પાલવે પડી ઘરાઈ હતી. ડોકટરે પૈસા બધા આસ્તે આસ્તે કબજે કરી ગડપ કરી દીધા હતા અને હવે રોજ રોજ તેને સતાવતો હતો. ઘરના ખર્ચમાં પણ પ્રભાવતીના પોતાના ભાડે આપેલા બંગલાની આવક ઉડી જતી. આજના બનાવથી એનું મન ભમવા લાગ્યું. તેની આંખો આગળ ભૂતકાળ ખડો થયો. તેને તેના પ્રથમ સ્વામીનું સ્મરણ થયું. તે ઘર ને મનોહરલાલનો નરમ સ્વભાવ તેના સ્મરણમાં તરી આવ્યો. સુખ હાથથી સરી ગયેલું ભાસ્યું. શું કરવું, તેનો વિચાર કરવા લાગી. કંઈ ભવિષ્ય સારું ભાસ્યું નહિ. અંધકારમય જણાવા લાગ્યું. આમને આમ રડાફૂટમાં જ બાકીનો જન્મારો જશે, એમ તેને થઈ આવ્યું. રોજ આમને આમ થશે તો શી રીતે દહાડા જશે? જૂદી રહું? ના! એમ કરવામાં ફજેતી! શું કરવું તેની તેને સુઝ પડી નહિ. એમ વિચારમાં ગર્ક હતી, એટલામાં આશાએ તેના કાનમાં ફુંક મારી. કંઈ નહિ, કાલે છોકરા મ્હોટા થશે, રળતા કમાતા થશે, આ દિવસોનો પણ અંત આવશે, એમ વિચારમાં ને વિચારમાં તે ત્યાંને ત્યાં પડી રહી. થાકથી તેની આંખ મળી ગઈ. ઉઠી, મોડેથી ઉઠી ત્યારે તેનું મન અશાન્ત હતું. કપડાં પહેરી ગાડી મંગાવી તેની બેનપણીને ત્યાં ગઈ.

આણી તરફ ડોકટરે બીજી દિશા પકડી. તેમને પણ આજના બનાવથી કંઈ ખેદ થયો હતો. પણ કંઈ નહિ, તેઓ આશાવાદી હતા. તેમના શરીરપરનાં કપડાં એવાં હતાં કે, કંઈ વળગે નહિ. તેઓ વિચાર કરવા લાગ્યા; 'ખરી વાત છે. મેં જ પૈસા ભોર કર્યા, પણ શું કરું? એમાં મેં શું ખોટું કર્યું છે? હું કમાઉં છું. એને ઘરસંસાર ચલાવતાં ના આવડે ને બીજાનો દોષ કાઢે, એ શી રીતે બને? એની બધી માગણીઓ મારાથી શી રીતે પૂરી થાય? એને તો ઈંદ્રનો વૈભવ જોઇએ, કુબેરનો ઠાઠમાઠ જોઇએ, તે મારાથી શી રીતે પૂરો પડાય? છી! એવું કંઈ કરવા હું બંધાયો નથી. એ તો બૈરાંનો સ્વભાવ જ એવો. એ તો બૂમો નિરંતર પાડ્યાં કરે. હું ક્યાં એને ઓછું આવવા દેઉં છું? એ એની મેળે પજવ્યાં કરે, તેનો ઉપાય શો? કંઈ નહિ, ઘણીએ આવશે ઠેકાણે એની મેળે.' એમ આશ્વાસન લેતાં પોતાના દવાખાનામાં આવી બીરાજ્યા, પણ મન માનતું નહિ, ઉદાસ વૃત્તિ જતી નહિ.

દવાખાનામાં આવ્યા બાદ દરદીઓના પ્રીસ્ક્રીપશન લખી આપ્યાં. વચ્ચે સમય મળતો ત્યારે ચોપડીમાં મ્હોડું ઘાલતા. વળી કોઈ આવે તો પ્રીસ્ક્રીપશનપર લીસોટા તાણી આપતા. આમ કરતાં કરતાં સાંજ પડવા આવી. ઘેર જવાનું ગમ્યું નહિ. થોડીવાર વિચારમાં પડ્યા. પછી કમ્પાઉન્ડરને હાંક મારી બોલાવ્યો. બીલના પૈસા આવ્યા હતા, તે એકઠા કર્યા; ખીસામાં મૂકયા અને કમ્પાઉન્ડર 'ગણપત'ને બોલાવવા મોકલ્યો.

થોડીવાર પછી ગણપત આવીને હાજર થયો. તેને ડોકટરે કંઇક વરધી આપી, અને કમ્પાઉન્ડરને ફરીથી મીસ 'આવડુબાઈ મનોરમા' મીડવાઇફને ત્યાં મોકલ્યો અને કહાવ્યું કે "રાતના માહીમ જવાનું છે, તે નવ વાગે જજો એમ કહેજો."

થોડીવાર પછી ડોકટર સાહેબ દવાખાનામાંથી ઉઠી પાલવે ફરવા નીકળ્યા. પોતાના જીગરનો ગમ દૂર કરવા "એપોલો હોટેલ"માં દાખલ થયા. ત્યાં બાયને સોડા અને સુરાનો હુકમ કીધો. બરફમાં નાંખી ગમ મટાડનારું કેસ્ટીલીયન સાહેબનું ઔષધ આસ્તે આસ્તે, ચીરુટના ધુમાડા કાઢતા પીવા લાગ્યા. પછી જાણે વખત કેટલો થયો છે, તે જોવાને ઘડીયાળ કાઢયું. પણ હજુ વખત છે, એમ લાગવાથી એક બે દાવ બીલિયર્ડ રમવા માંડ્યા. આખરે બીલિયર્ડના પૈસા આપી ફરતી ફરતી સ્વારી ચર્ચ-ગેટપર આવી પહોંચી. ત્યાં આવી માહીમની સેકન્ડકલાસની ટીકીટ લઈ ગાડીમાં આરોહણ થયા.

માહિમના સ્ટેશને ઉતરી પગે ચાલતા એક બંગલા આગળ આવી પહોંચ્યા. તેના પ્રથમ માળ ઉપર બે સુંદર ઓરડીઓ હતી. ડોકટરે આવી બારણું ઠોકયું. ગણુ-પતે અંદરથી જવાબ આપ્યો અને બારણું ઉઘાડયું.

સુસજ્જિત ઓરડીમાં એક ખુરશીપર ગોઠવાઈ ડોકટરે પૂછ્યું.

"કેમ, તૈયારી કરી રાખી છે કે?"

"હા, જી." નોકરે જવાબ આપ્યો.

"શું લાવ્યો છું?"

"સોડા અને બરફ અંદર તાકામાં રાખ્યા છે. સાથે શીશી પણ છે.''

"થોડું ફળ મેવો છે, આની ભાણું તો અહીં કહ્યું છે ત્યાંથી આવશે." તાત્યાએ જવાબ આપ્યો.

"ઠીક."

"તર મી રજા ઘેઉં."

"હા"

ગણપત તાત્યા ત્યાંથી પસાર થયા. ડોકટર સાહેબ આમ બેઠા બેઠા ચીરુટના ગોટેગોટ કાઢવા લાગ્યા. પણ તે રાહ જોતા હતા, તે આવ્યું નહિ. કેમ વાર થઈ હશે, એમ વિચાર કરતા હતા. એટલામાં કોઈએ બારણું ઠોકયું. ડોકટરે જઇને જોયું તો કોઈ નહીં, પણ એક આદમી ભાણું લઈ આવ્યો હતો. તેને અંદરની ઓરડીમાં રાખ-વાનું કહી પૈસા ચૂકવી આપ્યા. વળી પાછા રૂમમાં એકલા પડ્યા, કંઈ ગોઠયું નહિ. સાથે છાપું આણ્યું હતું તે વાંચવા લાગ્યા. પણ જીવ તેમનો તેમાં ન હતો. આખરે કંટાળીને છાપું પણ મૂકી દીધું, અને ઓરડીમાં આંટા મારવા લાગ્યા; એટલામાં બુટનો પગરવ સંભળાયો. ડોકટરે કાન ઉંચા કરી જોયું તો એક રમણી અંદર દાખલ થઈ. મધુર મુખ, ગોરી ચામડી, પાતળો બાંધો, આંખ્યપર ચસ્માં, ફયાસનેબલ પોલકો, રેશમી ચંદ્રકળા, ઉપર અંજીરીયા રંગની શાલ, આવનારે ધારણ કરી હતી. તેનું આખું શરીર એવું હતું કે, જોનારની આંખ પળવાર એનાપર ઠરે. આ યુવતીને આવતાં જોઈ ડોકટર હસ્તાં હસ્તાં બોલ્યા કેઃ—

"યા, આજ તો બહુ વાર રાહ જોવરાવી."

"શું કરું? ઘરાંતુન નીકળતાં વેળ થઈ અને ગ્રાન્ટરોડના સ્ટેશનપર ગાડી મીસ થઈ." આવનારે જવાબ આપ્યો.

"કાંઈ નહિ; તેમાં શું થયું? પણ મારો સંદેશો તો મીસ આવડુ તમને મળ્યો હશે, બરાબર વખતે?"

"હા, પન ગણુપત કુઠે?"

"તે તો ગયો છે. આ પડોશની બાઇને કહ્યું છે તે વ્યવસ્થા કરશે."

એટલું કહી ડોકટરે તે કામ કરનારીને હાંક મારી. તેણે સોડા, બરફ, સીસી, ગ્લાસ, ટેબલપર હાજર કીધાં. ડોકટરે પ્યાલો ભરી મીસ આવડુને આપ્યો. તેણે જરા આનાકાની કરી. ડોકટરે કહ્યું:-એમ અત્યારથી જ બેસુરૂ બોલશો તો આગળ કેમ ચાલશે?"

પરાણે તે પ્યાલો ડોકટરે આપ્યો. આનાકાની કરતાં, હા, ના કરતાં ભોજન લઈ તે રાત્રિ ત્યાં જ પસાર કરી.

આપણા રસ ઉપાસક ડોકટરના વિનોદી સ્વભાવને ઘેર ગોઠતું નહિ, તેથી તેમણે અહીં બે ઓરડી રાખી હતી; સજ્જાવટ કરી સુંદર રીતે શણગારી હતી, અને કંટાળેલા ડૉકટર થાકથી વિશ્રાંતિ મેળવવાને ઘણીવાર અહીં આવી પડી રહેતા. જીવને બહેલાવવા શું કરે? ઘેર સુખ નહિ તો બહાર તો મેળવવું. શામાટે નહિ? એકલા કંઈ કામ બને નહિ, માટે ડોકટરે આ કામમાં એક આસીસ્ટન્ટ રાખ્યો હતો. જેને આપણે ગણપત તાત્યાના નામથી ઓળખ્યો. તે ડોકટરની સર્વ ખોટ પૂરી પાડતો. તેને પણ ઠીક હતું, કારણ કે તે ચાન્ટરોડનો કુડકો અને મેદાનનો મવાળી હતો.

બીજે દહાડે નવ વાગે ડોકટર દવાખાનામાં આવ્યા. ત્યારે એક સિપાઈ દાદા તેમની રાહ જોતા હતા. તે તેમને તેમની ઇચ્છા વિરુદ્ધ લઈ ગયા થાણામાં. શામાટે? અત્યારે તો તેની અમને પણ ખબર નથી.



## પ્રકરણ ૬૮ મું

## ટીપાર્ટી

બીજે દિવસે મીસીસ માલતીના દિવાનખાનાની બારીઓના પડદા સુશોભિત રીતે ગોઠવાયા હતા. છબીઓ પણ સુવ્યસ્થિત રીતે યથાસ્થાને મૂકવામાં આવી હતી. ગ્લાસનાં ઝુમ્મરો ઉપર પણ ઘણા દિવસનો બાઝેલો કચરો આજે જણાતો નહોતો. ઝુમ્મરના કાચ માંજેલા અને સ્વચ્છ હતા. દિવાનખાનામાંની ઈતર વસ્તુઓ બહાર કાઢી નાંખી તેને સ્થાને નાનાં ટેબલો, ખુરસીઓ અને કોચ મૂકવામાં આવ્યા હતા. આજ બધું સુસજ્જિત જણાતું હતું? શાથી આજ આમ હતું? હા! આજ તો મીસ લીલા ઉર્ફે મીસ લીલીયનનો જન્મ દિવસ છે. મીસીસ માલતીએ આજ કેટલાકને આમંત્રણ મોકલ્યાં હતાં. આજ મીસ લીલાના જન્મદિવસની ખુશાલીમાં મીસીસ માલતીએ એ ટીપાર્ટી કરી છે. જુઓને આ અત્યારથી જ કેટલાક આવનારાઓ નજરે પડે છે. આવનારાઓ મીસ લીલાને અભિનંદન આપે છે; તેની સાથે હસ્તધૂનન કરે છે; તેને સુખી જીંદગી તથા સર્વોત્કૃષ્ટ સુખ ઇચ્છે છે. જુઓ આપણાં પૂર્વ પરિચિત મી૦ અભિનવ કવિ પણ આવી લાગ્યા. તેમના હાથમાં પુસ્તક છે. તે તેઓ મીસ

લીલાને જન્મ દિવસની ખુશાલીમાં ઉપહાર આપવા લાવ્યા છે. હજુ જેવો જોઇએ તેવો જમેલો એકઠો થયો નથી. લ્યો, આ એટલામાં મીસીસ ભારતી મીસ વિલસુ આદિ આવી લાગ્યાં. તેઓ યથાસ્થાને ગોઠવાઈ વાતો કરવા લાગ્યાં. એક ટેબલ આગળ થોડાં, તો કોઈ કોચ ઉપર એમ જૂદાં જૂદાં સ્થાને ગોઠવાયાં હતાં. પોતપોતાની પીછાનનાં સ્વભાવથી વાકેફગાર સાથે એકઠાં થતાં. એ પ્રકારે એક તરેહનું પ્રાકૃતિક નિર્વાચન અહીં પણ જણાતું હતું. એક ટેબલ આગળ મીસીસ ઇચ્છાગૌરી નાજુક જાપાનીઝ રૂમાલથી, ચંદ્રાનન સમાન ચ્હેરા ઉપરથી પ્રસ્વેદનાં બિંદુ લુછતાં હતાં અને એક હાથે કમળની પાંખડી જેવી નાજુક આંગળીઓથી પંખો વીંઝતાં હતાં. એટલામાં એક મધ્યમ વયનો, નાજુક બાંધાનો ગૌર કાંતિનો યુવક ત્યાં આવ્યો. તેણે છાતી ઉપર હાથ સાથે આસ્તેથી ડોક નીચી કરી સલામ કરી. મી૦ અરવિંદે આવનારની સાથે ઉઠી હસ્તધૂનન કર્યું. મીસીસ ઈચ્છાગૌરી મંદ સ્મિત કરી ડોકી નીચી કરી પૂછ્યું "કેમ સારા છોની?"

આવનારે આભાર માની કહ્યું:–"હાજી, આપની કૃપાથી આરોગ્ય છું."

મી૦ અરવિંદે પૂછ્યું:–"કેમ મી૦ બાલુભાઈ! કેમ છો તમારો 'પ્રોગ્રેસ' કેમ ચાલે છે?"

"ચાલે છે એમને એમ!"

"તો પણ."

"ચાલે છે. સાધારણ આપણે ત્યાં ક્યાં એવી કદર છે?"

"કદર તો નથી. તેથી શું તમારે તમારી કળાને છોડવી જોઇતી નથી."

"અમે કયાં કળાને છોડીએ એમ છીએ! પણ કળા અમને છોડી જાય તો?"

"એમ શામાટે થાય? શામાટે કળા તમને છોડે?"

"કારણ કે, અમે તેનું પોષણ કરી શકતા નથી."

"નહીં–નહીં એમ નહીં. કળાનું પોષણ તમે શી રીતે કરવાના? એમ કહો કે કળા તમારું પોષણ કરતી નથી. કેમ એમ જ ને?"

"એમ કહો તો પણ શું? એ ખરી વાત છે. જ્યાં સુધી આપણે ત્યાં કળાનો આદર નથી ત્યાં સુધી આપણી ઉન્નતિ થવી અશક્ય છે."

મીસીસ ઈચ્છાગૌરી:–એ શી રીતે?"

"જુઓને કળાનું પોષણ કયાં થાય છે? જ્યાં દેશની ઉન્નત અવસ્થા હોય ત્યાં જ વિદ્યાકળાની અભિવૃદ્ધિ. કળાનો ઉત્કર્ષ, એ દેશની આબાદાનીનું ચિહ્ન છે. એ તો ખરી વાત ને."

"હા, માનીએ કે કળાનો ઉત્કર્ષ, એ દેશની આબાદાનીનું ચિહ્ન છે. તોપણ તેથી શું? માત્ર એકલી કળા એ દેશની આબાદાનીનું ચિહ્ન નથી. દેશની આબાદાનીનાં ઘણાં ચિન્હો છે, તેમાંનું એ એક છે. કબુલ કર્યું કે It is one of the essentials (આવશ્યક વસ્તુઓમાંની એ એક છે.) તેથી શું?"

"તેથી શું? તેથી ઘણું. તેથી એટલું તો સાબીત થાય છે કે, દેશ આબાદાન નથી." બાલુભાઇએ જવાબ આપ્યો.

"છી! વળી એમ કહો છો કયેમ? એક વસ્તુની હાનિ થવાથી આખા અંગની હાનિ શી રીતે સાબીત કરો છો? તમે સમન્વ્યાકની? કળાનો ઉત્કર્ષ અનેક આબાદા-નીના ચિહ્નમાંનું એક છે."

"વારુ, કદાચ એમ માનો કે કળા તમારું પોષણ કરતી નથી, તેથી શું તમારે તેને ત્યાજ્ય કરવી પડે છે! એ શું? એ તો એમ બતાવે છે કે, તમે કળાના ખરા ઉપાસક નથી. કળા પ્રત્યે તમારી નિઃસ્વાર્થ ભક્તિ નથી. તમે કળાને તમારા સ્વાર્થનું એક સાધન માનો છો." અરવિંદ બોલ્યો.

"એમ હોય તો પણ શું? દુનિયામાં જેને કંઈ પણ સ્વાર્થ ન હોય, એવું કોણ છે? કોઈ નહિ."

"હં, એમ કેમ કહો છો. દેશસેવાને માટે પ્રાણની આહુતિ આપનાર યોધાને શું સ્વાર્થ છે? છોકરાંને મોટા થવા, દૂધનું પાન કરાવનાર જનનીને શો સ્વાર્થ છે? સતીઓનો કાયદો બંધ કરાવનાર મહાત્મા રામમોહનરાયને શો સ્વાર્થ હતો? વિધવાની વ્હારે ચઢનાર ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરને શો લાભ હતો? મહાત્મા બુદ્ધની રાજ્યગૃહ વિદાય કરવાની ઇચ્છા કયા સ્વાર્થથી પ્રેરાઈ હતી? ઇસુખ્રિસ્તે શા માટે પ્રાણ આપ્યો હતો? કુસુમો પોતાની વાસ બીજાને આપે છે, તેમાં તેને શું સ્વાર્થ છે?" અરવિંદે કહ્યું.

"તમે તો મહાન્ પુરુષોના દાખલા આપો છો. આ એવું મહા કાર્ય નથી. હું મારી પામરની સરખામણી બુદ્ધ, દયાસાગર ઈશ્વરચંદ્ર, મહાત્મા રામમોહનરાયની સરખામણીમાં ઉભો રહેવા માંગતો નથી. એ એક વાત અને બીજી એ પણ ખરી કે, એ લોકોને સ્વાર્થ ન હતો, એમ તો નહિ."

"શો સ્વાર્થ હતો?"

"યોધાને કીર્તિનો, કોઇને યશનો, વિગેરે."

"બુદ્ધને, રામમોહનરાયને લોકનું શ્રેય કરનાર ઋષિઓને શો સ્વાર્થ હતો?"

વસંત, લીલા, ઉર્મિલા આદિ અહીં એકઠાં થયાં. કારણ કે, ચર્ચા રસભરી જામી હતી. બીજાં છૂટાંછવાયાં બીજી વાતો કરતાં હતાં. મીસ ભારતી અને બિલસુ એ બધાંપર ટીકા કરતાં હતાં. મીસ ભારતીને પોતાને કપડાં પહેરવાં, ખાવું અને ટીસ્કારીઓ કરવી, તે સિવાય જીંદગીનું પરમ શ્રેય નહતું. તેથી તે અને તેની સહી બેઠાં બેઠાં તમાશો જોતાં હતાં.

ઇચ્છાગૌરી;—"મી૦ અરવિંદ, તમે પ્રથમ એ પૂછો કે, સ્વાર્થ એટલે શું?"

"એક પ્રકારની સંતોષની લાગણી વા આત્મસંતોષ."

"ત્યારે તમને ચિત્રઅંકનમાં આત્મસંતોષ ન હતો, કે આનંદ ન હતો?"

"હતો. ત્યારે તમે કહો છો, એ જ જો સ્વાર્થ હોય તો પછી તમારે કળાને માટે બડબડવાનું કારણ નથી; કારણ કે, તેમાં તમને આનંદ અને સંતોષ હતો."

"એ વિતંડાની શી જરૂર છે રહેવા દોને. બીજી જ વાત ચલાવો."

"તમે તમારી દૃષ્ટિમાં આવે તે ચીતરો છો, તેમાં તમને શો લાભ છે? તમે જે જુઓ છો તે અનુકરણ કરી ચિત્રમાં બતાવો છો, તેથી તમને તેમ કરે આનંદ થાય છે, કે તમારામાં કંઇક એવી વૃત્તિ છે તેને લઇને એમ કરો છો? એવી વૃત્તિ

કે જેનો અવરોધ કરી શકતા નથી, અને તેથી એ વૃત્તિને વશ થઈ એમ કરો છો કે બન્ને કારણોને લીધે?"

બાલુભાઈ જવાબ આપતાં અચકયા, અને આખરે બોલ્યાઃ—

"મને લાગે છે કે કંઇક એવી વૃત્તિ છે તેને લીધે. એ વૃત્તિને વશ થઈ અનુકરણ કરવાની પ્રેરણા જ થાય છે. તે એક પ્રકારની સ્વયંભૂ વૃત્તિ છે. એ રોકાતી નથી. જેમ કવિને કાવ્ય કરવાની પ્રેરણા થઈ આવે છે, તેમ ચિત્રકારોને અનુકરણ કરવાની ઇચ્છાનેવશ બ્રશ લેવાની ઇચ્છા થાય છે." એક જણે કહ્યું છે કે "ચિત્ર એ નિરવ કવિતા છે."

"વારુ તમે જે આ સ્થળનું ચિત્ર આંક્યું વા મનોરમ દૃશ્ય આંકયો, તે શું આપણે જોઈએ છીએ તેના કરતાં ઉત્તમ છે? એમ હોય તો પછી આંકો છો શા માટે?"

"શા માટે, તે તો કહ્યું કે એક પ્રકારની વૃત્તિના પરિણામે?"

"તેથી કંઈ ફાયદો?"

"ફાયદો, એ તે વેળાનો સવાલ નથી."

આમ વાતો કરતાં હતાં, એટલામાં વસંત ત્યાં આવ્યો, અને થોડીવાર નહિ થઈ હોય એટલામાં અમૃત અને અન્ય દાખલ થયા. વાતોનો પ્રવાહ થોડીવાર અટકયો. સામાન્ય હવાપાણી ખબર અંતરના સવાલ થયા. મી૦ અરવિંદ જેમ· નાથી બોલ્યા વિના રહેવાતું નહિ, તેઓએ વળી ફરીથી ચર્ચા જાગૃત કરી. તેણે આવનારમાંનાં એક જણ સાથે સાહિત્યના વિષયપર બોલવું શરૂ કર્યું. આવનાર એક માસિકનો માલેક હતો. તેની સાથે પ્રથમ તો પત્ર સંબંધી વાત થઈ. પણ આસ્તે આસ્તે વાતોનો પ્રવાહ સાહિત્ય અને તેનાં અંગો તરફ વળ્યો. આવનાર ગૃહસ્થનું માનવું એવું હતું કે, વાર્તા, કાવ્ય, આદિમાં નઠારાં પાત્રોને અવકાશ આપવો. ગટરમાંના કાદવમાં ખદબદતા કીડાઓનાં જીવન ચિતરવાં, એ આવશ્યક નથી. અરવિંદ મહાશય પૂછતા હતા કેઃ—"શામાટે નહિ?"

"એવાં પાત્રો આણવાથી ફાયદો શો?"

"વારું હું પૂછું કે, એવાં પાત્રો આણવાથી નુકશાન શું?"

"નુકશાન એ કે માણસના મનપર ખરાબ અસર થાય છે."

"શી?"

"જે વાંચવાથી આનંદ થાય નહિ, તે શું કામનું?"

"ત્યારે તમારું એમ માનવું છે કે, વાંચવાથી આનંદ થવો જોઈએ, બીજું નહિ, ત્યારે તો તમારા કહેવા મુજબ જે રસભેદ પાડ્યા છે, તે નકામા છે."

"ના, શામાટે?"

"કારણ કે કરુણરસ વાંચો ત્યારે આનંદ ન થાય."

"ના, ના એમ કહેવું નથી. હું એમ કહેવા માગું છું કે, ખરાબ પાત્રોથી માણસના મનપર ખરાબ અસર થાય છે."

"હું કહું છું કે, એથી સારી અસર થાય છે. પણ તમને તો માત્ર આનંદ જ જોઇએ ને?"

"હા,' જેવું બને તેવું યથાસ્થિત વર્ણન થાય તો આનંદ થાય."

"વારુ એક દુષ્ટ માણસ બીજાને ફસાવે છે, વા તેનાપર જુલમ કરે છે, તે જુલમનું આબેહુબ વર્ણન હોય તો?"

"તો ઠીક. પણ જુલમનું વર્ણન કરવા સિવાય બીજાથી બોધ ન આપી શકાય. શામાટે એવા ખરાબ ભાવો આપવા જ જોઇએ? દાખલા તરીકે આપણે, આપણે ત્યાંની એક ઉત્તમ નવલકથા લ્યો. તેની અંદર એક સ્થળે એક ઉત્તમ કુળની, સારા સહવાસમાં ઉછરેલી, કહોની કે અલક વિકારવશ બની નવીન ચંદ્રને વશ થાય છે, એવું લાવવાની જરૂર શી? એથી ફાયદો શો? એવું હોય તો નાકે રુમાલ કે આંખે લુગડું આડું રાખવાની જરૂર પડે છે. શા માટે આવાં અધમ ચિત્રો રજુ કરવાં જોઇએ?"

"શામાટે, એ કંઈ સવાલ નથી. એરીસ્ટોટલ કહે છે કે, કળાનું કામ કુદરતનું અનુકરણ કરવાનું છે. કવિ અને ચિત્રકાર સરખા છે. ચિત્રકાર હબસીનું ચિત્ર આંકે ત્યારે તે સારુ દેખાય, માટે તેની ચામડીનો રંગ ગૌર કરે, વા, વાળ વાંકાંને બદલે સિધા કરે, તો તે ચિત્ર સારું નહિ. ચિત્રકાર નિપુણ નહિ, કળા વિધાયક નહિ, એમ કહેવું જ જોઇએ. એ જ પ્રમાણે સાહિત્યમાં પણ સમજી લેવું. નાટયકાર કે નવલકથા લખનારનો આશય એ છે કે, કૃતિની સ્હામે અરીસો ધરવો, એટલે કે પ્રકૃતિમાં જેવું હોય તેવું ચિત્ર આંકવું."

અરવિંદે કહ્યું;—"પણ પ્રકૃતિમાં તો સારું અને ખોટું બન્ને છે. તો પછી ખોટું શામાટે આંકવું જોઇએ?" "ખોટું એટલે શું યથાસ્થિત નહિ, તે, એમ જ કની?"

"ના." "ત્યારે?"

"જેનાથી માઠાં પરિણામ આવે તે."

"એક જ વસ્તુથી બે પરિણામ આવી શકે. એ તો ગ્રહણ કરનારપર છે. જેવી જેની ગ્રાહકશક્તિ.

"શી રીતે?"

"એ જ ચિત્ર જેને તમે નઠારું ચિત્ર કહો છો, તે જ જોઈ બીજાને ચાનક મળે. તે તેવાં કામ કરતો અટકે. એ કીચડમાં ખદબદતા કીડા જોઈ ઘૃણા ઉત્પન્ન થાય. પાપીઓનાં ચિત્ર જોઈ તિરસ્કાર પેદા થાય, એ બનવું સંભવિત નથી?"

"એમ શામાટે? આપણે જુઓને સારું અને ખોટું એ તો આનુષંગિક છે. જો ખોટું ન હોય તો સારું સંભવતું જ નથી. ખોટું છે તો સારું છે. પાપ, પુણ્ય, પ્રકાશ, અંધકાર, નીતિ, અને અનીતિ. હવે આ એકમેકની પરસ્પર તુલના ન હોય તો સારું, પુણ્ય, પ્રકાશ કંઈ સંભવે જ નહિ." વસંતે જવાબ આપ્યો.

આ જોઈ મી૰ બાલુભાઇને પણ બોલવાનું મન થઈ આવ્યું. તેઓએ કહ્યું કે:—

"હા, એ ખરી વાત છે. સારું અને નરસું દુનીઆમાં સાથે સાથે જ જાય છે. નઠારું છે તો સારું જાણી શકીએ છીએ. કદર સારાની કરી શકીએ છીએ અને એ સારું લાગે છે, તે નઠારાના પ્રતાપે. અમારી ચિત્રકળામાં જેમકે પૃષ્ઠ ભાગમાં કાળો રંગ મૂકીએ તો જ મુખની આકૃતિ રમ્ય લાગે. સ્હેજ ગૌર રંગ પણ કાળાની સાથે Contrastમાં આવે તો બીજી આકૃતિ બરાબર દીપાવીને બહાર ખૂલતી જણાવાય."

"એ સત્ય છે. સાહિત્યમાં નજર ફેંકો. ઉત્તમ કલાવિધાયકોએ પણ પોતાના પુસ્તકમાં એવાં ચિત્રો રજુ કર્યાં છે. શામાટે? કંઈ હેતુ વગર તો નહિ જ હોય. જનસ્વભાવનું અધ્યયન, તેના જુદા જુદા ભાવો અનુભવવા, તેઓ જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં બતાવવા, માણુસનાં મનના ઉંડામાં ઉંડા ભાગમાં પેસી, તે જાણી તાદૃશ્ય ચિતરવાં, એ કંઈ સ્હેલું કામ નથી. એ ઉત્તમ કલા વિધાયકો જ કરી શકે. એ સારા અને નરસા બંને માટે દુષ્ટ પાત્રો પોતાનો ભાગ સંસારની રંગભૂમિપર કેવી રીતે ભજવે છે, એ અધ્યયનનો અચ્છો વિષય છે. પાશ્ચાત્ય સાહિત્યમાં ઝોલા, દીમોપાસાં, પ્રુઉં જેવા ઉત્તમ કલાવિધાયકોનાં પુસ્તકોમાં એવાં પાત્રો ઠેરેઠેર જણાય છે. આપણે ત્યાં લોકો એને આભડછેટ ગણે છે."

"પણ સારાં જ આવે તો વાંધો શો?" મી૦ તંત્રી વચમાં બોલી ઉઠયા. તેમને મી૦ અરવિંદના લાંબા લચક ભાષણથી કંટાળો આવ્યો હોય એમ જણાયું.

"આટલું કહ્યું તો પણ હજી બાકી રહ્યું?" વસંત બોલ્યો.

"કોયલ ગાય છે? શામાટે? તમને આનંદ આપવા? પવન વાય છે. શું તમને શીતળતા આપવાને જ? એમ શા માટે માનો છો? શામાટે અમુક હેતુથી તે કામ કરે છે એમ ધારો છો? એ જ કોયલનું ગાન વિરહીને વ્યથા નથી આપતું? એ જ પવન આગ લાગી હોય તો, તે શું આગને વધારવાનું સાધન નથી થતો?"

"ત્યારે શું આ બધું હેતુ વગર થાય છે?"

"હેતુ માણુસ આરોપણ કરે છે. ચિત્રકાર કે લેખકનું કામ માત્ર Portray ચિતરવાનું—રજુ કરવાનું છે, નહિ કે Preach—ઉપદેશ આપવાનું.

આમ આપણી તરફ આ પ્રકારે વાતચીત થતી હતી, ત્યારે બીજી તરફ બીજા ટોળામાં બીજી જ વાતચીત થતી હતી. મીસ વિલસુ અને ભારતી સાડીઓ પોલકાં નિરખવાથી કંટાળી ગઈ હતી. બીજી તરફ સુકેશી અને પ્રમીલા એક બે યુવકો સાથે ટીખળ કરતી હતી. એટલામાં મી૦ ભગવાનદાસ ત્યાં આવી દાખલ થયા. મીસીસ માલતી હસતી ઉઠી સ્હામી ગઈ. થોડી ઘણી આડી અવળી આમ તેમ વાત ચાલી. મી૦ ભગવાનદાસ આજકાલ જાણીતા પુરુષ થઈ પડ્યા હતા, તે વાત બધાના ધ્યાનમાં હતી. ઘણા માણસો આમ તેમ તેમની તરફ જોવા લાગ્યા. વાતોનો પ્રવાહ મંદ પડ્યો. મીસીસ માલતીએ ચહા આવે ત્યાર પહેલાં એકાદ જણને સંગીતથી આનંદ આપવા કહ્યું. પહેલાં તો જરા રકઝક ચાલી. એક કહે કે મારો અવાજ બેસી ગયો છે, તો બીજી કહે કે, મને આજ ગોઠતું નથી. આખરે હાના હાના કરતાં એક જણે ગાવાનું કબુલ કર્યું. બીજી હારમોનિયમપર બેઠી. સંગીત રેલાવા માંડ્યું. એક બે અને પછી ત્રણ એમ ગીત ગવાયાં. આખરે નોકરોએ ચહા લાવી ટેબલપર ગોઠવી. ચહા પીતાં પીતાં પાછી થોડી વાતચીત થવા લાગી.

મી૦ બાલુભાઈ:—"મીસ સુકેશીનું ગળું ઘણું જ કોમળ છે."

મી૦ વસંત:—"હા."

મી૦ અરવિંદ:—"જેમ મીસ સુકેશીનું ગળું કોમળ છે તેમ ઈચ્છાગૌરીનું ગળું કોમળ છે એટલું જ નહિ પણ તેમાં એક પ્રકારની મિષ્ટતા છે."

મીસીસ ઈચ્છાગૌરીએ હસતાં જવાબ આપ્યો:—"તમે ઠીક ગળાના પરીક્ષક છો."

"ના, જી, હું સત્ય કહું છું મિથ્યા પ્રશંસા કરતો નથી."

મી૦ બાલુભાઈ:—"ના ખરી વાત છે."

એમ ચહા પાણી લઈ મેળાવડો આસ્તે આસ્તે વિદાય થવા લાગ્યો. માત્ર બે ચાર જણ રહ્યાં. મીસીસ માલતીએ પૂછ્યું કે, ડૉકટર કેમ જણાયા નહિ. વસંતે ખબર આપી કે "ડૉકટર તો ખોટી સહી કરી રૂપીઆ લઈ લેવાને માટે પકડાઈ ગયા છે. હજી કેસ ચાલુ છે. થાય તે ખરું." આ સાંભળી મીસ લીલાને પ્રભાવતીની દયા આવી. 'શું થશે એ બિચારીનું." એમ તે બોલી ઉઠી. વસંત ત્યારપછી થોડીવાર બેઠો. આડી અવળી વાત કરી, એક અર્થસૂચક દૃષ્ટિપાત કરી મીસ લીલાને કંઇક જણાવી વિદાય થયો."

---

## પ્રકરણ ૬૯ મું
## પાછાં એકઠાં

સાંજનો સમય હતો. મૃદુપવન ધીમેથી સુગંધ લઈ વહેતો હતો. આકાશમાં છુટું છવાયું વાદળું ધૂમાડાની માફક સરતું જણાતું હતું. ટેકરીપરનાં વાંકા ચૂકા રસ્તાપર ઉંચે ચઢતાં માત્ર ઝાડોનાં પાંદડાંનો ફડફડાટ કે પક્ષીનો સ્વર કાને પડતો. આવા સાંજના સમયે એક સ્ત્રી હવાફેર માટે લેન્ડોરના બજારમાંથી ફરવા જતી હતી. થાકથી તેના મુખપર પ્રસ્વેદબિંદુ જણાતાં હતાં. નાજુક હાથમાં રૂમાલવતી તે પોતાના મુખપર પ્રસ્વેદ લૂછતી, આસ્તે આસ્તે આગળ ચાલતી હતી. રસ્તો વાંકો ચૂકો અને ઉંચો નીચો ચઢાણવાળો હતો. ચઢતાં ચઢતાં તે સ્ત્રીનો દમ ભરાઈ આવતો. રસ્તામાં બાજુએ તે થોડીવાર ઉભી રહેતી અને નીચે દૃષ્ટિ ફેરવી બાજુનું સૃષ્ટિસૌંદર્ય જોવામાં ચિત્ત પરોવતી. નીચેનો સપાટ પ્રદેશ અનેક માઇલ સુધી લંબાતો. ઝાડોની હાર, પર્વતનાં શિખરો અને લીટા સમાન જણાતા રસ્તા તરફ જોઈ રહેતી. વળી ક્ષણભર રહી તે પોતાનો રસ્તો લેતી. આસ્તે આસ્તે આગળ વધતી. રસ્તામાં યુરોપીયન સ્ત્રીઓ અને તેમનાં છોકરાં હસતાં, વાતો કરતાં જતાં હતાં. રસ્તામાં ગાડીનું નામ ન હતું. કારણ કે આ ટેકરીમય પ્રદેશમાં ગાડીઓ ચાલે, એવા રસ્તા જ ન હતા. જેઓને શ્રીમંતાઇને લીધે કે અન્ય કારણને લીધે ચાલતું ન હતું, તેઓ ઘોડાપર કે રીકશામાં બેસી ફરવા નીકળતા હતા.

હિંદુસ્તાન પ્રકૃતિની લીલા ભૂમિ છે. દરેક ઋતુ અહીં સતત ખેલતી નજરે પડે છે. ઉન્હાળાનો ઉષ્ણ તાપ અહીં આ સ્થળે જણાતો નથી. શીત પવન બપોરનાં ફરફર કરતો વાય છે. આ ટેકરીનાં મનોહારી હવા, પાણી, શીતળતા, કમનીય પ્રકૃતિલીલા, દૂરથી જણાતાં પર્વતરાજ હિમાલયનાં હીમ શિખરો આદિ જોઈ, યુરોપીયન લોકો સંખ્યાબંધ આ ટેકરીપર રહે છે, જેઓને ઈંગ્લાંડ જઇ સુખભોગ મેળવવા જેટલી સંપત્તિ હોતી નથી. છતાં ઈંગ્લાંડના જેવું સુખ, થોડે પૈસે મેળવવું હોય છે તેવા તેવા અંગ્રેજો અહીં ઘરબાર કરી રહે છે. બીજા ઉન્હાળો પસાર કરવાને આવે છે, તો

કેટલાક પોતાની ગુમાવેલી શારીરિક તંદુરસ્તી પાછી મેળવવા અહીં આવે છે. અહીં એકલા અંગ્રેજો જ નહિ પણ ફ્રેંચ, જર્મન અને અન્ય યુરોપિયનો પણ રહે છે. કેટલાક-જૂજ હિંદુઓના બંગલા પણ આ સ્થળે છે. એકંદર દેખાવ એવો લાગે છે કે, આપણે કોઈ યુરોપી ગામમાં આવી વસ્યા હોઇએ. વળી આ સ્થળે આ યુરોપિયનો સિવાય લશ્કરી લોકો પણ રહે છે. તેમનાં છોકરાંને સરકાર ન્હાનપણથી જ લશ્કરી તાલીમ આપી, ભવિષ્યને માટે લડાયક બનાવે છે. આ સોલ્જરોનો મોટો ભાગ લેન્ડોરમાં રહે છે; જ્યારે બીજા મન્સુરીપર રહે છે. મન્સુરી અને લેન્ડોર વચ્ચે થોડું અંતર છે.

સાંજ વીતવાની અણીપર આવતાં તે સ્ત્રી માલ* આગળ આવી પહોંચી. યુરોપિયન બેન્ડ સુસ્વરે વાગી રહ્યું હતું. કેટલાંક બાળકો આનંદથી નાચતાં ફરતાં રમતાં હતાં. સામે લાયબ્રેરીમાં બેસી કેટલાંક આ દેખાવ જોઈ રહ્યાં હતાં. જ્યારે કેટલાંક બીજાં એક રેસ્ટોરાંમાં આઈસ્ક્રીમ, કેઇકસ કે સોડા વ્હીસ્કી પીતાં હતાં. તે સ્ત્રી અહીં આવી એક બાંકપર બેસી આ દેખાવ જોવા લાગી. થાકથી તેને શ્વાસ ભરાઈ આવ્યો હતો. પણ તે ઝાઝીવાર અહીં બેઠી નહિ. તેને ગોઠ્યું નહિ, કે કેમ? તે ઈશ્વર જાણે, પણ તે થોડીવાર બેઠી ન બેઠી કરી ત્યાંથી 'કેમલ્સ બેકરોડ'પર જવા લાગી. રસ્તો શાંત નિર્જનપ્રિય જણાતો. કોઇક બંગલા નીચે ખીણમાં ઝાડોથી પરિવેષ્ટિત તો કોઈ દૂર ઉંચે જણાતા હતા. રસ્તાપર આમતેમ બાંકો ગોઠવેલા હતા. કોઈ યુરોપીય જોડાં ક્વચિત્ બેઠેલાં નજરે પડતાં. થાકથી કંટાળી તે સ્ત્રી એક બાંકપર બેઠી. સામે ખીણની નીચે જવાનો સાંકડો રસ્તો હતો. કામથી પરવારી કોઈ પર્વતવાસી ધારીવાલ કામળો ખભે નાંખી જોડા વગર ઝાડપાનમાં, પશુની માફક ચાલ્યો જતો હતો. રસ્તાપર ખીસ્કોલી ગાડી આવતાં દોડી ઝાડપર ચઢતાં ગળામાંથી વિલક્ષણ અવાજ કરતી હતી. આ શિવાય પ્રકૃતિ શાંત નિઃસ્તબ્ધ જણાતી હતી. બાંકના હાથાપર હાથ ટેકવી, હાથપર માથું ટેકવી તે સ્ત્રી વિચારમાં ગર્ક થયેલી જણાતી હતી.

જોતજોતામાં પવન ફુંકાવા લાગ્યો. આકાશમાં વાદળાં ચઢી આવ્યાં. આકાશ શ્યામ જણાવા લાગ્યું. ઝાડોપરથી સુકાં પાન અને ફૂલો ખરવા લાગ્યાં. ધૂળનાં રજકણો ઉડવા લાગ્યાં. સૂકાં પાંદડાં પવન સાથે યુદ્ધ કરવા અને આખરે ખરર કરતાં દૂર સરવા લાગ્યાં. એટલામાં વરસાદ ઝપાટાબંધ વરસવા લાગ્યો. પ્રકૃતિનું આ તુમુલ તોફાન જોઈ તે સ્ત્રી ગભરાઈ. તે તેની સાથે નોકરને પણ લાવી ન હતી, છત્રી પણ સાથે લીધી નહોતી, એટલું જ નહિ, પણ સાથે શાલ પણ લેવાને તે વિસરી ગઈ હતી. માત્ર ગરમ પોલકું પહેર્યું હતું. સાડી પણ ઝીણી હતી. તબિયત નાજુક, તે સુધારવાને કાજે અહીં આવી હતી. પણ આ વરસાદ અને પવનથી તેનું શરીર ધ્રુજવા લાગ્યું. તેને શું કરવું, તે સૂઝ્યું નહિ. એક ઝાડ તળે ઉભી રહી; પણ તે ઝાડ ક્યાં સુધી રક્ષણ આપે? ઝાડનાં પાતરાંપરથી પાણીનાં ટીપાં ગરવા માંડ્યાં. તે સ્ત્રી ગભરાવા લાગી કે, "ઘેર શી રીતે પહોંચાશે? રીકશા ક્યાંથી મળશે? આ અંધારું તો થઈ જશે, અને રસ્તે ભૂલી

* સ્હાંજના ફરવા-હવા ખાવાનું ચોગાન.

પડીશ તો શું થશે? કેમ કરીશ? આજ મેં કેવી ભૂલ કરી કે, હું એકલી ચાલી નીકળી. શું કરવું? કોઈ રસ્તે જનાર પહાડીને પૈસા આપવાથી મૂકવા આવશે કે?" ઇત્યાદિ વિચાર તેના મનમાં ઘોળાતા હતા. તેનું મોં ફીકું થયેલું હતું. તેના મ્હોંપર ભયની નિશાની સ્પષ્ટ જણાતી હતી. આમ ભયભીત ઉભી હતી, તેવામાં બેજણ પસાર થતા હતા. એકને માથે કેશરી ફેંટો હતો ને બીજાને માથે હંગેરીયન કેપ હતી. એકે બીચીઝ પહેર્યાં હતાં બીજાએ ટુંકી બાંયનું પાટલુન પહેર્યું હતું. એકે હંટીંગ કોટ પહેર્યો હતો, બીજાએ પાટલુનના જ રંગનો કાશ્મીરી સુટ ધારણ કર્યો હતો. એક તેની ઢબછબપરથી પંજાબી જણાતો હતો. બીજો ગુજરાતી હોય, એવો ભાસ થતો હતો. આમાંના ગુજરાતી જણાતા ગૃહસ્થે તે સ્ત્રી તરફ પોતાની નજર ફેરવી. ગુજરાતી સ્ત્રીને આ સ્થળે જોઈ આશ્ચર્ય પામ્યો. લગાર ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. અચાનક તેના ધ્યાનમાં આવ્યું કે, આ સ્ત્રીને મેં કોઇક સ્થળે જોઈ છે ખરી. તેના મિત્રને થોભવાનું કહી, તે તે સ્ત્રી ઉભી હતી ત્યાં આગળ આવ્યો. આવીને જોતાં જ તે સ્તબ્ધ બન્યો. અચાનક તેના મોંમાંથી શબ્દો નીકળ્યા કેઃ—"તમે—."

"હેં! તમે અહીં......કયાંથી?" તે સ્ત્રીએ કહ્યું.

"હું તો આવ્યો છું અહીં મારા મિત્રને ત્યાં, પણ તમે—."

"અહીં શરીર સુધારવાને માટે ડોકટરોએ સલાહ આપી કે, મારે આવે સ્થળે થોડો સમય વ્યતીત કરવો."

"એકલાં?" "ના. નોકર ને રસોઇઓ છે."

"પણ અત્યારે તો શું અહીં એકલાં છો?" "હા."

"એમ કેમ? આ તમારી તબીયત તો ઘણી લથડી ગઈ છે. અહીં સુધી આવી સ્થિતિમાં એકલાં ફરવા આવવું સારું નહિ."

"મને ખબર નહિ કે વરસાદ આવી પડશે."

"તમારી પાસે છત્રી નથી, કંઈ નથી, રીકશાવાળો પણ નથી. શું એકલાં જશો?"

"શું કરું? મને ખબર નહોતી કે આમ થશે."

"વારુ, હું આવીને મૂકી જઇશ."

"ના, ના, એમ કરવાની જરૂર નથી. અહીં પાસેથી કોઈ રીકશાવાળાને બોલાવશો તો કૃપા થશે. તમારે તસ્દી લેવાની જરૂર નથી."

"આવી સ્થિતિમાં તમને એકલાં જવા દેવાં, એ કર્તવ્ય નથી. તમને જ માત્ર નહિ, પણ કોઈ સ્ત્રીને આવે સમયે મદદ કરવી આવશ્યક છે. ઉભાં રહો, હું મારા મિત્રને કહી આવું છું."

એમ કહી તે ગુજરાતી ગૃહસ્થ તેના મિત્ર પાસે ગયો. જતાં જ પેલાએ પૂછયું:—

"કેમ તમારું કોઈ ઓળખીતું અહીં આવ્યું લાગે છે?"

"હા અને તે પણ અત્યારે એકલાં જ અહીં ફરવા નીકળી પડેલ છે. મને લાગે છે કે, મારે સાથે મૂકવા જવું પડશે."

"ઠીક. રીકશા મોકલું?"

"ના, ના. અહીંથી ભાડે કરી લઇશું."

"શા માટે? હું મોકલું છું, રસ્તામાં જ તમને મળશે. તેમાં તમે પાછા ફરજો."

"વારુ, એમ કરો." એટલું કહી તે માણસ પેલી સ્ત્રી ઉભી હતી, ત્યાં આગળ આવ્યો. તે સ્ત્રી બોલી:—"કોણ જાણે શું છે? તમે ક્યાંથી આજ પળે અહીં આવી ચઢ્યા? શું હશે! પેલા અવતારનો કાંઈ સંબંધ હશે. નહિ તો અહીં તમારી કલ્પના પણ ન્હોતી તો તમે જ આ વિપદની વેળાએ આવી ચઢ્યા. તમે ખરેખર આરાધ્ય દેવ છો—કેટલી કેટલી વખતે તમે મને અડચણમાંથી દૂર કરી છે—"

"હું મારી પોતાની પ્રશંસા સાંભળવા નથી આવ્યો."

"ખરી વાત કહેવી, એ પ્રશંસા નથી."

"મારે જ મ્હોંએ મારાં વખાણ કરવાં, એ શું પ્રશંસા નથી?"

"પણ તે ખરી વાત છે."

"તેથી શું? મને કહેવાથી શો ફાયદો? તમે મારી કદર કરો છો, એમ બતાવવા માંગો છો?" "ના."

"ત્યારે તમારા એ કહેવાનું તાત્પર્ય શું?"

"તાત્પર્ય!! મેં એવું શું કર્યું છે કે, તમે મારા કહેવાનો અર્થ ફેરવી નાંખો છો!"

"હું અર્થ ફેરવી નાંખું છું? શી રીતે?"

"કોણ જાણે તમારા કહેવામાં એક જાતનો કટાક્ષ મને વીંધી નાંખે છે. મને ખબર નથી પડતી કે, મેં એવું શું કર્યું છે?"

"કંઈ જ નહિ. તમે તમારી સ્ત્રી જાતિની ભૂમિકા ભજવ્યે જાઓ છો."

"શી?" "જે હોય તે."

"પણ કયી ભૂમિકા? હું તો અંતઃકરણપૂર્વક સત્ય જ કહું છું."

"તેથી જ."

"ખરેખર તમારા શબ્દોનો વ્યંગ મારા સમજવામાં નથી આવતો."

"હશે."

એટલામાં રીકશાવાળો આવ્યો. રીકશામાં બેસવા તેણે તેને કહ્યું. તે સ્ત્રીએ જવાબ આપ્યો:—"ના, ના, ચાલીશ જ."

"શી રીતે ચાલશો? થાકી ગયેલાં છો. વળી તમારી તબિયત પણ ઠીક નથી."

"તમે શું કરશો?"

"હું ચાલીશ. હું તો ફરવા જ નીકળ્યો છું કની?"

"ના, ના, એમ થાય?"

"અરે એમાં શું. શા માટે આગ્રહ કરો છો? જુઓ તમારું શરીર સારું નથી અને એટલો શ્રમ લેવો, એ સારું નથી. કદાચ એથી પણ તબિયત બગડી આવે."

"ઠીક. પણ તમે ચાલશો, એ સારું નહિ." એમ કહી તે સ્ત્રી રીકશામાં બેઠી. તે ગૃહસ્થે પૂછ્યું:—"તમારે ક્યાં જવું છે?"

"હર્મીટ—બંગલાનું નામ—સુધી." "શેકવીલપર ને?"

"હા." "એ કોનો બંગલો છે?"

"એક બંગાળીનો–વિનયકુમારનો."

"એમને ને તમારે કયાંથી પિછાન?"

"મ્હોટાભાઈ ઓળખતા હતા. એઓ કલકત્તાની સાધારણ બ્રહ્મોસમાજના સભ્ય છે. તેથી મોટાભાઇને ને એમને કલકત્તે ઓળખાણ થયેલી. આ વખતે મારે અહીં આવવાનું થયું, તેથી મેં પૂછી મંગાવ્યું કે, બંગલો મળી શકશે કે કેમ? તેઓ હમણાં આ વખતે એમના સસરાને ત્યાં કાંઈ સારો પ્રસંગ છે, તેથી ત્યાં ગયા છે. એટલે અહીં ફક્ત મારા સિવાય કોઈ નથી, અને કોઈ આવનાર પણ ન હતું, તેથી મેં થોડા દિવસને માટે માગણી કરી."

"ઠીક. પણ આ તમારી તબિયત શાથી બગડી?"

"તે શી ખબર પડે?"

"પણ ડોકટર શું કહે છે?"

"ડોકટર તો કહે છે કે ક્ષયની પ્રથમ અવસ્થા છે. જો બરાબર સંભાળ લેવામાં નહિ આવે તો વધી જશે."

"અરર એ કયાંથી! તમારું શરીર તો ઘણું જ લેવાઈ ગયું છે."

"હા, શું કરવું?" "શરીરની સંભાળ રાખવી."

"હા. તે તો ખરું, પણ શું સંભાળ રાખવી?"

"કેમ નહિ? શરીરની સંભાળ રાખવી, એ પહેલું કર્તવ્ય છે. શરીરમાં દર્દ પેદા થાય, એ કર્તવ્યપાલનમાં ન્યૂનતા."

"હાથે કરીને થોડું કોઈ પણ પોતાના શરીરને નુકશાન કરે છે?"

"હશે." "અહીં કયાં સુધી રહેવું છે?"

"મારે? મારે તો અહીં થોડા જ દિવસ રહેવું છે."

"તો પણ." "આ રજાઓ સુધી."

"કહોને કે ઉન્હાળો અહીં વ્યતીત કરીશ."

"ઠીક." "તમે કયાં સુધી રહેવાનાં છો?"

"હું તો આ તબિયત સુધરે ત્યાં સુધી."

"ત્યારે તો ઝાઝો વખત રહેશો."

"નાં ના તેવું કંઈ નથી." "એમ કેમ?"

"થોડા વખતમાં તબીયત સુધરશે એમ લાગે છે."

"આનંદની વાત."

એમ વાતો કરતાં આગળ ચાલવા લાગ્યાં. થોડીવારમાં રોકવીલ આવી પહોંચ્યું ત્યાંથી "હર્મીટ" પાસે જ હતું. આકાશમાં વાદળાં વીખરાઈ ગયાં હતાં. ચંદ્ર ઉગી નીકળ્યો હતો. રજત ધારા વર્ષી રહી હતી. ફૂલોનો પમરાટ અને વર્ષાદ પડવાથી માટીમાંથી એક પ્રકારની સ્નિગ્ધતા બ્હેક મારતી હતી. રસ્તામાં સામસુમ હતું. થોડીવાર તેઓ બોલ્યા વગર ચાલ્યાં.

થોડીવાર પછી તે બોલ્યો:–"કહો એટલામાં વાદળાં ક્યાં જતાં રહ્યાં ?"

"હા."

"પ્રકૃતિ જેવી પરિવર્તનશીલ છે તેવા જ મનુષ્યના સ્વભાવ છે."

"તે શી રીતે ?" "તે પણ બદલાય છે."

"એમ તો આખું વિશ્વ અનિત્ય છે. પણ મનુષ્યના કેટલાક સ્વભાવના ગુણો પરિવર્તનીય નથી.

"તે પણ સંભવે છે."

"આ 'હર્મીટ' તો આવી પહોંચ્યું." "હા."

તે સ્ત્રી રીકશામાંથી નીચે ઉતરી તેને અંદર આવવા કહ્યું. તેણે જરા આનાકાની કરી. આખરે તે સ્ત્રીએ કહ્યું:- "કેમ તમને વાંધો છે ?"

"ના, ના, વાંધો શાનો હોય ?"

"ત્યારે ?" "મારા મિત્ર રાહ જોતા હશે."

"જરા ચ્હા પીને જજોને ?" "ના, ના, વખત થઈ જશે."

"શી વાર લાગે છે ચ્હા થતાં ?" "વારુ."

આગ્રહને વશ થઈ તે અંદર ગયો. બંગલો નાનકડો પણ સોઈદાર હતો. ગાડી (રીકશા) રાખવાની જગા, રસોડું, દીવાનખાનું, કોઈ આવે તો તેને રહેવાની ખાસ જગા, વગેરે હતું. અંદર જઈ એક આરામ ખુરશીપર બેઠો અને વાતચીત કરવા લાગ્યો. મુંબઈની ખબર પૂછી, પણ આવનારને ઝાઝી માહીતી ન હતી. નોકરે ચ્હા લાવી મૂકી. ચ્હા પી તે ત્યાંથી વિદાય થયો.

જતાં જતાં તે સ્ત્રીએ કહ્યું:–"આવતા રહેજો કોઇવાર."

"હા, શા માટે નહિ ?"

એટલું કહી આવનાર રીકશામાં બેસી વિદાય થયો. તે ગુજરાતી તે બીજો કોઈ નહિ, પણ આપણો પૂર્વ પરિચિત મન્યુ હતો. મન્યુ અહીં શી રીતે આવ્યો, એ વાંચનારને ખબર નથી. મન્યુ જે સમયે વિલાયતમાં અભ્યાસ કરતો, તે સમયે લાલા હિનદયાળ નામે એક પંજાબી યુવક તેની સાથે અભ્યાસ કરતો હતો. અહુણા તેણે સંયુક્ત પ્રાંતમાં નોકરી લીધી હતી, અને તે પ્રાંતની સરકારનું મથક ઉન્હાળામાં મન્સુરી હોય છે, તેથી તે ત્યાં આવ્યો હતો અને મન્યુને ત્યાં આવી જવા આગ્રહ કર્યો હતો. મન્યુએ તેનું આમંત્રણ સ્વીકાર્યું હતું અને તેથી આપણે તેને મન્સુરીમાં જોયો.

જે સ્ત્રીની આ પ્રકરણમાં વાત કરી, તે બીજી કોઈ નહીં પણ ઉર્મિલા હતી. તેને મુંબઈ આવેલી આપણે જોઈ હતી. તેણે વડોદરાની નોકરી છોડી દીધી હતી. મુંબઈમાં રહેવાય તો વધારે સારું, એવો એનો વિચાર હતો, પણ ત્યાં તેનો બંદોબસ્ત થયો ન થયો, એટલામાં તેનું શરીર બગડી આવ્યું. તેને એક પ્રકારનો માનસિક આઘાત થયો હતો કે કાંઈ માનસિક ચિંતા હતી, તેથી તેનું શરીર ક્ષીણ થતું ચાલ્યું. શરીર ફીકું પડી ગયું. છાતીમાં કોઈ કોઈ વખત દુઃખાવો થવા લાગ્યો. ડાકટરને બતાવતાં તેણે

મુંબઈ થોડો વખત છોડી જવાની ભલામણ કરી. કારણ કે ક્ષયનું પાસું હોય એવો વ્હેમ હતો. મન્સુરીમાં વિનયકુમાર નામનો બ્રાહ્મધર્માવલંબી એક બંગાળી રહેતો હતો. તેને અને મરહુમ મી૦ મનોહરલાલને સારો સંબંધ હતો. વિનયકુમાર ઘણી વાર મુંબઈ સમાજના ઉત્સવ વખતે આવી ગયેલો અને તેથી મનોહરલાલને તેમની સાથે ઘાડો સંબંધ હતો. આ સમયે તે મન્સુરીમાં ન હતો, તે આપણે ઉપર જોયું છે. એટલે ઉર્મિલા પણ અહીં આવી હતી, અને આમ અકસ્માત્ મન્યુ અને ઉર્મિલાનો મેળાપ આવા સંજોગો વચ્ચે થઈ ગયો. ઘણીવાર આવા બનાવો એમને એમ ઉપસ્થિત થઈ આવે છે.

મન્યુ ત્યાંથી રીકશામાં બેસી ઘર તરફ ચાલી નીકળ્યો, પણ તેના મનમાં આજે કંઈ નવા વિચાર જાગૃત થયા. તેના મનમાં બે વિરોધી પ્રકારના વિચારો ચાલતા હતા. તેનું આત્મઅભિમાન એક વાત કહેતું હતું, જ્યારે હૃદય બીજી જ વાત તરફ વળતું. આવા વિચારમાં ને વિચારમાં ઘેર આવ્યો. તેના મિત્રને મળ્યો. બનેલી હકીકત કહી અને વાળુ કરી સુઈ ગયો. પણ સુતાં સુતાં એના એ વિચારો તેના મગજમાં રમતા હતા.

---

## પ્રકરણ ૭૦ મું
## બેઉનો મામલો

મનુષ્ય માત્રની પ્રવૃત્તિ શાને લઇને છે? સુખને માટે!

સકળ સૃષ્ટિ સુખની શોધને માટે પ્રવૃત્તિ કરે છે. તે પ્રાપ્ત કરવાને માટે દોડધામ કરે છે. રાત દિવસ અતોનાત મહેનત કરી, લોહીનું પાણી કરનારને, પૂછો કે તું એમ શા માટે કરે છે? સુખને માટે—પૈસાને માટે. પસીનાથી ભીંજાયલો મજૂર, શા માટે મજૂરી કરે છે? પૈસાને માટે. શા માટે રાજા મહારાજા યુદ્ધમાં ઉતરે છે? પૈસાને માટે. સટોરિયા સટ્ટા શા માટે કરે છે? લોકો જુગાર શા માટે રમે છે? વેપારીઓ કાવાદાવા શા માટે કરે છે? મીલના માલેકો કાળાં ધોળાં શા માટે કરે છે? પરમ આરાધ્ય પૈસાને માટે. એ જ પૈસાને માટે ધર્મિષ્ઠોએ ધર્મ ત્યજ્યો છે; અબળાઓએ સ્ત્રી જાતિની આદરની વસ્તુને વેચી છે; ભાઇઓએ એકમેકનાં ખૂન રેડ્યાં છે; પિતાપુત્રને વેર થયાં છે. એ જ પૈસાને માટે દેશના દ્રોહીઓ થયા છે.

એ જ પૈસાને માટે મી૦ ભગવાનદાસની પ્રવૃત્તિ હતી. એ જ પૈસાવડે વાડી વજીફા કર્યા હતા. એ જ પૈસાના બળવડે મોટરમાં ફરતા હતા. એ જ પૈસાના જોરવડે લોકોમાં પૂજાતા હતા. બહારથી બધું ભભકભર્યું લાગતું હતું; પરંતુ, વાસ્તવિક રીતે મી૦ ભગવાનદાસ સુખી હતા કે નહિ? તેઓ પૈસા મેળવવાને આતુર હતા. નામનાના ભૌવડા હતા, એટલું જ. પૈસો મેળવવાની સર્વને હોંશ હોય છે. એક પ્રકારનો માદક અંશ પ્રાપ્ત કરતાં મેળવવાના દુઃખમાં પડે છે. એનો નિશો ઘણાને લાગે છે. પૈસા મળ્યા પછી તેમને તેની ઓછી કદર હોય છે.

મી૦ ભગવાનદાસ એક દિવસે હમેશની માફક કોટમાં પોતાની ઓફીસમાં આવીને બેઠા હતા. કલાર્કો પોતપોતાનું કામ કર્યા જતા હતા. ઓફીસમાં જઈ બેઠા બેઠા મી૦ ભગવાનદાસ આ જ વિચાર કરતા હતા. તેમની મુખમુદ્રા ઉદાસ જણાતી હતી. ટેબલપર હાથ રાખી હાથપર માથું ટેકવી વિચાર કરતાં કરતાં, મનના ભાવ બદલાતા, તે પ્રમાણે તેમની ચહેરાની આકૃતિમાં ફેરફાર થતો. ઘડીમાં ઉદ્વેગ, ઘડીમાં નિરાશા ચ્હેરાપર જણાતી. આવી સ્થિતિમાંથી એકાએક જાગૃત થયા હોય, તેમ ટેબલપરનો ઘંટ વગાડ્યો. હમાલ આવી હાજર થયો. મી૦ ભગવાનદાસે વસંતને અંદર આવવા આદેશ કર્યો.

વસંત અંદર આવી વિનયથી ઉભો રહ્યો. મી૦ ભગવાનદાસે પૂછ્યું;–"મી૦ વસંતરાય! મી૦ પટપટે હજી આવ્યા નથી?"

"ના જી."

"ક્યારે આવવાના છે, તે જણાવ્યું છે?"

"હા જી. તેઓનું એમ કહેવું હતું કે, બે વાગ્યા પછી આવીશ."

"ઠીક, કોઈ દલાલ આવ્યા હતા કે?"

"હા જી! આપ જેને ચાંદીનો ઓરડર આપો છો તે અને કોલાબાવાળા પેલા આપણા રૂના દલાલ."

"ઠીક! તુઓને મી૦ પટપટે આવે કે, તરત એમને અહીં મોકલજો."

"વારૂ સાહેબ."

"વસંતને બોલાવી એ પ્રમાણે વાત કરી, પણ પાછા વળી એના એ વિચારો તેમના મનમાં પણ ઉકળવા માંડ્યા. શું થશે? શું નહીં? ગઈ કાલે સરતમાં તેઓ ભારે રકમ હારી આવ્યા હતા. અધુરામાં પૂરું પેપરમાં કંઈથી લખાણુ આવી પડચું હતું કે–"ઇજીપ્શીયન કોટન પ્લેન્ટેશનનું કામ બરાબર ચાલતું નથી. ડાયરેકટરો આ બાબતમાં ધ્યાન આપતા નથી. લોકોના હિતને અર્થે તેમણે સઘળી બીના જાહેરમાં મૂકવી આવશ્યક છે." "હઢામલવાળાનું કામ તો બરાબર આગળ ચાલતું હતું" આવી બીના "અંધકાર સમાચાર"માં પ્રસિદ્ધ થવા લાગી. આ સર્વનો જવાબ આપવાનું કામ મી૦ પટપટને સોંપ્યું હતું. તેઓએ ખરો ખોટો જવાબ ચીતરી કાઢચો અને થોડી ગુરુદક્ષિણા પણ તે છાપાવાળાને ત્યાં મોકલી દીધી. લખાણનો જવાબ ઝટ પ્રસિદ્ધ તો થયો, સાથે અધિપતિની ટીકા પણ હતી કે:–"અમુને મક્કમપણે ખબર મળી છે કે, અમારા ચર્ચાપતરીની ખબરમાં કંઈ વજુદ નથી. આય બાબતનો ખોલાસો અમને ઘણો જ પાયાદાર માણસ તરફથી મળ્યો છે, જે અમુને પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે." વગેરે.

અધિપતિ સાહેબે લખતાં તો લખ્યું ને વાત ચકડોળે ચઢી. પછી ગમે તેટલું ભુંસી વાળવાનું કરે એથી શું? ઇજીપ્શીયન કોટન પ્લેન્ટેશનના શેરનો ભાવ એકદમ ગગડી ગયો. વળી બીજી જાત જાતની વાતો લોકોમાં ચર્ચાવા લાગી. એક વાત ચેરાચોળ થઈ કે પાછી ઠેકાણે આવતાં ઘણીવાર લાગે છે.

માણસની પડતીનો સમય આવે ત્યારે ચારે તરફથી આવે છે. જ્યારે તેનો ભાગ્યોદય અસ્ત થવા માંડે છે ત્યારે અણધારી હરકતો આવી પડે છે. વિપત્તિનાં વાદળાં ઘેરાઈ આવે છે. મી૦ ભગવાનદાસનો પડતીનો સમય હતો કે શું? તેમના શેરના ભાવ બેસી ગયા, તો બેસી ગયા, પણ તેમણે જે રૂનો સટ્ટો કર્યો હતો, તેમાં પણ ભારે ખોટ આવી હતી. બે વાગ્યાને સુમારે મી૦ પટપટ ઓફીસમાં આવ્યા. આવતાંની વાર હમાલે સમાચાર કહ્યા કે, "શેઠ બોલાવે છે."

મી૦ પટપટ શેઠની પાસે ગયા. જતાંનીવાર ભગવાનદાસે કહ્યું:—"કેમ મી૦ પટપટ! શેરના ભાવ તો બેસી ગયા."

"હાજી. એમાં શું?"

"એમાં શું? એમ કેમ?"

"એ તો આવશે ઠેકાણે કે લવાશે."

"શી રીતે? બીજી કંઈ તમને ખબર છે?"

"ના જી. શાની?"

"રૂની મંદીમાં આપણે ભારે ખોટ ખમવી પડશે. લગભગ રૂપીઆ અડધા લાખની."

"એ તો ફારચ્ય કઠણુ."

"કાલે વળી રેઈસમાં પણ મોટી રકમ મૂકવી પડી છે."

"એવું તો ઘણીવાર થાય, પણ આ ખોટનું કંઈ કરવું પડશે."

"એ તો થવાનું હશે તે થશે. શેરોનો ખળભળાટ વધી ગયો છે અને ડાયરેકટરોની મીટીંગ બોલાવવી પડશે."

"શા માટે? શેરનો ભાવ તો આપણે વધારી શકીશું?"

"શી રીતે?"

"આજે જ હમણાં બજારમાં આપણા માણસને મોકલી આપું છું, તે શેરો અમુક સંખ્યામાં ખરીદશે."

"તેથી શું વળવાનું?"

"એમ કેમ સાહેબ, સારી સંખ્યામાં ખરીદાયા તો ભાવ જરૂર વધશે."

"આપણે લઇને શું કરવા?"

"એમ શા માટે? ભાવ વધતાં જોઈ લેવાશે. નહીતર આગલે હાથે લઈ પાછલે હાથે, મારા નામના શેરો વેચી કહાડીશું!"

"શું જોઈ લેવાશે? કેવો ખળભળાટ થયો છે તેની ખબર છે?"

"હાજી. પણ એમાં હીંમત હારવાનું શું છે? રૂપીઆ ખોટના તો ભરી દેવાશે. પછીની વાત પછી. હું બજારમાં જઈ આવું અને દલાલને સૂચના આપું?"

"હા, જઇને વહેલા આવજો."

મી૦ પટપટ શેર બજારમાં ગયા. બહાર કમ્પાઉન્ડમાં માણસોનાં ટોળેટોળાં હતાં. જાત જાતની પાઘડીઓ જણાતી હતી. કોઈ કમ્પાઉન્ડની રેલીંગમાં અઢેલીને

ઉભા હતા, કોઈ બેન્ચ ઉપર બેઠેલા હતા. મોટેથી બુમો બરાડા થતા હતા. કેટલાક તો ગાડીમાં બેસીને ઓરડર આપતા. મી૦ પટપટે આવતાંની વાર દલાલને મળ્યા. એક બે જણને અમુક શેર લેવાનો હુકમ કર્યો. શેરનો ભાવ તદ્દન બેસી ગયો હતો. બજાર ઉઘડતાં જે ભાવ બોલાયો, તેની માગણી દલાલે કરી. સામેથી "આપ્યાનો જવાબ મળ્યો. એમ કેટલાક શેરો ખરીદાયા. જોતજોતામાં ભાવમાં થોડો ઘણો ફેરફાર થયો. મી૦ પટપટે આ કામ કરી ઓફીસમાં આવવા નીકળ્યા. પાછલે હાથે થોડાક થોડાક કાઢી નાંખ્યા.

આણી તરફ મી૦ ભગવાનદાસ બેઠા બેઠા વિચાર કરતા હતા, તેવામાં હમાલે આવી એક નોટ તેમના હાથમાં મૂકી. તેના પરબીડીયા ઉપર "ખાનગી" શબ્દો હતા. તે નોટ ઉઘાડી વાંચતાં જ મી૦ ભગવાનદાસ તો સ્તબ્ધ જ બની ગયા. દિગ્મૂઢ જેવા બેસી રહ્યા. તેમના મનમાં હતું કે 'આ શું? આ થયું શી રીતે?'

તેઓના મનમાં આવા પ્રકારની ભાવના જાગૃત હતી, એટલામાં હમાલે વળી વરધી આપી કે બહાર કેટલાક માણસો મળવા આવ્યા છે. આવનારને એક પછી એક અંદર આવવા હુકમ કર્યો. પ્રથમ આવનાર દલાલ હતો.

મી૦ ભગવાનદાસે કહ્યું:–"કેમ, આવો. શી હકીકત છે?"

આવનારે ખુરશી ઉપર બેસતાં જવાબ આપ્યો:–"જુઓને શેઠજી, પેલા રૂના વાયદાના રૂપીઆ આપવા જોઇએ; તે હવે વધારે વખત ચાલે નહીં. આપણી આબરૂને ખોટું દેખાય. તમે તો વેપારી છો, સમજો છો."

મી૦ ભગવાનદાસે વસંતને બોલાવ્યો અને એક ચેક લખવા કહ્યું.

વસંત ચેક લખી આપી ગયો.

મી૦ ભગવાનદાસે સહી કરી આપતાં કહ્યું:–"જુઓ ત્રીસ હજારનો ચેક છે. થયું કની? બાકીના સોમવારે ઓફીસમાંથી લઈ જજો."

દલાલ આ સાંભળી ચાલ્યો ગયો. એ ગયો નહીં કે, તરત જ બીજો આવ્યો.

આવનારે કહ્યું:–"શેઠજી આપને ત્યાં રૂપીઆ મૂક્યા છે અને આવતી કાલે હુંડી ભરવાની, માટે મારા પૈસા મને આજ જ મળવા જોઇએ; કારણ કે તેમ નહીં થાય તો હું હુંડી ભરી શકીશ નહીં."

મી૦ ભગવાનદાસે કહ્યું:–"આજ તો હવે બેંકમાં પૈસા નહીં મળે. હું તમને ચીઠ્ઠી લખી આપું, ત્યાંથી રાતના લઈ આવજો." એમ કહી વસંતને તે પ્રકારની ચીઠ્ઠી લખી આપવા કહ્યું.

આ પ્રમાણે કેટલાક આદમીઓ આવ્યા હતા, તેમને બને ત્યાં સૂધી મન વળાવવા જેવું કર્યું; પણ આખરે તેમને જણાયું કે આ પ્રમાણે તો બધા માણસોની સાથે પહોંચાશે નહીં. હમાલને બીજે દહાડે આવે, એવું ફરમાવવા હુકમ કર્યો. ચેક બુક જોતાં જણાતું હતું કે, બેન્કમાં રાખેલાં નાણાં ઉપરાંત ચેક લખી આપ્યો હતો.

આમ થોડીવાર થઈ, એટલે મી૦ પટપટે પાછા પધાર્યા. આવતાંની વાર શેઠની પાસે જઈ બોલ્યા:–

"શેઠ જુઓ, હું કહેતો હતો તે કાંઈ ખોટું? એ શેરોના ભાવ આજથી જ વધવા લાગ્યા."

"ઠીક. હમાલને કહો કોઇને પણ અંદર આવવા ન દે."

"વારૂ જી." કહી મી૰ પટપટએ હમાલને સૂચના આપી.

તેઓ બન્ને એકલા રહ્યા. એટલે ભગવાનદાસે મી૰ પટપટને કહ્યું કે, 'આ ખાનગી ચીઠ્ઠી આવી છે તે જુઓ.' મી૰ પટપટએ પટપટ તે ચીઠ્ઠી વાંચી. વાંચીને તે પણ નરમઘેંસ જેવો બની ગયો. શું કરવું? તે પ્રશ્ન હતો.

મી૰ ભગવાનદાસે પૂછ્યું:–"કેમ પટપટ, તમને શું લાગે છે?"

"આ બીના તો ઘણી ભયંકર છે. પૈસાનો સવાલ નથી. તે તો આપણે લાખ નહીં પણ લાખો આપી શકીએ એમ છે. પણ આ તો ફોજદારી થાય એવું છે."

"હા. છે તો ખરું, પણ શું કરવું તે સુઝતું નથી."

"પણ આ વાત શી રીતે બહાર ગઈ?"

"હું અને આપ સિવાય કોઈ જાણતું પણ ન હતું, ને આ ચીઠ્ઠી ઉપર તો પેલી બાબત હોવી જોઇએ એમ લાગે છે!"

"મને પણ એમ જણાય છે."

"પણ હું એમ કહું કે, આ વાત બહાર કેમ ગઈ? એ માણસને ખબર કેમ પડે? મારા અને તમારા સિવાય કોઈ જાણે છે કે?"

"ઘરના મહેતાને ખબર ખરી કની?"

"તેણે તો ત્યારે આ વાતને બહાર નહીં પાડી હોયને?"

"હા, પણ હવે આનું કરવું શું? તે કહોની?"

"એ તો ઘણો મુશ્કેલ સવાલ છે. મને લાગે છે કે, આપણે સોલીસીટરને મળીએ. કારણ કે આવી બાબતમાં કાયદાની સલાહ તેની તરફથી મળે તે ઠીક. આપણી બુદ્ધિ આ દિશામાં કામ કરે નહીં; કારણ કે આ ઘણી બારીકાઈની વાત છે."

"વારુ ત્યારે તમે મને રાતના મળજો. ઘેર આવી જજો." એમ કહી ભગવાનદાસ બહાર નીકળ્યા. જતાં જતાં વસંતને પણ એ જ આદેશ આપ્યો. ઓફીસમાંથી બહાર નીકળી સ્વારી મોટરમાં બેસી લાગલી સોલીસીટરને ત્યાં ગઈ.

આજ મી૰ ભગવાનદાસનું મન ઘણું જ ઉદાસ હતું. તેઓ નિસ્સીમ હીંમતવાન્ માણસ હતા, પણ આજ તેમની સ્થિતિ એવી હતી કે, તેમની હીંમત પણ હારી ગઈ હતી. નાંખ્યા પહોંચે એમ ન હતું. પૈસા મેળવવા, એ તો એમને મન રમત હતી. લાખો આપી દેવા, કે ઉડાવી દેવા, એમાં નવાઈ ન હતી. ક્યાંથી લાવીશ? એવો સવાલ એમના મનમાં ભાગ્યે જ થતો. તેમની છટા એવી હતી કે, ક્યાંથી ને ક્યાંથી પણ ધારી રકમ એકઠી કરવા ચૂકે નહીં. તેમનું વાક્ચાતુર્ય–દોસ્તીનો દાવો એવો હતો કે, ભલભલા કંજુસ કોઇને પઈ ન આપે, તે પણ તેમના પંજામાં આવી જાય. આવું હતું છતાં આજ તેમની હીંમત કેમ હારી ગઈ હતી? એવું શું હતું? આવા તાલંમબાજ, સર્વને મુઠીમાં રમાડે તેવાનું હૈયુ પાણી પોચું થઈ ગયું હતું.

ધોતીયાં ઢીલાં થઈ ગયાં હતાં. કાંઈ નહીં. વાત માત્ર એટલી હતી કે, તેમણે તેમની કમ્પનીના સંબંધમાં એવો ઘોટાળો કર્યો હતો કે, એમાંથી સટકવું મુશ્કેલ હતું. સદ્ભાગ્ય કે દુર્ભાગ્ય ગમે તે કહો, પણ એટલું સારું કે એમને ખબર મળી ચૂકી હતી. મી૦ ભગવાનદાસ ઘણા લાગવગવાળા માણુસ હતા. એ તો આપણે જાણીએ છીએ. વળી તેઓ યુરોપિયન વર્ગમાં ઘણા માનીતા હતા. તેમના પ્રતિ ભાવ હતો. વાત એ હતી કે, આ ઘોટાળાની ખબર એક લેણદારને પડી હતી અને તેણે તેને માટે વારંટ મેળવ્યું હતું. પણ આપણા ભગવાનદાસની લાગવગ બધે હતી, તેથી માજીસ્ટ્રેટે એ બીના ખાનગી નોટ લખી તેમને જણાવી દીધી હતી. શનિવારનો દિવસ હતો તેથી ઠીક હતું. સોમવારે સવારના વારંટ બજાવવાનું હતું.

મી૦ ભગવાનદાસ મોટરમાં બેઠા. તે સમયે તેમના મનમાં અનેક વિચાર થતા હતા. હાય! હાય! શું થશે? મારાં બૈરાં છોકરાંની શી વલે થશે? ગાડી મોટર રહેશે કે નહીં? આમાંથી બચવું કેવી રીતે? આમાંથી છૂટવાનો શું એક પણ ઉપાય હાથ નહીં રહે? ના, ના, એમ કેમ બને? સોલીસીટર કંઇને કંઈ યુક્તિ શોધી કાઢશે. પણ આબરુનું શું? એની કંઈ હરકત નહીં. ગઈ આબરુ મેળવતાં શી વાર લાગે છે? કોનાં દેવાળાં નથી નીકળ્યાં? એથી શું? શિર સલામત તો પગડી બોતેરી. એમ દિલાસો લેતા, વળી ઘડીમાં તેમનું મન નિરાશ બની જતું. આમ આશા અને નિરાશા વચ્ચે ઝોલાં ખાતા તેઓ સોલીસીટરની પેઢી આગળ આવી પહોંચ્યા.

તેમનો સોલીસીટર મુંબઇનો પ્રખ્યાતમાં પ્રખ્યાત હતો. કાયદા આંગળીને ટેરવે હતા, એટલું જ નહીં, પણ કાયદાની બારીકીનો સૂક્ષ્મ અભ્યાસ હતો. ખોટાનું ખરું, અમુક સંજોગોમાં કેમ કરી બતાવવું, એ એને મન રમત હતી. નાજુક પુરાવા ઉપર પણ કેસમાં ફતેહ મેળવવી, એ અસાધ્ય ન હતું. આવા કુશળ સોલીસીટરની સલાહ આવા વિષયમાં મળે, તે આખરની જ સલાહ—એમાં નવાઈ શું.

મી૦ ભગવાનદાસ તેમના સોલીસીટરની ઓફીસમાં પહોંચતાં જ અંદરના કલાર્કો ઉભા થયા. માથું નમાવી તેમની સલામ ઝીલી. મી૦ શંકરલાલ છે કે નહીં, તે ખબર પૂછી. હાનો જવાબ મળતાં, અંદર જઈ તેમની સેકહેન્ડ કરી વાતચીત કરવી શરુ કરી.

મી૦ શંકરલાલે પૂછ્યું:—"આજ અત્યારે આણી તરફ?"

"હાજી, એક ઘણાજ અગત્યના કામ માટે."

"એવું શું કામ છે? અહીં સુધી તસ્દી લેવી પડી."

"ઘણું જ અગત્યનું છે અને ખાસ એકાંતની જરૂર છે."

મી૦ શંકરલાલે આ સાંભળી પાસેની ઓરડીમાં સાથે ચાલવાનું કહ્યું. તેઓ બન્ને અંદર દાખલ થયા. એટલે મી૦ ભગવાનદાસે બધી હકીકત કહી.

તેમની હકીકત પૂરેપૂરી સાંભળ્યા પછી મી૦ શંકરલાલે કહ્યું:—"જુઓ મી૦ ભગવાનદાસ, તમે કહો છો તે વાત સત્ય હોય, અર્થાત્ કે તમે તે પ્રમાણે કર્યું હોય તો ક્રીમીનલ ચાર્જમાંથી છૂટવું મુશ્કેલ છે. બચાવ ગમે તેમ કરી શકીએ, પણ તેથી શું?

માત્ર સજામાં ફેરફાર થાય. તદન નિર્દોષ સાબીત થાઓ નહીં. તમારા પૈસા તો ઠીક, જાણે સમજ્યા. પણ તમે કહો છો તે આબરૂ સાચવવી મુશ્કેલ છે."

આ સાંભળી મી૦ ભગવાનદાસની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં અને બોલ્યા; "શું કાંઈ ઉપાય નથી ?" હું પગે પાઘડી મૂકું છું. મને પૈસાની પરવા નથી, પણ મારાં બાળબચ્ચાંનું શું થશે? કોઈ પણ ઇલાજ આપના હાથમાં નથી?"

"ના, જી, એવો ઈલાજ નથી. તમે જો અહીંથી બીજે ક્યાંક એટલે સ્વીટ્ઝરલાંડ જેવા સ્થળમાં જઈ રહો તો? તે સિવાય બીજો રસ્તો નથી. એમાં પણ આબરૂ તો જવાની જ ! જીંદગીનો તો કંઈ સવાલ નથી. સજા તો થાય જ, એમાં કંઈ છૂટકો નથી."

એ પ્રમાણે સોલીસીટરનો જવાબ સાંભળી ત્યાંથી રજા લઈ ભગવાનદાસ ચાલી નીકળ્યા. ત્યાંથી બારોબાર, તેઓ તેમના એક શ્રીમંત મિત્રને બંગલે વાલકેશ્વર ગયા. ત્યાં જઈ બધી હકીકત કહી, ગળગળા થઈ ગયા. બધી વાતચીત કરી, બન્ને જણ ખુલ્લા હૃદયથી રડ્યા. શું કરવું ? તેની એકેનેય સુઝ પડી નહીં. કયાંથી સુઝ પડે ? જ્યારે માણસ ઉપર મહાન્ આપત્તિ આવી પડે છે ત્યારે તેની બુદ્ધિ પણ ભ્રમિત થાય છે.

આખરે તે ગૃહસ્થે કહ્યું કે, "એ બધા રૂપીયા ભરી દેતાં પણ છૂટકો થાય એમ નથી ?"

મી૦ ભગવાનદાસે ના પાડી. આખરે લાંબી વાતચીત કરી છૂટા પડતાં પડતાં મી૦ ભગવાનદાસે આંખમાં પાણી આણી પોતાનાં બૈરાં છોકરાંની સંભાળ લેવા કહ્યું. ત્યાંથી બારોબાર ઘેર આવી, બૈરી છોકરાંને હસી મળી વાતચીત કરી, પછી વસંત આવ્યો હતો તેને અમુક સૂચના આપી, રાતે ફરી મળવા જણાવ્યું. મી૦ પટપટે તો આવીને પધારી ગયા હતા. વસંતે તે પ્રમાણે કર્યું.

ત્યાર બાદ સોમવારના રોજીંદા પત્રોમાં નીચેનો ફકરો હતો.

## "પત્તો નથી"

"અત્રેના જાણીતા શહેરી મી૦ ભગવાનદાસનો રવિવારની સાંઝથી પત્તો નથી. થોડુંક વખત થયાં એવણના સંબંધમાં અનેક અફવાઓ ચાલી રહી હતી અને એમ માનવાને કારણ મળે છે કે, એવી કંઈ ભયંકર બાબત બની હોવી જોઈએ કે તેઓએ એવું પગલું ભર્યું હોશે. પોલીસ એ બાબતની તપાસ ચલાવે છે. લોકોમાં અનેક અફવા ફેલાયલી છે અને તેમના સંબંધમાં ગપાટા ઘણા ચાલે છે. પણ નક્કી કંઈ પત્તો ગળ્યો નથી. આવા પ્રખ્યાત તવંગર અને લોકપ્રિય માણસ ગુમ થાય, એમાં મજબૂત શક હોવો સંભવે છે."



## પ્રકરણ ૭૧ મું

## પરિવર્તન

બીજે દિવસે સાંજના મન્યુ ફરવા નીકળ્યો. પ્રકૃતિએ કંઈ અપૂર્વ શોભા ધારણ કરી હતી. ગઈ રાતના વરસાદનાં સખ્ત ઝાપટાંથી રસ્તા ધોવાઈ ગયા હતા. ઝાડ લીલાં, નયનને તૃપ્તિ આપે એવાં જણાતાં હતાં. એક પ્રકારની સ્નિગ્ધતા વ્યાપી હતી. હંમેશની જગ્યાએ ફરતો ફરતો આવીને બેઠો, સ્હામે નજર કરી. ઝાડનીચે પાંદડાંમાં દેડકાં ડ્રૌં ડ્રૌં કરતાં હતાં. લાંબા પર્ણાચ્છાદિત બંગલાઓનાં પાણી વહી જવાના વાંકા ચુંકા માર્ગપર માથા ઉપર ધાબલી નાંખી જતા અવાર નવાર પહાડી સિવાય કંઈ જણાતું ન હતું. કોઈ સોલજર અથવા તો કોઈ યુરોપિયન રમણી છોકરાં કે આયા સાથે જતી નજરે પડતી. મન્યુ અહીં બેસી વિચાર કરવા લાગ્યો. તેના મનમાં ખટક પેદા થઈ, ગઈ સાંજની વાત યાદ આવી. તેના મનમાં ઉર્મિલાને 'ત્યાં જઈ ખબર કાઢી આવું' એમ થયું. વળી વિચાર થયો, શા માટે જાઉં, શા માટે ઝાઝા પ્રસંગમાં ફરીથી આવું? ચાલને અહીં બેસી થોડીવાર વિશ્રાંતિ લઈ ઘેર જાઉ." એમ વિવિધ વિચાર તેના મનમાં ઉભરાવા લાગ્યા. તેની બુદ્ધિને જવાનું અનુકૂળ ન લાગ્યું. તેના અંતઃકરણને, જવામાં શો વાંધો છે? તબીયત કેમ હશે? અહીં બેસીને શું કરીશ? આંટો મારી આવવામાં શું જાય છે? એમ લાગ્યું. આવાં બન્ને પરસ્પર વિરોધી વિચારમાં તે તે જગ્યાએ બેસી રહ્યો. આખરે જેમ કોઈ પ્રેરણાથી દોરાય, તે પ્રમાણે અંતઃકરણની લાગણીને વશ તે ઉર્મિલાના બંગલા તરફ ચાલી નીકળ્યો. આખરે બંગલા આગળ આવી પહોંચ્યો. આવીને બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થયો. નોકરે ખબર આપી કે, બાઇનું માથું દુખે છે, તેથી બહાર ગયાં નથી, ઉપર સુતેલાં છે. મન્યુએ નોકર સાથે ખબર મોકલાવી. નોકરે ઉપર આવવા બાઈ કહે છે, એમ કહ્યું. મન્યુ બંગલામાં મેડી ઉપર ગયો. મન્યુએ જોયું કે ઉર્મિલા એક પલંગ ઉપર સુતી હતી. પાસે જ એક ટીપાઈ ઉપર શીશી, પ્યાલો અને જળપાત્ર પડ્યું હતું. સફેદ ઝીણી સાડી પહેરી હતી અને એવો નાજુક તસતસતો ઝીણો અડધી બાંયનો પોલકો પહેર્યો હતો. પગથી કમર સુધીનો ભાગ શાલથી ઢંકાયલો હતો. સફેદ હંસના જેવી ડોક ઉઘાડી દીસતી હતી. માથા ઉપરથી વાળની લટ સરીને કપાળ ઉપર આવી હતી. વીલાયલા મૃણાલ જેવી, થાકને લીધે પલંગ ઉપર અલંકાર વગર પડેલીનું પ્રાકૃતિક સૌંદર્ય વધારે મનોરમ દીસતું હતું. તેને જોતાં જ કવિની "ગોરી તેરા ગોરા રૂપ હય બીન સિંગારસે આલા" લીટી તત્કાળ સ્મરણમાં આવી. મન્યુને જોતાં જ ઉર્મિલા બેઠી થવા ગઈ.

તેને તેમ કરવા જતાં અટકાવી. મન્યુ બોલ્યોઃ–"અહો શા માટે બેઠાં થાઓ છો? બેઠાં થવાની કંઈ જરૂર?"

"કાંઈ નહીં એમાં શું થયું?" ઉર્મિલાએ જવાબ આપ્યો.

"ના, ના, પણ શા માટે એ નકામી તકલીફ લ્યો છો?"

"એમાં તકલીફ શાની છે?"

"શરીર આરોગ્ય નથી. તમારાથી નહીં બેસી શકાય. સુઈ જ રહોની. સુતાં સુતાં જે કહેવું હોય તે કહેવાશે."

ઉર્મિલા સુઈ રહી. શાલ કેડ સુધી હતી, તે ડોક સુધી ઓઢી લીધી અને બોલી:—"સારું થયું તમે આવ્યા, હું ધારતી હતી કે જરૂર તમે આવશો."

"શાથી એમ ધારવું થયું?"

"કોણ જાણે સ્વાભાવિક રીતે મને લાગ્યું કે તમે આવશો. કહોને કે એક જાતની પ્રેરણા જ થઈ હતી."

"તમને પ્રેરણા એ જ ખરી માર્ગદર્શક વસ્તુ લાગે છે?"

"ના, ના, તેમ કહેવાનો મારો ભાવાર્થ નથી. આ સંસારાર્ણવમાં પ્રેરણા એ પંથપ્રદર્શક ધ્રુવ નથી. મનુષ્યને સદસદ્ વિવેકબુદ્ધિ આપી છે. આના યોગે ખરું ખોટું માણસ જાણી શકે છે. પણ એમ શું ઘણીવાર નથી બનતું કે, આપણે જેની યાદ વારંવાર કરીએ તે અકસ્માત્ બની આવે. કોણ જાણે શાથી મને એમ લાગતું હતું કે, આપ આવશો અને જરૂર આવ્યા. તમે તસ્દી લીધી."

"એમાં તસ્દી શાની? આજ કેમ છે તબીયત?"

"તબીયત તો છે એમને એમ. કાલના જરા શ્રમથી નબળાઈ વિશેષ લાગે છે, અને માથું દુખે છે."

"તમારે એટલો શ્રમ નહોતો લેવો જોઇતો. તમારી પ્રકૃતિ નાજુક છે. તેમાં વળી નબળાઈ."

"હા, પણ શી ખબર કે, એમ વરસાદ આવી પડશે?"

"હા અચાનક કોઈવાર એવું બની આવે છે. એમાં આપણો ઉપાય નથી. પણ તમે આજ દવા કંઈ લીધી છે કે નહિ?"

"દવા તો શી લઉં? ડોકટરે જે ટોનીક—શક્તિની દવા કહી છે, તે સાથે લેતી આવી છું."

"એમ કેમ? અહીં ડોકટરો છે, દવાખાનું છે, કેમીસ્ટ—વિલાયતી દવા વેચનાર—ની દુકાનો છે. ત્યાંથી મંગાવી લેવી હતી ને. એમ જો ઉપચાર નહિ કરો તો શરીર લથડશે."

"લથડીને શું?"

"એમ કેમ, શરીરની સંભાળ રાખવી, એ પણ એક કર્તવ્ય છે."

"હશે."

"હશે!! એમ શા માટે? એમાં શો શક? જો શરીરનું આરોગ્ય નષ્ટ થાય તો તેની સાથે સર્વ વસ્તુમાં આનંદ પણ નષ્ટ થાય. શરીરની સંભાળ રાખવી. મન આનંદમાં રાખવું. તેમ ન થવા દેવાથી જીવનનું સુખ નાશ પામે છે."

"જીવનમાં સુખ છે કે નહિ, એ પણ પ્રશ્ન છે."

"શા માટે એમ ધારવું થાય છે?"

"શા માટે? એમ શા સારુ પૂછો છો? જીવન સુખમય છે, એમ શા માટે ધારો છો? શું આ પૃથ્વી ઉપર દુઃખનું અસ્તિત્વ નથી? ઘણા માણસો સુખસુખ કરતાં સુખની પાછળ દોડે છે, પણ તે તો મૃગજળની માફક દૂરનું દૂર જણાય છે. આ આવ્યું, આ આવ્યું, એમ પકડાતાં હાથમાંથી સરી જાય છે. ઘણાં માણસો અન્યનાં

અંતઃકરણને કચરી નાંખે છે; છુંદી નાંખે છે. શા માટે તેઓ એમ કરે છે? એમાં જ શું તેમને સુખ પ્રાપ્ત થાય છે?"

એટલામાં નોકર ચ્હા લાવ્યો. ઉર્મિલા બેઠી થઈ. ટીપાઈ ઉપરથી શીશી ખસેડી લેવાનું નોકરને કહ્યું. તે પાસે લાવી તેના ઉપર ચ્હાનો પ્યાલો રાખવાને સુચવ્યું. બીજી ટીપાઈ ઉપર મન્યુને માટે ચ્હાનો પ્યાલો રખાવ્યો અને બોલી:–"તમને ચ્હા પીવામાં વાંધો છે કે?"

"ના, ના, ચ્હાનો ભક્ત તો તમે જ બનાવ્યો છે ને?"

"હા," કહી ઉર્મિલાએ નિઃશ્વાસ મૂક્યો. તેને પોતાની પહેલાંની સ્થિતિનું સ્મરણ થયું.

"શા માટે નિસાસો મૂકો છો? શું તમને તીવ્ર વેદના થાય છે?"

"ના, ના, તેવું કંઈનથી–સેજ. તમે સુખની વાત કરતા હતા. ઘણાં એવાં અભાગિયાં જન્મતાં જ અવતરે છે, જે સુખ તેમનાથી સો ગાઉ નાશે છે. ગમે તેમ માનો. હું મારી પોતાની જાતપરથી કહું તો મારા હૃદયમાં એક પ્રકારની વિષાદની છાયા, આત્મગ્લાનિની વિષમ યાતના અનુભવું છું. ચિત્તને શાંતિ નથી. ઉદ્દેશ્યહીન વિફલ જીવન ધારણ કરવાથી શું ફળ?"

મન્યુ ચૂપ બેસી રહ્યો. તેના હાથમાંના પ્યાલા સ્હામું ટગર ટગર જોઈ રહ્યો. તેના મનમાં કંઈ ઓર વિચાર ચાલતા હતા. જેમ ઘણા જોરથી દાબી રાખેલો ફુવારો બમણા જોરથી ઉડે, તેવી તેની સ્થિતિ હતી. ઉર્મિલાનો ક્લાન્ત ચ્હેરો, નૈસર્ગિક સૌંદર્ય, તેના અંતઃકરણના ભાવ જોઈ તેના પૂર્વ સંસ્કારો ઉદધિનાં મોજાંની માફક તેના અંતઃકરણપર અથડાઈ આઘાત કરવા લાગ્યા. આખરે તે બોલ્યો:

"ઉર્મિલે! ઉર્મિલે!! તારા સુખના નાશનું કારણ હું છું. હું તે સારી રીતે જાણું છું, સમજું છું. મેં જ તારા હૃદયમાં એક પ્રકારનું વિષ રેડયું છે. એ વિષની અસરથી અત્યારે તું આ યાતના ભોગવે છે. હું જ તારા માર્ગમાં કંટક થયો છું. હું જ અધમ આ સર્વ વિનાશનું કારણ છું. હું જ તારા વિષાદમય જીવન, અશાન્ત ચિત્ત, ઉદ્દેશ્યહીન પ્રવૃત્તિનું મૂળ હું જ–હું જ છું. હું જ પાપી–"

મન્યુ આગળ કહેવા જતો હતો, એટલામાં ઉર્મિલા બોલી ઉઠી:–"ના, ના, મન્યુકુમાર! તમે એવું કહેતા ના. તમારો શો વાંક છે? તમે પોતાને શા માટે અપરાધી માની લ્યો છો? તમે મારા સુખને માટે ઘણું કર્યું છે. તમે મારા આરાધ્ય દેવ છો. જ્યારે જ્યારે વિષમ અવસ્થામાં આવી પડી છું, જ્યારે જ્યારે કઠણ સંજોગોમાં ફસાઈ છું, ત્યારે ત્યારે તમે પોતે મારા સુખને માટે આત્મવિસર્જન આપ્યું છે. મેં તમારું સર્વ નાશ કર્યું છે. હું જ હીનભાગ્ય છું. ઓ–હ્વા...તમારું હૃદય કોમળ, સ્નેહમય પ્રેમપૂર્ણ છે. વાંક આ હીનભાગ્યનો છે."

"નહિ–નહિ. મેં મારા હાથે તમારા આશાકુસુમનું દલન કર્યું છે. તમારા સંસારસુખની આશા તોડી નાંખી છે. આ બધાનું કારણ હું જ છું, હું જ છું. ફીકર નહિ–ચિંતા નહિ. આ જીવનમાં કાંઈ આપને ભૂલવાનો નથી. મેં જે નુકસાન કર્યું છે, તેનો બદલો વાળીશ. સંસારમાં અનેક કર્તવ્ય છે. સંસારનાં સમાજનાં બંધનપર

પદાઘાત કરીશ. માન, મર્યાદા, ગૌરવ, મહાન્ કર્તવ્ય આગળ તુચ્છ છે. એ સર્વનો હું પરિત્યાગ કરીશ."

મન્યુ આવેશમાં, જુસ્સામાં, બેભાનપણામાં ગાંડાની માફક લવી ગયો. તેના અંતઃકરણમાં શુદ્ધિ હતી કે નહિ? તેને એક જાતનો ભ્રમ થયો હતો કે એક જાતનો નિશો વ્યાપ્યો હતો. શું હતું, તેની તેને પોતાને જ ખબર ન હતી.

"ના, ના, એમ કરતા ના. હું તમારા માર્ગમાં અવરોધ કરવા માંગતી નથી." એટલું કહી વધારે બોલવાથી થાકી ગઈ હોય, તેમ ઉર્મિલા પલંગપર સૂઈ ગઈ. આ પ્રમાણે તેઓ ધીમે ધીમે અશાંત ચિત્તે વાતો કરવા લાગ્યા. વાતોમાં એવાં મશગુલ થઈ ગયાં કે, મન્યુને સમયનું ભાન રહ્યું નહિ. ઉર્મિલાને તેના માથા દુખવાનું ભાન ન રહ્યું.

ઉર્મિલાને પોતાની વાત કરવામાં અને મન્યુના સરળ હૃદયના ઉભરા સાંભળવામાં એક પ્રકારની મધુર લાગણી થતી હતી. તેના હૃદયને એક પ્રકારની ન્યૂનતા હમેશ જણાતી હતી. તેનું હૃદય મરુભૂમિ સમાન બની ગયું હતું. મન્યુના શબ્દોએ આશા-સિંચન કર્યા જેવું ભાસતું હતું. તેના પોતાના આંતરિક ભાવ બહાર કાઢવામાં વિલક્ષણ આનંદ થતો હતો. તેણે જીંદગીનાં સુખ દુઃખ અને પરિવર્તન જોયાં હતાં. તે પોતાનું અંતઃકરણ દ્રવીભૂત કરી રેડવા લાગી. આમ કરવામાં કંઈ ઓર આનંદ જણાતો હતો. શું તે જાણી જોઈને આમ કરતી હતી? શું મન્યુને લુબ્ધ કરવા માંગતી હતી? ના, તેના અંતઃકરણને આમ કરવામાં આશ્વાસન મળતું. તેનું હૈયું ખાલી કરવામાં તેનું દુઃખ જતું રહેતું હતું. અજાણપણે, નિષ્કપટતાથી કે કોઈ પ્રેરક બળથી તેનો આત્મા ઉડીને મન્યુના આત્માને સ્પર્શતો, આલિંગતો, અજાણપણે તેના હૃદયનો ભાવ તેની તરફ ઢોળાતો. તેના હૃદયનો સ્રોત મદમસ્ત નદીના પૂરના પ્રવાહની માફક લોકલાજરૂપી કાઠાંના કડકા કરતો વહ્યો જાતો હતો. તેને પોતાની સ્થિતિનું ભાન ન હતું.

મન્યુના મનમાં પણ વિલક્ષણ પ્રકારની લાગણીઓ જાગૃત થઈ હતી. તેનું મન કુરુક્ષેત્રની યુદ્ધભૂમિના જેવું થયું હતું. આખરે નરમ, ગળગળા જેવો થઈ, રજા લઈ તે ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તે જતાં, અનેક તર્ક વિતર્ક તેના મનમાં ઘોળાવા લાગ્યા. 'શા માટે હું મારા વ્યવસ્થિત રીતે નિશ્ચિત કરેલા વર્તનના માર્ગથી સરી જાઉં છું? શા માટે એ પથે આક્રમણ કરવાની શક્તિ ગુમાવી—દેઉં છું? શા માટે ઉર્મિલાને જોવાથી વિલક્ષણ લાગણીઓ જન્મ પામે છે? શા માટે મારું હૃદય તેના પ્રતિ વેગથી દોડે છે? શા માટે તેની સાથેનો વાતચીતનો પ્રસંગ એક પ્રકારની માદકતા પ્રેરે છે? શા માટે હું મારી લાગણીઓપરનો અધિકાર ખોઉં છું? શાથી આત્મવિસ્મૃત થાઉં છું? આત્મ-સંયમ ખોઉં છું? સ્ત્રીનું આકર્ષણબળ મને ઘસડી જાય છે. શાથી? શા માટે મારો બુદ્ધિદીપ હોલવાઈ જાય છે?' એક પ્રકારના વાવાઝોડા આગળ જેમ કુમળું વૃક્ષ નમી પડે, તેવી મારી સ્થિતિ થાય છે. જળના પ્રવાહપર તણખલું જેમ જળનો પ્રવાહ વહે, તેમ તે તરતું જાય તેવી તેની અવસ્થા હતી. એક તરફ તેના કાનમાં કોઈ ફુંક મારતું હતું કે, એ માર્ગે જઇશ ના, તારા પોતાના સિદ્ધાંતોને વળગી રહે. બીજી તરફ તેને એમ ભાસતું હતું કે, જે રમણીનો સ્નેહ આકર્ષણ કરે છે તેને આધીન થા, તન્મય

બની જા. એમ કરવાથી મનની વ્યથા દૂર થશે, શાંતિ મળશે. વળી ક્ષણભર વિચાર થતો કે, એ શાંતિ ચિરસ્થાયી હશે? શું તેનું પરિવર્તન નહિ થાય? મન્યુ બે પ્રકારની વિલક્ષણ લાગણીઓના વિરોધી બળમાં કઈ બાજુએ ઘસડાવું, એનો વિચાર કરતો હતો. તેને સૂઝ પડતી નહિ હતી. સમાજનાં બંધનો તેના માર્ગમાં અવરોધ નાંખતાં હતાં. તેના હૃદયની વૃત્તિ એ બંધનોને તોડી જૂદી જ દિશા ગ્રહણ કરવા પ્રેરતી હતી.

આમ વિચારમાં ગર્ક થઈ તે રસ્તે ચાલવા લાગ્યો. રસ્તો સુમસામ લાગતો હતો. રસ્તે કોઈ અવાર નવાર પસાર થતું. તમરાંનો અવાજ કાને પડતો હતો. આ સર્વપ્રતિ લક્ષ આપ્યા વગર, યંત્રની માફક ચાલતો ચાલતો મન્યુ પોતાને મુકામે આવી પહોંચ્યો. તેનો મિત્ર હરદયાળ તેના આવવા પહેલાં જ આવીને બેઠો હતો.

મન્યુને જોતાં જ બોલ્યો:–"કેમ મિત્ર! આજ તો બહુ વાર લાગી."

"હા. જરા મોડું થયું. આજ હર્મીટમાં ગયો હતો."

"કેમ છે એ તારાં ઓળખીતાં?" "આજ તેઓ જરા વધારે બિમાર છે."

"ઠીક તેથી જ વાર થઈ હશે. વારુ, ચાલો ત્યારે વાળુ કરી લઇએ."

"હા, ચાલો."

બન્ને જણા જમવા બેઠા. મન્યુ ચૂપ હતો. તે જોઈ તેના મિત્રે પૂછ્યું–"કેમ મિત્ર! આજે તું શા વિચારમાં છે? કંઇક ઉંડા વિચારમાં હોય એમ લાગે છે."

"કંઈ નહિ, સેજ. ઉંડા વિચાર શાના?" "ના, ના. તોયે કહે તો ખરો.'

"શું કહું? વારુ હજી તું તારા પહેલાં હતા તેવા જ વિચારો ધરાવે છે કે ફેરફાર થયો છે?"

"ફેરફાર તો કંઈ જ નથી થયો. પણ તું શાની વાત કરે છે?"

"સમાજની, સમાજના બંધનોની."

"ઠીક સમાજના વિષયમાં મારા વિચાર એના એ જ છે."

"ઠીક આપણે જમ્યા પછી વાતચીત કરીશું. જમતાં જમતાં એ વાતમાં વાર લાગે છે.'

એમ કહી તેઓ મુગા મુગા જમવા લાગ્યા. જમી રહ્યા પછી પાન સોપારી ખાધા પછી ફરીથી મન્યુએ વાત ઉપાડી.

મન્યુએ કહ્યું:–"આપણા સમાજમાં બંધનો વિષે શું ધારે છે?"

"કયાં બંધનો?" "રીત રીવાજનાં વગેરે."

"વારુ એને જો બંધનો જ ગણીએ તો કેટલાંક ઇષ્ટ છે અને કેટલાંક અનિષ્ટ છે."

"અનિષ્ઠ શી રીતે અને ઇષ્ટ શી રીતે?"

"દરેક સમાજનું દરેક વ્યક્તિનું લક્ષ્ય પ્રગતિ તરફ, ઉન્નતિ તરફ હોવું જોઇએ. જે રીત રીવાજો આ ઉન્નતિ કહો કે ઉત્ક્રાંતિ કહો તેને સહાયભૂત થનારાં હોય, તે ઇષ્ટ છે. જે હાનિકારક હોય તે અનિષ્ટ છે." "તું વિજ્ઞાનની દૃષ્ટિએ વાત કરે છે?"

"હા, અવશ્ય એમાં શક શો? પ્રાણિવિદ્યાથી જોઇએ તો તું જાણે છે કે, આ સૃષ્ટિમાં ચારે તરફ જીવનકલહ છે અને એમાં જે યોગ્યતમ હોય, તે જ વિજય મેળવે છે. યોગ્યતમનું અધિષ્ઠાન–Survival of the fittest–એ પ્રકૃતિનો દુર્ભેદ્ય નિયમ છે.'

"મન્યુ, પણ અહીં સમાજના રીતરીવાજોમાં શું?"

"શું કેમ? સમય બદલાય છે, તેમ એ વિગ્રહનું સ્વરૂપ બદલાય છે. જો કે વિગ્રહ તો એનો એ જ રહે છે. એ સમયને અનુરૂપ અનુકૂળતા પ્રાપ્ત ન કરે તો નષ્ટ થાય. એટલામાટે આપણા રીત રીવાજો સાંસારિક કે સામાજિક ગમે તે તરેહના હોય, તે વસ્તુસ્થિત્યનુસાર બદલાવા જોઇએ. જ્યારે એ અમુક રીવાજો જે પ્રસંગે અસ્તિત્વમાં આવ્યા હશે, તે પ્રસંગે ઉપયોગી હશે. હવે વસ્તુસ્થિતિ બદલાઈ તો તેને અનુસરીને રીતરીવાજો બદલાવા જોઈએ."

"બદલાવા જોઇએ એ બધું ઠીક છે. બદલાય છે ક્યાં? કોણ બદલાવા દે છે?"

"એમ કેમ, લાંબા મોડા બદલવા વગર છૂટકો નથી. જો તે નહિ બદલાય, વસ્તુસ્થિત્યનુસાર ફરી નહિ યોજાય, તો તે સમાજનો હ્રાસ થવાનો. આપણે એવા હિતાવહ ફેરફાર ન યોજવાને લીધે ઘણું ખમીએ અને ખમીશું."

"બરાબર છે. ખમીએ છે અને ખમીશું, પણ બદલીશું નહિ. એક સમાજમાં લાંબા પરાપૂર્વથી ચાલતાં આવતાં બંધનોને એક વ્યક્તિ શી રીતે તોડી શકે?"

"ન તોડી શકે એ ઠીક છે, પણ એ સાથે કબુલ છે કે તોડી શકે. દાખલા તરીકે માર્ટીન લ્યુથરનો દાખલો લ્યો. તેણે આખી યુરોપિય પ્રજાની ગતિ બીજી દિશામાં ફેરવી નાંખી. મહાન્ પુરુષો એવાં કાર્ય કરી શકે છે. ગૌતમ બુદ્ધે તેના સમયને અનુકૂળ ફેરફાર કરી નાંખ્યો. મહાત્મા રામમોહનરાયે એવો જ ઝુંડો ઉઠાવી સતીનો પ્રથા બંધ કરાવ્યો."

"એ બધું ઠીક છે. મહાન્ પુરુષની મહત્તા પણ તેના એ સંજોગોને અંગે છે. એ સમયના મહાન્ પુરુષની મહત્તા આ સમયે જૂદું જ રૂપ લેત. વળી મહાન્ પુરુષ શું કરે છે? પોતાની શક્તિ તે સમયના અનુરૂપ કાર્યમાં પ્રેરે છે. મહાન્ પુરુષ સંજોગોને ઉત્પન્ન કરતો નથી. સંજોગો મહાન્ પુરુષને ઉત્પન્ન કરે છે."

"ઠીક છે. બરાબર છે." હરદયાળે કબુલ કર્યું.

"વારુ ત્યારે હવે વાત એ છે કે, આપણે એ મહાન્ પુરુષોની મહત્તા શામાં છે તે જોઇએ. બીજા લક્ષણો જોવા જતાં તને એમ નથી ભાસતું કે, એ લોકોએ વ્યક્તિસ્વાતંત્ર્યને સમાજને અધીન ગણ્યું નથી?" "એટલે તું શું કહેવા માગેછ?"

"એટલે એમ કે, તેમણે પોતાના વિચારને સમાજના બંધનોને અધીન ગણ્યા નથી. જ્યારે લ્યુથરે પોતાના શ્વાસકમ્પથી પોપોની લીલારૂપી ઈમારતને જમીનદોસ્ત કરી નાંખી, ત્યારે તેણે શું કર્યું? તે સમયે સમાજના અમુક ચાલતા આવેલા રીવાજો હતા, વિચારો હતા, તેને અધીન થયો નહિ. એ જ પ્રમાણે રામમોહનરાયનો દાખલો છે. તેને મારી નાંખવાની ભીતિ બતાવવામાં આવી. એટલે સમાજે કહ્યું કે, આ અમારી વિચારપ્રણાલિ છે, તેને વશવર્તી થઈ રહો. તેણે તેમ કર્યું નહિ; પોતાને ઇષ્ટ અને રુચિકર લાગ્યું, તે પ્રમાણે વર્તન કર્યું. અર્થાત્ કે તેમને મતે–Subordination of an individual to the tyranny of society.–સમાજના ત્રાસદાયક બંધનોનું વ્યક્તિએ આધીનત્વ માનવું, એ ઇષ્ટ ન હતું."

"કેટલેક અંશે એ યથાર્થ છે."

"કેટલેક અંશે એમ કેમ વારુ?"

"તું જ જોઈ શકશે કે, જેમ અમુક માણુસને એક વાત કરવાની છૂટ છે, તેવી જ રીતે બીજાને પણ છૂટ છે. હવે વાત એ છે કે, તારું વ્યક્તિસ્વાતંત્ર્ય બીજાના વ્યક્તિસ્વાતંત્ર્યની આડે આવવું ન જોઇએ."

"બરાબર છે," મન્યુ ખુશી થઇને બોલ્યો. "એ પ્રમાણે વર્તવામાં વાંધો નહિ ને?" "કોઈ પણ પ્રકારે નહિ; એમાં વાંધો શાનો?"

"ત્યારે આપણુને સમાજ અમુક રીતે વર્તવા ફરજ પાડે એવું કેમ? આવે સમયે મારું ધારવું એમ છે કે, માણુસે પોતાની મરજી અનુસાર કાર્ય કરવું."

"પણ તે સમાજને હિતાવહ હોવું જોઇએ."

"વળી પાછી એ વાત ક્યાંથી આવી? સમાજ તો સતીના ચાલને હિતાવહ માનતી હતી. એ પ્રથાને બંધ કરવો સમાજને હિતાવહ ન હતો માટે?"

"ઠીક તું કહેવા શું માગે છે?"

"કેટલીક બાબતોમાં માણસે પોતાને ઇષ્ટ લાગે તે કરવું. ન્યાયપુરઃસર લાગે તે કરવું."

"પણ અહીં પ્રશ્ન એનો એ આવશે. સમાજનો અને વ્યક્તિનો સંબંધ નિશ્ચિત કરવો જોઇએ. મને લાગે છે કે, વર્તનને માટે અમુક હદ હોવી જોઇએ."

એમ કેટલીકવાર વાતચીત કર્યા પછી મન્યુ પોતાના ઓરડામાં જઈ પલંગપર પડ્યો. તેને સમાજનાં બંધનો કેટલાંક ઇષ્ટ લાગતાં ન હતાં. ઉર્મિલાની સાથે ફરી લગ્ન કરવામાં સમાજ શા માટે આડે આવે? મારું વ્યક્તિસ્વાતંત્ર્ય કઈ હદ સુધી છે? એ વિચારો તેના મનને રુંધતા હતા. મી૦ હરદયાળની સાથે વાતચીત કરતાં તેને પોતાના વિચારો ખોટા જણાયા નહિ. તેને એમ ભાસ્યું કે, સમાજ એક પ્રકારના (Artificial restriction) અસ્વભાવિક અવરોધ નાંખે છે, તે દૂર કરવા જોઇએ. શામાટે સમાજ વ્યક્તિસ્વાતંત્ર્યનીઆડે આવતી હશે? એમ વિચારમાં ને વિચારમાં ફરીથી તેને ઉર્મિલાનું સ્મરણ થયું. સ્મરણ થતાંનીવાર અંતઃકરણમાં એક તરેહનો આઘાત થયો. કોઈ આકર્ષક બળ તેને તેની તરફ ખેંચી જતું હોય એવું ભાસ્યું. એ લાગણીનો અવરોધ કરવા જતાં એક પ્રકારની ગ્લાનિ તેને થવા માંડી. આખરે કંટાળી બત્તી બળતી હતી, તે મોટી કીધી. બુકસેલ્ફપર હાથ ફેરવી એક પુસ્તક લીધું. Nietszche નિયત્ઝેનું એક વોલ્યુમ હતું, ઉઘાડી જોયું, વાંચવા માંડ્યું. વાંચતાં જ "જ્યારે આપણી સત્તાશક્તિ પૂરેપૂરી ચૂર્ણ થાય છે ત્યારે આપણા હક્ક જેવું કંઈ રહેતું નથી." વાંચતાં વાંચતાં વિચાર કરવા લાગ્યો અને એમ વિચારમાં ને વિચારમાં નિદ્રાધીન થયો.

---

## પ્રકરણ ૭૨ મું
## અમૃત કે ઝેર?

મન્યુની સ્થિતિ વિલક્ષણ હતી. તેના મનમાં જે ભાવ થતા હતા, તેનું તે અન્વેષણ કરતો હતો. એક પ્રકારની કસોટી ઉપર તેના વિચાર મૂકતો હતો. પણ તેનું મન માનતું નહીં. તેનું હૃદય છટપટ કરતું. તેના હૃદયનો વેગ દબાતો નહીં. તેના હૃદયનો પ્રવાહ ઉર્મિલા તરફ ઢળતો હતો.

મન્યુ વિચાર કરતો હતો. 'મનુષ્ય ભ્રાંત છે કે અભ્રાંત? મનુષ્ય ભ્રાંત છે. કારણ કે ઘણીવાર જોવામાં આવે છે કે, આજ મનુષ્ય જે ઇષ્ટ ધારીને કરે છે તેનું અનિષ્ટ પરિણામ કાલે આવે છે. તેનાથી જગતનો ઉપકારને બદલે અપકાર થાય છે. શું મનુષ્ય ભ્રાંત નથી? છે. તેનાં વિપુલ પ્રમાણો મળે છે. ગતકાળમાં જે કેટલાંક માણસો કરી ગયાં છે, કથી ગયાં છે, તેમાં આજ યથેષ્ટ ભૂલ માલમ પડે છે. ગમે તેમ પણ માણસનું જ્ઞાન સીમાબદ્ધ. તેનું સઘળું સીમાબદ્ધ; નહીં તો એક જણને જે ધર્મ ભાસે છે; તે બીજાને પાપ ભાસે છે.' વળી તે વિચાર કરવા લાગ્યો. 'મનુષ્ય ભ્રાંત! હા. પણ શું તે અભ્રાંત છે જ નહીં? ના, ના, તેમ કેમ બને? માણસો કેટલાંક કામ કરતાં આવ્યાં છે, તે જ પ્રમાણે તેવાં કાર્યો હજી સુધી થાય છે. તેમાં પરિવર્તન નથી. મનુષ્યને હાથે એવી કેટલીક સત્ય બિના જણાય છે, જે શતાબ્દીઓના વહેવા સાથે હજી તેવીને તેવી જ મનાય છે. માણસ અભ્રાંત પણ છે. કારણ કે એવું પણ જોવામાં આવે છે. પૃથ્વીના સમગ્રભાગમાં અમુક વિષયને માટે એક જ વિચાર મનુષ્યના હૃદયમાં આધિપત્ય ભોગવે છે.' વળી તે વધારે ઉંડા વિચાર કરવા લાગ્યો. "ત્યારે આ ભ્રાંતિવાદ ખોટો? જેઓ કેવળ ભ્રાંતિ ભ્રાંતિ કર્યાં કરે છે, તેઓ મૂર્ખ છે. માથા ઉપર સુશોભિત નક્ષત્રમાળા, સમુદ્ર, વૃક્ષ, લતા આદિ જે હું જોઉં છું, તે બધું શું ભ્રમપૂર્ણ છે? મારું પોતાનું અસ્તિત્વ પણ ભ્રમપૂર્ણ જ હોવું જોઇએ? હું છું કે નહીં? છટ્. જો આ બધુંય ભ્રાંતિમય હોય તો જીવનના પ્રથમ દિવસે જે જોતો આવ્યો છું, તે સઘળું તેવા જ પ્રકારનું અને બીજા પ્રકારનું કેમ ભાસતું નથી? બાલ્યકાળથી બાહ્ય જગતને જે પ્રકારે જોતો આવ્યો છું, તે જ પ્રમાણે શા માટે જોઉં છું? બાલ્યકાળથી અન્ન જે પ્રમાણે શરીરને પુષ્ટિસાધનરૂપ જણાતું હતું, આજ પણ તે જ પ્રમાણે જણાય છે. બાલ્યકાળથી જેને સત્ય માનું છું, આજે તે પણ મિથ્યા ભાસતું નથી." તેને કંઈ સમજ પડી નહીં. તે વિરોધી વિચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યો. તેને ભાસ્યું કે:—"જો વસ્તુસ્થિતિ આમ છે, ત્યારે મને જે મંગળકર લાગે છે, તે બીજાને અન્યાયરૂપ શા માટે ભાસે છે? મને જે ઇષ્ટ લાગે છે, તેવા જ પ્રકારનો સ્નેહ બીજાને વર્જ્ય શા માટે ભાસે છે? હું જે કાર્યમાં આનંદ માનું છું, તેમાં બીજા અનુતાપ શા માટે જુએ છે? એકવાર એ જ વિષયમાં ઉદાસીનતા તો બીજી ક્ષણે તેને માટે લાલસાથી જીવ સ્થિર અસ્થિર શા માટે થાય છે? મારા વિચાર ભ્રમપૂર્ણ છે કે સમાજના વિચાર ભ્રમપૂર્ણ છે? શા માટે સમાજે મારું વિચારસ્વાતંત્ર્ય, વ્યક્તિસ્વાતંત્ર્ય છીનવી લેવું જોઇએ? સમાજના નિયમો શા માટે મને બંધનકર્તા હોવા જોઇએ? કાયદો અમુક બાબતમાં સમાજના બંધનનો અસ્વીકાર

કરે છે. કાયદાનું બંધારણ ન્યાય–Equity ઉપર છે. તો પછી હું એવું પગલું ભરું તો ન્યાયપુરઃસર છે. સમાજને ન્યાયની પરવા નથી. સમાજ તો માત્ર અંધશ્રદ્ધાથી રૂઢિને અવલમ્બે છે. સમાજની વિવેકબુદ્ધિને પક્ષાઘાત થયો હોય તો મારે પણ મારી વિવેકબુદ્ધિને શું ગંગામાં વહેવરાવી દેવી જોઇએ? નહીં. નહીં. હું કદી એમ નહીં કરું. મને યોગ્ય લાગશે તે કરીશ. સમાજની પરવા નહીં કરું. લોકની પરવા નહીં કરું. જ્ઞાતિની પરવા નહીં કરું. શા માટે કરું? સમાજે મારે માટે શું કર્યું છે? શા માટે સમાજનો હું બલિ થઈ પડું. મારા સુખનો માર્ગ મારે મોકળો છે. સમાજ બહિષ્કૃત કરશે? પરવા નહીં. સમાજ મૂર્ખ માનશે, નિંદા કરશે. પરવા નહીં. મારું કામ જો વ્યાજબી છે તો પારકી નિંદા કે સ્તુતિની સાથે શી લેવા દેવા છે? કંઈ નહીં–કંઈ નહીં."

એમ વિચારમાં ને વિચારમાં થોડીવાર બેસી રહ્યો. શું કરવું, તેની તેને સૂઝ પડી નહીં. આખરે તે બેઠો હતો ત્યાંથી ઉઠયો. ટેબલ આગળ આવ્યો. આવીને કાગળ લખવા માંડ્યો.

મન્સુરી, તા. ૧૨–૩૦–૦

પ્રિય હૃદય,

લાંબા સમયથી કાગળ લખી શકયો નથી; ક્ષમા. આ શાંત સ્થળે આવ્યા પછી લાંબા પ્રવાસ પછી મનને અમુક પ્રકારની શાંતિ મળશે, એવી આશા રાખી હતી. પણ ઠગારી આશાએ મને ઠગ્યો છે. આ નવીન સ્થળમાં, નવીન જાતિમાં અને નવીન દૃશ્યમાં સર્વ જૂનું ભૂલી જઇશ, પણ તેવું કંઈ બન્યું નથી. ઘટના યોગે અહીં વિલક્ષણ યોગાયોગ બની આવ્યો છે.

પ્રિય ભાઈ! મનુષ્યના હૃદયમાં ઉંડા પેસવાની શક્તિ તારી પાસે છે? હૃદયસાગરમાં ડૂબકી મારી તેના ઉંડાણમાં જવાની તાકાત છે? મનુષ્યહૃદયના અંતસ્થળમાં પહોંચવાની શક્તિ ન હોય તો એકવાર થોડી ક્ષણને માટે ઈશ્વર તને એ શક્તિ આપે, એમ હું ઇચ્છું છું. એ જોઇને પછી ન્યાય કરજે અને ત્યાર પછી મારા પત્રનો ઉત્તર લખજે.

અહીં એક સમયે સાંજના ફરવા ગયો. ચારે દિશાએથી વાદળાં એકઠાં થઈ આવ્યાં. તોફાની પવન ફુંકાવા લાગ્યો. વાદળાં વધારે એકઠાં થતાં ગયાં અને વરસાદ વરસવા લાગ્યો. આવા તોફાની સમયમાં છત્રી વગર વરસાદથી ભીંજાતી ક્ષીણાંગી, ગ્લાનવદના એક ગુર્જર બાળા નજરે પડી. મેં ચોંકીને જોયું કે, આ સ્થળે ગુર્જર બાળા અહીં કયાંથી? અહીં દેશીઓ તો માત્ર ગણ્યા ગાંઠા અને તે પણ પંજાબાદિના. ક્ષણભર જોતાં સ્મરણમાં આવ્યું કે, તે બાળાને જોઈ હોવી જોઇએ. તરત જ ધ્યાનમાં આવ્યું કે, તે કોઈ નહીં પણ ઉર્મિલા હતી. તેની આવી સ્થિતિ જોઈ આપદની વેળાએ તેને ત્યાં મદદ ન કરવી, એ ઉચિત જણાયું નહીં. રીકશા મંગાવી તેને તેના બંગલા સુધી પહોંચતી કરી.

પ્રિય હૃદય! આવી વેળાએ તું પણ શું કરે? મદદ કરવી આવશ્યક હતી. ખેર! તેની પહેલાં જેવી સ્થિતિ નથી. તેના ભાવમાં પણ પરિવર્તન થયું છે. એક

પ્રકારની વિષાદની મ્લાન છાયા સ્પષ્ટ જણાઈ આવે છે. તેની શારીરિક તેમ જ માનસિક સ્થિતિ અનુકમ્પાને પાત્ર છે, તેણે ઘણું સહન કર્યું છે. તેણે જે જે વેઠયું છે, તે મારાથી અજ્ઞાત નથી. તેની ખરી સ્થિતિ જાણી, મારો સ્વાભાવિક પ્રેમ તેના ઉપર થાય છે. કોણ જાણે તેને જોતાંજ મારા વિચાર પલટાઈ જાય છે. તે કમનીય મુખ જોતાં એક પ્રકારની દયાની લાગણી—કોણ જાણે કેવી લાગણી પેદા થાય છે. તેણે મારા સુખને માટે, આત્મસુખને વિસર્જન આપ્યું છે. મનમાં મારીજ પ્રતિમા લઇને ફરે છે.

મારો પ્રેમનો પ્રવાહ દિશા પલટી જોરથી વહે છે. તેની ગતિનો અવરોધ કોઈ કરી શકશે નહીં. મારા અંતઃકરણમાં દારુણ વ્યથા થાય છે. મને સુખ માત્ર તેના સુખમાં જ—તેના મિલનમાંજ લાગે છે. તું હમેશાની માફક કહીશ કે, હું દીવાનો થયો છું. મેં મારી અક્કલ ગુમાવી છે. હા. તેની મને લેશ પણ દરકાર નથી. મારો પ્રેમ ગમે તે પ્રકારનો કહે. રૂપજ, ગુણજ, મોહજ, રોગજ. ગમે તે પ્રકારનો કહે. સકામ કહે કે નિષ્કામ કહે. સહેતુક વા અહેતુક કહે. હું તારી સાથે તર્ક કરવાને તૈયાર નથી. મારા મનની વ્યથા જણાવવા હું અસમર્થ છું; હું ઘણી તરેહના વિચાર કરું છું. એ વિચારોને કસોટીએ મૂકું છું. હું મારી પોતાની સાથે સંગ્રામ કરું છું. તેમાં હું જય નહીં, પણ પરાજય પામું છું. મેં ઘણું ખમ્યું છે અને ખમું છું. કોણ જાણે જીવ તડફડ કરે છે. એ મૃદુ મૂર્તિના મિલન વગર જીંદગી ખારી ઝેર જેવી ભાસે છે. મેં મારી પોતાની શક્તિ ગુમાવી છે, સહુ ગુમાવ્યું છે. હું જોઉં છું—જાણું છું—સમજું છું. પણું કાંઈ વળતું નથી. મારી વૃત્તિઓને સંયમમાં રાખી શકતો નથી. મારું ચિત્ત દુર્બળ છે. હું જાણે અજાણે સ્વજનને દુઃખનું કારણ થઈ પડું છું અને પડીશ. મારું વર્તન શલ્યની માફક તેમના અંતઃકરણને ક્ષત કરશે. એ વિચાર માથું ફેરવી નાંખે છે. મન મુંઝાય છે. શું કરવું? હું કમનસીબ છું—દુર્ભાગી છું. તેમના સ્નેહને, આદરને યોગ્ય નથી.

પ્રિય સુહૃદ! શા માટે મારા વર્તનથી તેઓ ઉદ્વિગ્ન થાય છે? શા માટે તેઓ શોક કરે છે? ઉર્મિલાને મારી પોતાની કરવામાં શો વાંધો છે? તેનો ઘણી દૃષ્ટિએ વિચાર કર્યો છે. સમાજનાં બંધનો તોડવાની જરૂર છે. શા માટે સમાજ વ્યક્તિના માર્ગનો અવરોધ કરે? શામાટે વ્યક્તિ સમાજના જુલમનો બલિ થાય. સમાજબંધનોના મૂળ ઉપર તીવ્ર કુઠારના આઘાતની જરૂર છે, એમ મારું માનવું છે.

પ્રિય હૃદય! હું શી યાતના ભોગવું છું, તેનો તને ખ્યાલ નહીં હોય. હું આ પ્રશ્નને દરેક બાજુથી તપાસું છું અને છેવટના જે અનુમાન ઉપર આવું છું, તે તને લખું છું. મારા વર્તનથી સમાજની શી હાનિ થવાની છે, તે સમજાતું નથી. જે અન્ય સમાજને શ્રેયસ્કર છે, તે શું આપણી સમાજને હિતાવહ નથી? જે અન્ય સમાજને અમૃતતુલ્ય છે, તે શું આપણને વિષસમાન છે? મારું મન એ વાત કબુલ કરતું નથી. શા માટે આપણે વિધવાવિવાહને અટકાવવો જોઇએ? શા માટે આપણે તેમના ઇચ્છેલા માર્ગમાં અવરોધ નાંખવો જોઇએ? શા માટે અમુક શક્તિ નિરર્થક જવા દેવી જોઇએ? પ્રિય ભાઈ! આ પ્રશ્નની અનેક બાજુ છે, જેનો નિર્ણય કરવાનું આ

સ્થાન નથી. વહાલા ભાઈ! મારા મનમાં જે વ્યથા થાય છે, તે લખી છે. જીવન ખારું લાગે છે. હું જે કાંઈ પગલું ભરીશ, તે તારી સલાહ લીધા વગર નહીં. એ જ, તારા અભિપ્રાય લખી જણાવજે. કોણ જાણે આ મનની ખોઈ દીધેલી શાંતિ ક્યારે મળશે? એ જ. ત્યાં સહુને પ્રણામ. સૌ. ગંગાભાભીને ધટિત.

લી. સ્નેહાધીન મન્યુ

યથા સમયે નારાયણનો મન્યુને પત્ર ગયો. તેમાં જે જવાબ હતો, તે નીચે પ્રમાણે હતો:–

પ્રિય મન્યુ!

તારો કાગળ મળ્યો. કાલનો આખો દહાડો અને રાત એ ને એ વિચારમાં ગાળી છે. તારી સ્થિતિ જોઈ ખેદ થાય છે. વિધાતાએ તારા કપાળના લોહીમાં શેલીના લોહીનું ટીપું ભેળવી દીધું હોય એમ લાગે છે. શું લખું? શો પ્રત્યુત્તર આપું? તું ચતુર છે, વિદ્વાન્ છે, સારાસાર પારખવાને શક્તિમાન્ છે. પણ હાય, ખેદ થાય છે કે, તારામાં જોઇએ તે કરતાં વિશેષ બુદ્ધિ છે, તેનું જ આ પરિણામ છે. તું દુનિયાને જૂદા જ ચક્ષુએ જુએ છે, એ તારી બુદ્ધિનો પ્રભાવ છે, તારી પ્રતિભાનો પ્રભાવ છે. પ્રો. લોમ્બ્રોઝો વાસ્તવિક કહે છે કે, Genius–પ્રતિભા એ એક પ્રકારનું દરદ છે. રોગગ્રસ્તને આ દુનિયા જેમ વાસ્તવિક જણાતી નથી; ભિન્ન તરેહની જણાય છે, તેમ તને પણ ભાસે છે. પ્રિય આત્મન્! એક પ્રકારની કનિષ્ઠ વાસના પૂર્ણ ન થાય તો શું? એ અતૃપ્તિને લીધે જીવન વિષાદમય બને, હમેશને માટે તેવું રહે, એ હું માની શકતો નથી. એ વાત ઉપર મને વિશ્વાસ નથી.

પ્રિય હૃદય! તું મન્સુરીથી એકદમ આણી તરફ ચાલી નીકળ. તારી ચિત્તવૃત્તિઓ શાંત પડશે. તું પોતે સમજી શકીશ કે, કનિષ્ઠ વિષયમાં તારું મન પરોવાયું છે. હું જાણું છું કે તું સ્વચ્છંદશીલ વર્તન કરનાર મનુષ્ય નથી. તારામાં વિલાસપ્રિયતા ઝાઝી નથી. તારું મગજ કંઈ વિલક્ષણ પ્રકારનું છે. તને એક પ્રકારની માનસિક વ્યાધિ છે. તું લાગણીવશ મનુષ્ય છે. તારા મન ઉપર જલદીથી ડાઘ પડે છે. તારું હૈયું મીણની માફક નરમ છે. તું એ અગ્નિની સમીપ ન રહે. પ્રિય સુહૃદ! એ તારું Sentimental Nonsence તારા દુ:ખનું કારણ છે. એને છોડી દે. તારા એ મોહને ત્યાગ કર. એ જાળને તોડી નાંખ. તારા મનની ગતિને બીજી દિશામાં ફેરવ. સમયના જવા પછી સર્વ ભૂલી જઈશ.

પ્રિય ભાઈ! તું વિચાર કર. તું નાગર છે, કુલીન છે, કુલીનમાં પણ કુલીન છે. તારા કુટુમ્બની માન મર્યાદા સાચવવી યોગ્ય છે. તે રક્ષણીય છે. તારા આત્મસુખ, માની લીધેલા સુખની ખાતર, તારા વંશ ઉપર કલંક લાગવા દેવું, એ શું સારું કામ છે? તારા વિચાર કેવા પરિવર્તનશીલ છે? આજ તને જે હીરો ભાસે છે, તે કાળક્રમે કાચ ભાસશે. તે સમયે તારા દુ:ખનો પાર નહીં રહે. તે સમયે આવો જ અનુતાપ અનુભવીશ, આત્મસુખ એ જીવનનો સાર ઉદ્દેશ્ય નથી. એ જ મનુષ્યજીવનનું પરમ લક્ષ્ય નથી.

તારું મન તારા કાબુમાં રહેતું નથી, એ શી વાત? સંયમ એ મનુષ્યનો આવશ્યક ધર્મ છે. આપણી અનિષ્ટ ઇચ્છાઓને રોકવી, તેને આપણા ઉપર આધિપત્ય મેળવવા ન દેવું. જો તારું અને મારું એ જ કર્તવ્ય છે. તું ધર્મવિરુદ્ધ, નીતિવિરુદ્ધ, તું સમાજના માથા ઉપર લાત મારી શું વિધવાવિવાહ કરવાની ઇચ્છા રાખે છે? તેમ કરવાથી તારાં સ્વજનને શું થશે, એ તું જાણે છે? તારા પોતાના પ્રિયજનને માટે એવાં સુખને ત્યાગ કરવું, એ શું ઇષ્ટ નથી? પ્રિય ભાઈ! તું જાણે છે કે, એવા કેટલા સ્વાર્થ ત્યાગ માણસોને કરવા પડે છે. તેં જોયું હશે કે, ઘણાએ દેશને માટે, ધર્મને માટે, ઉન્નતિને માટે, સત્યને માટે સ્વાત્માર્પણ કર્યાં છે. તું શું તારા આપ્તવર્ગને દુઃખમાં ધકેલવા ઇચ્છે છે? તારું એ કર્તવ્ય છે કે, તેમનાં સુખની ખાતર તું જે માર્ગનું અવલંબન લેવા ચ્હાયે છે, તે બંધ કર.

પ્રિય મન્યુ! તું નક્કી જાણજે જે, તારા મનમાં વ્યથા થાય છે તે પ્રેમને લઇને નહીં. તુ એને પ્રેમ સમજતો ના. એ ખરો પ્રેમ નથી. માત્ર રૂપતૃષ્ણા છે. એક પ્રકારનો હવસ છે. એ અમૃત નથી, પણ જહર છે. તું અમૃતના ભ્રમમાં વિષપાન કરી રહ્યો છું. એ હળાહળ જહર છે. એકવાર ગળ્યા પછી બહાર કાઢવું, એ પણ મુશ્કેલ, તેમ જ અંદર ઉતારી હજમ કરવું, એ પણ મુશ્કેલ છે. શિવજીનું જહર છે. એ વિચાર આવતાં મારું અંતઃકરણ જર્જરિત થાય છે. રૂપતૃષ્ણા અમર નથી, અજર નથી.

સમાજ અને વ્યક્તિના સંબંધ વિષે તારી વિતંડા છે. સમાજ શું તે તું નથી જાણતો? વ્યક્તિઓના સમૂહની એક અંગરૂપ ભાવના, એ સમાજ. સમાજના એક અંશને નુકસાન થાય તો આખા અંગને નુકસાન થાય, એ શકય છે. સમાજ આવા પ્રકારના હેતુથી સમાજ વ્યક્તિગત સ્વતંત્રતાની આડે આવે છે. તું જાણે છે કે, આત્મહત્યાના પ્રયત્નને સરકાર ગુન્હો ગણે છે. શામાટે? તું એમ કહેશે કે, મારી જીંદગી ઉપર મને પૂર્ણ સત્તા છે. ના, તેમ નથી. એ વાત તારા સ્મરણમાં હશે જ.

એ વિતંડા જવા દે. એમાં ફળ નથી. હું ખરી વાત કહું છું કે, એ માત્ર રૂપતૃષ્ણા છે. માત્ર વાસના છે. તું તારું પોતાનું અનિષ્ટ કરી લઇશ. ચાર દિવસ પછી એ તારો મોહ નષ્ટ થશે, એ મારી ખાત્રી છે. ઘણા એ માર્ગે જઇને પસ્તાયા છે. એ બંધનમાં પડ્યા પછી એવા તો જકડાયા છે કે, છુટવાનો માર્ગ એમને જડ્યો નથી. પ્રેમ પલટાઈ તે ઘૃણામાં ઘણાનો બદલાઈ ગયો છે. પછીથી પસ્તાવો થયો છે. એવાં ઘણાં મનુષ્યો છે.

મારું કહ્યું માન. વાસના—ઉદ્દામ વાસનાને અધીન થતો ના. તારી મનની દુર્બળતા દૂર કર. તારાં વિવિધ કર્તવ્યો તરફ નજર કર. અનેક કર્તવ્યો કરવાનાં છે. મિથ્યા મોહપાશના બંધનમાં સપડાતો ના. તારા જીવનમાં ઘણું કરવાનું છે. કર્મક્ષેત્રના સામું જો. બ્હીકણ થતો ના. હું ફરીથી કહું છું કે, એ અમૃત નથી, જહર છે. સંભાળજે, ચેતજે. બને તો એકદમ અહીં આવ, ત્યાં રહેતો ના. નહીં તો અનુતાપથી દગ્ધ થઈ જઇશ. તારાં કર્તવ્ય પાલન કર અને તેથી જ પરમ શાંતિસ્નિગ્ધ શાંતિ મેળવીશ.

આ પત્રનો જવાબ તરત જ લખજે અને બને તો ત્યાંથી ચાલી નીકળજે. કોઈ પણ પગલું ભરતા પહેલાં સંભાળજે. અહીં સહુ ખુશીમાં છે. એ જ.

લી. તને સુખી જોવા ઉત્સુક

નારાયણ

## પ્રકરણ ૭૩ મું

## લગ્ન થશે

જ્યારે મી૦ ભગવાનદાસનો પત્તો મળ્યો નહિ ત્યારે તેમનાં ઘરનાંને ઝાઝી ફિકર થઈ. રાત્રે ન આવ્યા તો સ્હવારે, નહીં તો બીજે દહાડે તો જરૂર આવશે, એમ તેઓને લાગ્યું. આવશે નહીં તો કાગળ કે તારથી ખબર તો જરૂર આવશે, એમ તેઓના મને શાંતિ પકડી, પણ આમાંનું કાંઈ બન્યું નહિ ત્યારે ઘરનાં માણસોને ઘણી ફિકર પડી. તેઓએ મી૦ વસંત અને પટપટ આદિને બોલાવી પૂછ્યું, પણ તેઓ બિચારા તેમની માફક અજ્ઞાન હતા. તર્ક દોડાવતા, પણ તેથી શું વળે? તર્ક તે તર્ક. આખરે તેઓએ પોલીસને ખબર આપી, અને ભાળ કાઢવાનો બોજો તેમને માથે મૂક્યો. આખરે પોલીસનો એક માણસ આવ્યો. તેણે ઘરમાં આવતાંની વાર બધાં માણસોની જુબાની લીધી, અનેક તરેહના સવાલો પૂછ્યા, પણ તેમાંથી જાણવા જેવું ઝાઝું મળ્યું નહિ.

આખરે ભગવાનદાસનાં પત્નીને બોલાવ્યાં અને કહ્યું:-

"જુઓ બાઈ હું જે સર્વ પૂછું, તેનાથી તમારે ગુસ્સે થવું નહીં. એમનો જો પત્તો મેળવવો હોય તો હું પૂછું, એ સર્વ હકીકત સંકોચ વગર મને કહેજો. દરેક ઝીણી બાબત પણ અમારે જાણવાની જરૂર છે. એમને કોઈ જાતનું વ્યસન હતું કે? તેઓ જુગારના શોખીન હતા? રાતના બહાર વધારે જતા હતા કે? બિલિયર્ડ ફિલિયર્ડના શોખીન હતા કે?"

આવા પ્રશ્નોની પરંપરા સાંભળી તે બાઈને પ્રથમ તો ગુસ્સો આવ્યો. પણ આખરે સર્વ પ્રશ્નોનો જવાબ આપ્યો. આ જવાબપરથી પોલીસને ઝાઝું કંઈ મળ્યું નહિ. તે બાઇના કહેવાપરથી તો, ભગવાનદાસ મહા સાધુ પુરુષ, સજ્જન, નિખાલસ, કોઈ પણ પ્રકારની એબ વગરના જણાયા. આખરે વસંતરાયની જુબાની લીધી. શેઠની હકીકત તેના જણાવ્યા મુજબ સારી ન હતી. વેપારમાં ખોટ જેવું તેના જાણવામાં આવ્યું. એ ખોટ તો કહેવાની, પણ ખરી રીતે તડંફચી હતી, જેની હકીકત સઘળી મી૦ પટપટ પાસેથી તે જાણી શક્યો. શેઠના સર્વ ગુણોની નામાવલિ પણ તેણે મેળવી લીધી. આખરે તે દિવસે રાતે વાલકેશ્વર ગયા હતા, તે બીના પણ જાણી લીધી. બને તેટલી માહીતી મેળવી, તેના આધાર ઉપર શોધ કરવા માંડી.

આશરે ત્રણેક દિવસ બાદ તે પોલીસનો આદમી પોતાના સુપ્રીન્ટેન્ડન્ટને બંગલે ગયો.

"કંઈ ખબર બાત," સાહેબે સલામી લેતાં પૂછ્યું.

"હા જી, થોડી ઘણી માહીતી મળી છે. મી० ભગવાનદાસ સાંજના ૭ વાગે નહીં, પણ સાડા પાંચ ને પાંચ મીનીટે સોલીસીટરને ત્યાંથી ચાલી નીકળ્યા."

"શાથી જાણ્યું?" સાહેબે વચમાં જ પ્રશ્ન પૂછ્યો.

"મોટરવાળા પાસેથી ચોકસી કરતાં માલમ પડ્યું કે, તેઓએ બજારગેટ આગળ થઇને ગાડી લીધી, અને એદલજી નામના ઘડિયાળીને ત્યાં ઘડિયાળ દુરસ્ત કરવા આપ્યું હતું તે લીધું અને બરાબર ટાઇમ મૂકવા સૂચના કરી. કારણ કે, તેને ત્યાં જૂદાં જૂદાં ઘડિયાળોમાં જૂદો જૂદો ટાઇમ હતો."

"પછી?"

"પછી તેઓ વાલકેશ્વર ગયા. ત્યાં જઈ મોટારવાળાને ગાડી પાછી લઈ જવા કહ્યું."

"નકામી હકીકત રહેવા દે, મુદ્દાસર બીના કહે."

"તે જ કહું છું. પણ નાની બાબતો પણ આ વિષયમાં આપણને ઘણી ઉપયોગી છે, તે આપ તો જાણો છો. ત્યાં ગયા પછી તેમના સ્નેહીની સાથે વાતચીત કરી. તે સમયે તેનું મન ઘણું ઉદાસ હતું. શું થશે એની ખબર નહીં. માટે પ્રસંગ પડે તેમનાં બૈરાં છોકરાંની સંભાળ લેવા સૂચના કરી, અને ત્યાંથી રૂપીઆ દશ હજાર લીધા. તેમાં પાંચ, હજાર હજારની નોટો હતી. બાકીની સો સોની નોટો હતી, તે લઈ ત્યાંથી ચાલી ગયા."

"આ નોટો કદાચ તેમના મરણનું કારણ ન થઇ પડે."

"ત્યાંથી વીકટોરિયા કરી તેઓ ચાલી નીકળ્યા. વીકટોરિયાવાળાનો પત્તો મળ્યો છે. તેના કહેવા ઉપરથી તેઓ 'કોસ્મોપોલીટન કલબ'માં ગયા. ત્યાં જઈ ચોકસી કરી તો માલમ પડ્યું કે, રાતે તેમણે એક હજારની નોટ વટાવી હતી."

"પણ પછી."

"પછી તેઓ ખાઈ પીને કલબમાંથી નીકળ્યા, અને એ જ વીકટોરિયામાં ગિરગામ ગયા."

"ગાડીવાળાને ઇનામની લાલચ આપતાં તેણે ચોક્કસ ઠેકાણું બતાવ્યું. ગિરગામ ટ્રામના રસ્તાપર દારૂવાળાની દુકાન છે, તેની બાજુમાં એક મજલી બંગલો છે. એ બંગલામાં એક ગોવાકરિણ રહે છે; ત્યાં આગળ ગાડી ઉભી રખાવી. ઉપરથી માણસ મોકલી પાંચ રૂપીઆની નોટ ગાડીવાળાને આપી. હું ઉપર ગયો ત્યાર પહેલાં આસપાસથી ચોકસી કરી લીધી. રાતે શેઠ બરફ લેમન પાસેની દુકાનેથી મંગાવ્યો હતો. બહારની હકીકતથી માલમ પડ્યું કે, શેઠની તે રાખેલી હતી, અને રોજ ત્યાં તેમનું આવવું જવું થતું હતું."

"ત્યાં ચોકસી કરી કે નહિ?"

"હા જી. ત્યાં જઈ બધી હકીકત પૂછી. પહેલાં તો તેણે જણાવવાની ના પાડી. આખરે વારંટની ધમકી આપી, અને નોટો ચોરવા માટે પકડવામાં આવશે એવી બ્હીક દેખાડવામાં આવી ત્યારે જ તેણે રફતે રફતે સઘળી હકીકત કહી. તેણે કહ્યું કેઃ—'એવી ચોરીની બીક બતાવતા ના, શેઠ એવા માણસ નથી. આબરૂદાર છે. હું મારી

આબરુ કરતાં મારા શેઠની આબરુ વધારે વહાલી ગણું છું. તમારે જે હકીકત જોઇતી હોય તે પૂછો.' શેઠ ગુમ થયાની ખબર સાંભળી તે રડવા જેવી થઈ ગઈ, અને બધી હકીકત જણાવી. ગઈ રાતે તેમનું મન ઉદાસ હતું, તે તેમણે કહ્યુ નહિ, પણુ ભારે ચિંતાતુર જણાતા હતા. તેમણે કહ્યું કે, મારી તબિયત આજ સારી નથી, અને આજ સ્હવારના વહેલા મારે જવું છે."

મેં પૂછ્યું કેઃ–"શેઠે અહીં કંઈ કાગળ બાગળ મૂકયો છે?"

તેણે કહ્યું કે, "ના. માત્ર એક કાગળ ઉપર હીસાબ ગણતા હતા."

"તે કાગળ કયાં છે?"

"તેણે કાગળ લાવીને બતાવ્યો. આ રહ્યો તે કાગળ." એમ કહી તે ડીટેક્ટીવે કાગળ સાહેબના હાથમાં મૂકયો.

કેટલીકવાર સુધી તે કાગળ સાહેબ જોઈ રહ્યા, અને પછી પૂછ્યું:-"આ કાગળ ઉપરથી શું માલમ પડે છે?"

"કેમ વારુ? ઘણું માલમ પડે છે. જુઓ આ આંકડા. આ આંકડા શાના છે? ગાડીભાડાનો હીસાબ ગણેલો લાગે છે અને આ બીજા આંકડા કઈ ટ્રેન પકડવી, તે બતાવે છે. વળી આ જૂદું જૂદું ભાડુ ગણ્યું છે. વળી આ અક્ષરો કઈ રેલવેમાં જવું, એ સૂચવે છે. ભાડાનો હીસાબ જોતાં તેઓ મદ્રાસ ગયા જણાય છે, અને છેલ્લો આંકડો ૧-૧૧-૩ પાઈ બતાવે છે કે ત્યાંથી તેઓ પોંડીચરી જશે."

"વારુ ત્યારે હવે મદ્રાસમાં તપાસ કરાવીએ?"

"હાજી." "અહીંથી તાર કરીશું?"

"હાજી. તારમાં વિગત અને ચ્હેરો, પહેરવેશ જણાવી દેવો અને તાબડતોબ એક ફોટો પણ અહીંથી મોકલી આપવો કે કંઈ અડચણસર ત્યાં રહી ગયા હોય તો પકડવાનું કામ સુલભ થઈ જાય."

"પણ જો પોંડીચરી ગયા હશે તો પકડી કાઢવાનું કામ મુશ્કેલ થઈ પડશે."

"જોવાશે, એ પણ. જો પકડાય તો એક મજબૂત કેસ આપણા હાથમાં આવે."

"હા." તેમ થાય તો મુંબઇમાં ભારે ધાંધલ મચી રહે.

"ત્યારે આપ મદ્રાસના વડા મથકમાં એ મતલબનો તાર કરવાની સૂચના આપી દેશો. આ ફોટોગ્રાફ મેળવ્યો છે, તેની નકલ પણ મોકલાવશો." "ઠીક, હું મદ્રાસમાં તેમને માટે બારિક તપાસ કરવા સૂચના કરીશ."

આ પ્રમાણે પોલીસ ખાતું તેમની શોધ ખોળ કરી રહ્યું હતું. ત્યારે બીજી બાજુએ કમ્પનીના માઠા સમાચાર લોકની બત્રીસીએ ગવાતા હતા. લોક તરેહવાર કલ્પનાના ઘોડા દોડાવતા. કોઈ કહેતું કે, 'ભગવાનદાસે આપઘાત કર્યો; કોઈ જણાવતું કે દરિયામાં ઝંપલાવી દીધું, તો કોઈ એમ જણાવતા હતા કે, ઘરનાં માણસોએ તેમને ભોંયરામાં પૂરી રાખ્યા છે. કોઈ કહે કે, ફ્રેન્ચની સરહદમાં નાસી પણ ગયા હોય.'

"ઇજીપ્શીયન કોટન પ્લેન્ટેશન"ના સંબંધમાં પેપરોમાં જાહેર ચર્ચાઓ આવવા લાગી. કોઈ કંઈ, તો કોઈ કંઈ, જેમ જેની ધ્યાનમાં આવ્યું તેમ લખવા લાગ્યા. ડાઈરેક્ટરોએ મીટીંગ બોલાવી, બોર્ડમાં ઠરાવો પાસ કર્યા. જાહેરમાં શેરવાળાઓએ

મીટીંગ ભરી. કામ કોર્ટે ગયા વિના રહ્યું નહિ. આખરે ઓફીસિયલ રીસીવર નીમાયો. દેવાળેણાંની બાજુઓ તપાસાવા માંડી. તેમનો મુનીમ તો પહેલેથી જ પોબારા ગણી ગયો હતો. ગમે તેમ કામ લંબાણે પડયું. લોકોના પૈસા ડૂબ્યા. કેટલાક ધારતા હતા કે, કંઈક મળશે. બીજાઓ એમ માનતા કે, અમારો હક પ્રથમ છે. કેટલાક ડીરેકટર્સને કોર્ટમાં દોરાવું પડશે અને સજા ખમવી પડશે. આવા અનેક ગામ-ગપાટા ચાલવા લાગ્યા. દૈનિકોને લખવાને ખોરાક મળ્યો. ગરીબોનો કચ્ચરઘાણ નીકળી ગયો. કેટલાક નિરાધાર સ્થિતિમાં આવી પડ્યા. પેટે પાટા બાંધી પઈ પઈ બચાવી વધારે વ્યાજની આશાએ રકમ ધીરી હતી, તે સહુ પાણીમાં મળી. ડોશી ડોકરાં બીચારાં એવાં ખોખરાં થઈ ગયાં કે, ઉઠવા જ ન પામે. આવી સ્થિતિમાં પણ મીઠી આશા કાનમાં ફુંક મારી જતી. કંઈ નહીં, વળી બીજી કોઈ કંપની ચલાવશે તો સારા દહાડા આવશે. આમ લોકોમાં વાતો થતી. કમ્પનીનું કામ લાંબે ખોરંભે પડયું. મી૦ પટપટ બીજી કંપનીમાં પટપટારો કરવા ગયા. આપણા વસંતરાયનું શું થયું? તેમને પણ બિચારાને કંપની છોડવાનો વિચાર હતો. સુભાગ્યે ગાડફીલમાં સારી જગ્યા ખાલી પડી હતી. વસંતને ખબર મળતાં સાહેબને મળવા ગયો, પણ નોકરીની વાતચીત કરી નહીં. કારણ ગરજ બતાવવાની જરૂર ન હતી. સાહેબે પોતે જ માગણી કરી. વસંતરાયે હા ભણી દીધી, અને પહેલી તારીખથી ત્યાં જવાનું નક્કી કરી દીધું. આ ખબર સાંભળ્યા પછી બીજે કે ત્રીજે દિવસે વસંત સાંજના ,મીસીસ માલતીને ત્યાં ગયો. મીસીસ માલતી કંઈ કામ નિમિત્તે બહાર ગઈ હતી. મીસ લીલા ફરીને ઘરમાં આવી કપડાં બદલી બેઠી હશે, એટલામાં વસંત અંદર દાખલ થયો. વસંતને જોતાં જ લીલા બોલી:—"અહો આજ આમના ભૂલા પડ્યા?"

"ભૂલા પડ્યા કેમ કહો છો?" વસંતે પૂછયું.

"કેમ કહું છું તે તમે નથી સમજતા?"

"નાજી, આપનું કટાક્ષનું બોલવું સમજી શકવા અસમર્થ છું."

"હું કટાક્ષમાં નથી કહેતી. હું સત્ય વાત કહું છું."

"સત્ય શી રીતે? હું ઇચ્છાપૂર્વક અહીં આવ્યો ને તમે કહો છો કે ભૂલો પડ્યો, એ શી રીતે?"

"તમે શબ્દ ઉપર લક્ષ આપો છો, અર્થ ઉપર નહીં."

"ભૂલો પડ્યો એનો અર્થ શો થાય?"

"તમે ઘણે દહાડે આવ્યા, એમ સૂચિત અર્થ થાય ખરો કે નહિ?"

"થાય, પણ ખરો."

"એટલે એમાં પણ બણ શાનું? એમાં કંઈ શંકા જેવું છે!"

"હું કહું છું તે પણ અર્થ થાય. ન થાય, એમ તો નહિ."

"પણ અત્યારે કયો અર્થ ગ્રહણ કરવા જેવો તમને લાગ્યો?"

"જે લાગ્યો તે. હવે જવા દોને, એ શબ્દની તકરાર."

"ઠીક ત્યારે પડતી મૂકી. પણ કહો તમે કેમ આજકાલ એટલા બધા મોંઘા થઈ ગયા છો?"

"મોંઘો શાનો? સ્હેજ કામના રોકાણને લીધે. કંપનીની હકીકત તો જાણો છો."

"હા. તેથી શું. તમે તો છેક આવવાનું બંધ કર્યા જેવું કરી દીધું."

"ના, ના, તેવું કંઈ નથી. આવીને શું કરું? તમે જ કહોની?"

"પહેલાં આવીને શું કરતા હતા?"

"તમે તો વકીલની માફક ક્રોસ કરો છો."

"તેમ તો તેમ, પણ જવાબ આપોને?"

"શું જવાબ આપું?" "પ્રથમ આવીને શું કરતા હતા?"

વસંતરાય ચૂપ જ રહ્યો. નીચું જોઈ રહ્યો. તેના મુખપર મ્લાનતા પ્રસરી. "કેમ બોલતા નથી?"

"તમે જાણો છો ને પૂછો છો." "હું શું જાણું છું?"

"મારા મનમાં કંઈ એક પ્રકારની અશાંતિ રહે છે તે."

"શાથી એમ રહે છે?" ઇચ્છિત વસ્તુના અભાવે."

"તે મેળવવા પ્રયત્ન કરો."

"પ્રયત્ન કરે તો પણ મળે એમ લાગતું નથી."

"એમ કેમ બને? પ્રયત્નમાં ખામી હોય તો?"

"તો પણ શું? તમે જ કહોની?"

"વધારે પ્રયત્ન કરો. ખામી સુધારો."

"શું ભૂલ સુધારું? તે કળથી, બળથી, કે ધનથી પ્રાપ્ત થાય એમ નથી. પછી ફોગટ ફાંફાં મારી પ્રયત્નમાં નિષ્ફળ થઈ નિરાશ થવું, એના કરતાં પ્રયત્ન ન આદરવો એ વિશેષ ઉત્તમ છે."

"વસંતરાય! તમે શું એટલા નાઉમેદ થયા છો, તેથી તમે આવતા નથી? એમાં ઉદાસ શા માટે થાઓ છો? મેં તમને કહ્યું છે. વારે વારે શું કહેવું?"

"મન મનાવ્યું માને નહિ તેને શું કરું! એ તો ઇષ્ટ વસ્તુને ઝાંખ્યા કરે છે. તમે જાણો છો. આમ કેટલો વખત આપણે કાઢવો પડશે?" "ઝાઝો વખત નહિ, પછી?"

"શું ખરું કહો છો?" ખરેખર.

"હા. હવે માની પણ સંમતિ મળશે સમજ્યા? તમને એકલાને જ લાગે છે,' મને કંઈ નથી લાગતું?"

"લીલે! લીલે! માફ કર. તું જાણે છે કે, તમારા વિના આ હૃદયમાં શી વ્યથા થાય છે."

"તે ક્યાં ના કહું છું, પણ તમે તો જાણે તમને એકલાને વ્યથા થતી હોય, એમ જ કહો છો."

"માફ કરજો. હું લાગણીવશ કંઈ બોલી ગયો હોઉં તો. તમારા મનને માટે મારી ખાત્રી છે.

આમ તેઓ વાતચીત કરતાં હતાં, એટલામાં મીસીસ માલતી ત્યાં આવી પહોંચી. તે વસંતને જોતાં જ બોલી:—

"અહો તમે ક્યારના આવ્યા છો ? હમણાંના તો આવવાનું બંધ કર્યું લાગે છે."

"ના. ના. તેવું કંઈ નથી. સ્હેજ કામનું રોકાણ."

"મી૦ ભગવાનદાસના કંઈ સમાચાર મળ્યા કે ?"

"ના, હજી સુધી તો કંઈ પત્તો નથી."

"કમ્પનીનું શું થશે ?"

"થાય તે ખરું. અત્યારથી શું કહેવાય ? પણ હું તો હવે એ કંપનીની નોકરી છોડી દઉં છું."

"કેમ ? એમ શા માટે કરો છો ? બીજે કયાંય નોકરી શોધી કાઢી છે ?"

"મારી પહેલાંની કમ્પનીના સાહેબે પાછો બોલાવ્યો છે."

"પગાર પહેલાંના જેટલો કે ?"

"ના, અહીં છે તેટલો. તેમને એક સારા માણસની જરૂર હતી, અને મને પણ ગરજ હતી જ."

"ઘણી સારી વાત. ચાલો સારું થયું." "એમાં સારું શું ? ને ખોટું પણ શું ? હતું એમનું એમ."

"કેમ એવી સારી કમ્પનીમાં વધતા પગારે નોકરી મળે એ ઠીક કની ?"
"ઠીક છે."

વસંત થોડી વાર ચૂપ બેસી રહ્યો. પછી બોલ્યો:–"ઠીક ત્યારે રજા લઇશ."
"ના, ના, બેસોને જવાય છે !"

"બેસીને શું કરું ?" "કંઈ તમારું કામ છે ."

"લીલા કામ નિમિત્તે અંદર ગઈ. એટલે મીસીસ માલતીએ વસંતની સાથે વાતચીત કરવા માંડી. વાતવાતમાં લીલાનાં લગ્ન તેની સાથે થાય તો વાંધો નથી, એમ જણાવી દીધું અને ઉમેર્યું કે:–"હવે તમારી સ્થિતિ પણ સારી છે. તમારી યોગ્યતા તો હું સારી રીતે જાણું છું. લીલાના મનની ગતિ તમારી તરફ છે; માટે તમને વાંધો ન હોય તો વિચાર કરીને જવાબ દેજો. આજને આજ કંઈ ઉતાવળ નથી, તમારે બે જણને પૂછવું હોય તો પૂછજો, કરાવજો, પછી જવાબ દેજો, સમજ્યા ?"

"તમારી માયા છે–કૃપા છે," વસંતે કહ્યું. "આપનો ઉપકાર માનું છું. મારામાં યોગ્યતા તો એવી કંઈ નથી. માત્ર તમારા હૃદયની સારી લાગણીનું પરિણામ છે. મારે કોને પૂછવાનું છે ? વડીલ જનમાં બે એક જણને પૂછવાનું, પણ તે ના કહે એમ નથી."

"ઠીક, તે પૂછી જોજો, એટલે આપણે બીજી બાબતની વાર ન લાગે. તૈયારી કરવાની ઝટપટ થઈ જાય. આ લગનસરા આવશે, એ સમયે આપણે પણ તૈયાર થઈ જઇએ."

વસંતે કંઈ જવાબ આપ્યો નહિ, પણ મૌન જ બેસી રહ્યો. તેનું મૌન્ય તેના હૃદયનો જવાબ આપતું હતું. તે ખુશી હતો, એ સ્પષ્ટ જણાઈ આવતું હતું. કેટલીક વાર વાચા કરતાં મૌન્ય હૃદયની લાગણી સારી રીતે વ્યક્ત કરે છે. આમ વસંત થોડીવાર બેસી પોતાને ઘેર ગયો.

ઘેર જતાં તેના મનમાં આનંદદાયક વિચાર આવતા હતા. તેનામાં કંઇક જોર જણાતું હતું. તેનો આનંદ માતો ન હતો. આજ ઘણે દહાડે તેની ઇચ્છા પૂર્ણ થશે, એમ તેને લાગ્યું.



## પ્રકરણ ૭૪ મું

### ભગ્ન હૃદય!

નારાયણનો કાગળ વાંચી મન્યુના મનની સ્થિતિ વિલક્ષણ થઈ ગઈ. તેને શું કરવું, તેની સૂઝ પડી નહિ. નારાયણે તેને તે સ્થાન બને તો છોડી નીકળવું એમ લખ્યું હતું, એટલું જ નહિ પણ એ પ્રેમ નથી–હવસ છે, એમ પણ જણાવ્યું હતું. મન્યુ વિચાર કરવા લાગ્યો; "શું વાસ્તવિક રીતે તેમ હતું? શું એ રૂપતૃષ્ણા જ છે? ના, ના. તેમ તો નહિ હોય! એમ કેમ બને? શા માટે મારું અંતઃકરણ બીજાને જોઈને છટપટ કરતું નથી? શા માટે ઉર્મિલા મને વ્હાય છે? ઉર્મિલાથી સ્વસ્વરૂપવાન્, અધિક રૂપવાન્ ઘણી સ્ત્રીઓ જગતમાં છે. મારું મન તેમને માટે વલખાં નથી મારતું કેમ? શા માટે તે એક જ પ્રતિ વેગથી દોડે છે? શા માટે તેની દરેક વસ્તુ, તેની દરેક ક્રિયા મને પ્રિય લાગે છે? ધારો કે હું તેને તજી દઉં, તો તેની કેવી સ્થિતિ થાય? આ દુનિયામાં તેની વિષાદમય સ્થિતિ થાય! આ વિશાળ જગતમાં તેનું કોઈ નથી. તેના મરુભૂમિ સમાન શુષ્ક હૃદયને મારા પ્રેમનું જ એક અવલમ્બન છે. શા માટે તેના દિલને દુઃખી કરું? હા. તમારા સમાજની બેડીઓને લીધે? ના, ના. તેવી બેડીઓ હવે મને બંધ કરી રાખશે નહિ! એ બંધનોને હું તોડી નાંખીશ. તમારા સંસારનાં કઠોર બંધનોને એક બોંબથી ઉરાડી મૂકીશ! આ પીડનકારી આડો, સમાજે શા માટે ઉભી કરી હશે? સમાજે તે ઉપસ્થિત કરી ત્યારે મને પૂછીને થોડી કરી છે? હું તે પ્રમાણે વર્તવાને બંધાયેલ નથી. સમાજને હું મારા કર્તવ્યથી કોઈ પણ પ્રકારની હાનિ કરતો નથી. ઘણા જનોએ તેમ કર્યું છે."

આ પ્રમાણે મન્યુ વિચાર કરતો હતો, પણ તે બે એક દિવસ ઉર્મિલાને ત્યાં ગયો નહિ. તેની ખબર પણ કાઢી નહિ. તેનું મન અનેક પ્રકારના વિરોધી તર્કમાં ગોથાં ખાતું હતું. તેના મનની સ્થિતિ હિંડોળા સમાન હતી. પ્રેમને લોક વ્યવહાર વચ્ચે તેનું મન ઝોલાં લેતું હતું. આમ કરવામાં તેને એક પ્રકારની મ્લાનતા લાગતી હતી. તેના હૃદયને એક પ્રકારના કેદખાનામાં નાંખ્યું હોય તેમ થતું હતું.

આણી તરફ ઉર્મિલાની સ્થિતિ પણ તેવા જ પ્રકારની હતી. તે મૂળે તો માંદી હતી. તેને કોઈ આશ્વાસન આપનાર ન હતું. મન્યુનો સ્નેહ, એ જ તેની જીવન કુપ્પી હતી. પણ મન્યુ તો દેખા દેતો નથી! જે સ્નેહરસથી સિક્ત કરતો, તે બંધ થઈ ગયા સમાન તેને ભાસ્યું. એટલા સમયમાં તે ઘણી દુઃખી થઈ. સુખ તેની પાસેથી સરી જતું દેખાયું. 'કંઈ નહીં, આજ આવશે, કાલ આવશે,' એમ કેટલાક દહાડા ગયા. પણ મન્યુ નજરે પડ્યો નહિ. બહાર જવા જેવી તેની સ્થિતિ પણ ન હતી. આખરે તેણે મન્યુને એક ચીઠ્ઠી લખી:–

"તમે કેટલા દિવસ થયાં દેખા દેતા નથી. તમારાં દર્શન વગર મારી સ્થિતિ કેવી થઈ છે, તેની કલ્પના આપને છે કે? હું કંઈ યાચતી નથી, માત્ર એકવાર દેખા દઈ જાઓ. આ જીવનનો ક્ષીણ અને શુષ્કપ્રાય સ્રોત આપના જીવનપ્રવાહપ્રતિ ઢળવા ઇચ્છે છે. બે ઘડીને માટે અહીં આવવામાં શી ક્ષતિ છે? આશા છે કે, આ ચીઠ્ઠી મળતાં આપ જરૂર અહીં આવશો."

મન્યુને ચીઠ્ઠી મળી. ભારે વિમાસણ થઈ પડી. શું કરવું? આખરે તેના મનથી રહેવાયું નહિ. તેના નિશ્ચયને હડસેલી મન્યુ ઉર્મિલાને ત્યાં ગયો.

વિલાયતી પોયણી જેવી, શ્વેત સાડી પ્હેરી, એક રોકીંગ ચેરપર ઉર્મિલા પડી હતી. આછો આસ્માની રંગનો બોડીસ ધારણ કરેલો હતો. કોટમાં સુવર્ણ-માળા હતી. તે આછાં વસ્ત્રમાં કરુણાની મૂર્તિ જેવી ભાસતી હતી! સૂર્યનું નમતું તેજ આછું પ્રકાશ આપતું હતું. પવન કપાળપર આવેલી લટની સાથે રમતો હતો. મન્યુને દાખલ થતાં તે સ્થિર દૃષ્ટિથી તેના સામું જોઈ રહી. કંઈ બોલી નહિ કે ચાલી નહિ. તેની દૃષ્ટિ એક પ્રકારનો મૃદુ ઠપકો આપતી હતી, તે મન્યુ જોઈ શક્યો. તેની ઉડી ગયેલી આંખોના અપૂર્વ પ્રકાશમાં પ્રેમમિશ્રિત રોષ જોઈ શક્યો. મન્યુનું અંતઃકરણ નરમ બની ગયું. પાસે પડેલી બીજી ખુરશીપર બેઠો. શો જવાબ દઉં, એમ વિચાર કરતો હોય, તેમ થોડીવાર ચૂપ રહી તે બોલ્યો;

"કેમ છે? છીઃ તમારું મ્હોં બહુ લેવાઈ ગયું લાગે છે? ડોકટરની દવા બરાબર અસર નથી કરતી?"

"દવા? શી દવા કરું?"

"એમ કેમ? શા માટે દવા ન કરવી? આજે બહુ શ્રમિત જણાઓ છો. એમ શા માટે બોલો છો?"

"કોને સારુ દવા કરવી? હવે જીવીને શું કરવું છે?" એટલું કહી તે ચૂપ રહી. મન્યુના સામે તીક્ષ્ણ દૃષ્ટિપાત ફેંક્યો. મન્યુ સમજી ગયો કે, તે તેના ન આવવાના કારણસર રોષમાં હતી, વા દીલગીર હતી. સીધા સવાલનો આડો જવાબ, એ વાત બરાબર કહી આપતો હતો. મન્યુ ધીમેથી બોલ્યો:–

"ઉર્મિલે! ઉર્મિલે! ગુસ્સો આવ્યો છે. હા. હું સમજું છું. પણ હાય! હું કશું કરી શકતો નથી. કોણ જાણે શા માટે મારું મન આવું વિચારશીલ ઘડયું છે?"

"ગુસ્સો! તમારાપર! શા માટે મને તમારાપર ગુસ્સો આવે?"

"તું હા કહે વા ન કહે, પણ હું સમજું છું. આ તારી દશા જોઇને કંઈ થાય છે. ઓ પ્રભુ!"

"ના, ના. હું કંઈ ગુસ્સે નથી. શા માટે ગુસ્સે થાઉં? મારો કંઈ અધિ-કાર છે?"

"અધિકાર! અધિકાર રહેવા દો. શાને માટે એવા જવાબ આપો છો? હું જાણું છું–હું સમજું છું. મારી મનની ગતિને પારખું છું. હું કહું છું કે માફ કરો. તમને જોઉં છું ને મારા મનમાં શું થાય છે? આહાહા! હું જ દુઃખનું કારણ થઈ પડુ છું. મને વેદના થાય છે ને હું બીજાને વેદનાનું કારણ થઈ પડુ છું!"

"ના, ના, તેવું નથી! શા માટે તમે પોતાને દોષિત માનો છો?"

"કારણ કે હું દોષિત છું માટે."

"હું કહું છું કે, તમે નથી. કોણ જાણે શાથી મને એવું થઈ આવે છે. મારા મનની સ્થિતિ ઘણી ખરાબ છે. મને લાગતું નથી કે, હું વધારે લાંબો વખત કાઢીશ, મને એકલીને અહીં ગમતું નથી. કોણ જાણે દિવસ કેમે કર્યો ખૂટતો નથી. કોણ જાણે આપની સાથે શાથી વાતચિતમાં જરા આનંદ થાય છે. માટે જ આપને ચીઠ્ઠી લખી હતી. આપ ન આવ્યા, તેથી શું હું ગુસ્સે થઈ? નહિ, નહિ."

"ઉર્મિલા! ઉર્મિલા! હું જાણું છું કે, મારા હૃદયમાં શી વેદના થાય છે તે. અંતઃકરણની વાતને દબાવવી નિષ્પ્રયોજન છે. મારું મન સાક્ષી પૂરે છે. આપણે એકમેકને સ્નેહની નજરથી જોઈએ છીએ ને તે દબાવવું નકામું છે."

ઉર્મિલા ચૂપ જ રહી. તેના મનમાં આજે લાગતું હતું કે, ઘણા વખતથી જે સુખને માટે તે તલખાં મારતી હતી તે નજીક છે.

"ઉર્મિલા! આજ ઘણા સમયથી મારા મનની પરીક્ષા કરું છું; મારી લાગણીઓનું અન્વેષણ કરું છું. મારા મનને રોકવાના પ્રયત્ન કર્યા છે; મેં સર્વ કર્યું છે, પણ મારું અંતઃકરણ કોણ જાણે શાથી તમને શોધતું ફરે છે. મારા મનપર મને અધિકાર નથી. તે તમારો જ જપ કર્યા કરે છે. પ્રિય ઉર્મિલે! તમને સુખી કરવાની ઇચ્છા થઈ આવે છે. તમને જરા પણ દુઃખી જોઈ હું દુઃખી થાઉં છું. આજથી નહિ, પણ ઘણા સમયથી તેમ થયાં કરે છે."

"પણ."

"પણ બણ કંઈ નહિ. હું સમાજનો બંધાયલો નથી. ઉર્મિલા! તમે સ્વતંત્ર છો. તમારા મનની વાત તમે સારી રીતે સમજી શકો છો. તમારા અંતરના ભાવ ઉત્તમ રીતે અનુભવી શકો છો."

"ઓ મારા આરાધ્ય દેવ! મારા સર્વસ્વ!" ઉર્મિલા બોલી:—"ઘણે સમયે વૃક્ષને ફૂલ આવ્યું. હા, તે આવ્યું! નકામું છે. પ્રિય! મને નથી લાગતું કે, એ સુખ મારા કરમમાં લખ્યું હોય? આ 'તરછોડાયલી નિરર્થકતા'માં શું છે. પ્રિયતમ! હું તમારા પગની રજ થવાને પણ લાયક નથી. ઓ વહાલા! સુખ મરીચિકાની માફક એટલી વખત સરી ગયું છે કે, હું સાચું માની શકતી નથી. પણ તમને શું? રે ના, ના. હું તમારા પંથમાં કંટક થવા નથી માંગતી. કોણ જાણે શાથી તમારામાં હું કંઈ અપૂર્વ જોઈ શકું છું. કોણ જાણે, કેમ તમારાં વચનો અમૃત સમાન લાગે છે. તમારી વાણી! જીવન સર્વસ્વ! મારામાં શી યોગ્યતા છે? પણ, તમે વિચાર કરજો, હોં, વ્હાલા!

"ઉર્મિલે! તું શું એમ જાણે છે કે, મારું મન અનિશ્ચિત છે. નહિ, નહિ. હું સમાજની રૂઢિને પદાઘાત કરીશ. સમાજના નિયમને ઉલ્લંઘીશ. સમાજ શા માટે આડે આવે? સમાજને માટે મારું વ્યક્તિસ્વાતંત્ર્ય ખોઈશ નહિ."

"પણ—"

"પણ બણ કહું છું કે, કંઈ નહિ."

"તમારાં સગાં, આત્મીયજનને હૃદયનો આઘાત થશે. વ્હાલા મારામાં શું છે?"

"કઠોર કર્તવ્યના અનુરોધે સહન કરીશ, મારું જીવન સર્વસ્વ!"

"એટલો બધો સ્વાર્થત્યાગ આ ગરીબ કંગાળણી માટે?"

"ઉર્મિલે! ઉર્મિલે! એમ ન બોલ! મારા હૃદયને શી વ્યથા થાય છે તે જાણે છે?"

"હાય અભાગિની! શું થશે!"

"શું થશે? શું ઉર્મિલા, તારા મનમાં મારે માટે પ્રેમ નથી?"

"આ હૃદય જો ચીરી બતાવાતું હોત તો પ્રિયતમ! તમે પોતે જ જોઈ શકત. આ જીવન અત્યાર સુધી શા માટે ધારણ કરી રહી છું? મરતાં મરતાં પણ આપનું જ સ્મરણ કર્યા કરું છું. આ હૃદયમાં સતત આપની મૂર્તિ ધારણ કરીને ફરું છું. આ જન્મે આપને કદી વિસ્મરીશ નહિ. સ્મશાનમાં બળ્યા પછી પણ મારી રાખ પણ આપના નામનો પોકાર કરી ઉઠશે."

મન્યુ ગળગળો બની ગયો અને બોલ્યો:—"ઉર્મિલે! તને કોઈ જાતની શંકા છે?"

"શંકા! ના, ના. આપના હૃદયની—આપના હૃદયની ઉદારતાની ખાત્રી છે. આપની મમતાની ખાત્રી છે. આપના સ્નેહની ખાત્રી છે. પરંતુ—"

"પરંતુ શું? કહેની?"

"પરંતુ વ્હાલા! સંસારના કર્તવ્ય તથા તેની માન્યતા આપને વ્યથિત કરશે. પ્રિયતમ! મને ત્યાગતા ના! અહાહા! આ સ્વર્ગીય સુખ દેખાડી મને તેનાથી વંચિત કરતા ના." એટલું કહેતાં તે ઉભી થવા ગઈ.

મન્યુ તેમ કરતાં અટકાવી બોલ્યો:—"ઉર્મિલે! તું થાકી ગઈ છે. ઉભી ન થઇશ."

"ઓ પ્રભુ! ઓ મારા આધાર! મારા જીવન સર્વસ્વ!" એટલું કહેતાં તે બેબાકળી જેવી થઈ બોલવા લાગી.

"Oh! let me love you! let me love you. Every inch of me cries out to you. Take me. Take me."

મન્યુની વિલક્ષણ સ્થિતિ હતી. બુદ્ધિ તેનામાં તે સમયે હતી કે નહિ, તે ન સમજાય તેવું હતું. તે emotional unconcious હતો. તે બોલવા જતો હતો, પણ તેની જીભ અટકી, અને એટલામાં જોયું તો ચોંકયો! તેણે શું જોયું? ઉર્મિલા રોકીંગચેર ઉપરથી નીચે પડી ગઈ હતી. તેની સ્થિતિ નબળી હતી. તેને આ માનસિક લાગણીઓના તીવ્ર વ્યાપારથી મૂર્ચ્છા આવી. તે બે ભાન થઈ જમીનપર પડી. અતિ હર્ષથી તેની તેવી સ્થિતિ થઈ ગઈ હતી. મન્યુએ નોકરને હાંક મારી બોલાવ્યો. ડોકટરને તેડવા મોકલ્યો. ડોકટરે આવી તપાસીને દવા આપી. માનસિક આઘાત થાય તેવું કશું ન થવું જોઇએ. તેને માટે સૂચના કરી દવા આપી ત્યાંથી ગયો.

ઉર્મિલા શુદ્ધિમાં આવ્યા પછી નોકરોને યોગ્ય સૂચના આપી, મન્યુ ત્યાંથી ચાલી ગયો.

રસ્તામાં જતાં મન્યુને અનેક તર્ક વિતર્ક થતા હતા. તેને એક તરેહની દીલગીરી થતી હતી. "શું કર્યું" એવું થતું હતું. અરેરે! મેં નુકસાન કરી લીધું. જાણે તેણે પોતાની કંઈ વસ્તુ ગુમાવી હોય, એવું તેને ભાસતું હતું. મૂઢ જેવો આસપાસ કંઈ નજર કર્યા વગર તે પોતાને બંગલે ગયો.

બંગલામાં જઈ, ખુરશીમાં પડ્યો. મન્યુ પોતાના મિત્રની રાહ જોતો, એક પુસ્તક લઈ વાંચવા લાગ્યો, પણ પુસ્તકમાં તેનું ચિત્ત ચોંટ્યું નહીં. એટલામાં તેનો મિત્ર હરદયાળ આવ્યો. બન્ને વાળુ કરવા બેઠા. ત્યાર બાદ લાંબા વખત સુધી તેઓએ ગપ્પાં માર્યાં, અને પછી સુઈ રહ્યા.

બીજે દિવસે મન્યુ સવારમાં ચા પાણી કરી જરા ફરી આવ્યો, એટલામાં તેના નામનો તાર આવ્યો. તાર જરૂરી હતો. મંદવાડના સમાચાર હતા. માટે મન્યુએ એકદમ ચાલી નીકળવું, એવો મજકુર હતો. મન્યુ તરત જ નાસ્તો કર્યો ન કર્યો કરી ત્યાંથી વહાણમાં બેસી રાજપોર ચાલી નિકળ્યો. પણ તેમ કરવા અગાઉ ઉર્મિલાને એક ચીઠ્ઠી લખી અને દેહરાડુનથી પોતાને ત્યાં જવા ગાડીમાં બેઠો.

ઉર્મિલાને મન્યુની ચીઠ્ઠી મળી. તે વાંચીને હતાશ થઈ ગઈ. તેના મનને ખાત્રી થતી ન હતી કે, મન્યુ પાછો આવશે. તે ખિન્ન થઈ ગઈ. આનંદ અને વિષાદ બન્ને તેની નાજુક તબિયતને નુકસાનકારક હતાં. તેની પ્રકૃતિ સુધરવી ઘણી લંબાણે પડી. તેને કશામાં ગોઠતું નહીં. તેને જીંદગી ખારી ઝેર થઈ ગઈ. તેને એક જ વિચાર આવતો હતો. "શું આવશે? હા! શા માટે નહીં આવે?" આમ કેટલાક દિવસ સુધી તેની સ્થિતિ રહી. મન્યુના ઘેર જવા પછી તેને કાગળ લખવાની પણ ફુરસદ મળી નહીં.

ઉર્મિલાની છેલ્લી આશા ભાંગી પડી, તેની સાથે તેની શક્તિ પણ જાણે જતી રહી હોય એમ જણાયું. છતાં તે આશામાં ને આશામાં દિવસ વ્યતીત કરતી. મન્યુના છેવટ સુધી કંઈ સમાચાર જણાયા નહીં. તેણે ધાર્યું કે 'ઘેર ગયા પછી તેના વિચાર બદલાયા હશે; કદાચ કોઇએ તેમના કાન ભંભેર્યા હશે. ગમે તેમ હો, પણ આ મારું અંતઃકરણ શા માટે આમ તરફડે છે?' આમ આશા અને નિરાશામાં તેણે કેટલાક દિવસ કાઢ્યા. તેનું શરીર છેક કૃશ થઈ ગયું હતું. વારંવાર હિસ્ટીરિઆ થઈ આવતો હતો. તેની આંખો ઉંડી ઉતરી ગઈ હતી. શરીરનું માંસ સુકાઈ ગયું હતું. લોહીનું ટીપું તેના શરીરમાં ન હતું. માત્ર હાડકાંનો માળો તે બની ગઈ હતી. તેનું મોં પાંડુવર્ણનું—ધોળી પુણી સમાન હતું. તેની સ્થિતિ એવી હતી કે, ગમે તેવાને જોતાં એક પ્રકારની અનુકમ્પા થઈ આવે. તે એકલી આંસુ સારતી હતી. તેનું અંતઃકરણ ફાટી જતું હતું. આ વિપુલ સંસારમાં તેનું કોઈ નથી, એ વિચાર તેના હૃદયમાં સહસ્ર વિંછીના ડંખની વેદના કરતો હતો. તેના મનમાં વિચાર થતો કે 'શા માટે આ સ્થાનમાં આવી? શા માટે એમનાં ફરીથી દર્શન થયાં. શા માટે? શા માટે આ સર્વ બન્યું? શા માટે એ આશાનાં વચનો મારા કાનમાં પડ્યાં. શું તેઓ વિસરી ગયા હશે? ના, ના. કંઈ કાર્ય ઉપસ્થિત થયું હશે તેથી ન આવ્યા! પણ શા માટે પત્ર પણ ન લખે? શા માટે કોઇનો વાંક કાઢું? મારા નસીબમાં જ સુખ નહીં! અરે! નહીં તો આમ અહીંથી જવાનું શા માટે સૂઝે. શા માટે તાર આવે? શા માટે કોઈ માંદું થાય!

વિચારમાં ને વિચારમાં તેના સ્મરણમાં કવિતા આવી કે:–

"હું બુલબુલે શઇદા મેરા ઉલટા હય નસીબા;
હસનેભી ન પાઈ કે સૈયાદ આ ગયા !"

આવા વિચારમાં ને વિચારમાં તેનું મન ગોથાં ખાવા લાગ્યું, તે છેક નિરાશ થઇ ગઈ. મન્યુ નહીં આવે એમ તેને ભાસ્યું. તેને લાગ્યું કે સુખ મારા નસીબમાં છે જ નહીં. આખરે તેણે મન્યુને એક કાગળ લખ્યો. તે બીજે દિવસે પૂરો કરી મોકલાવ્યો. ડોકટરની દવાથી તેના શરીરની પ્રકૃતિ સુધરવા લાગી. તેનામાં જરા શક્તિ આવી. આશા તેના કાનમાં મધૂર મિલનની મોહક ફૂંક મારતી હતી. એમ આશામાં ને આશામાં તે પોતાના દિવસો વ્યતીત કરવા લાગી.



## પ્રકરણ ૭૫ મું
## નવો જમાનો

એક નાના રુમમાં પલંગ ઉપર ઉર્મિલા સુતી હતી. ખૂણામાં ટીપાઈ પડી હતી. તેના ઉપર દવાની શીશી અને કપ પડેલાં હતાં. એક સોડાની ખાલી શીશી પડી હતી. ઉર્મિલા વિચાર કરતી હતી. શું વિચાર કરતી હતી?

જેમ પવનના સુસવાટા આગળ વાદળાં પસાર થતાં જાય, તે પ્રમાણે તેના મગજમાં વિચાર પસાર થતા હતા. તે સરલ બાલજીવન, તેના ભાઇનો વિશુદ્ધ પ્રેમ, મન્યુનું આવાગમન, તેની સાથે થયેલો વાર્તાલાપ, તેના ભાઇનું મોત, દુઃખના ડુંગર, પ્રેમ કરવામાં છેતરાઈ, રૂપમાં જ મુગ્ધ થઈ, તેના સ્વામીનું ખરેખરું વર્તન, વિધવાવસ્થા, વડોદરે ગાળેલો સમય, મન્યુનું ફરીથી આવવું, મન્સુરીમાં ફરી મેળાપ, તે વખતે ઉચરેલા શબ્દો, પ્રેમથી ધબકતું અંતઃકરણ, તેની વાતચીતની છટા, તેના નેત્રનું અલૌકિક મનોમુગ્ધ તેજ તથા તેના મનના ભાવ તેના મગજમાંથી પસાર થતા હતા. 'શું તે નહીં આવે? નહીં મળે? એકવાર આવશે? ના, ના તેવું કંઈ નથી. શા માટે આવે? શું છે?' એવા વિષાદ પૂર્ણ વિચારોમાં તે મ્લાન વદને બીછાનામાં પડી હતી. તે હાલતી નહીં, ચાલતી નહીં, માત્ર ટગર ટગર જોયાં કરતી હતી. તેને ગુસ્સો ન હતો, કંઈ ન હતું. તેને જીવવાની ઈચ્છાપર તિરસ્કાર થઈ આવતો.

યથાસમયે ઉર્મિલાએ લખેલો પત્ર મન્યુને મળ્યો. તે પત્ર નીચે મુજબ હતો:–

"પ્રિયતમ!

મારા શુષ્ક પ્રાણમાં અમૃત સીંચી આપ ચાલી ગયા, ત્યાર પછી પત્ર નથી–કંઈ સમાચાર નથી. શાથી? શાથી? એમ પૂછવાનો મને શો અધિકાર છે? વિધાતાના લેખ કોણ મિથ્યા કરે? મારા નસીબમાં જ સુખ લખેલું નહિ, તે ક્યાંથી લાવું? વહાલા! હું તમને દોષ દેતી નથી. તમારો કંઈ વાંક નથી. વાંક માત્ર મારા નસીબનો જ છે."

"પ્રાણાધાર! મમજીવન સર્વસ્વ! તમારી પ્રતિભા ઉજ્જ્વલ દીપશિખાતુલ્ય છે. જેમ પતંગ દીપકને દેખી ઝંપલાઇ મરે, તેમ પ્રતિભાથી મુગ્ધ થઈ સ્વેચ્છાથી

તેમાં પડી દગ્ધ થાઉં છું! તેમાં તમારો શો દોષ છે? પ્રાણ! તમારો વાંક કાઢતી નથી. તમારો વાંક હોય તો કાઢું ને? હું પોતે સ્વેચ્છાપૂર્વક આત્મસુખની ઇચ્છાથી આપની સમીપ આવી. દોષ મારો, વાંક મારો. પ્રિયતમ! આપે મારે કાજે ઘણું કર્યું છે. મારા સુખને માટે અનેક પ્રયાસ કર્યા છે. પણ આ હતભાગિનીથી સુખ દૂર જ ભાગતું રહે છે. વિધાતાનો શાપ પુંઠે લાગેલો છે. પ્રાણાધિક! જે દિવસથી આપના ગુણ જાણી શકી, આપના હૃદયની ઉદારતા સમજી શકી, તે ગુણના માધુર્યથી, રૂપની મોહની શક્તિથી આપને અધીન થવા કૃત સંકલ્પ કીધો! કોણ જાણે કયા આકર્ષક બળે હું ખેંચાઈ! સંસારમાં સુખ નહિ, અન્ય કાજમાં સુખ નહિ, સુખ માત્ર આપનાં મિલનમાં જ લાગે છે. માત્ર આપના નામનો જાપ જપી દિવસ વ્યતીત કરું છું. સવારે આપ, સાંજે આપ, રાત્રે આપ, જ્યારે જોઉં ત્યારે આપ, આપને આપ જ! સ્વપ્નમાં પણ તેમ જ, જાગૃત અવસ્થામાં પણ તેમ જ, જ્યાં જોઉં ત્યાં આપની છબી જ દૃષ્ટિએ પડે છે.

"પ્રિયતમ! પ્રાણેશ!! તે તે છેવટનો પ્રસંગ, તે મશ્કરીની મધુર સાંજ, આપનાં અમૃત વાક્યોએ મારી મનની નિરાશા હરી! મને આશ્રય આપવા પ્રસ્તુત થયા; શાંતિહીનને શાંતિ આપી; પણ મારા કર્મમાં સુખ ભાગ અલ્પ, આપ શું કરો? પ્રાણેશ! હું પાપી છું. હું મંદભાગી છું. મેં આપના હૃદયમાં અશાંતિનું બીજ રોપ્યું છે. મેં જ આપને કર્તવ્યભ્રષ્ટ કર્યા છે, મેં દુષ્ટાએ આપને સંસાર સુખથી વંચિત કીધા છે અને બીજાને પણ વંચિત કરવા આવી છું. પ્રિયતમ! મારા હૃદયના પૂજ્ય દેવ! મને માફ કરો. હું ઝાઝી જીવવાની નથી. પ્રાણેશ!

"લકડી જલ કોલસા ભઈ, કોલસા જલ ભઈ રાખ;
મંય પાપન ઐસી જલી, ન કોલસા, ભઈ ન રાખ."

"મારી છેવટની સ્થિતિ છે. હું આપનાં દર્શનથી વંચિત છું. હું અનાથના નાથ, હું રંકના બેલી, મારા જીવનના પ્રકાશ, ક્ષમા કરો. મને ભુલી જજો. વ્હાલા! હૃદય આપને જ ઝંખે છે, નયન આપને જ તલખે છે. મુજ આપના નામનો જપ જપું છું. ઈશ્વરને યાચું છું કે જો કદી ફરીથી નારી દેહ આપે તો મને આપની દાસી બનાવે. ક્ષમા, દયા, આપનું હૃદય ઉદાર છે. ક્ષમા દયા, એ જ. ઊમળા"

મન્યુએ કાગળ વાંચ્યો. વાંચીને તેનું હૃદય શત વૃશ્ચિકના દંશનું દુઃખ અનુભવવા લાગ્યું. તે ઘરમાં ને ઘરમાં બંધ દ્વાર કરી બેસી રહ્યો. વિચાર કર્યા કરતો હતો.

"સમાજ! સમાજનાં બંધનો કેવાં કઠિન છે? શું તે સમાજને લાભદાયિ છે? સમાજની ઉન્નત અવસ્થાને માટે શું આવશ્યક છે? શું એ ન્યાય્ય છે? ના—ના ન્યાય્ય તો નથી જ. હિતાવહ છે? તેમ કહેવું એ પણ સંશયજનક અને વિવાદાત્મક છે. શું એ રૂઢિનો અત્યાચાર નથી? શું પ્રજ્ઞ માણસોએ પોતાનો પોકાર આ આત્મકૃત બંધન સ્હામે ઉઠાવ્યો નથી? હજારો વર્ષ ઉપર બાંધેલી પ્રણાલી આજના સુસંસ્કૃત સમયને ઉચિત છે? ના. પ્રાણિવિદ્યાના નિયમ સમાજશાસ્ત્રને લાગુ પડતા નથી? જે જાતિ સમયાનુકૂળ પારિપાર્શ્વકતાનુસાર વર્તવાની શક્તિ સંપાદન કરતી નથી; તે

જાતિ ક્રમશઃ દુર્બળ, અને ધ્વંસ થાય છે. તે જ પ્રમાણે સમાજની પણ અધોગતિ થાય છે. સમયના પરિવર્તન સાથે સમાજની રૂઢિમાં પણ સમયાનુચિત પરિવર્તન થવું આવશ્યક છે. હું સમાજના એ ક્રૂર બંધનોને અધીન થઇશ નહિ. એ બંધનોની શૃંખલા તોડીશ–એ એસ્ટાઇલ દુર્ગ ચૂર્ણ કરીશ' વળી એટલામાં તેને કુટુમ્બનું સ્મરણ થતું. પોતાના આત્મીય જનને ક્લેશ થશે; એ વિચાર તેના હૃદયને ડોળી નાંખતો હતો. અને કરેલા નિશ્ચયને ડગમગાવી દેતો હતો. બીજી તરફ ઉર્મિલાનો પત્ર, તેના હૃદયના ભાવ, તેની અંતિમ યાચના–તેના ભગ્ન હૃદયની મર્મભેદી યાતના, તેના અંતરમાં વ્યથા ઉત્પન્ન કરતાં હતાં. તે ઉર્મિલાના કાગળમાં તેનું હૃદય સ્પષ્ટ જોઈ શકતો હતો. તેનો આત્મા તેના આત્માની સાથે આલિંગન કરતો હતો. મન્યુ વળી વિચાર કરવા લાગ્યોઃ–"શું દરેક વ્યક્તિને પોતાનું સુખ પ્રાપ્ત કરવા સ્વાતંત્ર્ય નથી? દરેક જણ પોતાની ઇષ્ટ વસ્તુ સંપાદન કરવામાં જીંદગીનું પરમ શ્રેય લેખે છે. ત્યાગીને ઇંદ્રિયદમનમાં જે અવર્ણ્ય આનંદ ભાસે છે; કવિને કાવ્ય રચનામાં જે દિવ્ય સુખનો અનુભવ થાય છે; દેશભક્તને સ્વદેશ પ્રીતિમાં અકથનીય તુષ્ટિ મળે છે. એ શાથી? પ્રત્યેકનો માની લીધેલો ઉદ્દેશ–આરાધ્ય વિષય એ જ છે, તેથી. યોગિને ઇંદ્રિયદમન એ જ જીન્દગીનું સર્વોત્કૃષ્ટ સુખ છે. કવિને રસ એ જ જીવનની લ્હાણ છેઃ દેશભક્તને દેશપ્રીતિ એ જ તેનો મનોમુદ વિષય છે. મારું સુખ મેળવવા મને અધિકાર છે. તેની આડે આવનારની હું પરવા નહિ લેખું. આ જગતના બંધનોને ભૂમિશાત કરીશ." એવો વિચાર કરી, મન્યુએ ઉર્મિલાને પત્ર લખ્યો. બીજે જ દિવસે તે વડોદરાથી ચાલી નિકળ્યો. અને મસુરીમાં યોગ્ય વખતે જઈ પહોંચ્યો. રિકશા ભાડે કરી સીધો બારોબાર 'હર્મીટ'માં ગયો. નોકરને ખબર આપી ઉપર મોકલાવ્યો. ઉર્મિલા સ્હામી આવી. મન્યુને જોતાં જ સ્હેજ આશ્ચર્ય પામી અને બોલી;––

"આપ! અહીં? આખરે આવી પહોંચ્યા?" એટલું કહી તે મન્યુને દિવાનખાનામાં તેડી ગઈ. રસોઇઆને બોલાવી રસોઈ કરવાનો આદેશ આપ્યો. બન્ને જણાં થોડીક પળ ચૂપચાપ બેસી રહ્યાં. પછી ઉર્મિલા બોલી;––

"હું ધારતી હતી કે આપ આવી જશો; છતાં કોઈ કોઈ વખત મન માનતું નહિ. વારુ, પણ આપનું તે આપ્તજન હવે આરોગ્ય છે ને?"

"તે તાર અમસ્તો મને બોલાવવામાટે કર્યો હતો. કોઈ બિમાર હતું જ નહિ?"

"તો તાર શા માટે કર્યો હતો?"

મન્યુ ઉર્મિલાના સ્હામું જોઈ રહ્યો; કંઇ જ બોલ્યો કર્યો નહિ. ઉર્મિલા તેના મનનો ભાવાર્થ સમજી અને બોલી;––

"હા, સમજી. વ્હાલા! હું આપને વિપથ દોરી જાઉં છું એમ આપના સ્વજનને ભાસે છે. ભાસે. એ ખરી વાત છે. પણ શામાટે મારું હૈયું આપને જ ઝંખે છે? આપને જોતાં જ શાથી મારામાં નવજીવન આવે છે? મારો અંતરાત્મા આપને ચીસ મારી પુકારે છે. આંતર પ્રેમ, આત્મપ્રેરિત પ્રેમ. શરીરને દાસ્ય વૃત્તિમાં આણી મનપર સામ્રાજ્ય ભોગવે છે. તે આપને જ આરાધે છે. નહિ-નહિ. પણ આપને હું કર્તવ્યપથથી ભ્રષ્ટ કરવા નથી માગતી. આપે જે કંઈ મને કહ્યું હોય તે સર્વ-

માંથી હું આપને મુક્ત કરું છું. મારી ખાતર આપ આપના સ્વજનના હૃદયને આઘાત કરતા ના. હું આપને દૂરથી જોઈ રાજી રહીશ. આપનું શ્રેય જોઈ તેમાં સંતોષ માની લઇશ."

ઉર્મિલે? ઉર્મિલે? તું શું કહે છે? મેં મારો નિશ્ચય કર્યો છે. આ બાબતને દરેક રીતે તપાસી છે. ધર્મની દૃષ્ટિએ, સમાજ શાસ્ત્રની દૃષ્ટિએ, ફિલસુફીની દૃષ્ટિએ ઉંડો વિચાર કર્યો છે. આપણા જીવનની નિર્ઝરણી મળીને એક યત્રામાં બન્નેનું કલ્યાણ છે અને એથી જ સંસારસેવા સમાજસેવા સંધાશે.

"એકલે હાથે? કો જીત્યું નથી જીતશે નહિ. પુરુષને પ્રકૃતિની ખેલડી નવ બ્રહ્માંડ સરજે છે." "ઉર્મિલે! જ્યેમ તને તારા પોતાના સંબંધમાં ભાસે છે ત્યેમ મને પણ તેવો જ અનુભવ છે. મારું જીવન તારા વગર શુષ્ક છે. એક પ્રકારની ન્યૂનતા એક જાતની વિષાદની છાયા, ગ્લાનિની લાગણી સદૈવ રહે છે. તે પૂરી કરવી તારા હાથમાં છે. તું જ મારું જીવન છે. તું જ મારા હૃદયની અમૃત કુંપી છે. તું જ મારી નેત્રની કૌમુદી છે."

"પ્રિયતમ! આ નિરર્થકતામાં શું છે? વ્હાલા! હું આપની દાસી થવા પણ યોગ્ય નથી. પ્રાણેશ! એ આપના હૃદયની ઉદારતા છે. પણ આપે બરાબર નિશ્ચય કર્યો છે? આપના સ્વજનને તીવ્ર આઘાત થશે એવો ખ્યાલ આપને છે?"

"ઉર્મિલે! તું જ મારે મન સ્વર્ગપ્રાપ્તિ છે. તું જ મારા હૃદય મંદિરની અધિકારી છે. દુનિયાની મારે તમા નથી.'' ઉર્મિલાની આંખ્યોમાં તરલ તેજ ચમકવા લાગ્યું. તે સ્થિર દૃષ્ટિથી મન્યુના સ્હામું જોઈ રહી. મન્યુ ઉઠી ઉભો થયો. તેનો હાથ પોતાના હાથમાં લઈ વક્ષઃસ્થળે ચાંપ્યો.

કેટલાક દિવસ પછી મન્યુ અને ઉર્મિલા કલકત્તા ગયાં. ત્યાં જઈ બ્રાહ્મોસમાજમાં બ્રાહ્મ વિધિથી તેમનાં લગ્ન થયાં. મન્યુએ કાગળ લખી મિત્રોને ખરી હકીકત વિદિત કરી. નારાયણ ખેદ પામ્યો. નાનકડી નાગરી ન્યાતમાં ખળભળાટ મચી રહ્યો. જૂના વિચારના કહેવા લાગ્યા કે 'ભાઈ જુવો આ **નવો જમાનો** હડહડતો કળિકાળ આવ્યો, ધર્મનો લોપ થવા માંડ્યો.



## પરિશિષ્ટ

નિયતિનું ખેલન મનુષ્ય દૃષ્ટિને અધીન પરિશિષ્ટ નથી. સુખ પછી દુઃખ, દુઃખ પછી સુખ એમ વિધાતાની ઘટના ચાલ્યા કરે છે. વસંત પછી પ્રાવૃષ્, પ્રાવૃષ્ પછી વસંત એ સૃષ્ટિનો ક્રમ છે. રાયજીનું કુટુમ્બ મન્યુના વર્તનથી કલેશ પામ્યું હતું અને તેને વર્જ્ય ગણ્યો હતો. તેમાં હવે વડિલ વર્ગમાં ગંગા સિવાય કોઈ રહ્યું નથી. કુટુમ્બની આર્થિક સ્થિતિમાં પરિવર્તન થયું છે. મન્યુ કવચિત્ પોતાને ગામ જાય છે. તે મુંબઇમાં એક કૉલેજમાં ઉચ્ચ પદે છે અને સામાજિક સેવામાં મન્યુ અને ઉર્મિલા ઉત્સાહથી ભાગ લે છે. મન્યુએ સારી કીર્તિ મેળવી છે અને દેશ હિતનાં કાર્યમાં તે પોતાના જીવનનો મોટો ભાગ રોકે છે. ગંગા નાસિકની જાત્રાએ જતાં મુંબઈ ઉતરી હતી. પણ તે પોતાને હાથે જ રાંધીને જમતી.

પ્રભાવતીએ મોટી હોંશથી ઘર માંડયું હતું પણ તેની ઉમેદ બર આવી નહિ, ડૉકટરે સુખ ન દેખાડયું તો ન દેખાડયું; પણ તેઓ નવ લાખની હવેલીમાં મોજ માણવા જતા રહ્યા. તે બિચારી જેમ તેમ કરી પોતાનો સંસાર ચલાવે છે.

મી. ભગવાનદાસની પોલિસ તપાસ કરે છે. હજી સુધી પત્તો મળ્યો નથી. ફરીથી મુંબઇમાં દેખા દેશે તો જણાયા વિના નહિ રહે.

મિસિસ માલતી આનંદમાં મ્હાલે છે. સંસાર સુધારામાં હોંશથી ભાગ લે છે.

લીલા અને વસંતનાં લગ્ન થઈ ગયાં છે. તેમના લગ્ન પ્રસંગે નારાયણ મુંબઈ આવ્યો હતો. મન્યુ સાથે તર્કવિવાદમાં હવે ઉતરતો નથી. તે કહે છે કેઃ--
नियतिः केन बाध्यते

* * * * *

"Farewell will him alone may rest the pain:
If such there were the moral of my strain."

Byron.



## 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો

### વેદાન્ત

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|
| ૧ યોગવાસિષ્ઠ મહારામાયણ. (ભાગ ૧ લો અને ૨ જો, પાકાં પૂઠાં) | ૬- ૦-૦ |
| ૨ શ્રી અધ્યાત્મ રામાયણ (૩ જી આવૃત્તિ) ... ... | ૧- ૮-૦ |
| ૩ પંચદશી (ચંદ્રકાન્ત વિવરણ સહિત ૨ જી આવૃત્તિ) ... | ૬- ૦-૦ |
| ૪ ચન્દ્રકાન્ત-ભાગ ૧ લો-(૭ મી આવૃત્તિ) ... ... | ૨- ૮-૦ |
| ૫ ચન્દ્રકાન્ત-ભાગ ૨ જો-(૫ મી આવૃત્તિ) ... ... | ૨- ૮-૦ |
| ૬ ચન્દ્રકાન્ત-ભાગ ૩ જો-(૩ જી આવૃત્તિ) ... ... | ૨- ૮-૦ |
| ૭ આત્મપુરાણ ... ... ... ... ... | ૬- ૦-૦ |
| ૮ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૧ લો) ... ... | ૨- ૪-૦ |
| ૯ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૨ જો) ... ... | ૨- ૪-૦ |
| ૧૦ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૩ જો) ... ... | ૨- ૪-૦ |
| ૧૧ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૪ થો) ... ... | ૨- ૪-૦ |
| ૧૨ વિવેકાનન્દ વિચારમાળા. (ભાગ ૫ મો) ... ... | ૨- ૪-૦ |
| १३ युक्ति प्रकाश (हिंदी आवृत्ति २ जी) ... ... | १-०-० |
| १४ चंद्रकान्त-प्रथम भाग (हिंदी) ... ... ... | २-८-० |

### ગીતા

| | |
|---|---|
| ૧૫ ચિદ્‌ઘનાનંદી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (૫ રંગીન ચિત્રો)... ... | ૪- ૦-૦ |
| ૧૬ જ્ઞાનેશ્વરી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (૫ રંગીન ચિત્રો) ... ... | ૪- ૦-૦ |
| ૧૭ શ્રીધરી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (મોટા અક્ષર નાગરી લીપી-રેશમી પૂઠાં) ... ... ... ... ... | ૧- ૦-૦ |
| ૧૮ શ્રીધરી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (૫ મી આવૃત્તિ) ... ... | ૦- ૭-૦ |
| ૧૯ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (નર્મદ અને તુલસીદાસ) ... ... | ૦- ૮-૦ |
| ૨૦ શ્રી પંચરત્ન ગીતા (૪ થી આવૃત્તિ) ... ... ... | ૦-૧૨-૦ |

### ભારત અને રામાયણ

| | |
|---|---|
| ૨૧ શ્રીમદ્‌ મહાભારત (ભાગ ૧ લો) ... ... ... | ૯- ૦-૦ |
| ૨૨ શ્રીમદ્‌ મહાભારત (ભાગ ૨ જો) ... ... ... | ૧૧- ૦-૦ |
| ૨૩ શ્રીમદ્‌ મહાભારત (ભાગ ૩ જો) ... ... ... | છપાય છે. |
| ૨૪ શ્રીમદ્‌ વાલ્મીકિ રામાયણ ... ... ... ... | ૬- ૦-૦ |

### ભાગવત

| | |
|---|---|
| ૨૫ શ્રીમદ્‌ભાગવત (ગંગા જમની, સચિત્ર) ... ... ... | ૧૦- ૦-૦ |
| ૨૬ શ્રીમદ્‌ભાગવત (મોટા અક્ષરવાળું ૨૯ ચિત્રો સહિત) એક ભાગમાં કપડાના પૂઠાનું ... ... | ૮- ૮-૦ |
| ,, બે ,, ,, ,, ... ... | ૯- ૦-૦ |

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|
| શ્રીમદ્ ભાગવત એક ભાગમાં રેશમી પૂઠાનું ... ... | ૯- ૦-૦ |
| " બે " " " ... ... | ૯- ૮-૦ |
| પાણીથી પલળે નહિ નખ વગેરેના ઘસરકા પડે નહિ, અને ઉધાઈ ખાય નહિ તેવા પૂઠાંનું એક ભાગમાં ... ... ... | ૧૦- ૦-૦ |
| બે " ... ... ... ... | ૧૦- ૮-૦ |
| ૨૭ શ્રીમદ્ભાગવત (મધ્યમાક્ષર સચિત્ર) ... ... ... | ૪- ૮-૦ |
| ૨૮ શ્રીમદ્ભાગવત(કવિ વલ્લભ અને પ્રેમાનંદ કૃત સચિત્ર આવૃત્તિ૩જી) | ૫- ૦-૦ |
| ૨૯ શ્રીમદ્ભાગવત એકાદશ સ્કંધ ... ... ... ... | ૦- ૬-૬ |
| ૩૦ શ્રીમદ્ભાગવત ગુટકો ભાષાંતર (૧૭ ચિત્રસમેત) ... | ૨- ૪-૦ |

## ધર્મ

| | |
|---|---|
| ૩૧ શ્રીવામનપુરાણ ... ... ... ... ... | ૧- ૮-૦ |
| ૩૨ પારાશરસ્મૃતિ (મૂળ અને કેવળ નવીન પદ્ધતિપર પ્રમાણવાળું ને પુષ્કળ ટીકાવાળું ભાષાંતર) ... ... ... | ૧- ૮-૦ |
| ૩૩ મનુસ્મૃતિ (મૂળ અને ઉત્તમ પ્રકારની ટીકા) ... ... | ૩- ૮-૦ |
| ૩૪ વેદોક્ત ધર્મપ્રકાશ (વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત પ્રશ્નોત્તરરૂપે નાના બાળકો તથા યૂવાન્ સ્ત્રી પુરુષોને સનાતન આર્ય ધર્મનો ઉત્તમ બોધ આપનાર આના જેવો એકે ગ્રંથ નથી) ... | ૧- ૪-૦ |
| ૩૫ ધર્મવિચાર ... ... ... ... ... ... | ૧- ૪-૦ |
| ૩૬ પુરુષોત્તમની માસની કથા ... ... ... ... | ૦-૧૨-૦ |

## નીતિ

| | |
|---|---|
| ૩૭ ભર્તૃહરિ શતક ચતુષ્ટય સંગ્રહ (૬ ઠ્ઠી આવૃત્તિ) ... ... | ૦-૧૨-૦ |
| ૩૮ શુક્રનીતિ (પુષ્કળ સુધારા વધારા સાથે ૨ જી આવૃત્તિ) ... | ૧- ૮-૦ |
| ૩૯ વિદુરનીતિ (૪ થી આવૃત્તિ) ... ... ... ... | ૦- ૨-૬ |
| ૪૦ પંચતંત્ર (૨ જી આવૃત્તિ) ... ... ... ... | ૧- ૦-૦ |
| ૪૧ કળાવિલાસ (૨ જી આવૃત્તિ) ... ... ... ... | ૦-૧૨-૦ |
| ૪૨ ચારુચર્યા અથવા શુભાચાર (૩ જી આવૃત્તિ) ... ... | ૦- ૨-૬ |
| ૪૩ નીતિસુધાતરંગિણી (અત્યુત્તમ) ... ... ... | ૧- ૦-૦ |
| ૪૪ પરમહંસ રામકૃષ્ણનાં બોધ વચન (૨ જી આવૃત્તિ)... ... | ૦- ૮-૦ |
| ૪૫ કાન્ફ્યુસીઅસની શિખામણો ... ... ... ... | ૦-૬ -૦ |
| ૪૬ કામંદક—નીતિસાર (૨ જી આવૃત્તિ) ... ... ... | ૧- ૪-૦ |

## કાવ્ય અને અલંકાર

| | |
|---|---|
| ૪૭ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૧ લો (૪ થી આવૃત્તિ) ... ... | ૧- ૮-૦ |
| ૪૮ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૨ જો (૩ જી આવૃત્તિ) ... ... | ૨- ૮-૦ |
| ૪૯ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૩ જો (૨ જી આવૃત્તિ) ... ... | ૨- ૮-૦ |
| ૫૦ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૫ મો... ... ... ... | ૩- ૦-૦ |

| | પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|---|
| ૫૧ | બૃહત્ કાવ્યદોહન, ભાગ ૬ ઠ્ઠો ... | ૩- ૦-૦ |
| ૫૨ | બૃહત્ કાવ્યદોહન, ભાગ ૭ મો ... | ૩- ૦-૦ |
| ૫૩ | બૃહત્ કાવ્યદોહન, ભાગ ૮ મો ... | ૩- ૦-૦ |
| ૫૪ | નરસિંહ મેહેતાકૃત કાવ્ય-સંગ્રહ... | ૩- ૦-૦ |
| ૫૫ | દયારામકૃત કાવ્ય-સંગ્રહ (૪ થી આવૃત્તિ) | ૧- ૮-૦ |
| ૫૬ | દયારામ કાવ્ય સુધા ... | ૨- ૦-૦ |
| ૫૭ | પ્રવીણ-સાગર (હિંદી મૂળ અને ગુ. ભાષાંતર) | ૩- ૦-૦ |
| ૫૮ | બ્રહ્માનંદ કાવ્ય (૨ જી આવૃત્તિ)... | ૧-૧૨-૦ |
| ૫૯ | સુમતિપ્રકાશ-બ્રહ્માનંદ સ્વામીકૃત | ૦- ૬-૦ |
| ૬૦ | પ્રેમાનંદ કાવ્ય-(પ્રેમાનંદ સ્વામી કૃત) | છપાય છે. |
| ૬૧ | નભૂવાણી (પ્રાસાદિક કાવ્ય) ... | ૨- ૦-૦ |
| ૬૨ | શ્રીકૃષ્ણચરિત્ર (ગિરિધરકૃત) ... | ૧- ૮-૦ |
| ૬૩ | સ્ત્રીગીતસંગ્રહ (નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત) | ૦-૧૦-૦ |
| ૬૪ | નર્મકવિતા (નાની) ... | ૦- ૬-૦ |
| ૬૫ | નર્મકવિતા (મોટી) (સચિત્ર)... | ૪- ૦-૦ |
| ૬૬ | નળાખ્યાન (નર્મદ સંશોધિત) ... | ૦- ૫-૦ |
| ૬૭ | સવિતાકૃત કવિતા ... | ૧- ૦-૦ |
| ૬૮ | અલંકારચંદ્રિકા-(૨ જી આવૃત્તિ) | ૧- ૦-૦ |
| ૬૯ | બિહારી-સતસઈ (કવિ સવિતાનારાયણ)... | ૧- ૮-૦ |
| ૭૦ | મેઘદૂત (સટીક-સચિત્ર) ... | ૧- ૪-૦ |

## નવલ કથા

| | | |
|---|---|---|
| ૭૧ | કથાસરિત્સાગર (૨ ભાગ. આવૃત્તિ ૨ જી) | ૪- ૦-૦ |
| ૭૨ | અદ્ભુત વિક્રમાદિત્ય (ભાગ ૧ લો) | ૧- ૦-૦ |
| ૭૩ | સરલ કાદમ્બરી (૨ જી આવૃત્તિ) | ૧- ૦-૦ |
| ૭૪ | માલતીમાધવની વાર્ત્તા... | ૦- ૫-૦ |
| ૭૫ | વિક્રમોર્વશીયની વાર્ત્તા... | ૦- ૩-૦ |
| ૭૬ | શાકુંતલાની વાર્તા ... | ૦- ૩-૦ |
| ૭૭ | હાજીબાબાનાં સાહસ કર્મો | ૧- ૪-૦ |
| ૭૮ | અરેબીયન નાઇટ્સ ૩૫૦ ચિત્રો... | ૬- ૦-૦ |
| ૭૯ | મુક્તમાળા ... | ૦-૧૦-૦ |
| ૮૦ | હાથનાં કર્યાં હૈયે વાગ્યાં | ૧- ૪-૦ |
| ૮૧ | રાસેલાસની કથા ... | ૦-૧૦-૦ |
| ૮૨ | દીનાર્બસ-રાસેલાસની કથાનો ઉત્તર ભાગ... | ૦-૧૦-૦ |
| ૮૩ | મુરખો ... | ૦- ૬-૦ |
| ૮૪ | ચતુરસિંગ ... | ૦- ૪-૦ |

| | પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|---|
| ૮૫ | ઘાસીરામ કોટવાલ | ૦- ૮-૦ |
| | **ઐતિહાસિક નવલકથા** | |
| ૮૬ | ટીપૂ સુલતાન ( પ્રથમ ભાગ ) | ૧- ૦-૦ |
| ૮૭ | દિલ્લીપર હલ્લો (૨ જી આવૃત્તિ ) | ૧- ૦-૦ |
| ૮૮ | અઢારમી સદીનું હિંદુસ્તાન | ૧- ૮-૦ |
| ૮૯ | ઔરંગજેબ અને રાજપૂતો | ૨- ૦-૦ |
| ૯૦ | શાહજાદો અને ભીખારી | ૧- ૮-૦ |
| ૯૧ | હેસ્ટીંગ્સની સોટી | ૨- ૦-૦ |
| ૯૨ | બાજીરાવ બલ્લાળ | ૨- ૦-૦ |
| ૯૩ | બેગમસાહેબ | ૨- ૦-૦ |
| ૯૪ | પાણીપતનું યુદ્ધ | ૨- ૦-૦ |
| ૯૫ | નૂરજહાંન | ૨- ૦-૦ |
| ૯૬ | રૂપનગરની રાજકુંવરી | ૨- ૦-૦ |
| ૯૭ | ઇન્દુકુમારી | ૧- ૮-૦ |
| ૯૮ | પ્લાસીનું યુદ્ધ | ૨- ૦-૦ |
| ૯૯ | શિવાજીનો વાઘનખ | ૦- ૮-૦ |
| ૧૦૦ | હલદીઘાટનું યુદ્ધ | ૦- ૮-૦ |
| ૧૦૧ | નંદનવનનો નાશ | ૨- ૦-૦ |
| ૧૦૨ | પેશવાઈની પડતીનો પ્રસ્તાવ | ૨- ૦-૦ |
| ૧૦૩ | ઔરંગઝેબનો ઉદય | ૨- ૦-૦ |
| ૧૦૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ | ૨- ૦-૦ |
| ૧૦૫ | કત્લેઆમ ( નાદિરની દિલ્લીપર ચઢાઈ ) | ૨- ૦-૦ |
| ૧૦૬ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | ૨- ૦-૦ |
| ૧૦૭ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય | ૨- ૦-૦ |
| ૧૦૮ | ભુજબળથી ભાગ્યપરીક્ષા | ૨- ૦-૦ |
| ૧૦૯ | ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુહૈધી | ૨- ૦-૦ |
| ૧૧૦ | પાટણની પ્રભુતા | ૨- ૦-૦ |
| ૧૧૧ | જનાનખાનાની બીબીઓ | ૦-૧૨-૦ |
| ૧૧૨ | બેગમ બાનર અથવા રંગમહાલયમાં રતિતાંડવ | ૧- ૦-૦ |
| ૧૧૩ | લીલા-( યોગની એક વાર્તા ) | ૧- ૦-૦ |
| ૧૧૪ | ચાંદબીબી | ૦-૧૨-૦ |
| ૧૧૫ | કલીયોપાત્રા-મિસરની મહારાણી | ૦-૧૨-૦ |
| ૧૧૬ | આર્ય આદિત્ય બાપ્પારાવળ | ૦- ૪-૦ |
| ૧૧૭ | ભારતલોક કથા (ભાગ ૧ લો) | ૦-૧૨-૦ |
| ૧૧૮ | ભારતલોક કથા (ભાગ ૨ જો) | ૦-૧૨-૦ |

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|
| ૧૧૯ ભારતલોક કથા (ભાગ ૩ જો) બંગાળાની જૂની વાર્તાઓ પ્રથમ ખંડ. | ૦-૧૨-૦ |
| ૧૨૦ ભારતલોક કથા (ભાગ ૪ થો) બંગાળાની જૂની વાર્તાઓ દ્વિતીય ખંડ. | છપાય છે. |
| ૧૨૧ બેટનો બળવો અથવા રાજબા-રણસુંદરી... ... ... | ૧- ૮-૦ |
| ૧૨૨ ભદ્રપુરની ભદ્રશ્યામા ... ... ... ... | છપાય છે. |
| ૧૨૩ એક નટીની આત્મકથા ... ... ... ... | છપાય છે. |
| ૧૨૪ વેરની વસુલાત ... ... ... ... ... | છપાય છે. |
| ૧૨૫ જર્મન કચસરની કુટિલતા ... ... ... ... | છપાય છે. |
| ૧૨૬ નવો જમાનો અમૃત કે ઝેર? ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૨૭ રઝીયા બેગમ ... ... ... ... ... | ૦- ૮-૦ |
| ૧૨૮ ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... ... ... | ૦-૧૨-૦ |
| **સામાજિક નવલ કથા** | |
| ૧૨૯ ગંગા-એક ગુર્જર વાર્ત્તા ... ... ... ... | ૧- ૦-૦ |
| ૧૩૦ સવિતાસુંદરી ... ... ... ... ... | ૦- ૪-૦ |
| ૧૩૧ વિક્રમની વીશમી સદી ... ... ... ... | ૩- ૦-૦ |
| ૧૩૨ એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી? ... ... | ૧- ૮-૦ |
| ૧૩૩ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ... ... ... | ૧- ૮-૦ |
| ૧૩૪ સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન... ... ... | ૧- ૮-૦ |
| **ઐતિહાસિક** | |
| ૧૩૫ રાજતરંગિણી (ભાગ ૧ લો) ... ... ... ... | ૩- ૦-૦ |
| ૧૩૬ હૈદરઅલ્લી ને ટીપૂ સુલતાન (૨ જી આવૃત્તિ) ... ... | ૧- ૪-૦ |
| ૧૩૭ લૉર્ડ લૉરેન્સ ... ... ... ... ... | ૧- ૪-૦ |
| ૧૩૮ લૉર્ડ વિલ્યમ બેન્ટીક... ... ... ... ... | ૧- ૪-૦ |
| ૧૩૯ ઔરંગઝેબ... ... ... ... ... ... | ૧- ૪-૦ |
| ૧૪૦ મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર (સચિત્ર) ... | ૧- ૮-૦ |
| ૧૪૧ પુરાતન દિલ્હી (૪૦ ચિત્રો) ... ... ... ... | ૨- ૦-૦ |
| ૧૪૨ ઇંગ્લાંડનો ઇતિહાસ... ... ... ... ... | ૧- ૮-૦ |
| ૧૪૩ હિંદના લોકોનો ટુંકો ઇતિહાસ... ... ... ... | ૦- ૩-૦ |
| ૧૪૪ યૂરોપનો ઇતિહાસ (રા. મહિપતરામ રચિત) ... ... | ૦- ૨-૦ |
| ૧૪૫ કોલમ્બસનો વૃત્તાંત ... ... ... ... ... | ૦- ૪-૦ |
| ૧૪૬ જગતના ઇતિહાસની રૂપરેખા ... ... ... | ૦- ૧-૦ |
| **નાટક** | |
| ૧૪૭ વિક્રમોર્વશીય નાટક ... ... ... ... ... | ૧-૧૨-૦ |
| ૧૪૮ રાજભક્તિવિડમ્બણ ... ... ... ... ... | ૦- ૨-૦ |
| ૧૪૯ તપ્તાસંવરણ નાટક ... ... ... ... ... | ૦- ૨-૦ |
| ૧૫૦ બાલકૃષ્ણવિજય નાટક (પાકાં પુઠાં) ... ... ... | ૦- ૬-૦ |

